# શ્રીમન્ મહારાજા શ્રીસયાજીરાવ ગાયકવાડ ગ્રન્થમાળાનો ઉપોદ્‌ઘાત.

વડોદરાના શ્રીમન્ મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર ઈ. સ. ૧૮૮૨ માં અમદાવાદ પધાર્યા હતા તે પ્રસંગે તેમણે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિને રૂ. ૫૦૦૦ બક્ષીસ કર્યા; માટે સોસાઇટિએ તેમને પોતાના મુરબ્બી (પેટ્રન) ઠરાવ્યા છે, અને તે રકમ તેમના નામથી જુદી રાખી તેનું વ્યાજ તેમને નામે ગ્રંથો રચાવવામાં, ગ્રંથો છપાવી પ્રસિદ્ધ કરવામાં, અને ઉત્તેજન દાખલ ગ્રંથો ખરીદ કરવામાં વાપરવાનો ઠરાવ કર્યો છે. તે પ્રમાણે આજ સુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો શ્રીમન્ મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ ગ્રંથમાળા તરીકે છપાવવામાં આવ્યાં છેઃ—

૧. ગ્રીસ દેશનો ઇતિહાસ.
૨. વિધવાવપન અનાચાર.
૩. હિંદનાં મહારાણી અને તેમનું કુટુંબ.
૪. ભાલણસુત ઉદ્ધવ કવિકૃત રામાયણ.
૫. કર્તવ્ય.
૬. બર્નિયરનો પ્રવાસ.
૭. ઔષધિકોષ ભાગ ૧ લો.
૮. અકસ્માત્ વખતે મદદ અને ઇલાજ.
૯. હેન્રી ફૅાસેટનું જીવનચરિત્ર.
૧૦. હિન્દની ઉદ્યોગસ્થિતિ.
૧૧. મરાઠી સત્તાનો ઉદય.
૧૨. હિંદુસ્તાનનો અર્વાચીન ઇતિહાસ ભા. ૩ જો. [બ્રિટિશ રિયાસત]
૧૩. ,, ,, ભા. ૧ લો. [મુસલમાની રિયાસત]
૧૪. ,, ,, ભા. ૨ જો. [ ,, ,, ]
૧૫. મરાઠી રિયાસત—પૂર્વાર્ધ.
૧૬. ,, —ઉત્તરાર્ધ.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિની ઑફિસ,
અમદાવાદ, તા. ૧૯ મી એપ્રિલ ૧૯૨૭.

એ ગ્રન્થનો લોકોમાં ઘણો સારો સત્કાર થયો. મારે ટીકાકારોને ઘણી શાબાશી આપવી જોઇએ. હું આશા રાખું છું કે તેમની ટીકા યોગ્ય છે. ઘણાજ થોડા ટીકાકારોને બાતલ કરીએ તો તેઓએ મારા પ્રયાસને કદાચ યોગ્યતા કરતાં પણ વધારે વખાણ્યા છે, તોપણ હું તેમને બીલકુલ ઓળખતો નથી, કે તેઓ મને ઓળખતા નથી.

લગભગ દરેક યૂરોપની ભાષામાં તેમજ હિંદુસ્તાન અને જાપાનની કેટલીક ભાષા કે બોલીમાં 'જાતમહેનત'નું ભાષાન્તર થયું છે, અને તે પ્રસિદ્ધ થયું છે. ગ્રેટબ્રિટનના કરતાં અમેરિકામાં એ ગ્રન્થ વધારે વિસ્તારથી પ્રસિદ્ધ થયો છે અને વચાય છે. પણ અંગ્રેજ ગ્રન્થકારને, અમેરિકામાં પોતાના ગ્રન્થની કેવી દશા થશે તે ખબર પડી શકતી નથી. અંગ્રેજી પુસ્તક પ્રસિદ્ધિના હક્કની ચોરી અમેરિકન કાયદો અટકાવે છે, અને ન્યૂયૉર્કના પ્રામાણિક પ્રસિદ્ધકર્ત્તાને ચિકાગોનો અપ્રામાણિક પ્રસિદ્ધકર્ત્તા હરાવી પાડે છે. અમેરિકાના ધારા બાંધનાર ફ્રાન્સ, જર્મનિ અને ઈટલિનાં રાજ્યતંત્રો કરતાં શા માટે ઓછા પ્રામાણિક થવા જોઇએ તે હું સમજી શકતો નથી. એ સઘળા દેશોમાં પરદેશના ગ્રન્થની પ્રસિદ્ધિનો હક્ક છૂટથી અપાય છે.

'જાતમહેનત' પ્રગટ થયા પછી તેર વર્ષ રહીને (જે દર્મિયાનમાં હું બીજા કામમાં રોકાયો હતો) મેં 'સદ્વર્ત્તન' નામનો ગ્રંથ લખ્યો અને પ્રસિદ્ધ કર્યો. તે ગ્રંથમાં મેં ઉદાર અને મહાશય પુરૂષ અને સ્ત્રીઓનાં ચિત્ર આપવા પ્રયાસ કર્યો, અને ઉત્તમ પુરૂષ અને સ્ત્રીઓ થઇ ગયાં, તેમનાં જીવનચરિત્ર-માંથી બેમ્પાબંધ દૃષ્ટાંતો આપ્યાં. મને લાગ્યું કે ઉદાર સદ્વર્ત્તનનાં ઉત્તેજક દૃષ્ટાંતો આપવાં એજ તરૂણ પુરૂષોનાં મન પર ઉત્તમ છાપ પાડવાની શ્રેષ્ઠ રીત છે. આઇઝેક ડિઝરાયેલિએ કહ્યું છે કે "કેટલાક લોકો કહે છે કે અમને ગ્રંથકારની વાર્તા ન કહો, પણ તેના ગ્રંથોજ આપો; પણ મને વારંવાર એમ માલમ પડયું છે કે ગ્રંથો કરતાં વાર્તા વધારે રમણીય હોય છે." એજ દાખલાનું મેં હમેશ અનુકરણ કર્યું છે. પ્લૂટાર્ક કહે છે કે, "મનુ-ષ્યોના સદ્ગુણો કે દુર્ગુણો તેમનાં સર્વથી વધારે પ્રખ્યાત પરાક્રમોમાં શ્રેષ્ઠ રીતે જણાતા નથી, પણ ઘણીખરી વખત થોડી પ્રસિદ્ધિના કોઈ પણ કામમાં કે ટુંકી કહેવતમાં, કે મશ્કરીમાં જણાઇ આવે છે. કેમકે તેથી મોટામાં મોટાં યુદ્ધ કે સર્વથી વધારે અગત્યનાં ઘેરા કરતાં કોઈ પણ પુરૂષનું ખરૂં વર્ત્તન વધારે ઓળખાઇ આવે છે."

ત્યારપછી પાંચ વર્ષ રહીને 'મિતવ્યય' નામનો ગ્રંથ બહાર પડ્યો. તે ગ્રન્થમાં મેં ઉદ્યોગનું ગૌરવ ધારી લીધું અને સ્વાતંત્ર્ય મેળવી, સાચવી રાખવાને ભવિષ્યનો વિચાર કરી કુટુંબનું પોષણ કરવાને, સ્વચ્છ, ઠરેલ, અને મર્દાઈભરેલી જીંદગી નિર્ગમન કરવાને, મદ્યપાનરૂપી ભયંકર શાપ, જેથી આટલાંબધાં સ્ત્રીપુરુષો દરિદ્ર રહે છે તેથી દૂર રહેવાને, અને સદ્‌ગુણ, નીતિ, અને ધર્મની ઉન્નતિમાં આવવાને માટે કરકસર કરવા આગ્રહ કર્યો. હું ધારું છું કે તે ગ્રંથે ઘણો ફાયદો કર્યો છે. તે પ્રસિદ્ધ થયા પછી પ્રજામાં મિતવ્યયનો ગુણ સ્થાપવા ઘણી સભાઓ બંધાઈ છે, અને ઘણા પત્રલેખકો તરફથી મને ખબર મળે છે કે જ્યાં અગાઉ નહોતી ત્યાં અલ્પદ્રવ્યસંચાયક પેઢીઓ સ્થપાઇ છે.

'મિતવ્યય' પ્રસિદ્ધ થયા પછી પાંચ વર્ષે હું એ ગ્રંથમાળાનો છેલ્લો ગ્રંથ "કર્તવ્ય" લોકોમાં જાહેર મૂકું છું. આશા છે કે આગલા ગ્રંથોના જેટલોજ એ પણ ઉપયોગી થઇ પડશે. મારામાં જે કંઇ માનસિક શક્તિ રહી છે તેના પ્રમાણમાં મેં તો મારાથી બન્યું તેટલું કર્યું છે. આ ગ્રંથનાં પાનાંમાં કલ્યાણ કરવાની કારકીર્દીમાં ઉત્તમ અને બહાદુરમાં બહાદુર પુરુષ અને સ્ત્રીઓનાં પુષ્કળ દૃષ્ટાંત વાંચનારને માલમ પડશે.

પરાક્રમો, મોટા વારસા, અદ્‌ભૂત વ્યાજથી વધી જાય છે, તેના જેવા છે. જે મનુષ્યોએ કર્યું હોય છે તે પરથી જે તેઓ કરી શકશે તે આપણે જાણીએ છિયે. કોઇ પણ મોટી કારકીર્દી પરિણામે નિષ્ફળ થાય છે, તોપણ તે મનુષ્યજાતિના ઉદ્યોગનું મર્યાદાચિહ્ન છે. જે પુરુષ કર્તવ્યરૂપી શ્રેષ્ઠ ગુણના ઊંચામાં ઊંચા બિંદુ સુધી પહોંચે છે તે પોતાની જાતિના સર્વથી વધારે પ્રસિદ્ધ પુરૂષોની પદવી પામવા યોગ્ય છે.

"શ્રેષ્ઠ કર્તવ્ય ઊંચે તારાની પેઠે પ્રકાશે છે, અને જે પ્રેમભાવ દિલાસો આપે છે, દુઃખ નરમ કરે છે, અને સુખ આપે છે. તે મનુષ્યના પગ આગળ પુષ્પની પેઠે વિસ્તૃત છે."

લંડન, નવેમ્બર, ૧૮૦૦.

# અનુક્રમણિકા.

# કર્ત્તવ્ય.



## પ્રકરણ ૧.



### કર્ત્તવ્ય–ચિદ્‌વૃત્તિ.*

તે ફરતો ત્યારે ચિદ્‌વૃત્તિરૂપી પ્રબળ રક્ષક સાથે છે એમ સમજતો.

મિલ્ટન.

તારી જાત કે ભાષા ગમે તે હોય તોપણ તું એકજ છે. તારી દૃષ્ટિ આગળ કર્તવ્યરૂપી દીપજ્વાળા સર્વદા, સંપત્તિને તેમજ વિપત્તિને સમયે પણ, અચળ અને સરખો પ્રકાશ આપે છે.

'જીવન વિષે ગીત.'

અરે મનુષ્ય, તું દુનિયાને શા માટે નિંદે છે ? દુનિયા તો બહુજ સુંદર છે, કારણ કે તે ઉત્તમ અને સંપૂર્ણ વિચારશક્તિથી રચાઇ છે. બલ્કી દુનિયામાં તું જાતે અપવિત્ર અને દુષ્ટ છે, તેથી તે તને કદાચ અપવિત્ર અને દુષ્ટ લાગતી હશે

માર્સિલિયસ ફિસિનસ



મનુષ્યનું જીવન સ્વાર્થનેજ માટે નથી. તેમાં પોતાનું હિત તેમજ પારકાનું હિત સમાયલું છે. દરેક મનુષ્યને, તવંગરમાં તવંગર તેમજ ગરીબમાં ગરીબને, પોતાનાં કર્તવ્ય કરવાનાં છે. કેટલાકને જીંદગી સુખરૂપ છે, અને કેટલાકને દુઃખરૂપ છે. પણ ઉત્તમ પુરુષો આત્માને સુખભોગ મળવાથી અથવા તો કીર્તિ સંપાદન કરવાથી પણ જીંદગી સાર્થક માનતા નથી. તેઓ ધારે છે કે દરેક સત્પક્ષમાં ઉપયોગી અને સારા પરિણામની આશા રખાય એવાં કૃત્યો કરવાં એજ જન્મારાનું મુખ્ય પ્રયોજન છે.

હાયરોક્લીસ કહે છે કે આપણે પ્રત્યેક એક મધ્યબિંદુરૂપ છીએ અને આપણી આસપાસ ઘણાં †સમાનકેન્દ્ર વર્તુલો છે. આપણામાંથી પ્રથમ વર્તુલ

---

*ખરૂં ખોટું જાણનારી વૃત્તિ, સદસદ્વિવેકવૃત્તિ. † એકજ મધ્યબિંદુવાળાં.

વિસ્તાર પામે છે અને તેમાં માબાપ, સ્ત્રી, અને છોકરાંઓનો સમાવેશ થાય છે. બીજા સમાનકેન્દ્ર વર્તુલમાં સંબંધીઓ આવે છે, પછીનામાં સ્વદેશીઓ અને છેલ્લામાં આખું મનુષ્યમંડળ આવી જાય છે.+

ઇશ્વર પ્રત્યેનો તેમજ મનુષ્ય પ્રત્યેનો આપણો ધર્મ આ દુનિયામાં સમાન રીતે અને દઢતાથી બજાવવામાં ઇશ્વરે આપેલી સર્વ શક્તિઓ કેળવાયલી હોવાની જરૂર છે; અને આપણી ઇચ્છાને બોધ આપનાર અને દોરનાર એક મોટી શક્તિ ઇશ્વરે આપણને આપી છે એટલે એણે આપણને સર્વ આપ્યું છે. એ શક્તિ વડેજ સત્કાર્ય તે શું અને અસત્કાર્ય તે શું, ખરૂં શું અને ખોટું શું તેનું આપણને જ્ઞાન થાય છે; અને એ જ્ઞાનથી આપણે આ લોકમાં મનુષ્ય પ્રત્યે અને પરલોકમાં ઇશ્વર પ્રત્યે આપણી જવાબદારી સમજતાં શીખીએ છિયે.

કર્તવ્ય કરવાનું અમુક સ્થિતિમાંજ રહેલું છે એમ કંઈ નથી. કર્તવ્યનો અધિકાર સર્વને છે. તે દરેક સ્થિતિમાં રહેલું છે. ધનાઢ્ય થવું કે દરિદ્ર થવું; સુખી થવું કે દુઃખી થવું એ કંઈ આપણી મરજી ઉપર નથી; પણ પ્રત્યેક પ્રસંગે આપણું કર્તવ્ય કરવું એ આપણા હાથમાં હાથમાં છે અને આપણને યોગ્ય છે. ગમે એટલું નુકસાન થાય તોપણ કર્તવ્ય બરોબર કરવું એજ ઉત્કૃષ્ટ જીવનનો સાર છે. પૂર્વ કાળની પેઠે હમણા પણ મોટાં કૃત્યોને માટે ઉદ્યોગ કરવો જોઇએ, આશા રાખવી જોઇએ, અને જીંદગી અર્પણ કરવી પડે તો તેમ કરતાં પણ બીવું ન જોઇએ.

કર્તવ્ય વિષે વિચાર કરતાં વારંવાર આપણા મનને તે યોદ્ધાને સોંપેલા કામ જેવું લાગે છે. આશરે ૧,૮૦૦ વર્ષ ઉપર વેસુવિયસની રાખથી આખું પોમ્પીઆઈ શેહેર દટાઈ ગયું ત્યારે એક મૂર્તિપૂજક ચોકીદાર પોતાની ચોકીએજ મરણ પામ્યો તે આપણને યાદ છે. એ તે ખરો યોદ્ધો. બીજા બધા નાસી ગયા ત્યારે તે પોતાને મુકામેજ ઉભો રહ્યો. એજ તેનું કર્તવ્ય હતું. તેને એ જગ્યાની ચોકી કરવાનું કામ સોંપ્યું હતું, અને તેમાં તે ટળી શક્યો નહિ. ચારે તરફ પ્રસરતી રાખની ગંધકવાળી વરાળથી તે ગુંગળાઈ ગયો. તેનું શરીર મૃતિકારૂપ થઈ ગયું, પણ તેનું નામ અમર રહ્યું. નેપલ્સમાં સંગ્રહસ્થાનમાં હજી પણ તેનો મુગટ, ભાલો, અને બખતર જોવામાં આવે છે.

+ સારાંશ કે આપણે માત્ર આપણુંજ હિત જોવાનું નથી, પણ સગાં, સંબંધી, અને સમસ્ત જનમંડળનું પણ જોવાનું છે.

એ યોદ્ધો આજ્ઞાધીન અને નિયમશીલ હતો. એને જે સોંપવામાં આવ્યું તે એણે કર્યું. જે કોઇને સન્માર્ગે ચાલવાની ઇચ્છા હોય તેણે માબાપ, ગુરુ અને અધિકારીની આજ્ઞા પાળતાં શીખવું જોઇએ. તેણે બાળપણથી આજ્ઞાને અનુસરતાં ટેવાવું જોઇએ. પણ ઉમ્મરે પહોંચ્યા એટલે એ ફરજમાંથી મુક્ત થયા એમ સમજવું નહિ. આખર સુધી આપણે આજ્ઞાને વશ રહેવું જોઇએ. શુદ્ધ કર્તવ્યમાં એવી તો નિયામક શક્તિ છે કે તે કરતી વેળા મનુષ્ય કદી પણ સ્વાર્થનો વિચાર કરતું નથી. એજ એની ખુબી છે. એ કરતાં પોતાને જે નુકસાન ખમવું પડે છે તેનો વિચાર પણ આણવાનો નથી.

હવે આપણે **પોમ્પીઆઈ** આગળના રોમન યોદ્ધાના દાખલા કરતાં વધારે નજીકનો દાખલો લઇએ. જ્યારે 'બર્કન્‌હેડ' નામનું વહાણ આફ્રિકાના કિનારાથી દૂર દરિયામાં હંકારાયું અને જ્યારે એની ઉપરના બહાદુર યોદ્ધાઓએ મોજામાં ભરાઇ જઈ તેપોતાનો માર ચલાવ્યો ત્યારે એ ખબર **ઇંગ્લંડમાં** આવ્યા પછી ડયૂક ઑવ વૅલિંગ્ટનને રાજવિદ્યાલય તરફથી ખાણું આપવામાં આવ્યું. મૅકોલે કહે છે કે " મેં લક્ષ દઇને જોયું ( અને અમેરિકાના પ્રધાન લૉરેન્સે પણ એજ નોંધ લીધી ) કે જે બાપડા મરી ગયા હતા તેના વખાણ કીધાં ત્યારે ડયૂક ઑવ વેલિંગ્ટન તેઓના શૌર્ય વિષે કદી પણ ન કહેતાં ફરી ફરીને તેમની કવાયત અને તેમના આજ્ઞા પાળવાના ગુણો વિષેજ બોલ્યો. હું ધારૂં છું કે એમ બોલવામાંજ સ્વાભાવિક રીતે તેઓના શૌર્યનું વર્ણન આવી ગયું."

કર્તવ્ય કરવામાં સ્વાર્થ પણ હોયજ છે. એમાં કંઈ માત્ર સાહસંજ નથી. સિંહના જેવી હિંમતથી સિંહની સાથે તલવારના પટા ખેલી લડનાર રોમન મલ્લો પ્રેક્ષકોના ઉત્સાહથી ઉશ્કેરાતા હતા અને કદી પણ તેમના મનમાંથી પોતાને વિષે તેમજ પોતાને જે ઇનામો મળવાનાં હતાં તેનો વિચાર જતો રહેતો નહોતો. પિઝારોમાં પૂર્ણ સાહસ હતું, પણ ભયંકર સંકટોને સમયે પણ દ્રવ્યલોભજ તેને પ્રેરતો હતો.

સેન્ટ ઑગસ્ટાઇન પૂછે છે કે "તમારે મોટા થવું છે? જો થવું હોય તો પ્રથમ નાના થતાં શીખો. વિશાળ અને ઊંચું મકાન બાંધવા ઇચ્છો છો ! ઇચ્છતા હો તો આરંભમાં નીચા પાયાનો વિચાર કરો. જેમ જેમ તમારે મકાન ઊંચું થવાનું હોય તેમ તેમ તેનો પાયો નીચો જવો જોઇએ. વિનય અને નમ્રતા સૌન્દર્યની પરિસીમા છે."

ઉત્તમ પ્રકારનું કર્ત્તવ્ય છુપું અને માણસ દેખી ન શકે એમ કરવામાં આવે છે. આ ગુપ્ત કર્ત્તવ્ય એક નિષ્ઠાથી અને ઊંચી પદ્ધતિથી થાય છે. એને કંઈ સંસારજ્ઞાનમાં પ્રવીણ નીતિવેત્તાઓના નિયમક્રમને અનુસરવા પડતા નથી. એ વધારે ઊંચી પદ્ધતિ અને વધારે ઉદાર નિયમો ગ્રહણ કરે છે; અને તેને વશ રહી તે પ્રમાણે વર્ત્તવાનો અર્થ એજ કે દરેક મનુષ્યે પોતાનાં જીવન અને કૃત્ય મનુષ્યવર્ગ પ્રત્યે હમેશના કર્ત્તવ્યરૂપ છે એમ સમજવું. આપણાં દુષ્ટ અથવા બેદરકારીનાં કામો ઋણરૂપ છે, અને તે ઋણ મનુષ્યવર્ગે મોડું વહેલું વાળવાનું છે.

પણ આપણે કર્ત્તવ્ય કરતાં શી રીતે શીખવું ? શું એમાં કંઈ મુશ્કેલી છે ? પ્રથમ તો આપણે સર્વે ઈશ્વર પ્રતિ આપણો શો ધર્મ છે એ હમેશ સમજીએ છિયે. પછી બીજી ફરજો બજાવવાની પણ આપણામાં સમજણ હોય છે; જેવી કે કુટુંબ પ્રત્યેની, પડોશી પ્રત્યેની, સ્વામીની સેવક પ્રત્યેની અને સેવકની સ્વામી પ્રત્યેની, દેશીભાઈ પ્રત્યેની, રાજ્ય પ્રત્યેની, અને રાજ્યની પ્રજા પ્રત્યેની.

આ બધાં કર્ત્તવ્યોમાંનાં ઘણાં તો ખાનગી રીતે કરાય છે. આપણાં જાહેર કામ તો સારી પેઠે જાણીતાં હોઈ શકે, પણ ખાનગી કામોમાં કંઈક એવું છે કે કોઈ તે જોઇ શકતું નથી. તે જીવાત્માનું ગૂઢ વર્તન છે. યોગ્ય થવું કે અયોગ્ય થવું એ આપણી ખુશી ઉપર છે. હૃદયને કોઈ હણી શકતું નથી. તે તો આપઘાતથીજ હણાય છે. જો આપણે માત્ર આપણી જાતને અને એક બીજાને સહજ પણ વધારે સારાં, પવિત્ર, અને ઉદાર કરી શકીએ તો કદાચ આપણે કરી શકીએ એમાંનું ઘણુંખરૂં કર્યું એમ કહેવાય.'

એક અમેરિકાના ધારાસભાસદે નીચે પ્રમાણે પોતાનો ધર્મ બજાવ્યો:—

આશરે સો વર્ષ ઉપર ન્યુ ઇંગ્લંડમાં સૂર્યગ્રહણ થયું. આકાશ ઘનઘોર થઈ રહ્યું અને ઘણા લોકોને એમ ભાસ્યું કે કિયામતનો દિવસ પાસે આવ્યો છે. આ સમયે કૌનેક્ટિકટની કાયદા બાંધનારી સભા પોતાનું કામ કરતી હતી; અને અંધારૂં થયું ત્યારે એક સભાસદે સભા મુલતવી રાખવાની દરખાસ્ત કીધી. તે ઉપરથી એક સ્ટૅમ્ફર્ડનો દેવનપોર્ટ નામનો વૃદ્ધ પ્યુરિટન મતનો કાયદા રચનાર એકદમ ઉભો થયો, અને તેણે કહ્યું કે જો ઉંવટનો દિવસ પાસે આવ્યો છે તો મારી તો એવી ઇચ્છા છે કે મારી જગાએ રહી હમેશની ફરજ બજાવતો મને બધા જુએ. એ કારણથી હું એવી દરખાસ્ત કરૂં છું કે મીણબત્તી મંગાવવી કે સભા પોતાનું કામ જારી રાખે.

કર્ત્તવ્યસ્થળેજ હમેશ રહેવું એ તે ડાહ્યા પુરુષનું નીતિવચન હતું, અને તેણે પોતાની દરખાસ્ત મંજુર કરાવી.

એક નાજુક બાંધાનો માણસ પોતાનો ઘણો વખત પરોપકારના કામમાં ગાળતો હતો. તે માંદા માણસોની મુલાકાત લેતો, તેઓનાં ગરીબ ઘરમાં તેમની પાસે બેસતો, તેમની આસનાવાસના કરતો, અને તેમને બીજી ઘણી રીતે મદદ કરતો. તેના મિત્રોએ પોતાનાં કામ તરફ બેદરકાર રહેવા માટે તેને ઠપકો દીધો, અને ધમકાવ્યો કે તાવથી પીડાતા અને મરતા માણસોની મુલાકાત લેવાથી તું અવશ્ય માંદો પડીશ. તેણે તેઓને દઢતાથી અને સાદાઈથી જવાબ દીધો કે "હું મારો ધંધો સાચવું છું તે તો મારે પોતાને અને છોકરાંને માટે કરૂં છું; પણ મારા મત પ્રમાણે તો જનમંડળ પ્રત્યે મનુષ્યનો ધર્મજ છે કે જેઓ પોતાના કુટુંબીઓ નથી તેમને માટ જરૂર ફીકર રાખવી."

આ શબ્દો પોતાનાં કૃત્યો ઉલટથી ધર્મને અધીન કરનારના હતા. મનુષ્યજાતિનું ખરૂં કલ્યાણ કરનારા દ્રવ્યદાતા નથી, પણ આત્માનું અર્પણકર્ત્તા છે. દ્રવ્ય આપનારની લોકોમાં પ્રસિદ્ધિ ગવાય છે, પણ સમય, શક્તિ, અને આત્માનું અર્પણ કરનાર લોકોની પ્રીતિ સંપાદન કરે છે. પહેલાને કદાચ લોકો યાદ કરે છે, અને બીજાને ભૂલી જાય છે; પણ તેણે જે સારાં પરિણામરૂપી બીજ રોપ્યાં છે તે કદી મરી જવાનાં નથી.

પણ કર્ત્તવ્યનું મૂળ શું? જૂલ્સ સાઇમને 'લેડીવોયર' નામનો પ્રશસ્ત ગ્રન્થ રચ્યો છે, તેમાં તે કર્ત્તવ્યનો આધાર સ્વતંત્રતા બતાવે છે. મનુષ્યો સ્વતંત્ર હોય તોજ જનમંડળ પ્રત્યે પોતાનાં કર્ત્તવ્ય કરી શકે, તેમજ પોતાનું સદ્વર્ત્તન સ્થાપી દઢ કરી શકે. તેઓને વિચાર કરવાની જેવી છૂટ છે તેવીજ કામ કરવાની પણ હોવી જોઇએ. તેમજ એટલું પણ યાદ રાખવું કે સ્વતંત્રતાનો લાભ લઈ સત્કર્મ કરવાને બદલે તેનો ગેરઉપયોગ કરી દુષ્કર્મ પણ કરી શકે. એક મનુષ્યની ક્રૂરતાના કરતાં ઘણાં મનુષ્યની ક્રૂરતાનાં પરિણામ વધારે માઠાં થાય છે. થોરો નામનો અમેરિકન કહે છે કે ખેડુતોની ગુલામગીરી ગઇ ને તેને બદલે અભિપ્રાય બાંધવામાં પરતંત્રતા આવી એજ હાલની સ્વતંત્રતા છે.*

* સારાંશ કે શરીરની પરાધીનતા ગઇ, ને મતની પરાધીનતા આવી એજ હાલની સ્વતંત્રતાનો અર્થ છે.

ઇતિહાસ પરથી જણાય છે કે સર્વે મનુષ્યોએ સ્વતંત્રતા સરખી રીતે ભોગવવી એવો વિચાર લોકોમાં ઘણો મોડો આવ્યો.* પ્રાચીનકાળમાં જેઓ 'સ્વતંત્ર' કહેવાતા હતા તેઓને ગુલામો પાસે કામ કરાવવાનો હક્ક હતો. રાજ્યમાં તેમજ કુટુંબમાં પણ ગુલામગીરી હતી. પ્રજાસત્તાક રાજ્યમાં તેમજ એક રાજાના શાસન નીચે રહેનારા મુલકોમાં પણ ગુલામગીરી માલમ પડતી હતી. રોમમાં પ્રજાતંત્ર રાજ્ય હતું તે સમયે ત્યાંના શ્રેષ્ઠ અર્થશાસ્ત્ર જાણનાર મોટા કેટોએ પોષણ કરવાના બોજામાંથી દૂર રહેવા જૂના ગુલામોને છોડી મૂકવા યોગ્ય ગણી તેનો અમલ કીધો. માંદા અને અશક્ત ગુલામોને ટાઇબિર નદીમાં ઇસ્કયુલેપીઅસના ટાપુમાં લઈ જવામાં આવ્યા, અને ત્યાં તેઓને રોગ અને ભૂખથી મરવા દીધા. બાદશાહી રોમમાં અધમમાં અધમ સ્થિતિના લોકોનું પોષણ ઊંચી સ્થિતિના લોકોની ઉદારતા પર આધાર રાખતું. ઇંગ્લંડમાં પણ જ્યારે ગુલામગીરી કાઢી નાંખવામાં આવી અને ગરીબ લોકોનું પોષણ મઠોમાં થતું તે બંધ થયું ત્યારે એક કાયદો પસાર કરવામાં આવ્યો કે દરેક ગામને લગતું દરિદ્રાલય સ્થાપી ત્યાંના ગરીબોને ત્યાં

* જૂના વખતમાં જ્યારે ખ્રિસ્તિ ધર્મ સ્થપાયો નહોતો અને લશ્કરમાં ચાકરી કરવા વગેરે શરતે જાગીર આપવાનો રિવાજ હતો, ત્યારે હળ ખેડવાનું કામ ગુલામોનુંજ હતું, અને અનાજ પાવડેથી એકઠું કરવાનું કામ અમુક પ્રકારના દાસનેજ શિર હતું. તે સમયે લોકોના એવા વિચાર હતા કે મહેનત કરવી એ કંઇ આબરૂદાર ધંધો નથી, અને આ વિચાર ત્યારનો હજી પણ રહી ગયો છે. 'જેઓના બાપદાદાઓએ દાસપણું કદી પણું કીધું નથી તેઓજ ખાનદાન' એવું લક્ષણ રોમન લોકો ખાનદાન પુરુષોનું આપતા. ગુલામગીરીની દૂરમાં દૂર શાખા પણ દૂષિત છે એવો વિચાર અમેરિકાના પ્રજાસત્તાક રાજ્યમાં ચાલે છે તેનું મૂળ અવશ્ય રોમન લોકોનો અસલનો રિવાજ છે. હીન કહે છે કે "પ્રિય જર્મન એડુરો! અમેરિકા જાઓ. ત્યાં તમે શાહજાદાઓને કે અમીરોને જોશો નહિ. ત્યાં તો સર્વ મનુષ્ય સરખાં ગણાય છે. માત્ર બે ચાર લાખ લોકો કાળી કે બદામી રંગની ચામડીવાળા છે. તેઓનેજ વાસ્તવિક રીતે તેવા ગણવામાં આવતા નથી તેઓનીજ તરફ કુતરાની તરફ વર્તવામાં આવે તેમ વર્તવામાં આવે છે. જેનામાં હબસીનો વંશના કંઇપણ ચિન્હ છે, અને ચામડી કે રંગ પરથી તેવા જણાય નહીં તોપણ આકૃતિ પરથી તેવા જણાઈ આવે છે તેનું ઘણુંજ માનભંગ થાય છે......બેશક ત્યાં ઘણા ઉદાર વૃત્તિવાળા પુરુષો આવા સ્વાર્થીપણા અને અન્યાયને માટે મનમાં શોક કરતા હશે. પણ તેઓ એ રિવાજ કાઢી નાંખવા પ્રયાસ કરે અને તેમ કરતાં ઉપર કરવો પડે તો પ્રાણત્યાગ પણ કરે તો તેમની એવી ખ્યાતિ થાય કે યૂરોપના લોકોને તેનો ખ્યાલ પણ આવી શકે નહિ.

રાખી પોષવા. આ કાયદો તેઓએ સ્વતંત્રતા ખોઈ તેનો માત્ર બદલો હતો.

સ્વતંત્રતા કરતાં પણ એક વધારે પ્રબળ શબ્દ છે, અને તે ચિદ્‌વૃત્તિ છે. જંગલી અવસ્થામાંથી લોકો સુધરવા લાગ્યા ત્યારથીજ આ શબ્દની સત્તા સર્વેએ કબૂલ કીધી છે. ગ્રીક કવિ **મીએન્ડર** ઇ. સ. પૂ. ૩૦૦ વર્ષ ઉપર થઈ ગયો. એણે આ શબ્દની સત્તા યોગ્ય રીતે માન્ય કરી હતી. તે કહેતો કે "આપણા હૃદયમાં એક ઈશ્વર છે અને તે ચિદ્‌વૃત્તિ છે." વળી તેણે કહ્યું છે કે "સ્વાર્થ સાધવાજ જીવવું એનું નામ જીવવું નથી. તમે કંઈપણ પવિત્ર કામ કરો ત્યારે ઈશ્વર જાતે ખરી હિંમતવાળા માણસોના પક્ષમાં રહે છે એમ જાણી આનંદમાં રહેજો. ઉત્તમ હૃદયની મનુષ્યને ઘણી જરૂર છે."

ચિદ્‌વૃત્તિ એ આત્માની વિશેષ વૃત્તિ છે, અને તેને પ્રેરક ધર્મવૃત્તિ કહી શકાય. જ્યારે ઊંચી અને નીચી મનોવૃત્તિઓ વચ્ચે ચડસાચડસી થતી, દૈવી શક્તિ વિષયવાસના જોડે યુદ્ધ કરતી, અને સત્કર્મના વિચાર દુષ્કાર્યના વિચારો ઉપર પ્રાબલ્ય મેળવવાનો પ્રયાસ કરતા આપણને માલમ પડે છે ત્યારે ચિદ્‌વૃત્તિનો પહેલો પ્રકાશ આપણને થાય છે. દેવળમાં કે દેવળની બહાર જ્યાં જુઓ ત્યાં આજ યુદ્ધ હમેશ ચાલ્યું જાય છે, અને તે ખૂબ જોસમાં મચી રહે છે. પુરુષ અને સ્ત્રીઓ સત્કાર્ય ચાહે છે પણ કરી શકતાં નથી, તેથી તેમના આત્માને અતિશય વેદના થાય છે.

આ અનુભવમાંથી ધાર્મિક વૃત્તિ ઉત્પન્ન થાય છે. ઉચ્ચ વૃત્તિના નિયમને અનુસરવાથી ચિદ્‌વૃત્તિના નિયમ જે ઈશ્વરનું ભાન કરાવે છે તે ઈશ્વરના વિચારને પહોંચીએ છિયે. કેનન મોઝલી કહે છે કે "અંતર્દર્શન ઉપરજ સર્વ ધર્મનું બંધારણ છે. મનુષ્ય મનમાં શું થાય છે તે જુએ છે, ત્યાં ઊંચી અને નીચી વૃત્તિઓ વચ્ચે જે યુદ્ધ થાય છે તે તેને માલમ પડે છે, તેથી તેને ચિદ્‌વૃત્તિનું જ્ઞાન થાય છે અને તે પરથી ઈશ્વરસંબંધી જ્ઞાન પ્રાપ્ત થાય છે." આ ચિદ્‌વૃત્તિની સત્તાથી મનુષ્ય ખરૂં શું છે અને ખોટું શું છે તે સમજે છે અને તેનો અનુભવ મેળવે છે. સારૂં અને નરસું એ બેમાંથી એની ઇચ્છામાં આવે તે એને પસંદ કરવાનું છે, અને તેમ કરવામાં એને કશો પ્રતિબંધ નથી, તેથી પસંદગીનો જુમ્મો પણ એને શિર છે.

કલ્પનામાં મનુષ્યોનું માનવું ગમે તેવું હોય, તોપણ વ્યવહારમાં તો કોઈને પણ એમ લાગતું નથી કે આપણાં કૃત્યો દૈવાધીન છે, અને તેનું આપણાથી નિવારણ થઈ શકતું નથી. આપણી ઇચ્છા પર કંઈ દબાણ નથી.

કોઈપણ આપણને મન્ત્રશક્તિના બળથી અમુક વૃત્તિને વશ થવાની જરૂર પાડતું નથી. જૉન સ્ટુઅર્ટ મિલ કહે છે કે "અમુક વૃત્તિની સામા થઈ શકવાની શક્તિ આપણામાં છે એમ સિદ્ધ કરવાની જો આપણી મરજી હોય તો કરી શકીએ; અને એથી વિરુદ્ધ વિચારવામાં ચિત્તનો અપકર્ષ થાય છે અને ઉત્કૃષ્ટતાની ઇચ્છાનો નાશ થાય છે."

આપણાં કૃત્યો કાબુમાં રખાય એવાં છે, નહિ તો દુનિયામાં બધે ઠેકાણે મનુષ્યો કાયદા શા માટે બાંધે છે? બાંધવાનો હેતુ એટલોજ કે લોકોએ તે માનવા; કારણ કે માણસોએ માનવા કે ન માનવા તે ઘણુંખરૂં તેમના નિશ્ચય ઉપર આધાર રાખે છે એ વાત સર્વ વિદિત છે; અને એવોજ સર્વનો અભિપ્રાય છે. આપણને બધાને, એકેએકને, લાગે છે કે ટેવ અને લાલચ કંઈ આપણાં ધણી નથી, પણ આપણે તેના ધણી છિયે. જ્યારે તેઓને વશ થઇએ છિયે ત્યારે પણ આપણે જાણીએ છિયે કે આપણે તેની સામા થઈ શકત અને જો તેને તદન નાબુદ કરવા આપણી મરજી હોત, તો જેવી ઇચ્છા અને સંકલ્પશક્તિ આપણામાં છે એમ લાગે છે તે કરતાં વધારે બળવાન શક્તિનું કામ નહોતું.

ઉત્તમ પ્રકારની ધર્મસંબંધી સ્વતંત્રતા ભોગવવી હોય તો મન જ્ઞાનથી જાગ્રત્ કરવું જોઇએ. જેમ જેમ મનમાં જ્ઞાનનો પ્રકાશ થાય છે, અને જેમ જેમ ચિદ્વૃત્તિ પોતાનું સામર્થ્ય દર્શાવે છે, તેમ તેમ માણસની જવાબદારી વધતી જાય છે. તે સર્વોપરિ ઈશ્વરેચ્છાની સત્તાને વશ થાય છે, અને તેને અનુસરે છે; અને તે વળી દબાણથી નહિ, પણ ખુશીથી. તે પ્રીતિના બંધનથી નિયમમાં રહે છે. જ્ઞાન અને વિશ્વાસ જણાઈ આવે એવી શ્રદ્ધા રાખવામાંજ તેનું મનુષ્યત્વ પ્રગટ થાય છે. તેને લાગે છે કે મારા સ્વતંત્ર વર્તનથી, ઈશ્વરેચ્છા પર શ્રદ્ધા રાખવાથી, અને તેની આજ્ઞાને અનુસરીને ચાલવાથી, હું સત્કર્મ કરૂં છું અને મોટું શુભકાર્ય સાધું છું.

હેર નામનો મુખ્ય ધર્માધ્યક્ષનો સહાયકારી કહે છે કે "ધર્મહીન મનુષ્ય માત્ર અવસ્થાનું પૂતળું છે. જેમ ભિન્ન ભિન્ન અવસ્થાઓ નચાવે છે તેમ તે નાચે છે; પણ ધર્મ સર્વ અવસ્થાને માથે છે; એટલે મનુષ્યને સર્વ અવસ્થાને માથે મૂકે છે, અર્થાત્, સ્વતંત્ર બનાવે છે." થૉમસ લિંચ પોતાના થિઓફિલસ ટ્રાઇનલસ નામના ગ્રન્થમાં કહે છે કે "જ્યાંસુધી આપણે દૃઢ થયા નથી ત્યાંસુધી આપણે સ્વતંત્ર નથી. બીજ જમીનમાં સ્થપાયું નથી,

ત્યાંસુધી ઝાડ વૃદ્ધિ પામતું નથી. જે મનુષ્ય સ્થિર થયો છે, ઇશ્વરને વિષે દૃઢ થયો છે તેજ આકીનવાળો મનુષ્ય છે. આપણાં કૃત્યો, આપણું મન, આપણું ઇશ્વિર પ્રત્યે મન બતાવી આપે છે. " નવા કરારમાં (ન્યુ ટેસ્ટમેંટમાં) આપણે વાંચીએ છિયે કે ' જ્યાં પરમાત્મા છે ત્યાં સ્વતંત્રતા છે.' કૂપર પણ કહે છે કે " જે ધર્મતત્ત્વ જાણી સ્વતંત્ર થયો છે તેજ સ્વતંત્ર છે. બીજા બધા ગુલામ છે."

જ્યાં માણસો ચિદ્‌વૃત્તિરૂપ અંતર્યામીને આવી રીતે કબૂલ કરતાં નથી ત્યાં તેઓ કેવળ ઇન્દ્રિયો, મનોવિકાર, અને સ્વાર્થને વશ થઇ વર્તે છે. કોઇ પણ દુર્વાસના તૃપ્ત કરે છે ત્યારે તેઓ જાણે છે કે આપણે ખોટું કામ કરીએ છિયે. ચિદ્‌વૃત્તિ તેમને નિંદે છે. કુદરતનો નિયમ તેમની વિરુદ્ધ પોકાર કરે છે. પોતાનું કૃત્ય આપખુદીનું અને પાપી છે એમ તેઓ સમજે છે. પણ હવે પછી અટકાવ કરવાની તેમની શક્તિ ઓછી થઇ ગઇ છે. તેમની સંકલ્પશક્તિએ સામર્થ્ય ખોયું છે, અને બીજી વખતે લાલચ આવશે ત્યારે તેઓ એથી પણ ઓછો અટકાવ કરી શકશે. પછી ટેવ બંધાય છે. દરેક દુષ્કૃત્યનું પાપ એ છે કે તેમાંથી જુદાં દુષ્કૃત્યો એક પછી એક જન્મ પામ્યાંજ જાય છે.

પણ ચિદ્‌વૃત્તિ કંઇ મરી ગઇ નથી, આપણાથી તેને સારૂ કબર ખોદી મુકાઇ જા એમ કહી શકાશે નહિ. આપણે તેને કદાચ પગ તળે કચરી નાંખીએ, તેમ છતાં તે જીવતી રહે છે. જ્યારે જ્યારે દરેક પાપ અને અપરાધ કરવામાં આવે છે, ત્યારે ત્યારે તે પ્રત્યેક પાપ કે અપરાધનું વેર લેનાર ચિદ્‌વૃત્તિરૂપી દેવદૂત તૈયારજ હોય છે. આપણે તેની તરફ આંખ મીચીએ તોએ તે નજર આગળથી ખસતી નથી, અને કાન બીડીએ તોપણ તેના પડદાને તેના ભણકારા બંધ થતા નથી. " આ પ્રમાણે ચિદ્‌વૃત્તિ આપણે બધાને બાયલા બનાવે છે." પણ આ દુનિયામાં પણ ન્યાયનો દિવસ આવે છે, ત્યારે તે આપણી વિરૂદ્ધ ઉભી રહે છે, અને ચેતવે છે કે સન્માર્ગનું વર્તન પાછું સ્વીકારો.

ચિદ્‌વૃત્તિ હમેશ રહે છે અને તે પ્રત્યેક મનુષ્યમાં છે. તે પ્રત્યેક મનુષ્યના ચારિત્ર્યનું તત્ત્વ છે. તેથી મનુષ્યમાં ઇન્દ્રિયોમાં વશ રાખવાની, અને લાલચની સામા થવાની ને તેને પત ન કરવાની શક્તિ આવે છે. દરેક મનુષ્યનો ધર્મજ છે કે તેણે પોતાના વિશેષ ગુણ પોષી ખિલવવા, યોગ્ય પ્રકારનું જીવન કયું તે શોધી કાઢવા પ્રયત્ન કરવો, અને તે જીવનને માર્ગે જવું. આમ કરવું હોય તો તેવી તેનામાં સંકલ્પશક્તિ છે; તે કોઈ પણ બી

પુરુષનો મૂર્ત્તિરૂપ નથી, કિંવા નીચ વૃત્તિઓનો પ્રતિબિંબરૂપ નથી, કિંવા લોકોમાં ચાલતા આચારનો સત્ત્વરૂપ નથી*, પરંતુ પૃથક્ પુરુષ છે અને એ પૃથક્પણું આણવાનું તેનામાં સામર્થ્ય છે. ખરૂં મનુષ્યત્વ આત્મસંયમથી, એટલે નીચ વૃત્તિઓ જીવનમાં મોટા પ્રયોજનને અધીન કરવાથી આવે છે.

જ્યારે ચિદ્‌વૃત્તિ સર્વ વૃત્તિઓ ઉપર પ્રધાનપણું મેળવે છે, એટલે કર્ત્તવ્ય કરી શકાય છે, ત્યારેજ સર્વ ઇન્દ્રિયોને સંપૂર્ણ રીતે અને જલ્દુ વશ રખાય છે. ચિદ્‌વૃત્તિથીજ મનુષ્ય સ્વતંત્ર બને છે, અને વિકાર અને દુષ્ટ વાસનાની સત્તામાંથી છુટો થાય છે. એથી તે મનુષ્યજાતિનાં ઉત્તમ હિતના સંબંધમાં આવે છે. કર્ત્તવ્ય કરવામાંજ સુખ ભોગવવાનું ખરૂં મૂળ છે. આનંદ કોઇના ફરમાવ્યા વિના પોતાની મેળેજ મહેનતમાં મીઠાશ મૂકશે અને દરેક યોગ્ય કૃત્યનો પરિપૂર્ણ બદલો થઇ પડશે.

પૂર્ણતા પામેલી ચિદ્‌વૃત્તિ જેથી મનુષ્ય સંપૂર્ણ સુખી થાય એવાં કૃત્યો કરવા તેને ફરમાવે છે, અને જેથી તેઓ દુઃખી થાય એવાં કૃત્યો કરવાની મના કરે છે. હર્બર્ટ સ્પેન્સર કહે છે કે “ મનુષ્યનું હિત કરવામાં ઇશ્વરેચ્છા રહેલી છે એમ સુધરેલી પ્રજામાં સર્વનો અભિપ્રાય છે, અને એમ નહિ માનનાર હશે તો થોડાજ હશે. આપણા સઘળા ધર્મગુરુઓ આ મતનો ઉપદેશ કરે છે. દરેક નીતિ વિષે લખનાર એ મત માની લે છે. તેટલા માટે આપણે તેને સિદ્ધાન્ત તરીકે ગણીએ તો ભૂલ જેવું નથી.”

જે મનુષ્ય ચિદ્‌વૃત્તિના આદેશને ન અનુસરે તો મોજશોખ સિવાય બીજા કાંઇ પણ વધારે ઊંચા ધોરણ પર વર્ત્તી શકે નહિ. જે તેને સહુથી વધારે ગમે તે કરે, પછી તે વિષયવાસના હોય કે માનસિક ભોગવિલાસ હોય. ઇશ્વરે આપણને જન્મ આપ્યો છે તે કંઈ આપણી રુચિને તૃપ્ત કરવાને કે સ્વાર્થવૃત્તિજ સંતુષ્ટ કરવાને નહિ. સંસારનું તમામ બંધારણ જીવનના આવા વિચારથી વિરુદ્ધ છે. મન કદી પણ નીચ વૃત્તિને વશ રાખવું ન જોઇએ. જો એમ ન કરીએ તો મનુષ્યકૃત નિયમ ઉલ્લંઘન કરવાથી નીપજતાં પરિણામમાંથી દૂર રહેવાને જેટલા જરૂરના હોય તેથી વધારે સ્વાર્થત્યાગ, આત્મસંયમ કે ઇન્દ્રિયવિજય હોઇ શકે નહિ.

* અર્થાત્, તેને બીજા પુરુષો કે પોતાની નીચ વૃત્તિઓ કે લોકોમાં ચાલતા આચારો દોરે તેમ તેનાથી વર્ત્યા વિના રહેવાયજ નહિ એવો તેને ઇશ્વરે પરવશ બનાવ્યો નથી.

ઉત્તમ બુદ્ધિ અને મનોભાવ મનુષ્યમાં ઇશ્વરે સર્જ્યાં છે. એવી નિર્મેલી મનુષ્યજાતિ પોતાના કૃત્યો ઉપર ચિદ્‌વૃત્તિની પ્રધાન સત્તા ન ચાલવા દે, તો તે તરતજ અવ્યવસ્થાનો ભોગ થઇ પડે, અને પરસ્પર નાશ થવાથી તેનો અંત આવે. જર્મનિ ને રશિયામાં 'નિહિલિસ્ટ' લોકોમાં જે ગાંડું તોફાન હાલ ચાલે છે અને પૅરીસમાં 'કૅમ્યુનિસ્ટ' લોકોના યુદ્ધને લીધે જે આગથી ને બીજી રીતે પાયમાલી થઇ છે તેમાં આપણે આવું પરિણામ થોડે અંશે માલમ પડે છે જ. જો આવે ધોરણે કોઈ પણ આખી મંડળી વર્તે તો તેનું પરિણામ સંપૂર્ણ અપકર્ષ—પ્રત્યેક મનુષ્યનો, જનસમૂહનો, અને પ્રજાનો—થાય, એ સિવાય બીજું કંઈ થાય નહિ.

આવી સ્થિતિમાં, જતી રહેલી કર્તવ્યની સમજ લોકોમાં પાછી લાવવી એજ ઉપાય રહ્યો છે. આપણા બાપદાદાનું કામ હક્કની લડતમાં વિજય કરવાનું હતું, ત્યારે આ જમાનાનું કામ કર્તવ્યનો ઉપદેશ કરવાનું અને તેનો પ્રસાર કરવાનું થાઓ. વળી સદ્‌ગુણનું આભૂષણ જે ન્યાયબુદ્ધિ તેને અને પરોપકારવૃત્તિને કર્તવ્યનાં સહાયભૂત રાખો. ખ્રિસ્તિ ધર્મપુસ્તકમાં (બાઇબિલમાં) સુવાર્ત્તા લખનારાઓનું એક વાક્ય છે. તે પરંપરાથી ચાલ્યું આવે છે અને તેને નીતિગ્રન્થને દરેક પાને લખવું જોઇએ. તે એ છે કે 'જેવી બીજાને હાથે તમે પોતે સરાહગત ચાહો, તેવીજ તમે બીજાની સરાહગત કરો.' વિલ્હેમ વૉન હુંબોલ્ટ કહે છે કે "સંસારમાં આ એક ખાસ રીતે ધ્યાનમાં લેવા લાયક બાબત છે કે જ્યારે આપણે સુખ કે દુઃખને વિષે અતિશય ઉત્સુક હોતા નથી પણ આપણી ફરજ બરોબર રીતે અને ચૂકયા વગર બજાવવામાંજ મચ્યા રહિયે છિયે, ત્યારે સુખ પોતે જાતેજ આપણને શોધતું આવે છે, એટલુંજ નહિ, પણ ક્લેશ, ચિન્તા, અને તંગીની સ્થિતિમાંથી પણ સુખ ઉત્પન્ન થાય છે."

ગેઓથ પૂછે છે કે "તમારું કર્તવ્ય શું છે? જે દિવસ આવ્યો હોય તે દિવસે જે કૃત્યો કરવાં જોઇએ તે સંપૂર્ણ રીતે કરવાં એજ." પણ આતો કર્તવ્યનો ઘણો સાંકડો વિચાર છે. વળી તે પૂછે છે કે "ઉત્તમ રાજ્યરીતિ કઇ?" "જેથી આપણે આપણી મનોવૃત્તિઓ ઉપર હકુમત ચલાવતાં શીખીએ તે." પ્લૂટાર્કે ટ્રેજન બાદશાહને કહ્યું કે "તમારી સત્તા પ્રથમ તમારા મન પરજ ચલાવો, અને તમારા પોતાનાજ વિકારોને વશ કરવામાં તેનો પાયો રચો." આ શિખામણમાં આત્મસંયમ, કર્તવ્ય અને ચિદ્‌વૃત્તિ એ શબ્દોનો સમાવેશ થાય છે. ધર્માધ્યક્ષ હુકર કહેતો કે "એવો વખત આવશે કે જ્યારે પ્રીતિભાવ અને

નમ્રતાથી ઉચ્ચારેલા ત્રણ શબ્દો અભિમાનયુક્ત બુદ્ધિચાતુર્યથી લખાયલા ૩,૦૦૦ ગ્રન્થો કરતાં વધારે સુખરૂપ ફળ આપનાર નીવડશે."

સ્વાર્થબુદ્ધિથી નહિ, પણ કર્તવ્ય સમજીને, દયાથી, અને સ્નેહભાવથી કરેલાં કૃત્યોનું જ્યારે આત્મા ચિન્તન કરે છે, ત્યારે તેને આનંદ થાય છે. પ્રીતિભાવથી કરેલાં ઘણાં કૃત્યો દ્રવ્યને અર્થે કરેલાં કૃત્યો કરતાં હજારગણે દરજ્જે સારાં છે. પહેલા પ્રકારનાં કૃત્યોથી શૌર્ય અને આત્માર્પણનો સ્વભાવ આવે છે; અને બીજા પ્રકારનાં કૃત્યો પૈસા મળ્યા એટલે નાશ પામે છે. દ્રવ્યના બદલામાં કરેલું કર્તવ્ય કંઈ કામનું નથી. ડૉક્ટર આર્નોલ્ડ કહેતો કે "હું ધારૂં છું કે દ્રવ્ય, કીર્તિ, અને આરોગ્યથી પણ મહા પુરુષ પરની મમતા વધારે કિમતી છે; કારણ કે સારા, ઉદાર, અને સત્યવાદી મનુષ્યો જોડે એકરૂપ થવું એ એક રીતે જાતે સારાં, ઉદાર, અને સત્યવાદી થવાની બરોબર છે."

દરેક માણસને પોતાની તરફ તેમજ જે પોતાના સંબંધમાં છે તેની તરફ પોતાનો ધર્મ બજાવવાનો છે. ખરેખર, કર્તવ્યથી પવિત્ર ન થાય તો જીવન કશા કામનું નથી. માર્કસ ઑરીલિયસ ઍન્ટોનિયસ કહેતો કે, "જે ગુણો બધી રીતે તારા હાથમાં છે તે બતાવ—એટલે કે શુદ્ધ ભાવ, ગાંભીર્ય, ઉદ્યોગ નિભાવી રાખવાની ટેવ, મોજશોખ તરફ કંટાળો, ઇશ્વરે જે આપ્યું હોય તેથી અને થોડી વસ્તુથીજ સંતુષ્ટ રહેવું તે, પરોપકાર, નિખાલસપણું, અને મોટું મન."

બુદ્ધિ ઘણી તીવ્ર હોય અને ઉદારતાનો અંશ પણ ન હોય. ઉદારતા તો મનુષ્યના મનમાં જે ઊંચામાં ઊંચું બળ, ચિદ્‌વૃત્તિ, તેમાંથી ઉત્પન્ન થાય છે, અને ઊંચામાં ઊંચી શક્તિ, વિચારશક્તિ, અને વિશ્વાસ રાખવાની શક્તિ, જેથી મનુષ્ય ઇન્દ્રિયોથી ગ્રાહ્ય થાય તેના કરતાં વિશેષ ગ્રહણ કરવાને સમર્થ થાય છે તેમાંથી ઉત્પન્ન થાય છે. આથીજ મનુષ્ય ઇતર પ્રાણીથી ભિન્ન થઇ વિચારવન્ત બને છે. ડાર્વિને ખરૂં કહ્યું છે કે "સન્માર્ગે દોરનાર અને અસન્માર્ગથી વારનાર ચિદ્‌વૃત્તિ અને તેના સંબંધમાં પશ્ચાત્તાપ અને કર્તવ્યનો વિચાર એજ મનુષ્ય અને ઇતર પ્રાણીઓ વચ્ચે અગત્યનો ભેદ છે."*

જડવાદીઓ આપણને લલચાવે છે કે પદાર્થ દુનિયામાં તત્ત્વરૂપ છે અને તેની શક્તિ પ્રબળ છે એમ માનો. આપણી દૃષ્ટિવડે જોઇ શકીએ

* 'મનુષ્યનો અવતાર' ગ્રન્થ ૧ લો પ્રકરણ રજુ.

અને હસ્તવડે જેને સ્પર્શ કરી શકીએ તેનેજ ખરૂં છે એમ માનવું; જે આપણે સમજી શકીએ નહિ એવું કશું માનવું નહિ. પણ કેટલી બધી થોડી વસ્તુ વિષે આપણે પૂરતી રીતે જાણીએ છિયે અને સમજીએ છિયે ! 'જેમ કાચમાં ઝાંખું જોઈએ છિયે' તેમ આપણે માત્ર વસ્તુનો ઉપલો ભાગ જોઇએ છિયે. જીંદગીનો મર્મ સમજવામાં પદાર્થજ્ઞાન આપણને શી રીતે મદદ કરી શકે ? આપણે સંકલ્પશક્તિ, પ્રત્યક્ષજ્ઞાન, અને માનસિક વ્યાપારનાં કારણું વિષે તદ્દન અજાણ્યા છિયે. એની હયાતી વિષે જાણીએ છિયે, પણ એનાં કારણ સમજી શકતા નથી.

એક જુવાનીઆએ ડૉક્ટર પારને કહ્યું કે હું તો જે કંઈ સમજીશ નહિ તે માનનાર નથી. ત્યારે ડૉક્ટરે કહ્યું કે "ત્યારે તો સાહેબ ! તમે સ્વીકારેલો મત તો ઘણોજ ટુંકો છે. બીજા કોઈનો પણ મેં એનો ટુંકો મત જોયો નથી. પણ સિડનિ સ્મિથે આવોજ વિચાર વધારે સુંદર રીતે દર્શાવ્યો હતો." હૉલન્ડ હાઉસમાં ખાણામાં એક પરદેશીએ કહ્યું કે હું તો જડવાદી છું. તરતજ સિડનિ સ્મિથે ટીકા કરી કે 'એ ઘણું સારૂં પુડિંગ' * છે. તે પરથી જડવાદીએ જવાબ દીધો, 'હા સાહેબ, એ ઘણું સ્વાદિષ્ટ છે.' પોતાની ટીકા સચોટ લાગુ પડે એવી રીતે સંભાષણ કરનારને ઉતારી પાડવાની હમેશની ટેવ પ્રમાણે સ્મિથે જવાબ દીધો કે "સાહેબ ! મારે આ ટાણે આપને પૂછવું છે કે આપ રસોઇઆને માનો છો કે નહિ ?"

હજારો ચીજો આપણા મગજમાં ઊતરતી નથી તે આપણે માનવી પડે છે. જેમ જીંદગીનો મર્મ કોઇથી કળાતો નથી, તેમ પદાર્થ અને તેના ભિન્નભિન્ન પ્રકારના સંયોગ પણ અતિ ગહન છે. જુઓ, આ ઘણે દૂર આવેલી અસંખ્ય દુનિયાઓ પોતપોતાના નીમેલા માર્ગમાં કેવી પ્રૌઢતાથી ફરીજ જાય છે ? જે પૃથ્વી પર આપણે વસીએ છિયે તે પૃથ્વી સૂર્યની આસપાસ વાર્ષિક પરિભ્રમણ કરતી વખતે પોતાની ધરી ઉપર દરરોજ કેવી રીતે ગતિ કરે છે તેપર નજર કરો. આપણે આવી ગતિઓનાં કારણો વિશે શું સમજીએ છિયે ? એવી ગતિઓ છે એ ખરી વાત છે, પણ એ સિવાય એને વિષે બીજું શું કદી પણ આપણે જાણી શકીએ ?

પાસ્કલ કહે છે કે આકાશમાં સૂર્યનો પરિવર્તનમાર્ગ ઘણો મોટો છે,

* એક જાતનું લોટ, દૂધ, અને ઇંડાનું બનાવેલું ખાવાનું.

તોપણ તારાઓ એથી પણ વધારે વિસ્તીર્ણ ચક્રમાં ફેરા ફરે અને એની સાથે મુકાબલો કરતાં સૂર્યનો માર્ગ માત્ર નાના બિંદુ જેવો છે. જ્યાં નજર પહોંચે નહિ એવાં વિસ્તીર્ણ બ્રહ્માંડના પેટામાં આ જગત્ એક બિંદુ સમાન છે. સૃષ્ટિનું ખરૂં સ્વરૂપ અપાર, અનન્ત મંડળ છે, તેનું મધ્યબિંદુ દરેક સ્થળે છે પણ પરિધિ કોઈ પણ સ્થળે નથી, તેની સાથે સરખાવતાં આપણે કલ્પના કરી શકીએ છિયે તે કેવળ પરમાણુરૂપ છે. આ અનન્ત મંડળની વચ્ચે મનુષ્ય તે કોણ માત્ર ? વળી મનુષ્યની નીચે અનન્ત, અપાર મંડળનો દેખાવ છે તે આથી કંઇ ઓછો આશ્ચર્યજનક નથી. આપણી નજરે પડતી કીડા જેવી નાનામાં નાની ચીજ તરફ જુઓ. તેને અવયવો છે, નાડી છે, નાડીમાં વહેતું લોહી છે, લોહીમાં ચપટા વર્તુલાકારના કણ છે, તેનામાં ધાતુ છે અને ચરબી છે. આ પરમાણુના આવરણમાં હું તમને માત્ર દેખીતી દુનિયાજ નહિ પણ સૃષ્ટિની વિસ્તીર્ણતા પણ દર્શાવીશ. જે કોઈ આવા વિચાર કરે છે તેને પોતાને વિષે વિચાર આવતાં ક્ષોભ ઉત્પન્ન થાય છે. ઇશ્વરે મનુષ્યને અનન્તતા અને શુન્યતાની વચ્ચે જાણે લટકાવ્યો ન હોય એમ મૂક્યો છે તેથી તે કંપે છે. અદ્‌ભૂત સૃષ્ટિનો કર્ત્તાજ આ બધું કળી શકે છે, બીજા કોઈના ખ્યાલમાં આવી શકતું નથી.

કૉન્ફ્યુશિયસ પોતાના શિષ્યોને શિખવતો કે વર્ત્તણુકમાં જીવનના પોણા પ્રયોજનોનો સમાવેશ થાય છે એમ તમારે માનવું. “પવિત્ર વિચાર કરો અને સદ્‌ગુણ આચરો. જ્ઞાન, ઔદાર્ય, અને ઉત્સાહ સર્વેને અવસ્યનાં છે. ગંભીરતા, ઉદાર મન, શુદ્ધ ભાવ, એકાગ્રતા, અને પ્રેમ એજ ઉત્કૃષ્ટ સદ્‌ગુણ છે.” પવિત્ર અને ભવિષ્યદર્શી, જ્ઞાની કૉન્ફ્યુશિયસને તેના શિષ્યો દશ હજાર જમાનાનો મોટો ઉપદેશક કહેતા હતા, તેના આ શબ્દો દૂરના પ્રતિશબ્દની માફક આપણી તરફ આવે છે.

પણ આ સઘળા સદ્‌ગુણોનું મૂળ ચિદ્વૃત્તિરૂપી સહજન્મ પામેલો ઉપદેશક છે. આ સર્વોત્તમ ધોરણ ઉપરથી આચરણના સર્વ નિયમો નીકળેલા છે. જેને યોગ્ય કહીએ છિયે તે કરવાને એ આપણને ફરમાવે છે, અને જેને અયોગ્ય કહીએ છિયે તે કરવાની તે મના કરે છે. એ વૃત્તિ જ્યારે પૂર્ણ કળા પામે છે ત્યારે બીજાઓ જેથી સુખી થાય એવાં કૃત્યો કરવા આપણને આદેશ કરે છે, અને દુઃખી થાય એવાં કૃત્યો કરવાની મના કરે છે. ખરી શિખામણ એ લેવાની છે કે મનુષ્યે દૃઢ થઇ પોતાની ફરજ બજાવવી, યોગ્ય હોય તેજ કરવું, અને પોતાની પાસેથી લઈ શકાય નહિ તેવા પદાર્થમાં

સુખ અને મનની શાન્તિ શોધવાં. આપણા દુષ્ટ વિકારો ઉપર વિજય મેળવતાં જે યુદ્ધ થાય છે તે યુદ્ધનો હેતુ ચિદ્વૃત્તિ છે. એ મનુષ્યની અંતર્ગત શક્તિનો શુભ વ્યાપાર છે અને એથી ઇશ્વિરેચ્છા અને પરમાત્માની ખાસ શક્તિ તેનામાં છે એવું સિદ્ધ થાય છે.

કર્તવ્યના ગુણ વિષે આપણે ઉત્તમ પ્રાચીન ગ્રીક લોકો તરફથી પણ કંઇક શીખવાનું છે. કેટલાક **સૉક્રેટીસ**ને ગ્રીક તત્ત્વશાસ્ત્રનો સ્થાપનાર ગણે છે. મનુષ્યમાં સુનીતિનું અંતર્જ્ઞાન જાગ્રત્ કરવાનું ખાસ કામ મને ઈશ્વરે સોંપ્યું છે એમ તે માનતો. ઇ. સ. પૃ. ૪૬૮ માં તે **ઍથન્સ**માં જન્મ્યો હતો. **ઍથન્સ**ના લોકો જેવી ઉત્તમ કેળવણી મેળવી શકતા તેવી તેણે મેળવી હતી. તે પ્રથમ શિલ્પવિદ્યા શીખ્યો અને તેમાં તેણે થોડીક કીર્તિ સંપાદન કરી. પછી તેણે યોદ્ધા તરીકે દેશની સેવા બજાવી, કેમકે સર્વે ઍથન્સના લોક તેમ કરવાને બંધાયલા હતા. સઘળા જુવાનીઆઓની સાથે તેણે આ પ્રમાણે પ્રતિજ્ઞા લીધી—" મારા દેશે મને આપેલાં પવિત્ર શસ્ત્રને હું કલંક કદી લગાડનાર નથી; તેમજ જે સ્થાનનું રક્ષણ કરવાનું મને સોંપવામાં આવશે તે સ્થાન હું કદી છોડીશ નહિ. "

જે જે સ્વારીમાં તે ગયો તે બધીમાં તેણે ઘણું ધૈર્ય અને શૌર્ય બતાવ્યું. **પોટિડીયા** આગળ એક યુદ્ધ થયું તેમાં **ઍલિસબાઈડીસ** ઘાયલ થઈ શત્રુના સૈન્યમાં પડયો. **સૉક્રેટીસ** તેને બચાવવા ધસ્યો અને શસ્ત્રસહિત તેને પાછો લાવ્યો. આ પરાક્રમને માટે એને ઇનામ આપવામાં આવ્યું.તેની બીજી ચઢાઈ પણ આવીજ માનને પાત્ર થઈ. **ડીલિયમ** આગળના દારુણ યુદ્ધમાં તેને **ઝેનફન**નો જીવ ઉગાર્યો, અને પોતાના ખભા પર બેસાડી યુદ્ધકરતો કરતો તેને રણક્ષેત્રમાંથી લઈ ગયો. તેણે વળી બીજી ચઢાઈમાં પણ નોકરી બજાવી, અને પછી થોડા વખત સુધી બીજાં ખાતાંઓમાં રાજ્યની નોકરી કરી.

તે જેવો બળવાન્ યોદ્ધો હતો તેવોજ પ્રતાપી સભાસદ હતો. મોતને પત ન કરે એટલુંજ નહિ, પણ વિરુદ્ધ મતની પણ સામા ટક્કર લઈ શકે એવી તેનામાં પોતાના મતને વળગી રહેવાની અને જે ખરૂં લાગે તેજ કરવાની ઊંચા પ્રકારની હિંમત હતી. તેનામાં એવી શક્તિ હતી કે જુલમગારને તેમજ જુલ્મી તોફાની ટોળાને તે પત કરતો નહિ **આર્ગિન્યુસી**ની લડાઈ પછી જ્યારે દરિયાઈ સેનાપતિઓના પર યુદ્ધમાં કપાઈ ગએલાઓનાં મુડદાંને ન છોડવવા માટે કામ ચાલ્યું ત્યારે તેમનો બચાવ કરવા માત્ર **સૉક્રેટીસ**જ

ઊભો થયો. તોફાની ટોળું ઘણું ગુસ્સામાં આવ્યું. તેને સભામાંથી કાઢી મૂક્યો અને સેનાપતિઓને ગુનેગાર ઠેરવવામાં આવ્યા.

પછી સૉક્રેટીસ શિખવવાના કામમાં મચ્યો. મનુષ્યના તર્ક અને કૃત્યના વિષયો અને યોગ્યતા વિષે પોતાના વિચાર લોકોને શિખવવા તે બજારમાં ઊભો રહેતો, કારખાનામાં પેસતો, અને શાળાઓમાં જતો. જ્ઞાનમાત્ર સંદિગ્ધ છે એવો વિચાર જ્યારે લોકોમાં ચાલતો હતો ત્યારે એ શિક્ષક તરીકે બહાર પડ્યો. સૃષ્ટિ વિષે જે ગહન તર્ક કરવાથી તેમનાં મન અતિશય ગુંચવણ અને શંકામાં પડ્યાં હતાં તેમાંથી બહાર કાઢવા તેણે પ્રયાસ કીધો. 'જીંદગી જીવનયોગ્ય છે કે નહિ, અર્થાત્, જીવનમાં કંઈ લાભ છે કે નહિ' એ હાલના જેટલોજ તે સમયે પણ તર્કનો વિષય હતો. સૉક્રેટીસ તેઓને અન્તર્દર્શન કરવા ફરમાવતો. લોકો દેવોને આરાધી સંતુષ્ટ કરતા; પરંતુ સદાચારજ આ લોકમાં તેમજ પરલોકમાં સુખ મેળવે છે એમ તે આગ્રહપૂર્વક કહેતો.

સૉક્રેટીસ ઉપદેશક તરીકે દેશે દેશ ફરતો. ડાહ્યા માણસો અને શિષ્યો તેની પાછળ જતા. એરિસ્ટિપ્પસે તેને ઘણા પૈસા આપવા માંડ્યા, પણ તેણે તે લેવા તરતજ ના પાડી. સૉક્રેટીસ દ્રવ્યને અર્થે નહિ પણ જ્ઞાનનો પ્રસાર કરવા માટે ઉપદેશ કરતો. તે કહેતો કે મનુષ્યજાતિને મારા ઉદ્યોગથી ફાયદો થયલો જોઉં એજ હું મોટામાં મોટું ઇનામ સમજું છું.

તે કંઈ ગ્રન્થમાંથી વાંચી ટીકા કરી અર્થ સમજાવતો નહિ. તે કેવળ વાદવિવાદજ કરતો હતો. તે કહેતો કે "ગ્રન્થોને પ્રશ્ન પૂછી શકાય નહિ, તે ઉત્તર વાળી શકે નહિ, માટે તે ઉપદેશ પણ કરી શકે નહિ. જે આપણે પૂર્વે જાણતા હોઇએ તેજ એમાંથી શીખી શકીએ." તે વસ્તુનાં છેક મૂળતત્ત્વ શોધી કાઢવા પ્રયાસ કરતો અને નિશ્ચયનેજ સત્યનું ધોરણ ગણી તે પ્રાપ્ત કરવા કોશીશ કરતો. તે સદ્‌ગુણની એકતા માનતો અને નિશ્ચયપૂર્વક કહેતો કે એક શાસ્ત્રીય વિષય તરીકે શીખવી શકાય. જે તત્ત્વજ્ઞાન આપણને સુનીતિનાં કર્તવ્ય કરતાં અને ધર્મસંબંધી આશા રાખતાં શિખવે છે તેજ તત્ત્વજ્ઞાન ઉત્કૃષ્ટ છે એવો તેનો અભિપ્રાય હતો. તે સર્વ પ્રકારના અન્યાય અને મૂર્ખાઇને ધિક્કારતો અને તેમને ઉઘાડા પાડી તિરસ્કારપાત્ર કરવાનો જે કોઇ પણ પ્રસંગ મળે તેનો લાભ લેવા ચૂકતો નહિ. સર્વ મનુષ્યો પોતે રાજ્યતંત્ર ચલાવવા સમર્થ છે એમ ધારી લેતા હતા

તેને માટે તે પોતાનો તિરસ્કાર બતાવતો. તેના મત પ્રમાણે માત્ર ડાહ્યા માણસો રાજ ચલાવવા યોગ્ય છે અને એવા થોડાજ હોય છે.

બોતેર વર્ષની ઉમ્મરે તેને ન્યાયાધીશોની આગળ ઊભો રાખવામાં આવ્યો. તેના ઉપર તહોમત મૂકનારાઓએ નીચે પ્રમાણે તહોમત મૂક્યાં. 'સૉક્રેટીસ પાપી છે. તે જુવાનીઆઓને બગાડે છે. સરકાર જે દેવોને માને છે તેને તે માનતો નથી, પણ નવા દેવોને દાખલ કરે છે.' આ તહોમત પર તેના પર કામ ચાલ્યું, અને તેને મોતની શિક્ષાને પાત્ર ઠરાવવામાં આવ્યો તેને કેદખાનામાં લઈ ગયા અને ત્યાં તેણે ત્રીસ દિવસ સુધી મિત્ર સાથે પોતાના પ્રિય વિષયો ઉપર સંભાષણ કીધું. કાઇટોએ તેને માટે કેદખાનામાંથી નાસી જવાનાં સાધનો તૈયાર કીધાં, પણ તે તકનો લાભ લેવાનું તે તેને મન કરાવી શકયો નહિ. તેણે આત્માના અમરપણા વિષે, હિંમત, સદ્ગુણ, અને ઇન્દ્રિયોને નિયમમાં રાખવા વિષે, સંપૂર્ણ સૌન્દર્ય, અને સંપૂર્ણ હિત વિષે, અને પોતાની સ્ત્રી અને છોકરાં વિષે વાત કીધી.

તેણે રોતા મિત્રોને ધીરજ આપી, અને શિક્ષા ગેરવાજબી છે એમ જેઓ બડબડતા હતા તેને માટે નરમાશથી તેમને ઠપકો દીધો. તેણે કહ્યું, "હું મરવાની તૈયારીમાં છું. તમારે શા માટે વિલાપ કરવો જોઇએ? હું બહુ મોટી ઉમ્મરે પહોંચ્યો છું. થોડા વખત પછી મોત એના નિયમ પ્રમાણે આપોઆપ આવેલું તમે દેખત." મૃત્યુ વધારે ઊંચી સ્થિતિમાં પુનર્જન્મ છે એમ સમજી કોઇએ પણ સૉક્રેટીસના કરતાં વધારે વિશ્વાસથી કદી એનો સ્નેહ પૂર્વક સ્વીકાર કીધો નથી. આખરે શિક્ષાનો સમય આવ્યો, એટલે દરોગાએ તેને ઝેરનો પ્યાલો આપ્યો. તે હિંમતથી પી ગયો અને પૂર્ણ શાંત અવસ્થામાં મરણ પામ્યો. ફીડોએ કહ્યું કે "ડાહ્યામાં ડાહ્યો, ન્યાયીમાં ન્યાયી, અને ઉત્તમમાં ઉત્તમ પુરુષ, જેવો મેં કદી પણ જોયો નથી, એવા આપણા મિત્રનો આવો અંત આવ્યો."

લુકાસ કહે છે કે "પછીના જમાનાના લોકો તેના સદ્ગુણ અને નાશનું પ્રીતિપૂર્વક સ્મરણ કરે છે, પણ તેઓએ તેના દાખલાનો ઘણો લાભ લીધો

* તેણે કહ્યું કે "જો મોતથી સર્વનો અંતજ હોત, તો દુષ્ટને મોત ઘણું લાભકારક થઇ પડત; કેમકે તેઓ તેથી કેવળ પોતાના શરીરથીજ મુક્ત ન થાત, પણ દુષ્કૃત્યો અને આત્માથી પણ મુક્ત થાત અને એ તેમને ઘણું સુખકારક થઇ પડત. પણ આત્મા ખુલ્લી રીતે નિત્ય છે, તો ઉત્કૃષ્ટ સદ્ગુણ કે સુબુદ્ધિ મેળવ્યા સિવાય છુટકારો કે મુક્તિ નથી." જોવેટકૃત પ્લેટોના સંવાદ ગ્ર. ૧. પૃ.૪૮૮

નથી, તેમજ તેના વૃત્તાન્ત ઉપરથી પરમત સહન કરવાનો સ્વભાવ પ્રાપ્ત કર્યો નથી. તેનું નામ નેશાળીઆઓ અને સુભાષણ કરનારાઓમાં સુનીતિના પ્રબન્ધરૂપ થઈ પડ્યું છે. જો તે સુનીતિપ્રેરક થઈ શકે તો કેવું સારૂં !"*

**સૉક્રેટીસે** એક ગ્રન્થ રચ્યો નથી. એને વિષે જે જાણીએ છિયે તે બધું લગભગ એના પ્રસિદ્ધ શિષ્યો, **પ્લેટો** અને **ઝેનોફન** તરફથી મળી આવેલું છે. તેઓએ એનાં કૃત્યો, ઉપદેશો, એના પર ગુજરેલા ગેરસુનાસબ, અને એનું મોત મમતાંથી યાદ રાખ્યાં છે. **પ્લેટો** એની સાથે દશ વર્ષ રહ્યો અને પછી એના અભિપ્રાયો સુપ્રસિદ્ધ 'સંવાદ' નામના ગ્રન્થમાં સમજાવ્યા. પણ એ **સંવાદમાં પ્લેટોના** અભિપ્રાય કયા અને **સૉક્રેટીસના** કયા તે જાણવું મુશ્કેલ છે. તેઓ મોતથી જુદા પડ્યા પછી પ્લેટોએ ચાળીસમે વર્ષે સિસિલિમાં મુસાફરી કરી. ત્યાં તેને સાઇરેક્યૂસના નિરંકુશ રાજા પહેલા **ડાયોનીશીઅસનું** ઓળખાણ થયું. સ્વતંત્રતા વિષે પોતાના મત દર્શાવવામાં **પ્લેટો** બહાદુર અને છૂટો હતો, તેથી રાજનીતિ વિષે મતભેદ થવાથી તે નિરંકુશ રાજાએ તેને મારી નાખવાની ધમકી આપી. તેના ભાઈ **ડાયને** તેને વચ્ચે પડી સમજાવ્યો અને તેથી તેની જીંદગી બચી, પણ તેને ગુલામ તરીકે વેચાવવાનો હુકમ કરવામાં આવ્યો. તેને એક મિત્રે ખરીદ કીધો અને તરતજ સ્વતંત્ર કીધો.

**પ્લેટો ઍથન્સ** પાછો વળ્યો અને ત્યાં તેણે શિખવાનું કામ આરંભ્યું. પોતાના ગુરુની પેઠે તેણે પણ દ્રવ્ય કે બદલો લીધા વિના ઉપદેશ કીધો. તેનો વૃત્તાન્ત પૂરો લખવાની જરૂર નથી. એટલુંજ કહેવું બસ છે કે તે સત્ય, નીતિ, અને કર્તવ્ય લોકોના મન પર ઠસાવવા મંડ્યો રહ્યો. તેણે મુખ્ય સદ્‌ગુણોના ચાર વિભાગ કીધા; (૧) દૂરદર્શિપણું અને વિવેક. (૨) હિંમત, દઢતા, અને ધૈર્ય, (૩) નિયમિતપણું, પક્વ વિચાર, અને આત્મસંયમ, અને (૪) ન્યાય અને સદાચાર. સદ્‌ગુણના આ વિભાગને તેણે પોતાના નીતિશાસ્ત્રનું મૂળ ગણ્યું છે. તેણે કહ્યું છે કે "ફતેહ મળે કે નહિ, જય થાય કે ન થાય, તોપણ સર્વ સ્થિતિના લોકોએ પોતાનાં કર્તવ્ય કરવાં અને સંતુષ્ટ રહેવું." આ શબ્દોમાં આવતા જમાનાના લોકોને માટે કેટલી બધી શિખામણ સમાયલી છે !

પ્લેટોએ વૃદ્ધાવસ્થા પોતાના વિદ્યાલયના શાંત અને એકાન્ત સ્થળે નિર્ગમન કરી. 'સંવાદ' નામના ગ્રન્થનાં પછીની પ્રજા આનંદાશ્ચર્ય વખાણ

* 'તત્ત્વજ્ઞાનીઓનો જીવનવૃત્તાન્ત' ગ્ર. ૧ પૃ. ૨૧૩ (પહેલી આવૃત્તિ.)

કરે છે. તે રચવાનું કામ એની જીંદગીના અને મુખ્યત્વે કરીને વૃદ્ધાવસ્થાના આનંદકારક વિનોદનું સાધન હતું. એને લોકાએ દિવ્ય પ્લેટો કહ્યો છે. એનો આત્મા સત્ય શોધી કાઢવા ઘણો ઉત્કંઠિત હતો. એ કહેતો કે એજ મનુષ્યનો મોટો ઉદ્દેશ હોવો જોઇએ. પોતાના ગુરુની માફક સૌજન્ય, ન્યાય, અને સુબુદ્ધિ એ ગુણોને, તેમજ મનુષ્યના કામમાં ઈશ્વર પ્રત્યક્ષ વચ્ચે પડે છે એ વિચારને એ સર્વોત્તમ જાની (ઈશ્વર) સાથે જોડતો, અર્થાત્; તેમાં ઈશ્વરનો અંશ છે એમ માનતો. કાવ્યના ઉપર એની કાર્લાઇલની* જેવીજ અરુચિ હતી. એ માત્ર નીતિ વિષેની કવિતાનાંજ વખાણ કરે છે; કારણ કે ખરું જોતાં તે સિદ્ધતત્ત્વજ્ઞાન છે. ધ્યાનમાં રાખવું કે એ ઈ. સ. પૂ. આસરે ૪૦૦ વર્ષ ઉપર થઈ ગયો. કૉલરિજ એને વિષે વર્ણવે છે કે એ ઇસુખ્રિસ્તના સમયનો ખરેખરો ભવિષ્યદર્શક હતો; અને કાઉન્ટ ડિ મૈસ્ત્રે એને વિષે હમેશ કહેતો કે "પ્લેટોના અભિપ્રાય જાણ્યા વિના કોઈ પણ વિષય મૂકી દેવો નહિ."

મનુષ્યનું જીવન કેવા પ્રકારનું હોઈ શકે તો સંપૂર્ણ કહેવાય તે વિષે 'નવા કરાર'ના ધર્મપુસ્તકમાં સ્તુતિપાત્ર કલ્પના આપી છે; પણ એ સંપૂર્ણ

* કાર્લાઇલ કહે છે કે "જો તમારે મનુષ્યને કંઈ હિતકારક કહેવું હોય તો તે ગાઈને શા માટે કહો છો? કોઈ પણ પ્રકારના શબ્દોમાં મનુષ્યે ઈશ્વરદત્ત બુદ્ધિ દર્શાવવી અને ગુપ્ત દિવ્ય કાર્યજ તે સારી પેઠે બતાવવામાં સમર્થ છે તેમાં ન બતાવવી એ તેનું મોટું કમનસીબ મને લાગે છે. જે મનુષ્યોને દેવોએ વિલક્ષણ મનોબળ (જેનો અર્થ કંઈ પણ હોય તો બુદ્ધિ, શૌર્ય અને સંપૂર્ણ મહાઈનો પ્રકાશ થાય છે, નહિ કર, કંઈ નહિ.) આપ્યું છે તેઓએ આવા આપણા અરાપણાના જમાનામાં પોતાની ઈશ્વરદત્ત શક્તિ કોઈ પણ માણસ તદ્દન ખરા ભાવથી હાલ વાંચતું નથી એવી કવિતાના રૂપમાં બતાવવાનો આગ્રહ રાખવો એ આ જમાનામાં મને ઉત્પન્ન થતા શોકનાં કારણોમાંનું એક છે." એથી ઉલટું મેથ્યુ આર્નોલ્ડ 'અંગ્રેજ કવિઓ' નામના ગ્રન્થની પ્રસ્તાવનામાં કહે છે કે જેમ જેમ વખત જશે તેમ તેમ કવિતા આપણા વંશજોનો વધારે ને વધારે નિશ્ચિત આશ્રય થઈ પડશે. "દરેક સ્વીકૃત પક્ષને તેના પ્રતિપક્ષીઓએ નબળો પાડ્યો છે, દરેક માન્ય કરેલો મત શકભરેલો બતાવવામાં આવ્યો છે, અને દરેક પરંપરાથી ચાલતી આવેલી વાતને પણ નાશનો ભય છે. ખરી વાત અથવા જેને ખરી વાત ધારીએ છિયે એવા મૂર્ત્ત પદાર્થમાં આપણા ધર્મ અને તેને લગતા વિચારનો સમાવેશ થયો છે, અને હવે એ ખરી વાત ખોટી પડવા માંડી છે; પણ કવિતાના સંબંધમાં તો કલ્પનાજ તેનો આત્મા છે અને એ સિવાય બીજું બધું માયા—ઈશ્વરી માયાનું ભરેલું છે."

કલ્પનાને મનમાં સર્વોપરિ રાખવા પ્રયાસ કરે તેને સખત મહેનત પડે છે. આપણે માથે ફરજ દાખલ જે કામ રહેલું છે તેના કરતાં કંઈક બીજું કામ એવું લાગે છે કે તે કરવાનું આપણને વધારે મન થાય છે. પણ જે કર્તવ્ય છે તે તો શેખચલીસડી વિચાર કર્યા વિના કે આળસ્યા વિના કરવુંજ જોઈએ. "જે કંઈ તારા હાથમાં આવે તે તારી બધી શક્તિ વાપરી કર." આ આદેશમાં શુદ્ધ અને સુખકારક સુનીતિનું કેટલું બધું જ્ઞાન સમાયલું છે! ઈશ્વરે તેને ગમે તે સ્થિતિમાં મૂક્યો હોય તોપણ પોતાથી બને એટલું કરે તે ઉદયને માર્ગે ચઢ્યા વિના રહેતો નથી.

એક માણસને વિષે એમ વર્ણવવામાં આવ્યું છે કે તે નિરાશાના ઊંડા ખાડામાં પડ્યો ત્યારે તેણે કહ્યું કે "ભલા થવું કંઈ કામનું નથી; કારણ કે ન હો તો થવું કંઈ તમારી શક્તિમાં નથી, અને હશો તો તેથી તમને કંઈ લાભ નથી." આ પ્રમાણે સદ્વચન અને સત્કાર્યને વિષે બોલવાથી નિરાશા, અસત્ય, અને અવિશ્વાસ જણાય છે. આપણે દરેક જણ આપણી પોતાની સ્થિતિમાં થોડું પણ ભલું કરી શકીએ. જો આપણે કરી શકીએ તો તે કરવાની આપણી ફરજ છે. આપઘાત કરવા કરતાં નકામા થવાનો કંઈ આપણને વધારે હક્ક નથી.

જેમ મોટી વસ્તુમાં તેમજ નાની વસ્તુમાં પણ આપણે વિશ્વાસુ થવું જોઈએ. ઈશ્વરે બક્ષેલી ઘણી શક્તિઓનો જેટલો સારો ઉપયોગ કરવાને આપણે બંધાયલા છિયે તેટલોજ એક શક્તિનો પણ કરવાનો આપણો ધર્મ છે. આપણે ચિત્તવૃત્તિના આદેશને અનુસરી શકીએ અને એકલા પણ કર્તવ્યના માર્ગમાં ચાલી શકી શકીએ. આત્મસંતોષ સિવાય બીજો કંઈ લાભ ન હોય તોપણ આપણે પ્રામાણિક, સત્યશીલ, અને ઉદ્યોગી થઈ શકીએ. આપણે છેવટ સુધી વિશ્વાસુ થવું જોઈએ. એક ગુલામ ખરીદ કરવા ઇચ્છનારે ગુલામને પૂછ્યું "જો હું તને ખરીદું તો તું વિશ્વાસુ થઈશ?" ગુલામે જવાબ દીધો "હા, સાહેબ. તમે ખરીદ કરો કે ન કરો પણ હું તો હમેશ તેવોજ થઈશ." આ જવાબથી કોણ વિસ્મય પામતું નથી?

ગ્લાસ્ગોની **બેરની ચર્ચ**માં મર્હુમ ડૉક્ટર **મૅકલીઓડે** મજુર અને કારીગરોને એક ધર્મબોધ કર્યો હતો તેના વર્ણનમાં એમ કહે છે કે તેણે ચ્રુવર્ત્તન વિષે ખુબ ભાર દઇને કહ્યું હતું. તવંગરમાં તવંગરથી માંડીને તે

ગરીબમાં ગરીબ સુધી સદ્વર્તન સર્વનો મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ. તેણે કહ્યું કે પ્રિન્સ આલબર્ટ કિંમતીમાં કિંમતી વસ્તુ મૂકી છે તે સદ્વર્તન છે. હું સારી પેઠે જાણું છું કે ઘણા ગરીબ લોકો ધારે છે કે અમારાથી સદ્વર્તન શી રીતે રાખી શકાય? એ સાચી વાત નથી. હું એ સાંભળનાર નથી. ગમે તેવાં ગરીબ હોય તો પણ ઇશ્વરકૃપાથી પૃથ્વીમાં ઉમદામાં ઉમદા વસ્તુ, સદ્વર્તન, પોતાની પાછળ મૂકી જવાની જેનામાં શક્તિ નથી એવાં કોઈ સ્ત્રી પુરૂષ હું જોતો નથી. સુશીલ માબાપનાં છોકરાં તેમની પછી કદાચ ઊંચી સ્થિતિએ પહોંચે અને ઇશ્વરનો ઉપકાર માને કે અમારી મા એક ધર્મિષ્ઠ સ્ત્રી હતી કે અમારો બાપ એક ધર્મિષ્ઠ પુરૂષ હતો.

પ્રામાણિકપણે નાનાં-નાનાં કૃત્યો કરવાં, ઇન્દ્રિયોને વશ રાખવી, પંડે નુકસાન વેઠવું, અને પ્રેમ અને કર્ત્તવ્યનાં કૃત્યો પ્રીતિપૂર્વક કરવાં, એ બધું મળીને સદ્વર્તન થાય છે. સદ્વર્તનને મુખ્ય આશ્રય ઘરમાં મળે છે; અને મનોવૃત્તિનું સ્વાભાવિક વલણ સારૂં હોય કે નઠારૂં હોય તોપણ તેને ઘરકેળવણીની અસરથી પુષ્ટિ મળવાથી તે ચપળ થાય છે એવો સામાન્ય નિયમ છે. "જે નાનાં કામમાં વિશ્વાસુ છે તે મોટામાં પણ તેવો થશે, અને જે નાનાં કામમાં અવિશ્વાસુ છે તે મોટામાં પણ તેવો થશે." એક સુકૃતથી બીજાં સુકૃતો જન્મ પામે છે, અને સત્ય અને વિશ્વાસમાંથી સત્ય અને વિશ્વાસનાં પુષ્કળ ફળ ઉત્પન્ન થશે. ઘણાં અનિશ્ચિત વચનો કરતાં નાનાં નજીવાં સુકૃત્યો ઉપરથી મનુષ્યના સદ્વર્તન વિષે વધારે શીખીએ છીયે. એવાં કૃત્યો કરવાં સહેલાં છે અને તેની અસર આ નશ્વર જીવન કરતાં ઘણી વધારે વાર પહોંચશે.

કારણ કે કોઇ પણ સુકૃત્યનો કદી પણ નાશ થતો નથી. કોઈ પણ ચીજ નાશ પામતી નથી. જીંદગી પણ નાશ પામતી નથી. એ તો માત્ર એક રૂપ છોડી અન્ય રૂપ ગ્રહણ કરે છે. કોઈ પણ સારૂં કામ, કોઇ પણ સારો દાખલો, જતો રહેતો નથી. એ હમેશ આપણી મનુષ્યજાતિમાં રહે છે. ગાત્રનો ક્ષય થઇ લોપ થઇ જાય છે, તોપણ કૃત્ય કદી પણ ભુસાય નહિ એવી છાપ મૂકી જાય છે, અને આવતા જમાનાના વિચાર અને ઇચ્છાને પોતાનું રૂપ આપે છે. કાળ કંઈ સુકૃત્યનું માપ નથી; સુકૃત્યથી ઉત્પન્ન થતી આપણી ખુશીમાં પછીના જમાનાના લોક પણ ભાગ લેશે. સદ્ગુણના એક કૃત્યથી પણ આખું ગામ, આખું શહેર, અને આખી પ્રજા ઊંચી સ્થિતિમાં આવ્યાં છે. ગોએથ કહે છે કે "આ ક્ષણ બળવાન્ દેવતા છે." મનુષ્યની ઉમદામાં ઉમદા ઉત્પન્ન કરેલી વસ્તુઓ—તેના સુખકારક અને પવિત્ર વિચારો

છે; કેમકે જેવા તે એક વાર પણ ઉત્પન્ન થઈ અમલમાં મૂકવામાં આવે કે તરતજ પોતાની ફળદાયક અસર હજારો વર્ષ અને પેઢી સુધી વિસ્તારે છે. જમીનમાં નાંખેલાં નાનાં બીજમાંથીજ સુંદર વૃક્ષો ઉત્પન્ન થાય છે, અને સિદ્વૃત્તિના સ્વાભાવિક આદેશ અને તેથી પ્રેરણા પામેલા કર્ત્તવ્ય સમજવાના ગુણમાંથી સદ્વર્તનરૂપી સુંદરમાં સુંદર ફળો ઉત્પન્ન થયાં છે. વર્ડ્સવર્થ કવિ કર્ત્તવ્ય વિષે સ્તવન કરે છે તેનો સાર નીચે પ્રમાણે છેઃ—

"અરે કાયદા બનાવનાર! તું સખત છે તો પણ તારામાં ઈશ્વરી પ્રેમયુક્ત દયા છે, અને તારા મુખ પર જેવું કોમલ હાસ્ય છે તેવું રમણીય અમે કંઇ જોતા નથી. તારા મોં આગળ પુષ્પો તેમના ક્યારડામાં પ્રફુલ્લિત થાય છે, અને સુગન્ધ તારા માર્ગમાં તું પ્રવર્તે છે. તું તારાઓને અનિષ્ટમાંથી બચાવે છે અને પ્રાચીનમાં પ્રાચીન આકાશ પણ તારે લીધેજ નવીન અને પ્રબળ છે."

---

## પ્રકરણ ૨.

### કાર્યરૂપી કર્ત્તવ્ય.

તું ઈશ્વર પર ભરોસો રાખ, કર્ત્તવ્યને માર્ગે ચાલ્યો જા, તારી નિશ્ચલ દૃષ્ટિ એનો આદેશ પર દૃઢ રાખ, એથી તારૂં કાર્ય સફળ થશે.

હ્યુધર

ઉત્તમ કૃત્ય કરો. માત્ર આખો દિવસ તેની કલ્પના કર્યા કરી જીવનને મૃત્યુ-સમાન અને અપાર નિરન્તર કાળને એક સુંદર મધુર ગીતરૂપ ન કરો.

ચાર્લ્સ કિંગ્સ્લી.

અરે દુનિયાના ઉદ્યોગી પુત્રો! તમારા તરફ દૃષ્ટિને, જાણે મંત્રશક્તિનેજ લીધે તેમ, અન્ધકારદિન ભૂમિ અને અદિન વશ થાય છે; અરે નૌજવાન ખલાસીઓ! યોદ્ધાઓ! વિદ્યાર્થીઓ! ખેડુતો! વ્યાપારીઓ! ઉદ્યોગીઓ! અને ખાણમાં કામ કરનારાઓ! તમે ઉત્તમ ફળરૂપ છો. ઘણીવાર મેલા અને સુઘડતા વિનાના પણ તમે જ્યાં હો ત્યાં તમારામાં શક્તિનાં શુભ લક્ષણ વર્તે છે. તમારામાં ઉત્પાદક શક્તિ, જ્ઞાનની નિપુણતા, પ્રામાણ્ય, મૂળતત્ત્વ અને સામર્થ્ય છે.

'જીવન વિષે ગીત.'

---

જેણે પોતાનાં કર્તવ્ય વિષે સારી પેઠે વિચાર કીધો છે તે તરતજ નિશ્ચયપૂર્વક વિચારને કૃત્યરૂપમાં મૂકશે. આપણાં કૃત્યોજ આપણા હાથમાં છે. તે માત્ર આપણી ટેવનાજ નહિ, પણ સંકલ્પરૂપ છે.

તેમજ કર્તવ્યનો માર્ગ હમેશ સુગમ હોતો નથી. તેમાં ઘણી અડચણો અને મુસ્કેલીઓ ઓળંગવાની છે. આપણામાં સન્માર્ગ જોવાની તીક્ષ્ણ બુદ્ધિ હોઈ શકે, પણ તે રસ્તે જવાની દૃઢતા ન હોય. અનિશ્ચિત પુરુષને માર્ગમાં ઘણાં જોખમો માલમ પડે છે. તે વિચાર કરે છે, નીતિના વિષયોની વાતો કરે છે, કલ્પના બાંધે છે, પણ કંઈ કરતો નથી. એક મહેનતુ માણસે કહ્યું છે કે "જોવામાં ને કરવામાં કંઇ કમ નથી માત્ર તે કરવું એટલુંજ છે."

કેવળ રુચિ અને અરુચિનેજ વશ કરવી જરૂરની છે એમ નહિ, પણ એથી વધારે અઘરૂં અને અવશ્યનું એ છે કે વિરુદ્ધ લોકમતની કંઇ પણ દરકાર રાખવી નહિ. કોઇ કૃત્યનો વિચાર આવ્યા પછી જે પુરુષના મનમાં એવો સવાલ ઊઠે કે "લોકો શું કહેશે?" તે પુરુષથી કશું નીપજનાર નથી, પણ જો તે એવો પ્રશ્ન પૂછે કે "એ મારૂં કર્તવ્ય છે?" તો તે નીતિનું પૂર્ણકવચ પહેરી કાર્ય કરવા શક્તિમાન્ થશે, લોકોની નિન્દા ખમવા તત્પર થશે, અને તેઓ હાસ્ય કરશે તો તેને પણ પત નહિ કરે. એમ. ડી. હા. ફ્રેટલી કહે છે કે "આપણે સારાં કામમાં વિશ્વાસ રાખો, અને શક અને અવિશ્વાસ નઠારાં કામ માટેજ રહેવા દો. અવિશ્વાસ રાખવા કરતાં ઠગાવું પણ વધારે સારૂં છે."

કર્તવ્ય વિષે પ્રથમ બોધ ઘેર મળે છે. બાળક દુનિયામાં આવે છે ત્યારે નિરાશ્રય હોય છે, અને તેને આરોગ્ય, ખોરાક, અને શરીરના અને મનના પોષણ માટે બીજા ઉપર આધાર રાખવાનો છે. આખરે તે વિચાર ગ્રહણ કરતું થાય છે, અને યોગ્ય કેળવણી હોય તો તેની અસરથી આજ્ઞા પાળતાં, મનોવૃત્તિઓને નિયમમાં રાખતાં, બીજા પર માયાળુ થતાં, કર્તવ્ય કરતાં, અને સુખી થતાં શીખે છે. તેનામાં સંકલ્પશક્તિ છે, પણ તે સારે કે નઠારે માર્ગે દોરવાય તેનો ઘણો આધાર માબાપની કેળવણીની અસર છે.

ઇચ્છવાની ટેવને સંકલ્પ કહે છે, અને અગાઉ કહ્યું છે તે પરથી બાલ્યાવસ્થામાં યોગ્ય સંકલ્પ કરવાની જરૂર ખુલ્લી માલમ પડશે. નોવેલિસ કહે છે કે "સંપૂર્ણ રીતે દૃઢ કરેલી ઇચ્છા એજ લક્ષણ." ઇચ્છાને એક વાર દૃઢ કરી કે તે આખો જન્મારો સ્થિર અને નિશ્ચળ રહે. સાચો માણસ સત્કાર્

ર્યનો મનસુબો કરી દૃઢ ઇચ્છાને વળગી રહે છે ત્યારે દુનિયા જે કંઈ ઈનામ આપે છે કે સ્તુતિ કરે છે તેની થોડીજ કિંમત ગણે છે. અન્તર્યામી કાર્ય પસંદ કરે છે અને "ઠીક કીધું, ધન્ય છે" એમ કહેવાને તૈયાર હોય છે એજ તે અત્યુત્તમ ઈનામ સમજે છે.

નિયમના સંબંધ વિનાની ઇચ્છાનો વિચાર કરીએ તો તે માત્ર સ્થિરતા, દૃઢતા, અને આગ્રહ કહેવાય. પણ એ તો ખુલ્લું માલમ પડશે કે મનોગુણને યોગ્ય રીતે નિયમમાં મૂકવામાં ન આવે તો સંકલ્પશક્તિ કેવળ નુકસાન કરવાની શક્તિ થઈ પડે. મોટા નિરંકુશ રાજાઓમાં તે રાક્ષસરૂપ છે. તેમનામાં ઇચ્છાને અમલમાં આણવાની શક્તિ છે, તેથી એ ઇચ્છાને કંઇ હદ કે દબાણ રહેતું નથી. તે લાખો માણસને વશ રાખે છે, તેમના મનોવિકાર પ્રેરે છે, તેમનામાં યુદ્ધનો જુસ્સો ઉસ્કેરે છે, અને જય મેળવવામાં, નાશ કરવામાં, અને જુલમ કરવામાંજ સંતોષ માને છે. નિર્મર્યાદ ઇચ્છાથી એલેકઝેંડર કે નેપોલિયન જેવો પુરુષ બને છે. હવે કોઇ રાજ્ય જીતવાનું રહ્યું નહિ એવા વિચારથી એલેકઝેંડર ખિન્ન થયો, અને આખા યૂરોપ પર ફરી વળ્યા બાદ બોનાપાર્ટે રૂશિયાના પર્વત પર બરફમાં પોતાનું બળ કાઢ્યું. તેણે કહ્યું, "હું જયથી આ સ્થિતિએ પહોંચ્યો છું અને જયથીજ ટકી રહીશ." પણ તે નીતિને ધોરણે વર્તતો નહોતો અને તેણે નાશનું કામ પૂરૂં કર્યું કે તરતજ યૂરોપે તેને તિરસ્કારી કાઢયો.

સંકલ્પ કરી દુષ્ટ કાર્યમાં પ્રવૃત્ત થવાથી જેટલું નુકસાન થાય છે તેટલોજ સત્પ્રયોજન સાથે જોડાયલા સંકલ્પથી લાભ થાય છે. સદુદ્દેશ રાખી સંકલ્પ કરનાર મનુષ્ય બીજાનાં મન અને અંતઃકરણને પ્રેરે છે અને ઉત્તેજીત કરે છે; તેમનાં મન વાળી કર્તવ્ય વિષેના પોતાના વિચાર તેમના મનમાં લાવે છે, યોગ્ય પદાર્થ મેળવવા પોતે પ્રયાસ કરે છે તેમાં પોતાની સાથે તેમને ઘસડે છે, અને અન્યાયને દબાવી દેવા અને ન્યાયને સ્થાપવા તેઓના અભિપ્રાય દોરવે છે. દૃઢ સંકલ્પશક્તિવાળા મનુષ્યનાં કૃત્યોમાં પ્રતાપ રહેલો છે. દૃઢ આગ્રહ તેને ટેવ જેવો થઇ પડે છે. જે સોબતીઓમાં તે ફરતો હોય, જે મંડળીમાં તે રહેતો હોય, અને જે પ્રજામાં તે જન્મ્યો હોય તેને તે અમુક પ્રકારનું સ્વરૂપ આપે છે. બીકણ તેનાથી આનંદ પામે છે અને સુસ્તને તે હમેશ ધિક્કારે છે. તે બીકણને આશા આપી ટટાર બનાવે છે. પોતાના દૃષ્ટાન્તની અસરથી સુસ્તને પણ ઉસ્કેરી તે તેમની પાસે કદાચ સુકૃત્યો કરાવે છે. ટેનિસન પોતાના કાવ્યમાં સંકલ્પશક્તિ વિષે નિચે પ્રમાણે યોગ્ય વર્ણન કરે છે:—

"અરે સંકલ્પશક્તિ ! તું નિત્ય છે. સર્વ દશ્ય પદાર્થ ક્ષય પામશે તોપણ તું અવશ્ય ટકી રહીશ. દિવ્ય ખડકમાં ઉદય પામ, અમારાં કૃત્યોમાં થઈને વેહ, અને તેને પવિત્ર કર, કે અમે જાણે કોઈ સાંભળતો હોય તેને કબરમાંથી અમારો અવાજ ઊંચો કરી સંભળાવીએ, અમારી સાથે જે સત્કર્મમાં મચ્યા છે તેને ભવિષ્યમાં પણ સંભળાય એવી બૂમ પાડીએ, અને જ્યાંસુધી જે સઘળાને ચાહીએ છિયે અને જેઓથી જન્મ પામ્યા છિયે તે સર્વ સાથે આત્માએ આત્મા મળી જાય ત્યાંસુધી જે સત્ય વાતો કદી પણ સિદ્ધ થઈ શકે નહિ તેને આત્મદમનથી ઉત્પન્ન થતી શ્રદ્ધાથી માનીએ."

. . .

કેટલાક પુરુષોની સંકલ્પશક્તિ બળવાન્ હોય છે, પછી તે સુમાર્ગે કે કુમાર્ગે પ્રવર્ત્તાવે છે; પણ એથી ઘણા વધારે પુરુષો એવા છે કે જેનામાં સંકલ્પશક્તિ હોતીજ નથી અને હોય છે તો ઘણી નિર્બળ હોય છે. એવા પુરુષોમાં કોઈપણ પ્રકારનાં વિશેષ લક્ષણ હોતાં નથી. તેમનામાં દુર્ગુણને માર્ગે ચલાવનારી દઢ સંકલ્પશક્તિ નથી, તેમજ સદ્ગુણને રસ્તે મૂકનારી પણ નથી. તેઓ નિષ્ક્રિય રહી સંસ્કાર ગ્રહણ કરે છે, પણ એ સંસ્કાર તેમના મન પર લાંબો વખત રહેતા નથી. તેઓ આગળ જતા અને પાછા ફરતા દેખાય છે. જે દિશાથી પવન આવે છે તે દિશા તરફ તેમની પવનચક્કી ફરે છે, અને પવન બીજી દિશાથી વાય છે ત્યારે તે પાછી ફરી જાય છે. દરેક કારકહેતુ આવા આત્મા પર પોતાની છાપ મારી શકે. કોઇ પણ સંકલ્પશક્તિ તેમની સંકલ્પશક્તિ દોરવી શકે. તેઓ કોઈ સિદ્ધાન્ત દઢતાથી સ્વીકારતા નથી, અને ખરાપણું તે શું તે સમજતાજ નથી. પ્રમાદી, નિષ્ક્રિય, આજ્ઞાધીન, નિર્બળ, અને નિઃસ્પૃહી લોકો આવા હોય છે, અને તે દરેક પ્રજામાં ઘણે ભાગે હોય છે.

તેટલા માટે સર્વથી અગત્યની વાત એ છે કે સંકલ્પશક્તિ સુધારી દઢ કરવા તરફ ધ્યાન ખેંચવું, કારણ કે એ વિના સ્વાતંત્ર્ય, સ્થિરતા, કે વિશેષ લક્ષણ આવી શકે નહિ. એ વગર આપણાથી સત્યતામાં યોગ્ય સામર્થ્ય આણી શકાય નહિ, કે નીતિને યોગ્ય રીતે દોરવી શકાય નહિ, કે ગુણહીન અને કાવત્રાંખોર પુરુષના હાથમાં સાધનભૂત થવામાંથી બચી શકાય નહિ. બુદ્ધિને ખિલવવાથી દઢતા આવશે નહિ. તત્ત્વજ્ઞાનીઓ વાદવિવાદ કરે છે, પણ દઢ પુરુષો કૃત્યો કરે છે. બેકન કહે છે કે "નિશ્ચય ન કરવો એ પણ **નિશ્ચય કરવો**જ છે, એટલે કે કંઈ ન કરવાનો નિશ્ચય કરવો.

લૉક કહે છે કે "સંકલ્પશક્તિને બરોબર કેળવવાનો યોગ્ય વખત

જુવાની છે. જીંદગીમાં એક એવો વખત આવે છે કે જે વખતે આપણી બુદ્ધિ વધારી શકાય, ઉપયોગી સિદ્ધાન્તોનો મોટો સંગ્રહ કરી શકાય, મનોવૃત્તિઓ વિચારશક્તિની સત્તાને તરત આધીન થાય, અને ખરાજ નીતિના વિચારો એવા તો મન પર ઠસે કે પછીના વખતમાં દરેક અગત્યના કામ પર તેની અસર થાય. પણ આવો વખત આપણે પૃથ્વી પર રહીએ ત્યાંસુધી પહોંચતો નથી, તેમજ તેનો ઘણો ભાગ પણ રહેતો નથી. એવો વખત આયુષ્યનો થોડો ભાગજ પહોંચે છે, અને એ વખત જો આપણે બેદરકાર રહીએ તો સ્વાભાવિક નિયમ પ્રમાણે ભૂલ કે અજ્ઞાન અવશ્ય ઉત્પન્ન થઈ માથે પડે છે. સંકલ્પશક્તિના નિયમ પ્રમાણેજ વર્તવું પડે છે, અને વિષયવાસનાનું પ્રાબલ્ય એટલું વધી જાય છે કે પછી તેની સામા થવું વ્યર્થ છે."

લૉક સાથે સંભાષણમાં પહેલા લૉર્ડ શૅફ્ટ્સબરીએ લક્ષણ અને આચરણ વિષે એવો સિદ્ધાન્ત પ્રસિદ્ધ કીધો કે જેથી એનાં પોતાનાં લક્ષણ અને આચરણ જણાઈ આવ્યાં. તેણે કહ્યું કે ડહાપણનું સ્થાન હૃદય છે, મગજ નથી; અને મનુષ્યનાં કૃત્યો મૂર્ખાઈથી ભરેલાં થાય છે, અને જીવન અવ્યવસ્થાથી પૂર્ણ થાય છે તે જ્ઞાનની અપૂર્ણતાથી નહિ પણ સંકલ્પશક્તિની આડાઈથી. કેવળ જ્ઞાનથી ચારિત્ર્ય પ્રબળ થતું નથી. જે મનુષ્યમાં ઘણી વિવાદ કરવાની શક્તિ હોય તે બંને પક્ષની હજારો સંભવિત બાબતોની બરોબર તુલના કરી શકે, પણ તેને કોઇ પણ કૃત્ય કરવાનું મન થાય નહિ કે નિશ્ચય કરી શકે નહિ. આ પ્રમાણે જ્ઞાનથી કૃત્યને પ્રતિબંધ થાય છે. ઉત્સાહવૃત્તિ અને ગ્રહણ-શક્તિ જેમ દોરવે તેમજ સંકલ્પશક્તિએ વર્તવું જોઇએ, અને તેમ થવા-થીજ આત્મામાં પૂર્ણ ઉત્સાહ આવે છે અને તે કાર્યમાં પ્રવૃત્ત થાય છે.

ખરેખર, અક્ષર, શબ્દ અને વાક્ય શીખવાં એ કેટલાક જેટલું અગત્યનું ધારે છે તેટલું અગત્યનું નથી. જ્ઞાનને સૌજન્ય કે સુખ સાથે કશો સંબંધ નથી. તેથી કદાચ નમ્રતાનો નાશ થાય અને તેને બદલે અહંકાર ઉત્પન્ન થાય. મનુષ્યના મુખ્ય પ્રેરકોને વિદ્યાનું થોડુંજ વ્યસન હતું. વિદ્વાન્ પુરુષો ઘણીવાર સર્વ જમાનાના લોકો પર અસર કરે એવા પ્રૌઢ વિચાર કરી શક્યા છે. પણ તેમનાં કૃત્યોમાં ક્વચિતજ ઊંચી નીતિ માલમ પડી છે.

દુનીઆની પ્રાચીન ભૂસ્તરસ્થિતિમાં જેની રીતે પર્વતો સામટા ઊંચા થયા હતા તેવી રીતે મનુષ્યોને સામટા ઊંચી સ્થિતિએ આણી શકાય નહિ. પ્રત્યેકની સાથે જુદું જુદું વર્તવું જોઇએ; કારણ કે પ્રત્યેક મનુષ્ય ઊંચી સ્થિ-

તિએ પહોંચે તોજ મનુષ્યવર્ગ ઉંચી સ્થિતિએ સંપૂર્ણ રીતે આવી શકે. શિક્ષકો અને ઉપદેશકો તેમના પર બહારથી અસર કરી શકે, પણ મુખ્ય અસર અંદરથીજ થાય છે. પ્રત્યેક મનુષ્યે ઉદ્યોગ કરવો જોઇએ અને જાત મહેનત લેવી જોઇએ; નહિ તો તેને બીજા મદદ કરશે તે સફળ થઈ શકશે નહિ, *ડૅાક્ટર બટ્લર કહે છે કે "જેવી રીતે શરીરને લગતી ટેવ બાહ્ય* કૃત્યોથી ઉત્પન્ન થાય છે, તેવી રીતે મનને લગતી ટેવ અંદરના અનુભવસિદ્ધ વિચારો અમલમાં આણવાથી અથવા તે પ્રમાણે વર્ત્તવાથી આજ્ઞાનુસાર, સત્ય, ન્યાય અને ઔદાર્યના વિચારથી ઉત્પન્ન થાય છે.

બટ્લર વિષે વર્ણન કરતાં સ્ટીફન પોતાના થોડાં વર્ષ પર પ્રસિદ્ધ થયલા ગ્રન્થમાં કહે છે કે "એણે જે વર્તનનું સ્વરૂપ ધારણ કર્યું હતું તે નીતિપક્ષથીજ અસરકારક છે, પણ તે તરફની પ્રૌઢતા અબાધિત છે.'સાદૃશ્ય' તેમજ 'ઉપદેશ' નામના ગ્રન્થોમાં સરખી ખુલી રીતે ચિદ્વૃત્તિ દિવ્ય સ્વરૂપ છે એમ તે પોતાના ઉપદેશમાં સર્વત્ર, આરંભે, મધ્યે, અને અન્તે કહે છે. છેવટે એ કર્તવ્ય વિષે બોધ કરે છે. તે ગમે તેવા શક કે કલેશથી અકળાય છે તોપણ દુનીઆના જેટલો મર્મ ઉઘાડો થયો છે તેટલો નીતિથીજ થયો છે એવા પોતાના દૃઢ વિચારને તે વળગી રહે છે.

શાળાશિક્ષણ અને નીતિ વચ્ચે કંઈ સંબંધ નથી, અથવા છે તો નહિ જેવો છે. માત્ર બુદ્ધિની ખિલવટથી આચરણ પર ભાગ્યેજ કંઈ પણ અસર થાય છે. સ્મરણસ્થાનમાં સ્થાપેલા મતોથી દુર્વાસનાનું મૂળ ઉખડશે નહિ. બુદ્ધિ માત્ર એક સાધન છે, અને તેને વૃત્તિઓ, આત્મનિગ્રહ, આત્મસંયમ, કલ્પના, ઉત્સાહ, અને જેથી ચારિત્ર્ય પ્રબળ અને સતેજ થાય છે, એ બધી શક્તિઓ પાછળથી પ્રેરે છે અને ઉશ્કેરે છે. આમાંના ઘણા ગુણો ઘરના શિક્ષણથી મેળવાય છે, શાળામાં મેળવાતા નથી. જ્યારે ઘરનાં માણસો અધમ ગુણહીન, અને દુરાચારી હોય, એટલે જ્યારે ઘરમાં પ્રવેશ કરવા કરતાં ત્યાંથી દૂર રહેવું સારૂં હોય, ત્યારે આજ્ઞા પાળતાં અને નિયમમાં રહેતાં શીખવાનું એકજ સ્થાન છે, અને તે શાળા છે. તેમજ સદ્ગુણરૂપી વૃક્ષને ઊગવા ખરી જમીન ઘર છે. શાળા અને મોટાં વિદ્યાલયો કરતાં ઘરના બનાવો આપણને વધારે નજીકના અને સંબંધના છે. ગૃહશિક્ષણ કેવા પ્રકારનું છે તે જોવાથીજ કોઈ પણ જમાનાનું ખરૂં સ્વરૂપ અને આશાજનક વિષયો માલમ પડે છે.

ઘરનાં માણસોને કેળવવાં એ ઘરનાં વૃદ્ધ સ્રીપુરુષોનો ધર્મ છે. માબાપ-

ની આજ્ઞા-પાળવી, અને ડહાપણ વધારવું એ બાળકનું કર્ત્તવ્ય છે. કેળવણી આપવી એ વકર અને માનનું કામ છે. ગિઝોટના મત પ્રમાણે ખ્રિસ્તિધર્મ દુનીઆમાં મોટામાં મોટી માનવંતી શાળા છે. ધર્મશિક્ષણથીજ આત્મસંયમ, મોટા સદ્ગુણો, અને પ્રૌઢ વિચાર કરવાનો સ્વભાવ આવે છે. એ શિક્ષણ છેક અંતઃકરણમાં પ્રવેશ કરે છે; અને એથી મનુષ્યનું દુઃખી જીવન સહેવાય એવું થાય છે, અને મનુષ્યની સ્થિતિ ગૂઢ છે એવો કોઇ પણ બડબડાટ કરતું નથી.

એક મોટો ગ્રન્થકાર કહે છે કે "કેળવણીનો મુખ્ય ઉદ્દેશ સ્વતંત્રતા છે; અને જેમ જલદી તમે બાળકને તેના પોતાનાજ નિયમ પ્રમાણે વર્ત્તતાં શિખવશો તેમ જલદી તમે તેને નર બનાવશો." મૉન્શીન્યુર ડયુપનલોપ કહે છે કે "પુખ્ત ઉમ્મરનાં માણસ કરતાં નાનામાં નાના બાળકમાં સ્વતંત્રતા જોઇને તેને માન આપવામાં હું વધારે ચોકસ રહીશ; કારણ કે મોટો માણસ તો મારી સામો થઈ સ્વતંત્રતાનું રક્ષણ કરી શકે, પણ બાળક કંઈ કરી શકે નહિ. હું કદી પણ બાળકની શક્તિનું એટલું બધું અપમાન નહિ કરૂં કે તેને મારી સંકલ્પશક્તિ જેવી છાપ મારે તેવી છાપ લઈ બીબામાંથી નીકળેલો પદાર્થજ ગણું."

માબાપની સત્તા અને કુટુંબનું સ્વાતંત્ર્ય એક પવિત્ર સ્વાધિકારભૂમિસમાન છે; અને એ ભૂમિ તોફાની વખતમાં થોડો વખત નિસ્તેજ થાય, તોપણ તે જ્યાંસુધી પોતાનો પ્રતાપ ફરીથી મેળવે ત્યાંસુધી ખ્રિસ્તિધર્મના વિચારવાળા (દયાળુ અને ન્યાયી) લોકો વિરુદ્ધ પડે છે અને સામા થાય છે. પણ કેવળ સ્વતંત્રતાને માટેજ મનુષ્યે મથન કરવાનું નથી; મનુષ્યે મુખ્ય ઉદ્દેશ આજ્ઞા પાળવી, ઇન્દ્રિયોને વશ રાખવી, અને મનોવૃત્તિઓને કબજે કરી પોતાની ઇચ્છામાં આવે તેમ દોરવવી, આ ગુણો પ્રાપ્ત કરવાનો રાખવો જોઇએ. એજ કેળવણીનું મુખ્ય પ્રયોજન છે. એ કંઈ ઉપદેશથી શિખવી શકાતું નથી, એ તો દૃષ્ટાન્તથી શિખવાય છે. આનલ્ડ કહે છે કે જુવાનીઆઓને કેળવતી વખતે પ્રથમ વાદવિવાદ કરતાં નહિ પણ ટેવ પાડતાં શિખવવું જોઇએ, અને કેવળ બોધ આપવાને બદલે દૃષ્ટાન્ત કરી બતાવવા. બોધ કરતાં દૃષ્ટાન્તથી વધારે શિક્ષણ મળે છે, અને તેનું કારણ એ કે કહેવા કરતાં કરી બતાવવું ઘણું અઘરૂં છે. તેમજ ઉત્તમ અસરકારક શિક્ષણ રહેતે રહેતે અને મનુષ્યની જરૂરીઆત ધીમે ધીમે જાણવાથી આપી શકાય છે.

આ પ્રમાણે જેવી રીતે વરાળ નીકળવા અને હવા આવવા દેવા માટે

રાખેલાં ભુંગળાંથી વરાળયંત્ર સહીસલામત રહે છે, તેની રીતે યોગ્ય વર્ત્તનથી આપણી માનસિક પ્રકૃતિ સ્વસ્થ રહે છે. સારી સંકલ્પવૃત્તિજ બસ નથી. તેથી હમેશ સારાં કાર્ય નીપજતાં નથી. આગ્રહથી કરેલાં કૃત્યથી સહુથી વધારે લાભ થાય છે, ઉદ્યોગ અને પરિશ્રમથી ફાવેલું કામ જોનારાઓમાં એક ગુપ્ત શક્તિ પ્રેરે છે અને એ શક્તિ કેટલી અસર કરશે તે આપણે કહી શકતા નથી. **કૅનન લિડ્ડન** નામના ધર્મોપદેશકે સેંટપૉલના દેવળમાં તરુણ પુરુષોને ભાષણ આપ્યું તેમાં સૂચવ્યું કે ઉદ્યોગ જીવનનો ખરો ઉદ્દેશ છે. તેણે કહ્યું, "મનુષ્યનું જીવન ઉદ્યોગ અને સહનશીલતાનું બનેલું છે, અને જે પ્રમાણમાં જીંદગી સત્કૃત્ય કરવામાં અથવા ધૈર્ય અને ખંત રાખવામાં ગુજારવામાં આવે તે પ્રમાણમાં તે સફળ થાય. પણ અંગમહેનત કરનારાજ માત્ર ખરા કામ કરનારાઓ નથી. જીવનના આ વિભાગમાં વિચાર કરનારાઓનું જીવન પણ આવે છે; કેમકે ખરો વિચાર અદર્શક કૃત્ય છે. આળસમાં કે માનસિક નિદ્રામાં જીવન ગુમાવવાથી પ્રતિષ્ઠા ઘટે છે; કારણ કે ઉદ્યોગથીજ જીંદગી ઉત્કૃષ્ટ થાય છે."

સદુદ્યોગ કેળવણીનું ખરૂં સાધન છે. આળસ શરીર, આત્મા, અને અંતઃકરણને છેક અધમ સ્થિતિમાં લાવે છે. દુનીઆના દુર્ગુણો અને દુઃખનો નવદશાંશ આળસથી ઉત્પન્ન થાય છે. ઉદ્યોગ વગર મનુષ્યના હિતમાં સ્વાભાવિક રીતે થાય તે કરતાં વિશેષ વધારો થઈ શકે નહિ. બીજાને આપી ન શકાય એવા ખાસ હક્કથી જે દુઃખ ઉત્પન્ન થાય છે તેથી વધારે અસહ્ય દુઃખ કલ્પી શકાતું નથી. ધારો કે એક આળસુ માણસને હમેશ જુવાનીમાં રહેવાની શિક્ષા કરી છે, અને એની આસપાસ બધા પદાર્થોનો ક્ષય અને નાશ થાય છે. એવો માણસ કેવા ખરા ભાવથી પોતાના છુટકારા માટે મોતને બોલાવશે? કાર્લાઇલ કહે છે કે "નબળામાં નબળું પ્રાણી પણ એકાદ વિષય પર પોતાની બધી શક્તિ એક કરી અજમાવે તો કંઈક કરી શકે, અને એથી ઉલટું બળવાનમાં બળવાન પણ પોતાની શક્તિ ઘણા વિષયો પર ફેલાવે તો એકે કરવામાં સફળ થાય નહિ."

આપણે વિઘ્નો જીતવાનાં છે? જો એમ હોય તો ઉદ્યોગ કરી પાર ઊતરવું. ઉદ્યોગના જેવો બીજો કોઈ મંત્રતંત્ર નથી. શરીરનું અને મનનું આળસ કાટને મળતું આવે છે. ઉદ્યોગ કરતાં આળસથી વધારે ઘસારો પહોંચે છે. એક મહા ઉદ્યોગી પુરુષે કહ્યું છે કે "આળસના કાટથી મારો અંત આવે તે કરતાં ઉદ્યોગથી અંત આવે એ હું વધારે ઈચ્છું છું." સ્કિલર કહેતો કે "કંઈક યાન્ત્રિક કર્ત્તવ્ય કરવામાં મને દુનીઆમાં મોટામાં મોટું સુખ માલમ

મ઼ પડે છે." વળી તેનો એવો અભિપ્રાય હતો કે સૌંદર્યના વિચારથી કદી એક પણ કર્ત્તવ્ય કરવામાં પુષ્ટિ મળતી નથી. નિશ્ચય કરવામાં દૃષ્ટિ અને કૃત્ય કરવામાં લાગણી જેમાં જતી રહે એ ઉત્કૃષ્ટ પ્રકારનું જીવન સમજવું.*

ઘણીવાર મોટામાં મોટાં વિઘ્નો આપણે ધારતા નથી ત્યાં હોય છે. જ્યારે દુઃખદાયક બનાવો બને છે, ત્યારે કદાચ ઈશ્વર આપણી પરીક્ષા લેવાને અને આપણને કસી જોવાને તેને મોકલે છે. જો કસોટીને વખતે આપણે સ્થિર રહીએ તો તે સ્થિરતાથી મન શાંત થાય છે, અને એથી કર્ત્તવ્યને અનુસરીને વર્તવામાં હમેશ સંતોષ મળે છે. **નૉર્મન મૅકલીડ** કહે છે કે "જેમ રણમાં યુદ્ધો થાય છે તેમ દરરોજના જીવનમાં પણ ભારે યુદ્ધો થાય છે. તેમાં જેમ રાક્ષસ હોય છે તેમ આમાં પણ દુર્વાસનારૂપી રાક્ષસ હોય છે. જેમ તેમાં હારજીત થાય છે તેમ આમાં પણ થાય છે. તેમાં લોકોને જેમ માન મળે છે અને હારજીત થાય છે તેમજ આપણને પણ થાય છે."

સંકટ વેઠવાથી માણસને જે નીતિની કેળવણી મળે છે તે શ્રેષ્ઠ પ્રકારની કેળવણી છે. જ્યારે વિઘ્નો જીતવાનાં હોય ત્યારે હિંમત અને આનંદથી તેની સામું થવું જોઇએ. શું એરિસ્ટૉટલે એમ નથી કહ્યું કે જેટલું સુખ આપણી ઉત્સાહશક્તિમાં રહેલું છે તેટલું આપણા પદાર્થોમાં નથી? સંકટની સામા બાથ ભીડવી એજ તેને જીતવાનો ખરો ઉપાય છે. કોઈ પણ કાર્ય સાધવાનો નિશ્ચય તે કામ કરવાની આપણામાં શક્તિ છે ને કરીશુંજ એવો તર્કસિદ્ધ વિશ્વાસ છે. આપણી બુદ્ધિ આપણી જરૂરીઆતથી તીક્ષ્ણ થાય છે, અને પ્રત્યેક વ્યક્તિ પોતાના માર્ગમાં જે વિઘ્નો આવ્યાં હોય તેની સામા થવા અને તેને વશ કરવા તત્પર રહે છે.

જે માણસોએ પોતાની તક લાભ લીધા વિના જવા દીધી છે તેમનાં જન્મચરિત્ર દુનીઆના શિક્ષણ માટે એક દુઃખદાયક પણ યાદ રાખવા લાયક ગ્રન્થ થઈ પડે. ઍબિનિઝર ઇલિયટ કહે છે કે 'કોઈ પણ તનદુરસ્ત બળવાન્ પુરુષ પ્રામાણિક હોય તો તેનો અનાદર થઈ શકે નહિ. બાળકોના લાભ માટે હું ઇચ્છું છું કે હજાર માણસ સારી રીતે દૃઢતાપૂર્વક કાંઈ પણ કામ કરવાનો પ્રયાસ કરે તેમાં જેઓ નિષ્ફળ થાય તેમની ખરેખરી હકીકત

* નિશ્ચય કરતી વખતે જે કાર્યનો નિશ્ચય કરીએ છિયે તે સુંદર છે કે કેવું તે તરફ દૃષ્ટિ ન રાખવી, તેમજ કૃત્ય કરતી વખતે કરવામાંના ગુંચાઇ કશી લાગણી મનમાં આણવી નહિ.

આપણી પાસે હોય તો કેવું સારૂં ! હું નથી ધારતો કે નિષ્ફળ થનારાઓની સંખ્યા સેંકડે એક કરતાં વધારે હોય.' માણસો બીજાની ફતેહ જોઈ અદેખાઈ કરે છે, પણ તેઓ જાણતા નથી કે નિષ્ફળતારૂપી શ્રેણીમાં આ એક છેલ્લી સંખ્યા છે. તેઓ પ્રથમ ફાવ્યા નહિ, ને પછી પણ વારંવાર નિષ્ફળ થયા; પણ આખરે તેમનાં વિઘ્નો નાસી ગયાં અને તેઓએ જય મેળવ્યો.

પરિશ્રમ લીધા વગર કોઈ પણ વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા કરવી એ નબળાઈ અને આળસનું મોટું ચિન્હ છે. જે દરેક પદાર્થ ઉપભોગ કરવા લાયક કે પ્રાપ્ત કરવા લાયક હોય તે ખુશીથી મહેનત કરવાથીજ મેળવી શકાય. વ્યાવહારિક શક્તિનો એજ ખરો મર્મ છે. " માણસ આળસના કરતાં ઉદ્યોગ ખુલ્લી રીતે વધારે પસંદ કરે; સર્વ વૃત્તિઓને વાપર્યા વગર સુસ્તીમાં તે નિંદ્રામાં કટાઈ જવા દેવા કરતાં તેમને કેળવી પુષ્ટ રાખવી તેને વધારે ગમે. છેવટે આપણને ઘણું કરીને એવું માલમ પડશે કે જે ફળ પ્રાપ્ત કરવા મનની શક્તિઓ વાપરવામાં આવી હતી તે ફળની વાસ્તવિક પ્રાપ્તિથી સુખ મળે છે તેના કરતાં વધારે ખરા સુખનું મૂળ એ શક્તિનો ઉપયોગજ છે."

એક મોટા ન્યાયાધીશ વિષે એમ કહેવામાં આવ્યું છે કે તે કદી કોઈ વાજબી તક સાધ્યા વગર જવા દેતો નહિ, અને કોઈ પણ ગેરવાજબી તકનો પોતાની મોટાઈ મૂકીને લાભ લેતો નહિ. જે તેને પોતાની કારકીર્દીના કોઈ પણ ભાગમાં કરવું પડતું તે મન મૂકીને અને ખરા દીલથી કરતો. જો પરિશ્રમ નિષ્ફળ જતો તો તેથી અંતઃકરણ તેને નિંદી શકતું નહિ, કેમકે તેનાથી બને તેટલું કરવા તેણે પ્રયાસ કર્યો હતો.

જે સારાં બીજ આપણે વાવીશું તેમાંનાં થોડાં મૂળ ઘાલશે અને તેમાંથી હિતકારક સુકૃત્ય રૂપી વૃક્ષ ઉત્પન્ન થશે એવો વિશ્વાસ રાખી આપણે ઉદ્યોગ કરવો જોઈએ. મનુષ્ય જે કૃત્ય પોતાને માટે આરંભે છે તે કૃત્ય ઈશ્વર બીજાને માટે પૂર્ણ કરે છે. ખરેખર આપણે કંઈ પણ સંપૂર્ણ કરી શકીએ નહિ. કરતાં કરતાં જ્યાં આપણે અધુરૂં મૂકીએ છિયે ત્યાં બીજા શરૂ કરે છે, અને તેમાં વધારો કરી પરિપૂર્ણતા તરફ એક મજલ આગળ લઈ જાય છે. આપણી પછીના લોકોને માટે આપણે અનુકરણ કરવા લાયક સુંદર નમુનો મૂકવાનો છે. ઠીક કરાવવું, ઠીક કરાવું, અને ઠીક કરવાનું એ સ્થિતિ અનન્ત કાળના પ્રસંગ સાથે નિત્યસંબંધથી જોડાયલી છે.

દુનીઆમાં આપણે કશા કામના નીવડયા નથી એવો વિચાર ઘણા

થોડાનાજ મનમાં ઊતરે છે. તેઓએ આ દુનીઆમાં અવતાર લીધો છે જેથી એવું સૂચવાય છે કે તેને માટે કંઈ પ્રયોજન હોવું જોઇએ. દુનીઆ તેઓની સમક્ષ છે. તેઓની મરજીમાં આવે તો સત્કાર્ય કરે અને મરજીમાં આવે તો અસત્કાર્ય કરે, રુચે તો ઉપયોગી થવા પ્રયાસ કરે અને રુચે તો આળસુ થાય. પોતાના વખત અને સાધનનું તેઓએ શું કીધું છે? પોતાનો જન્મ કંઈ પણ ઉપયોગી થયો છે એવું તેમણે દુનીઆને બતાવ્યું છે? પોતાની જીંદગીથી તેઓએ કોઈનું પણ જીવન સુધાર્યું છે? તેઓની કારકીર્દી માત્ર આળસ અને સ્વાર્થ, સુસ્તી અને પ્રમાદરૂપજ થઈ છે? તેઓ મોજશોખ શોધે છે? મોજશોખ તેઓથી દૂર નાસી જાય છે. સુખ આળસુઓને અગોચર છે. મોજશોખ અને સુખ ઉદ્યોગ અને મહેનતનાં ફળ છે; કદી પણ બેપરવાઈ અને પ્રમાદનાં નથી.

એક ભાગ્યહીન તરુણ પુરુષે એમ જાણ્યું કે મારી જીંદગી દુનીઆમાં કશા કામની નથી, તેથી તેણે જાહેર રીતે તેનો અન્ત આણવા નિશ્ચય કર્યો. આ બનાવ યુનાઇટેડ સ્ટેટ્સમાં ઇલિનૉઇસ પ્રાંતમાં કેપ્રન શહેરમાં બન્યો. એ માણસે માત્ર બુદ્ધિજ કેળવી હતી, તે સિવાય બીજી કોઈ શક્તિ ખિલવી નહોતી. તેનામાં કર્તવ્ય, સદ્‌ગુણ કે ધર્મનો વિચાર નહોતો દેહાત્મવાદી હોવાથી તેને પરલોકની ભીતિ નહોતી. તેણે જાહેરખબર છપાવી કે હું ભાષણ આપીશ અને પછી માથામાં ગોળી મારી પ્રાણત્યાગ કરીશ. એ ભાષણ સાંભળવાનો અને મનને સંક્ષુબ્ધ કરે એવું પરિણામ જોવાનો લવાજમ માથાદીઠ સવાએ રૂપીઆનો હતો. આવી રીતે જે રકમ એકઠી થાય તેમાંથી થોડીકનો ઉપયોગ પોતાના મરણને લગતા ખરચમાં કરવાનો હતો; અને બાકીની લંડનના ત્રણ દેહાત્મવાદીઓના ગ્રન્થો ખરીદ કરી તેને શહેરના પુસ્તકાલયમાં મૂકવામાં વાપરવાની હતી. ભાષણનો મંડપ ખીચોખીચ ભરાઈ ગયો. મોટી રકમ એકઠી થઈ. ભાષણ પુરું થયું કે તેણે પોતાના વચન પ્રમાણે બંદુક કાઢી મગજમાં ગોળી મારી પ્રાણત્યાગ કીધો. પૃથ્વી પરના જીવનનું આ કેવું પરિણામ! ઈશ્વરસમીપ રુધિરવાળે હસ્તે ધસવું એ આ લોકના જીવનનો કેવો અંત! આ બનાવ ૧૮૬૮ ના ઑગસ્ટ માસમાં બન્યો.

આ ઘોર કૃત્ય કદાચ વૃથાભિમાનનું પરિણામ હતું અથવા તો લોકોના મનમાં સંક્ષોભ ઉત્પન્ન કરવાને માટે હતું. એનું નામ વર્તમાનપત્રોમાં આવે, દરેક જણ એની હિંમતનાં ખુબ વખાણ કરે. પણ એતો શૌર્યને બદલે બીકણપણું હતું. એ નિરાશ થયલું અભિમાનજ હોવું જોઇએ. શેરિડને

એક વખતં કહ્યું કે "લોકો લોભ, વિષયવાસના, અને કીર્ત્તિસ્પૃહાને પ્રબળ મનોવૃત્તિઓ કહે છે તે ભૂલ છે; એ તો નાની વૃત્તિઓ છે. સર્વના ઉપર અમલ ચલાવનારી વૃત્તિ મિથ્યાભિમાન છે. એ મહાભારત પરાક્રમનાં કામો કરવા પ્રેરે છે, અને ઘોરમાં ઘોર અપરાધ કરવા ઉશ્કેરે છે. મને એ વૃત્તિની સત્તામાંથી ઉગારો, એટલે હું બીજીઓને ગણનાર નથી. એ વૃત્તિ રાક્ષસ-સમાન છે, અને એના મોં આગળ અન્યવૃત્તિઓ બાળક જેવી છે."

માત્ર અઘરાં કર્ત્તવ્યો કરવામાંજ નહિ, પણ લગભગ દરેક જણના માર્ગમાં જે હજારો વિઘ્નો આવે છે તે ત્વરાથી, ચપળતાથી, અને સ્વસ્થતાથી તરી જવામાં દૃઢ સંકલ્પશક્તિની જરૂર છે. આ પ્રમાણે કર્ત્તવ્ય કરવામાં જેટલું પ્રામાણિકપણું જરૂરનું છે તેટલું શૌર્ય જરૂરનું છે. આમાંના કોઇ પણ વિઘ્નને ખુશમિજાજ રાખી છુટું જીતવામાં જે શક્તિ જોઇએ તે નજીવી લાગે, પણ એક પછી એક ખીચોખીચ થયલા સમૂહની સામા થવું, કદી પણ ચકિત થઇ ગભરાવું નહિ; કે ખુશમિજાજ ખોવો નહિ એ મનુષ્યનો આત્મા જે ઉત્કૃષ્ટ ગુણો સંપાદન કરે છે તેમાંના છેલ્લામાંનો એક છે.

દરેક જમાનાને પોતાનાં દુઃખો વેઠવાનાં છે, ખાસ જોખમોની સામા ટકી રહેવાનું છે, અને ઇશ્વરે કસી જોવા માટે નાંખેલાં ઘણાં સંકટોમાંથી પાર પડવાનું છે. આળસ, મોજમજા, અને દુર્ગુણની લાલચો આપણને દરરોજ લલચાવે છે. આ લોકના હિતનું ગમે તેટલું નુકસાન થાય તોપણ કર્ત્તવ્યની સમજ અને શૌર્યની વૃત્તિથી આપણે તેની સામા થવું જોઇએ. જ્યારે આ પ્રમાણે સદ્ગુણ દરરોજની ટેવ જેવો થાય છે, ત્યારે આપણામાં ખાસ લક્ષણ આવે છે અને જીવનનું પ્રયોજન ઘણે દરજ્જે સાર્થક થાય છે.

થોડી હિંમત ન હોવાને લીધે દુનીઆને કેટલું બધું નુકસાન થાય છે! આપણામાં કામ કરવાની મરજી હોય છે, પણ તે કરવામાં નિષ્ફળ થઇએ છિએ. દુનીઆની સ્થિતિ એવી છે અને એટલું બધું ફૂલ પર આધાર રાખે છે કે દરેક પદાર્થ 'કંઇ પણ કરો, કરો, ને કરો' એવું દરેક પુરુષને કહેતો ન હોય એમ ભાસે છે. ગરીબ ગામડાનો પાદરી પોતાની સત્તા નીચેના મુલકમાં પાપ, દુષ્કૃત્ય, અન્યાય, અને અધર્મની સામો થાય છે, તેનામાં એલેક્ઝૅન્ડરના કરતાં કર્ત્તવ્ય વિષે વધારે ઉમદા વિચારો હોય છે. કેટલાક પુરુષો જાગ્રત થઈ કામ કરવાનો ઢોંગ કરે છે ત્યારે પણ ઉદ્યોગી પુરુષોને માત્ર પોતાની ભૂલ કબૂલ કરતા ન હોય એવા લાગે છે. નેગો કિનારે ધ્રુજતા

ઊભા રહે છે અને અંદર કૂદવાની તેમનામાં હિંમત નથી. જો આરંભ કરવાની હિંમત હોત તો ઘણું કરીને બહુ સુફલ કરી શકત એવા ઘણા અપ્રસિદ્ધ લોકો દરરોજ મરણ પામે છે.

**એડિન્બરોનો** વિદ્યાગુરૂ **વિલ્સન** પોતાના શિષ્યોને શિખવવામાં હમેશ કર્ત્તવ્યના વિચાર અને વળી ફૂલરૂપી કર્ત્તવ્યના વિચારને મોખરે મૂકતો. જેઓએ એનો ઉપદેશ સાંભળ્યો તેમનાં લક્ષણ પર તેની ઊંડી અસર થઈ. તેણે તેઓને દુનીઆનાં સંકટો સામે બહાદુરીથી યુદ્ધ કરતાં, અને એક પ્રાચીન **ડેન્માર્ક**ના વીરની માફક "ઉત્તમ પ્રકારે હામ ભીડતાં, દઢ સંકલ્પ રાખતાં, અને કર્ત્તવ્યના માર્ગમાં કદી પણ ઠોકર ન રાખતાં" શિખવ્યું, એવો મત એણે સ્વીકાર્યો હતો.[1]

દુનીઆમાં કાલાનુસાર વર્ત્તન ઘણું જોવામાં આવે છે અને તે ઘણુંખરૂં હિંમત ન હોવાને લીધે છે. જ્યારે **લ્યૂથરે ઇરૅસ્મસને** કહ્યું કે "તમે છુંદ્યા વગર ઈંડાં ઉપર અને ભાંગ્યા વગર કાચ ઉપર ચાલવા ઇચ્છો છો," ત્યારે બીકણ અને શંકાશીલ **ઇરૅસ્મસે** જવાબ દીધો કે "હું ખ્રિસ્તિ ધર્મનો પક્ષ કરવામાં બેઇમાન નહિ થાઊં. એટલું તો નક્કીજ કે **જમાનાને અનુસરીને** જેટલો ઈમાની થઈ શકીશ તેટલો તો થઇશજ, **લ્યૂથરનાં** લક્ષણ જુદીજ તરેહનાં હતાં. તેણે કહ્યું, 'મારી વિરૂદ્ધ છાપરાનાં નળીઆં જેટલા સંખ્યાબંધ શેતાન એકઠા થાય તોપણ હું **વર્મ્સ** જઈશજ." અથવા તો **સેંટપૉલે** જેમ કહ્યું હતું કે "હું માત્ર બંધાવવાનેજ માટે નહિ, પણ **જેરૂસલમ**માં જઈ મરવાને પણ તત્પર છું." તેમ મનુષ્યે વર્ત્તવું જોઇએ.

**સર એલેકઝૅન્ડર બર્ન્સે** કહ્યું કે "મારાં લક્ષણમાનું આસક્તિ છે. જે માથે લઊં છું તેમાંની કોઈ પણ બાબતમાં હું બેદરકાર રહેતો નથી. ખરેખર હું કંઇ પણ કામ કરવા માથે લઊં તો હું બેદરકાર રહી શકું જ નહિ." દઢ અને અસ્થિર માણસો વચ્ચે આજ ભેદ છે. બહાદુર માણસો

૧. જ્યારે એડિન્બરોની નગરસભાના માણસોના તે મત ઉઘરાવતો હતો ત્યારે તેમાંના એકે એને કહ્યું કે 'વિલ્સન સાહેબ હું તમને મારો મત આપવા ખુશી છું, પણ મને એક ધાસ્તી છે. લોકો કહે છે કે ઈશ્વરકૃપાથી તમારો ઉદ્ધાર થાય એમ તમે ધારતા નથી.' તેણે કહ્યું, 'બેલિ એ વિષે મને બહુ ખબર નથી, પણ જો ઇશ્વરકૃપાથી મારો ઉદ્ધાર નહિ થાય તો મારાં કૃત્યોથી થવાનો નથી.' બેલિએ કહ્યુ 'બસ, હુ તમને મારો મત આપીશ.'

ઘણીવાર માર્યા જાય છે, વાતુડાઓ પાછળ પડી જાય છે, બાયલાઓ નાસી જાય છે. આપણે કેવા છિયે તે આપણાં કૃત્યો દર્શાવે છે. શબ્દો તો માત્ર કેવા હોવા જોઇએ તે બતાવે છે. ઉદ્યોગી જીવનની દરેક પળે અસંદિગ્ધ જય મેળવી શકાય.

દુનીઆમાં જે જે છે કે બને છે તેમાંનું કંઈ પણ સારા માટે નથી એવો મત ધરાવનારા કહે છે કે ઉદ્યોગ કે ઉદ્યોગ કરવાની જરૂર મનુષ્યનો શત્રુ છે. એથી ઉલટું એમ કેરો કહે છે કે "અટકાવાય નહિ એવી પ્રબળ પ્રેરણાશક્તિથી મનુષ્ય કૃત્ય કરવામાં પ્રેરાય છે, અને કૃત્ય કરવાથી કોઈ અણધારેલો આનંદ કે ધારેલું સુખ તેને મળે છે, અથવા જે કર્ત્તવ્ય તેને માથે ઈશ્વરે મૂકેલું તે કર્ત્તવ્ય તે કરે છે. એ અનિવાર્ય પ્રેરણા તેજ જીવનની પ્રેરણા. એથીજ જીવન સમજાય છે, અને એજ પ્રેરણાવૃત્તિઓ એકઠી થઇ એકંદરે જીવન બને છે. જે ક્ષણે આ પ્રેરણા આપણામાં જીવનનો વિચાર પોષે છે તેજ ક્ષણે તે જીવનની ખરી યોગ્યતા માપે છે.........વિઘ્નોને જીતી કાર્ય સાધવા માટે લાંબો વખત જારી રાખેલા પ્રયાસમાં, જે ઉત્સાહશક્તિ પ્રથમ પોતે જાગ્રત બની, જીવન પર અધિકાર ચલાવી તેને સતેજ કરે છે અને તેથી મનુષ્ય દુષ્ટ ઈચ્છાઓ વશ કરે છે, કે શાસ્ત્રના સંશયો કે કળાને લગતી અડચણો દૂર કરે છે. તે ઉત્સાહશક્તિમાં, અને ટુંકામાં કહીએ તો જે ઉદ્યોગ મનુષ્યજાતનો ખરો મિત્ર અને દિલાસો આપનાર છે, જે કોઈ પણ મનુષ્યને નબળાઈથી દૂર કરી ઉન્નત સ્થિતિમાં લાવે છે, પવિત્ર અને મોટો કરે છે, નીચ લાલચોમાંથી બચાવે છે, અને વિપત્તિના દહાડામાં દુઃખ ખમવામાં મદદ કરે છે, અને જેના મોં આગળ ભારેમાં ભારે શોક પણ થોડા દિવસ નાસી જાય છે એવા ઉદ્યોગમાં શુદ્ધ આનંદ રહેલો છે. ખરૂં કહીએ તો ઉદ્યોગ કરવાથી જે પરિશ્રમ અને કંટાળાનો પ્રથમ વિચાર આવે છે તે દૂર થાય છે કે તરતજ તેથી પ્રેરણા ઉત્પન્ન થાય છે. સર્વ પરિણામોથી નિરાળો ઉદ્યોગ જાતેજ એક મોટા આનંદ અને સુખનું સાધન છે. દુનીઆનો કોઇ પણ વૃત્તાન્ત સારાને માટે નથી એવો મત ધરાવનારાની માફક ઉદ્યોગને શત્રુ ગણવો એતો આનંદને વિષે વિચાર પણ ખોટો બાંધવા જેવું છે. કોઇ પણ ઉદ્યોગી પુરૂષે પોતાનો ઉદ્યોગ હસ્તશ્રમને લીધે આબાદ થતો જોવો, અથવા તેને વિષે પોતાના વિચાર સુધરતા જોવા અને એરિસ્ટોટલ કહેતો તેમ તેની સાથે એક રૂપ થવું—જેમકે ખેડુતે પાકની સાથે, ઘર બાંધનારે ઘરની સાથે, કોતરનારે પુતળીની સાથે, કવિ કે ગ્રન્થકારે કવિતા કે ગ્રન્થની સાથે—એ મોટા આનંદની વાત છે.

કામ કરવાથી જે ખુશી ઉત્પન્ન થાય છે તે મહેનત અને પરિશ્રમના બદલા કરતાં વધારે છે, અને જેવી રીતે બાહ્ય વિઘ્નની સામા ફળીભૂત થાય: એવો જણાતો ઉદ્યોગ જાગ્રત્ જીવનનો પ્રથમ આનંદ છે, તેમજ સંપૂર્ણ થયલું કામ ઘણાજ મોટા હર્ષનું કારણ છે. આપણામાં પોતાપણાનો વિચાર પૂરેપૂરો ઉત્પન્ન કરે છે, અને કુદરત પર આપણા જયને, જોકે એ જય અ-સંપૂર્ણ અને ક્ષણિક છે તોપણ, પૂજ્ય કરે છે. પ્રયત્ન અથવા ફળરૂપમાં પરિણામ પામેલી સંકલ્પશક્તિનું આજ ખરૂં સ્વરૂપ છે."

મનુષ્યમાં અદ્ભુત બુદ્ધિ છે, કારણ કે તેણે અદ્ભુત ઉદ્યોગ કર્યો છે. દૃઢતા અવસ્થાને પણ વશ કરી શકે. ઉદ્યોગરૂપી શક્તિ એવી તો બળવાન છે કે તેમાં કોઇ પણ અવસ્થા વિઘ્ન કરી શકે નહિ. તે ઉદયનો માર્ગ ખુલ્લો કરે છે અને એવી ઉન્નત સ્થિતિએ બીરાજે છે કે તેને કોઇ પણ પદાર્થ, સુભાગ્ય કે દુર્ભાગ્ય, સુખ કે દુ:ખથી અસર થતી નથી. આ લોકમાં જે આ-નંદ મળે છે તેથી માત્ર ત્યાર પછીના વધારે મોટા ઉદ્યોગને માટે દૃઢ થવું જોઇએ. મનુષ્યનું ડહાપણ તેનાં કૃત્યમાં જણાય છે; કારણ કે દરેક માણસની સ્થિતિ પોતાના કૃત્યથીજ ઉત્પન્ન થાય છે. **રિકટર** કહે છે કે "સત્કર્મનો નાદ ઘટની માફક સ્વર્ગમાં ખુલ્લો સંભળાય છે."

દરરોજ વ્યવહારમાં મનુષ્યજાતિના સમાગમમાં રહી પરસ્પર મદદ કરવી અને સુખદુ:ખમાં ભાગ લેવો એ ગમે તેટલા ધ્યાન અને એકાંત-વાસ કરતાં હિતકારક અને ભારે ઉદ્યોગની ટેવનું વધારે સારૂં સાધન છે. **સ્વીડનબર્ગે** દરિદ્રતા સ્વીકારવાની પ્રતિજ્ઞા વિષે અને વધારે પવિત્ર રીતે જીવન ગાળવા દુનીઆનો ત્યાગ કરવા વિષે જે કહ્યું તે વાજબી અને ખરૂં ભાસે છે. તેણે કહ્યું કે "જે જીવનથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે તે દુની-આનો ત્યાગ કરવાનું જીવન નથી, પણ દુનીઆમાં રહી ઉદ્યોગ કરવાનું જીવન છે. સહુ ઉપર પ્રીતિભાવ દર્શાવવામાં જીંદગી કાઢવી, એટલે કે દરેક ધંધામાં અને કામમાં આસક્તિથી અને ન્યાયથી ઇશ્વરી નિયમને અનુસરીને વર્ત્તવું, એ કંઇ અઘરૂં નથી; પણ ભક્તિભાવમાં જીવન ગાળ-વુંજ અઘરૂં છે, અને તેથી સ્વર્ગ તરફ જઇશું એમ સાધારણ રીતે જેટલું ધારવામાં આવે છે તેટલુંજ સ્વર્ગથી દૂર જવાય છે."

ઘણા લોકો ધર્મ અમુક શબ્દો કહેવામાંજ રહ્યો છે એમ સમજે છે. કથન કરવામાં તો જે આપણે યોગ્ય ધારીએ છિયે તે કરિયે છિયે પણ

શબ્દથી ભાગ્યેજ કૃત્ય, વિચાર, અને આચરણ, અથવા શુદ્ધિ, સૌજન્ય, કે પ્રામાણિકપણું આવે છે. ધર્મની બાબતમાં ઘણા અવિચાર અને ઉદ્ધતાઇથી વર્ત્તવામાં આવે છે અને ખરા દીલથી થોડોજ ઉદ્યોગ કરવામાં આવે છે. ધર્મ વિષે ઘણાં પુસ્તકો રચાયાં છે; પણ ખરો ધર્મ મનુષ્યનાં સદ્વર્તન અને કૃત્યમાં રહેલો છે, અને એ હજારો ઉપદેશગ્રન્થો કરતાં વધારે બોધકારક છે. જો માણસમાં કલ્યાણને માર્ગે દોરવનારી, દૃઢ અને ચાલાક સંકલ્પશક્તિ નહિ હોય તો તેને વિષયવાસના જેમ નચાવશે તેમ નાચશે, અથવા નિર્લજ્જ આળસમાં જીંદગી ગુમાવશે.

મોટામાં મોટું ભય હાલમાં ઇંગ્લાંડના જુવાનીઆઓને પીડે છે. એ ભય આળસ છે. જેને 'કેળવણી' કહે છે તે નહિ જેવી છે. એવી કેળવણી જેને મળી હોય છે તેનામાં કદાચ અધમમાં અધમ આચરણ, ઊંચી પદવીવાળા અધિકારીઓની નીચમાં નીચ રીતે ગુલામગીરી ઉઠાવવાનો દોષ, અને ગરીબ અને નમ્ર માણસો તરફ ગર્વવૃત્તિ જોવામાં આવે છે. અવગુણને વળગી રહેનારા આળસુ તરુણ પુરુષો કશું માનતા નથી, કોઇ પણ ચીજ પર પૂજ્યભાવ દર્શાવતા નથી, કશાની ઉમેદ રાખતા નથી, કે મનુષ્યના હૃદયમાં અંતે સદ્વસ્તુનો જય થશે એવી પણ આશા રાખતા નથી. ટૂટસીના જેવા લક્ષણવાળા દુનીઆમાં ઘણા છે. તેઓ કહે છે કે 'એ સઘળું એકજ છે.એ કંઇ કામનું નથી.' એ સઘળું એક નથી, અને આજથી સો વર્ષ પર પણ એક નહિ થાય. દરેક મનુષ્યે પોતાની ખાસ ફરજ બજાવવાની છે, અને ખાસ કૃત્ય કરવાનાં છે. તે નહિ કરે તો તેથી તેને નુકસાન થશે અને એને લીધે બીજાઓને પણ નુકસાન થશે. તેના આળસનો ચેપ બીજાને વળગશે, અને તેથી ખરાબ દાખલા ફેલાશે. નકામી જીંદગી માત્ર વહેલાં મોત જેવી છે.

જુવાનીઆઓમાં અતિશય બડબડાટ જોવામાં આવે છે. જે વસ્તુને વિષે કલ્પના બાંધ્યા કરે છે તે વસ્તુ કરવાને બદલે તેઓ નિરાશાનાં રોદણાં રોયા કરે છે, અને તેથી કંઈ કૃત્ય થતું નથી. ડૉકટર ચૅનીંગે આ દોષ ધ્યાનમાં લીધો હતો, અને આટલા બધા જુવાન પુરુષોને નિરાશાનીજ કેળવણી મળે તેને માટે દિલગીરી બતાવી હતી. જીંદગીમાં કંઇ લાભ છે ? તે આળસમાં ગુમાવાય તો ખરેખર તેમાં કશો લાભ નથી. વિદ્યાભ્યાસને પણ ઘણીવાર મનના વિક્ષેપ તરીકે ગણવામાં આવે છે. એ માત્ર કેળવાયલી ઉદાસીનતા છે. આજ કારણને લીધે આપણને આટલા બધા બડબડાટ કરતા બેદરકાર જુવાનીઆઓ માલમ પડે છે. તેમનાં માન સુધરી બુદ્ધિમાં એક પ્રકારની

તીક્ષ્ણતા અને ચપળતા આવે છે. તેઓ બીજાનાં કૃત્યના પર ઘણા મરકનાં કરડાં વચન બોલે છે, પણ જાતે કશું કરતા નથી. તેઓ ખરા દીલથી કામ કરનારાઓનો તિરસ્કાર કરે છે. આ અસ્થિર બુદ્ધિવાળાઓમાં શોચનીય અનાસ્થા જોવામાં આવે છે. જો તેમનામાં આત્મા છે એમ તેમને લાગતું હોય તો તે આત્મા જેમ દરેક પ્રકારનો અભિપ્રાય ઘસડે છે તેમ ઘસડાય છે. તેઓ સમજે છે, પણ માનતા નથી. આવાં મન જે વિચાર ગ્રહણ કરે છે તેથી કાંઈ કૃત્ય ઉત્પન્ન થતાં નથી. તેમાં કાંઈ વર્તનનું ધોરણ કે નિશ્ચિત વિચાર નથી. ધર્મનો વિષય તેઓ ધ્યાનમાં લેતા નથી. તેઓનો સ્વીકારેલો મત શૂન્ય હોય છે અને તેમાંથી પરિણામ પણ શૂન્ય નીપજે છે. તેમનામાં ધારે ઊંચા પ્રકારના જીવન માટે ઉમેદ હોતી નથી કે ઉત્તમ વિચાર કે તેથી પણ વધારે ઉત્તમ લક્ષણ માટે આકાંક્ષા જોવામાં આવતી નથી.

તોપણ આપણે જોઇએ છિયે કે બુદ્ધિ પુષ્કળ હોય છે, પણ આસ્થા બીલકુલ હોતી નથીઃ ઘણું જ્ઞાન હોય છે, પણ લગારે ડહાપણ હોતું નથી; પુષ્કળ 'કેળવણી' હોય છે, પણ જરાએ સ્નેહભાવ હોતો નથી. પ્રજામાં સભ્યતા કે બારીક સમજશક્તિ રૂપી સુધારો હોય અને બીજું કશું ન હોય. જ્ઞાન અને ડહાપણ એક એકથી એટલાં બધાં નિરાળાં છે કે ઘણીવાર તેમને પરસ્પર સંબંધ પણ હોતો નથી. જ્ઞાનથી સૌજન્ય કે ડહાપણનો વધારો થાય કે નહિ તે શકભરેલું છે. ફ્રેનેલન કહે છે કે સારા ગ્રન્થો પર પ્રીતિ રાખવા કરતાં જાતે સારા જીવતા ગ્રન્થરૂપ થવું[1] એ વધારે સારૂં છે. અનેક પ્રકારના ગ્રન્થ વાંચવાથી મનને આનંદ થાય, પણ પુષ્ટિ મળે નહિ. સેંટ ઍન્સેમ કહેતો કે "સ્વબુદ્ધિનાં કૃત્યો શોધતા વિદ્વાનોની શક્તિના કરતાં ઇશ્વર ઘણીવાર પોતાનાં કૃત્યો શોધતા અભણના જીવનથી વધારે કામ કરે છે."

એક મોટા ફ્રેન્ચ ગ્રન્થકારે પોતાના વખતના લોકોનું આ પ્રમાણે ચિત્ર પાડયું છે. "આપણે જ્યાં જોઇએ ત્યાં મત અને કર્તવ્યની બાબતમાં સંપૂર્ણ અનાસ્થા, અને મોજશોખ અને 'સુવર્ણથી જે કંઇ આપણે ઇચ્છતા હોઇએ તે મળી શકે છે' તેથી તેને માટે પ્રબળ આતુરતા સિવાય બીજું શું જોઇએ છિયે! તેઓ ધારે છે કે દરેક પદાર્થ સુવર્ણથી ખરીદ કરાય—અંતઃકરણ, કીર્તિ, ધર્મ, અભિપ્રાય, પ્રતિષ્ઠા, અધિકાર, મોટાઈ, અને માન સુધાં. તમામ તત્ત્વ અને સદ્‌ગુણનો કેવો સંપૂર્ણ નાશ! તત્ત્વજ્ઞાન સર્વ

૧. આપણાં કૃત્યથી બીજાઓને બોધ મળે એવી રીતે વર્તવું.

સિદ્ધાન્તો, અધર્મ વિષેના સઘળા મતો, સર્વભક્ષક અનાસ્થામાં લીન થઇ અદશ્ય થયા છે. અનાસ્થા એ ગ્રહણશક્તિની ખરેખરી ઘોર છે. એ ઘોરમાં સમજ-શક્તિ સંસ તેમજ અસત્યરૂપી વસ્ત્રહીન નગ્ન થઈ જતી રહે છે, અને હાડકાં પણ દેખાતાં નથી એવી ખાલી ઘોર થઇ જાય છે. ”

એમ છતાં પણ લોકો પોતાનો ઉદ્ધાર ' કેવળ બુદ્ધિની ખિલવટ ' થી થવાનો છે એમ સમજે છે. ઘણા એ ' ખિલવટ 'ને પૂજ્ય ગણે છે. એનેજ તેઓ ધર્મ સમજે છે. એ તો સર્વ વસ્તુ તરફ બુદ્ધિબળથી દર્શાવેલો તિરસ્કાર અને સંશયવૃત્તિ અને બહારથી સુધારાનો ડોળ છે. જે પુરુષો આવું ડોળ કરે છે તેઓ મોલીઅરે ' લેસ પ્રેશિઅસીસ રિડિકુલીસ 'માં દર્શાવી છે એવી ચારે પાસ પ્રસરેલી સંપૂર્ણ શ્રેષ્ટતાની સ્થિતિમાં રહીએ છિયે એમ ધારે છે. કોઇ પણ પદાર્થનાં વખાણ કરવાં નહિ એ તેમનું આદર્શવાક્ય છે. તેઓ ઉદ્યોગ, આત્મસંયમ, ચાલાકી, અને જાતમહેનતરૂપી, પુરાતનકાળથી ગણાતા સદ્ગુણો તુચ્છકારી કાઢે છે. તેઓનો મત માત્ર નાઉમેદી ઉત્પન્ન કરે એવી દરેક વસ્તુનો નિષેધ છે. તેઓ કશાને વખાણતા નથી, કશાની ઉમેદ રાખતા નથી. તેઓ દરેક વિષયમાં સંશયશીલ છે. જાતે કંઇ કૃત્ય કરતા નથી અને બીજાનાં કૃત્યોનો નિષેધ કરે છે. તેઓ પોતાના સિવાય કોઈ પણ પદાર્થને ખરો માનતા નથી. પોતે જાતે પોતાના નાના દેવતા છે.

' બુદ્ધિની ખિલવટ ' વિષે મૂળ લખનાર ગોએથ હતો. પણ ગોએથનાં કાવ્યો સ્કિલરનાં કૃત્યો જેવાં કંઈ પણ કૃત્યો ઉત્પન્ન કરતાં નથી. ગોએથનાં કૃત્યો ફળ વગરનાં છે. એ માણસ જે સ્ત્રીઓને તેણે પોતાની મોહકશક્તિથી પોતાના પર આસક્ત કીધી હતી તે સ્ત્રીઓ તરફ પ્રીતિનો વ્યવહાર રાખતો. એનો છેલ્લો જીવનવૃત્તાન્ત લખનાર કહે છે કે ' જ્યારે એના મનમાં કોઈ પણ સ્ત્રી ન હોય ત્યારે એ, મુડદા વગરના વાઢકાપ કરનાર શસ્ત્રવૈદ્ય જેવો દેખાય, તેવો ભાસતો હતો. તે બેલ્ઝેકને વિષે કહેતો કે તેણે રચેલી દરેક ઉત્તમ કલ્પિત કથા દુઃખિત સ્ત્રીના હૃદયમાંથી જાણે ખેંચી કાઢી ન હોય એવી લાગે છે. બેલ્ઝેક એજ માન એને પાછું આપી શક્યો હોત. સૃષ્ટિવિજ્ઞાન ઉપર પોતાની બાળપણની પ્રીતિ વિષે ગોએથ કહે છે કે " મને યાદ છે કે જ્યારે હું બાળક હતો ત્યારે ફૂલને ચૂંટી નાંખીને જોતો કે દાંડીને પાંખડીઓ શી રીતે બાઝી છે, અને પક્ષીના કકડે કકડા કરી જોતો કે પીછાં પાંખમાં શી રીતે દાખલ થયાં છે. " બેટીનાએ લૉર્ડ હાઉટને કહ્યું કે સ્ત્રીઓની સાથે પણ ઘણુંખરૂં તે તેવીજ રીતે વર્તતો: સઘળી ઊંચી તેમ-

જ નીચી પ્રિયતમાના ગુણદોષ તે આજ પ્રમાણે જુદા જુદા પાડી જોતો. તેની મોહકશકિત વિલક્ષણ હતી અને જો કૌશલ્ય બતાવવા માટે તેને પ્રબળ-વૃત્તિ દર્શાવવાની જરૂર પડતી તો જેવી રીતે ક્રૂશ આકારના વધસ્તંભ ઉપર **ક્રાઈસ્ટની** છબી પાડનાર ચિત્રકારે મૂળમાં શારીરિક વેદનાનો જોઇતો દેખાવ લાવવા માટે એની બાજુ પર ભાલો ખોસ્યો, તેવી રીતે ખરેખરા કે દગ-દગા વિના તે પ્રીતિ વધારે ગંભીર દર્શાવતો. આવી સ્થિતિમાં, સૂક્ષ્મ અવલો-કન કરવાની શક્તિને લીધે જેટલા ખરા ભાવની આશા રાખીએ તેને મુકાબલે ખરી પ્રીતિની શીતળતા કે અભાવ જણાઈ આવે છે, અને જેવી રીતે '**લે-હોમી બ્લાસી**'માં નાયક આંગળીઓ વતી પોતાની નાડ જોતો હતો કે જરૂર જેટલો આવેશ આવ્યો કે નહિ અને જ્વરના જેટલી ઉષ્ણતા થાય કે તરત અટકાવાની ઘણી સાવચેતી રાખતો હતો, તેવી રીતે આપણે **ગોએથને** માટે કલ્પના કરી શકીએ. **ગોએથ** આપણને નિખાલસપણે કહે છે કે પ્રી-તિના સંબંધમાં જે ચમત્કારિક બનાવ બનતો તેનો હું લાભ લેતો અને સ્ત્રી સાથેના વ્યવહારમાં જે કંઈ બનતું તેને વિષે હું રસશાસ્ત્રની દૃષ્ટિથી જોતો અને કંઇ પણ દુઃખકારક બનાવ કે નાઉમેદીની પીડા નરમ પાડવાનો ઘણોજ બોધદાયક ઉપાય એજ કે તે વિષે લખવું એમ મને લાગતું."

અરે કેવળ બુદ્ધિબળ વિષે આ કેવું મિથ્યાભિમાન! હૃદયના ઉત્તમ ભાવ સાથે સરખાવતાં બુદ્ધિબળ કેવું નકામું અને તિરસ્કારપાત્ર છે.! બુદ્ધિ અને શરીરની કઠોર શુષ્કશક્તિ શું ગ્રહણ કરી શકે છે? માત્ર થોડા હાડપિંજર જેવા નીરસ અભિપ્રાય, અને રસ અને જીવન, તત્ત્વ અને અસ્તિત્વ, સત્ય અને આનંદ આપનાર આત્મા વિનાનાં એકઠાં બાંધેલાં માત્ર થોડાં શુષ્ક હાડકાં જેવા વિચાર. ગુરુત્વાકર્ષણ અને તેજના પૃથક્કરણના સિદ્ધાન્ત, અને પદાર્થની ભિન્ન ભિન્ન આકૃતિઓ ગતિને લીધે થાય છે એ ધારણાને આધારે કાઢેલી પૃથક્કરણની રીત શોધી કાઢનાર ન્યુટન, જે કદાચ દુનિયામાં મોટામાં મોટો પુરુષ થઈ ગયો, તેનું નમ્ર વચન સર્વને યાદ હશે. તે કહેતો કે જાણે સત્યરૂપી મહાસાગર મારી સમક્ષ શોધ્યા વગરનો આવી રહેલો છે, અને હું જાણે તેને કિનારે રમતો છોકરો ના હોઉં એમ મને ભાસે છે. આવી રીતે કબુલ કરે એવા તત્ત્વજ્ઞાનીઓ હાલ આપણામાં છે?

**કાઉન્ટ ડી મેસ્ટ્રે**એ કહ્યું છે કે કેટલાક સિદ્ધાન્તો એવા છે કે તેને મનુષ્ય હૃદયબળ વડેજ ગ્રહણ કરી શકે. જ્યારે કોઈ સત્પુરુષ પોતાને સ્પષ્ટ ભાસે એવા પ્રમાણની સામા તીવ્રબુદ્ધિ વાળા મનુષ્યોને વાંધો લેતા દેખે છે,

ત્યારે તેને વારંવાર વિસ્મય થાય છે. આનું ખરું કારણ એ છે કે એ મનુષ્યોમાં અમુક મનોવૃત્તિ નથી. જ્યારે ચપળમાં ચપળ માણસમાં ધર્મની સમજ નથી, ત્યારે આપણે તેને વાદવિવાદમાં જીતી શકતા નથી એટલુંજ નહિ, પણ આપણું કહેવું તેને સમજાવવાને આપણી પાસે સાધન પણ નથી. વળી સર હંફ્રી ડેવિડે કહ્યું છે કે 'વિચારશક્તિ ઘણીવાર જીંદગીમાં નિરર્થક એવા બોજા જેવી છે, મનોવૃત્તિઓનો નાશ કરે છે અને અમુક નીતિધોરણે ચાલતા શિખવવાને બદલે આપણને માત્ર સાવધ અને સાવચેત રહેતાં શિખવે છે.'

પણ કર્ત્તવ્યનું ખરુંસ્વરૂપ શાસ્ત્ર અને ગ્રન્થમાંથી શીખાતું નથી. એનો વિસ્તીર્ણ વિષય શાસ્ત્ર અને ગ્રન્થની મર્યાદા બહાર રહેલો છે. મનુષ્યો જેટલાં એકાન્ત વિચારમગ્ન પ્રાણીઓ છે તે કરતાં વિશેષ પરસ્પર સમાગમમાં આવતાં છે. મનુષ્યની કેળવણીનો ઉત્તમ ભાગ પરસ્પર વ્યવહારથી પ્રાપ્ત થાય છે. એમ વ્યવહારથીજ સભ્યતા, સ્વાભિમાન, પરસ્પર વિચારસહિષ્ણુતા, અને પરહિતને અર્થે આત્માર્પણરૂપી ગુણોનો ઉદ્ભવ થાય છે. મનુષ્યનો અનુભવ શાસ્ત્ર કરતાં વિશાળ છે. જીવન એક ગ્રન્થરૂપ છે, તે માણસ જીવે ત્યાંસુધી પહોંચે છે, પણ તેનાં કઠણ પાનાં સમજવામાં ડહાપણની જરૂર છે.

વર્ની નામની સ્ત્રી કહે છે કે 'આપણા વખતમાં કેળવણી અને લખવા વાંચવાના વિચાર વચ્ચે ગાઢો સંબંધ ધારવામાં આવે છે. હાલ તો કેવળ અભણ અને મૂર્ખ પુરુષોજ લખી વાંચી શકતા નથી, પણ પચાસ વર્ષ પહેલાં ઊંચામાં ઊંચા પ્રકારની કેળવણી લેવી હોય તોજ ગ્રન્થોનો ઉપયોગ કરવામાં આવતો અને તે સિવાય ક્વચિતજ લોકો પુસ્તકો વાંચતા, અને ઘણા હોંશિયાર પુરુષ અને સ્ત્રીઓ ધર્મપુસ્તક સિવાય બીજા કોઈ પણ ગ્રન્થની મદદ લીધા વગર પોતાના વિચાર પોતાની મેળેજ કરતાં. ઊંચા વર્ગના લોકોમાં પણ સ્ત્રીઓમાં વાચન ઘણું સાધારણ નહોતું. વિચાર કરવાની સારી શક્તિવાળા એક ફ્રેંચે કહ્યું છે કે 'મારી દાદી લખતી ત્યારે ભાગ્યેજ બરોબર જોડણી કરતી, અને લિવર ડ હ્યુરીસ સિવાય તેણે કશું વાંચ્યું નહોતું; પણ હાલની સ્ત્રીઓ કરતાં તે ઘણીજ વધારે ડાહી અને લાયક હતી.'

અસલના વખતમાં શિષ્યને અભ્યાસમાં પ્રેરવાને અભ્યાસ કરવો એ તમારો ધર્મ છે એમ સમજાવવામાં આવતું. નિષ્ફળ થવું નામોશી ભરેલું ગણાતું અને સફળ થવું એ તો માત્ર સ્વધર્મ બજાવ્યો એમ મનાતું.

મિલરે કહ્યું છે કે 'કેળવણીથી મનુષ્યજાતિની સામાન્ય સ્થિતિમાં અસાધારણ સુધારો થઇ ઊંચી પંક્તિની થશે એવી કલ્પના કરવી એ તો માત્ર આ જમાનાની ગાંડાઇ છે, અને કેવળ ઘર્ષણપ્રભાવથી તાંબાના સિક્કાને સોનાનો સિક્કો બનાવવાની કીમીઆની હિકમત જેવી છે.'

ખરૂં જોઇએ તો ઉત્તમમાં ઉત્તમ શિક્ષણ મેળવવાનું સ્થાન ઘર છે. ગૃહવર્ત્તન સારૂં રાખવું એ બાળકોને કેળવવાની ઇશ્વરી રીત છે; અને ઘર તો જેવાં સ્ત્રીઓ બનાવે તેવાં બને છે. ઑર્લિયન્સનો માજી ધર્માધ્યક્ષ કહેતો કે 'ફ્રાન્સની આશા માતાઓમાં રહેલી છે.' ઇંગ્લંડમાં પણ એમજ છે. પણ દિલગીરીની વાત એ છે કે સ્ત્રીત્વવિરુદ્ધ બોલતી અને પોતાનામાં ઘણાજ પ્રીતિજનક ગુણો ઇશ્વરે મૂક્યા છે તે ગુણોનો ત્યાગ કરવા અતિશય મથન કરતી સ્ત્રીઓ આપણને બેબાકળા બનાવે એવો બુમાટો કરી મૂકે છે. એમને અધિકાર, અને તે રાજકીય અધિકાર જોઇએ છિયે. પણ વાસ્તવિક વિચાર કરીએ તો એમની ગૃહસત્તાએ જે સ્વરૂપ દુનીઆને આપ્યું છે તેજ સ્વરૂપ દુનીઆનું છે. પાર્લમેન્ટના* સભાસદનો મત આપવાથી પોતાની સત્તા વધશે એમ તેઓ માને છે, અને એ અધિકારનો હક્ક મેળવવા ઇચ્છે છે પણ ત્રણ ચાર વર્ષમાં એકવાર રાષ્ટ્રીયપરિષદ્‌માં બેસનાર લોકોના પ્રતિનિધિને મત આપવાનો અધિકાર મળશે તો દુનીઆ છે તે કરતાં વધારે સારી થશે એમ તેઓ ખરેખરૂં અંતઃકરણથી માને છે ? સેંટપૉલ જે સ્ત્રીઓ ઘરમાં રહી ઉદ્યમ કરતી તેમને સર્વોપરિ ગણતો, કેમકે એ જાણતો હતો કે ઘર જનમંડળનું પવિત્રમાં પવિત્ર સ્થાન છે, અને જગતમાં જે સર્વ પદાર્થ આપણને અતિપ્રિય છે તેનું ઉત્તમ રક્ષણ કુટુંબપ્રીતિ અને કર્ત્તવ્યથીજ થાય છે.

સ્ત્રીઓમાં કયાં લક્ષણો હોવાં જોઇએ તે વર્ણવ્યા પછી એક થોડા વખત પર થઇ ગયલો ગ્રન્થકર્ત્તા કહે છે કે 'કાઇક નવી તરેહના ધર્મપંથ કે અન્ય તરફ સ્ત્રીઓની વૃત્તિ દેખી વગર વિચારે ઉશ્કેરાય છે તે જોઇને માણસને લગભગ એવી ધાસ્તી રહે છે કે એમની મા અને દાદી પર ઇશ્વરની જેટલી કૃપા હતી તેટલી એમના પર નથી. ધર્મની સત્તા એમના પર વધારે સુકી છે અને ઇશ્વરના કાયદા હિતકારક છે, એવો દૃઢ વિશ્વાસ અને શ્રદ્ધા એમના હૃદયમાં વાસ કરતાં નથી.' આ ગ્રન્થકાર જાતે સ્ત્રી છે.

થોડા વખત ઉપરની ફ્રેંચ અને પ્રશિયન લોકો વચ્ચેની લડાઈ પહેલાં

* ઇંગ્લંડની રાષ્ટ્રીયપરિષદ્.

ફ્રાન્સની સાથે સરખાવતાં પ્રશિયામાં લોકમત અને નીતિ કેવાં છે તે વિષે લખાણ કરવાનું કામ બૅરન સ્ટૉફેલને સોંપ્યું હતું. એ વિષે તેણે ટીકા કીધી છે તેમાં તે કહે છે કે "કોઈ પણ પ્રજામાં પરસ્પરવ્યવહારમાં અને ખાનગી કુટુંબવર્ત્તનમાં જો વિનય અને આજ્ઞાધીનતા હોય તોજ લશ્કરમા સારી કવાયત હોય. પ્રશિયામાં જુવાનીઆઓને સામાન્ય હુકમ માનતાં, અધિકારને માન આપતાં અને વિશેષે કરીને કર્ત્તવ્ય કરતાં શિખવવામાં આવે છે. પણ ફ્રેંચ કુટુંબમાં તાબેદારીનો ગુણ જોવામાં આવતો નથી, તો ફ્રેંચ લશ્કરમાં કવાયત ક્યાંથી હોઇ શકે ? વળી કુટુંબમંડળની બહાર નિશાળ, વિદ્યાલય વગેરે સ્થળે જુઓ. માબાપને માટે માન, કર્ત્તવ્યની અપેક્ષા, સત્તા અને કાયદાની તાબેદારી અને મુખ્યત્વે કરીને આસ્તિકપણું, આ ગુણો બાળકોમાં ખિલવવા કંઇ પણ ઉપાયો યોજવામાં આવ્યા છે? કંઇજ નહિ, અથવા નહિ જેવુંજ. આનું પરિણામ એ થાય છે કે ધર્મસંબંધી વિચાર અને સુનીતિનો તો જેમનામાં અંશ પણ નથી. બાલ્યાવસ્થાથીજ કોઇને આજ્ઞાધીન રહેવાનો જેમને મહાવરો નથી, અને દરેક વસ્તુ માટે તકરાર ઊઠાવવાની અને કોઈને પણ માન ન આપવાની જેમને ટેવ પડી છે એવા ઘણે ભાગે માલમ પડતા જુવાનીઆઓની ટુકડી દરેક વર્ષે આપણે લશ્કરમાં દાખલ કરીએ છિયે. એમ છે તોપણ આવાં અશિક્ષિત અને દુરાચારી માણસો લશ્કરમાં દાખલ થાય કે તરતજ તેમને હુકમ માથે ચઢાવવાની ટેવ પાડી શકાય એવો ઢોંગ કરતા લોકો જોવામાં આવે છે. એ લોકોને ખબર નથી કે લશ્કરની કવાયત તે કુટુંબની કવાયત અને કુટુંબની કવાયત એટલે કર્ત્તવ્ય. ઉપરી તરીકે નીમાયલાને આજ્ઞાધીન રહેવું અને અધિકારી અને સ્થાપિત મંડળીના વિચારને માન આપવું તે એકવાર દાખલ કીધેલી કૃત્રિમ કવાયત અમુક સ્થિતિના પ્રભાવથી અલ્પ કાળ સુધી કદાચ પહોંચે, પણ ખાતરી રાખવી કે જે ક્ષણે તેની ખરી કસોટી કાઢવામાં આવશે કે તેજ ક્ષણે તે હવામાં ઉડી જશે." બૅરન સ્ટૉફેલનાં આ વચન ખરા ભવિષ્યવાદીનાં નીવડ્યાં એ ભાગ્યેજ કહેવું જરૂરનું છે.

શું એ ખરી વાત છે કે ઇંગ્લંડમાં આપણે આવીજ રીતિમાં આવીએ છિયે અને પ્રજાતંત્રરાજ્યના વિચારનો હમેશ વધતો પ્રવાહ કુટુંબકેળવણી અને નીતિનાં ઉત્તમ ફળ તાણી જાય છે ? આપણે મિથ્યાભિમાની પ્રજા છિયે. આપણે આપણી દોલત, સત્તા, સાધન, દરીઆઈ અને લશ્કરી બળ, અને વેપારમાં ચઢીઆતાપણાનો ગર્વ રાખીએ છિયે; પણ એ બધું ગોડાં

વર્ષમાં આપણી પાસેથી જતું રહે અને હૉલંડની માફક આપણે દ્રવ્યવાન્ પણ શક્તિહીન પ્રજા થઈ જઈએ. પ્રજાનો આધાર તેની પ્રત્યેક વ્યક્તિપર છે, અને દરેક માણસમાં તેમજ પ્રજાસમગ્રમાં નીતિ, કર્ત્તવ્યનું જ્ઞાન, ટેક અને ન્યાયના નિયમને વળગી રહેવાના ગુણો ન હોય તો પ્રજા કદી પણ એ ગુણો માટે ખ્યાતિ પામે નહિ.

લૉર્ડ ડર્બીએ થોડા વખત ઉપર ભાષણો કીધાં તેમાંના એકમાં નીચે પ્રમાણે ટીકા કરી:—

"ઘણા દહાડાપર એક ગુણવાન્ અમીરે મને કહ્યું કે જે ગુણો પ્રજાનાં સુલક્ષણના સત્ત્વરૂપ ગણાય છે તેવા ગુણો ઈંગ્લિંડમાં વૉટર્લૂના યુદ્ધના દિવસથી સમાન રીતે લય પામતા જાય છે, અને તેણે ખુલ્લેખુલ્લું ન કહ્યું તો પણ તેની બોલવાની રીત અને ઢબ પરથી મેં એવું અનુમાન કીધું કે તે ધારતો હતો કે પૂર્વ સ્થિતિ પ્રાપ્ત કરવાની આશા રાખવાનો સમય વીતી ગયો છે, દેશની અતિદુર્દશા સમીપ આવે છે, અને જેમનું આયુષ્ય પૂરું થવા આવ્યું છે, એ દુષ્ટ પરિણામ આવે ત્યાં સુધી જીવવાના નથી, તેઓજ ભાગ્યવાન્ સમજવા. અલબત એવો અન્તકાળ આવે એમાં કંઇ અસંભવિત નથી, અને અમુક સ્થિતિ પ્રાપ્ત થઈ કે એ આવશે એ નક્કી છે."

આ ચેતવણીનાં ગંભીર વચન છે. જેમ ફ્રાન્સમાં સો વર્ષ પર દુષ્ટ પરિણામ આવ્યું તેમ શું ખરેખર અહિં પણ થશે? મરહુમ ડૉક્ટર નૉર્મન મૅકલીઓડે કહ્યું છે કે "૧૮૧૫ ના યુદ્ધ પછી તરતજ જે અવ્યવસ્થા ઉત્પન્ન થઈ છે અને જેણે સોળમા સૈકામાં થયલા ધર્મપરિવર્ત્તનના જેટલીજ ઉથલપાથલ કરી મુકી છે તે હાલ ઘણી વધી પડી છે. એક તરફ વ્યવહાર, રાજ્યનીતિ, શાસ્ત્ર, તત્ત્વવિદ્યા, અને ધર્મ સંબંધી જૂની ઢબના વિચારો ભાગી પડતા જાય છે. જૂના વિચારને નાશ કરનારાઓમાંના અગ્રેસરોમાંમૂર્ખાઇ ભરેલું અભિમાન, અને અધિકારગર્વ ઘણો જોવામાં આવે છે, તોપણ ઘણા વધારે ભાગમાં સત્ય અને કર્ત્તવ્યની આવશ્યક્તા વિષે સારી સમજ છે, અને એનો બરોબર વિચાર કરીએ તો એનો અર્થ એજ કે જે ઇશ્વર હમેશ સત્યના પક્ષમાં છે તેના પર તેઓને વિશ્વાસ છે, એ સિવાય બીજું કંઈ નથી. ........સ્કૉટ્‌લૅન્ડને વિષે પૂછો તો પરલોકનો તો કોઇ વિચાર કરતુંજ નથી. દુનીઆના મોટા વિષય પર અમે ધ્યાન આપતાજ નથી અને માછીઓ માજ્જલાં માટે લડી મરે તેમ નિર્માલ્ય બાબતો પર તકરાર કરીએ છિયે."

જે મોટા સિદ્ધાન્તોમાં બાપદાદાઓની પૂર્ણ આસ્થા હતી અને એ આસ્થા હોવાથી તેઓ પોતાના જમાનાની પ્રજામાં શ્રદ્ધા, સૌજન્ય, અને એ સદ્વર્તનરૂપી ગુણો સ્થાપી શક્યા તેવા સિદ્ધાન્તો વિષે માત્ર કલ્પના કરવામાં અને ગપાટા હાંકવામાં પુરુષવર્ગને અને સ્ત્રી વર્ગને પણ આખી જીંદગી ગાળતાં જોઈએ છિયે, એ કરતાં વધારે ખેદકારક દેખાવ કયો છે ? બે એવા વિચારો છે કે તેને જો એકવાર કબૂલ કરીએ તો જીંદગીનું સ્વરૂપજ બદલાઈ જાય છે. એક તો એ કે આ દુનીઆ અનન્ત સંસારનો પ્રવેશમાર્ગ છે, અને બીજો આ લોકમાં જેના ઉપર વિશ્વાસ રાખીએ છિયે અથવા પરલોકમાં વિશ્વાસ રાખવોજ પડશે તે ઈશ્વરસંબંધી વિચાર. સુમાર્ગે કે કુમાર્ગે ચાલવું એ આપણા દરેકની મરજી ઉપર છે. આ બે માર્ગમાંનો કયો બળવત્તર નીવડી આપણને પોતાની તરફ દોરાવશે, એ કોણ કહી શકે ? કયે રસ્તે જવું એ તો આપણાજ હાથમાં છે, આપણા જાગ્રત્ અંતઃકરણ અને સંસ્કાર પામેલી સંકલ્પશક્તિને આધીન છે. ભિન્ન ભિન્ન કર્ત્તવ્ય કરવામાં આપણને વિપત્તિ અને ખેદ નડે પણ ખરાં, પણ એતો કરવાંજ પડશે અને તે પણ આનંદથી, કારણ કે ઈશ્વરની એવી મરજી છે. સત્કર્મ આપણામાં બળ મૂકે છે અને બીજામાં તેવાજ સત્કર્મની પ્રેરણા કરે છે. સુકૃત્ય તેના કર્ત્તાને ખપને માટે સંગ્રહ કરેલા ખજાના જેવાં નીવડે છે. ત્યારે તો આપણે આપણા મનને પુષ્ટ કરો, આત્માને દૃઢ કરો, અને પરલોક માટે આપણા અંતઃકરણ સજ્જ કરો. આ ઉદ્યોગ તો જીવનપર્યન્ત કરવાનો છે.

## પ્રકરણ ૩ જું.

### પ્રામાણિકપણું—સત્ય.

'સારી રીતે તેમજ ઉતાવળથી કામ કરી શકે એવા કોઈ પણ કારિગરો મળશે નહિ. સારૂં કરવું હોય તો ધીમે ધીમેજ કરવું.

ચૉસર.

'સોનાને હું સ્પર્શ કરીશ તો તને હરકત થશે નહિ, પણ જો તે તારે હાથે ચોંટશે તો તારા મર્મસ્થાનને ઘાયલ કરશે.'

જ્યૉર્જ હર્બર્ટ.

'પ્રામાણિક માણસ ગમે તેવો ગરીબ હોય તોપણ તેની ગરીબાઈ છતાં મનુષ્યોમાં તે રાજા જેવો છે.'

બર્ન્સ.

'સદ્ગુણ અને પ્રામાણિકપણાના માર્ગથી કદી પણ આડા જશો મા; સુખી થવાનો એજ માર્ગ છે.'

બર્કેન.

---

પ્રામાણિકપણું અને સત્ય બંનેને ગાઢ સંબંધ છે. પ્રામાણિકપણું તેજ સત્ય અને સત્ય તેજ પ્રામાણિકપણું. કેવળ સત્યથી મહાપુરુષ બનતો નથી, પણ સત્ય એ મહાપુરુષનાં લક્ષણનો સહુથી વધારે અગત્યનો ભાગ છે. એથી જેઓ તેને કામ સોંપે છે તે નિશ્ચિન્ત રહે છે અને તેમના હાથ નીચે નોકરી કરનાર પર તેમનો વિશ્વાસ બેસે છે. સત્ય એ નીતિવર્તન, પ્રામાણિકપણું, અને સ્વાતંત્ર્યનો સારભૂત છે. દરેક મનુષ્યને તે પહેલી જરૂરની વસ્તુ છે. ઈતિહાસનો વિચાર કરતાં અગાઉ કોઈ પણ વખતના કરતાં હાલ સંપૂર્ણ સત્યની વધારે જરૂર છે.

અસત્ય લોકોમાં સાધારણ થયું હોય તોપણ તેને જુઠ્ઠો જાતેજ નિંદે છે. હું સાચું બોલું છું એવી તે પ્રતિજ્ઞા કરે છે, કારણ કે તે જાણે છે કે, સત્ય સર્વત્ર માન પામે છે અને અસત્ય ધિક્કારાય છે. અસત્ય બોલવું એ માત્ર અપ્રામાણિક છે એટલુંજ નહિ પણ હિચકારૂં પણ છે. જ્યૉર્જ હર્બર્ટ કહ્યું છે કે 'સત્ય બોલવાની હિંમત ધરો, કદી પણ જુઠું બોલી કામ કરવાની જરૂર નથી.' જેઓ સત્યની મર્યાદા પર રહી સત્યમાં ખપવા જેવું બોલે છે, તેઓ સહુથી વધારે ખરાબી કરનાર જુઠ્ઠા છે. સાચી વાત બોલવાની તેમનામાં

હિંમત નથી, પણ તેઓ આડીઅવળી વાત કરી સત્ય બોલવાનું ડોળ કરે છે અને જે કહે છે તે ખરેખરૂં જુઠું છે. અર્ધ સાચું દેખાય એવું જુઠું ખરાબમાં ખરાબ છે.

મનમાં કંઈ ને કહેવું કંઈ એવી રીતનો કપટભાવ જુઠું બોલવા જેવોજ ખરાબ છે. કૃત્યો પણ ભાષણના જેટલીજ ખુલ્લી રીતે અસત્ય દર્શાવી આપે છે. અધમ મનુષ્ય પોતાનું કહ્યું પાળતો નથી. જે સત્ય વાત માનવાનું તે ડોળ કરે છે તેને યુક્તિથી ઉડાવી દે છે. તે છેતરવાનો પ્રયાસ કરે છે. તેનામાં નિષ્કપટીપણું અને સત્ય બંનેની ખામી છે. નિષ્કપટી પુરુષ જેવો વિચાર કરે છે તેવુંજ ભાષણ કરે છે, જે માને છે એમ દર્શાવે છે, તે માને છેજ, જેવી રીતે વર્તવાનું મન દેખાડે છે તેવીજ રીતે વર્ત્તે છે, અને જેવું વચન આપે છે તેવુંજ પાળે છે.

**સ્પર્જ્યન** કહે છે કે; ‘વ્યવહારમાં વિરુદ્ધ ભાષણ કરવાની બીજી રીતો સાધારણ છે. કેટલાક સ્વતંત્રમતાનુસારી હોય છે, પણ ભિન્નમત સહન કરી શકતા નથી; વળી કેટલાક સલાહશાંતિના હિમાયતી હોય છે, પણ એજ પક્ષવાદ કરવામાં ઉગ્રતા દર્શાવે છે, અથવા તો અમર્યાદ વર્તન વિષે બોલવામાંજ અમર્યાદ થાય છે. ઉદારતાનો પક્ષ કરનાર અને જાતે અતિશય બખીલ એવા પણ માણસો આપણે જોયા છે. આપણે એવા પણ પુરુષો વિષે સાંભળ્યું છે કે “ સત્ય ’—જે તેમના અભિપ્રાય પ્રમાણે અમુક પ્રકારનો મત છે—તેના તેઓ અદ્ભુત આગ્રહી હોય છે, તોપણ ક્રયવિક્રયમાં કે પડોશીઓની ખ્યાતિ વિષે કહેવામાં કે ગૃહવર્તનના બનાવની બાબતમાં તેઓ સત્યની દરકાર રાખતા નથી. ” +

અસત્ય ભાષણ એ એક ઘણોજ સાધારણ અને રૂઢ થયલો દુર્ગુણ છે; જેને ‘સંસારવ્યવહાર’ કહે છે તેમાં એનો ઘણો પ્રસાર છે. ‘ભાઈ ઘરમાં નથી ’ એમ મળવા આવનારને જવાબ દેવાની ચાલુ રીત થઈ પડી છે. જુઠું બોલવું એ મનુષ્યજાતિના વ્યવહારમાં એટલું તો અગત્યનું ગણાય છે કે તેને લોકો મોઘમ કબુલત આપતા જણાય છે. કોઈક જુઠાણા વિષે એમ ધરાય છે કે તે હાનિકારક નથી. કોઈક નજીવું છે એમ ગણાય છે, અને કોઈક અચિંત્તિત છે એમ સમજાય છે. નાનાં નાનાં જુઠાણાં ઘણાં સાધારણ છે. ગમે તે પ્રકારે ગહન કરાય તોપણ જુઠું પ્રત્યેક પવિત્ર વિચારના સ્ત્રીપુરૂષને ઓછું કે

+ ‘ખ્રિસ્તિધર્મપુસ્તક અને વર્તમાનપત્ર,’ ૧૮૭૮.

વસ્તુ કંટાળો ઉપજાવનારૂં છે. રસ્કિન કહે છે કે જુઠાણુ નજીવું ને અણધારેલું હોય તોપણ તે પેટમાંથી નીકળતા ધુમાડાની કાળી મેશ જેવું છે, અને કયું મોટામાં મોટું છે કે કયું સહુથી વધારે નિંદ્ય છે તેનો વિચાર કર્યા વગર આપણા હૃદયમાંથી તેનો પાસ કાઢી નાખી સ્વચ્છ રાખવું એ વધારે સારૂં છે.

'સ્વદેશહિતને અર્થે પરદેશમાં રહીએ છિયે' એવું વાક્ય રાજદૂતો હમેશ બોલે છે. પણ માણસે પોતાની જીંદગી કરતાં પણ વચન પાળવાની વધારે સંભાળ રાખવી જોઈએ. જ્યારે **કાર્થેજીયન** લોકોએ કેદ કરેલા **રેગ્યુલસ**ને એલચીઓ સહિત રક્ષિત વહાણમાં સલાહ માટે વિનંતિ કરવા **રોમ** મોકલ્યો ત્યારે એવી શરત કીધી હતી કે સંધિ નહિ કરવામાં આવે તો તારે કેદખાનામાં પાછું ફરવું. તેણે સમ ખાધા અને પ્રતિજ્ઞા કરી કે હું પાછો આવીશ.

તે રોમ ગયો ત્યારે તેણે યુદ્ધ જારી રાખવા અને કેદીઓ ફેરબદલ કરવાનું કબુલ ન કરવા વૃદ્ધ સભાસદોને આગ્રહ કીધો. આનું પરિણામ એ થયું કે એને કાર્થેજ પોતાને બંદીખાને પાછું ફરવું પડયું. વૃદ્ધ સભાસદો અને મુખ્ય ધર્માધિકારિઓનો પણ એવો મત થયો કે એની પાસે બળાત્કારે પ્રતિજ્ઞા લેવડાવી છે, માટે એ જવાને બંધાયલો નથી. રેગ્યુલસે પુછ્યું 'શું તમોએ મારી અપકીર્તિ કરાવવાનો નિશ્ચય કીધો છે? મરણ અને દારુણ શારીરિક વેદના મારે માટે તૈયાર છે એ વાતનો હું અજાણ્યો નથી, પરંતુ અપમાનભરેલાં કૃત્યથી ઉત્પન્ન થતી શરમ કિંવા અપરાધી હૃદયના તીવ્ર પ્રહાર આગળ એનો શો હિસાબ છે? હું કાર્થેજનો ગુલામ થયો છું તોપણ મારામાં **રોમન** લોકોની ઉચ્ચ પ્રકૃતિ છે. મેં પાછા ફરવાની પ્રતિજ્ઞા લીધી છે. જવું એ મારો ધર્મ છે. પછી ઈશ્વરને જે રુચશે તે કરશે.' **રેગ્યુલસ કાર્થેજ** પાછો ગયો અને અસહ્ય શારીરિક વેદના સહન કરી મરણ પામ્યો.

**પ્લેટો**એ કહ્યું છે કે જેને જીંદગી સારી રીતે ગુજારવાની ઈચ્છા હોય તેણે સત્ય સંપાદન કરવું જોઈએ, અને એમ કરશે ત્યારેજ તે શોકમાંથી મુક્ત થશે, તે પહેલાં કદી થનાર નથી. અધિરાજ **માર્કસ ઑરિલિયસ**ના ગ્રન્થમાંથી પણ અમે એક ફકરો ઉતારીએ. 'જે અન્યાયથી વર્તે છે તેના આચરણ અપવિત્ર છે; કારણ કે બુદ્ધિમાન્ પ્રાણીઓ એક બીજાને માટે, પોતાના યોગ્યતાના પ્રમાણમાં પરસ્પર, સહાય કરવાને ઉત્પન્ન થયાં છે અને

કોઇ પણ પ્રકારે અપકાર કરવા સર્જ્યાં નથી એમ પ્રાણિમાત્રના સ્વભાવથી જણાય છે. તેથી જે પોતાની સંકલ્પવૃત્તિનું ઉલ્લંઘન કરે છે તે સર્વોત્તમ દેવ તરફ અભક્તિ દર્શાવી ખુલ્લો અપરાધી થાય છે, અને જે અનૃત વચન વદે છે તે પણ એજ દેવ તરફ અભક્તિરૂપી અપરાધ કરે છે; કારણ કે વર્તમાન પદાર્થમાત્રની પ્રકૃતિ સમાન છે અને વર્તમાન પદાર્થને ભાવી પદાર્થ જોડે સંબંધ છે. વળી એ સર્વગત પ્રકૃતિનું નામ સત્ય છે અને સઘળા સાચા પદાર્થનું તે મૂળ કારણ છે. ત્યારે જે જાણી બૂઝીને જુઠું બોલે છે તે અભક્તિરૂપી અપરાધ કરે છે, કેમકે તે છેતરપીંડી કરીને અન્યાયથી વર્તે છે; અને જે અણધાર્યું જુઠું બોલે છે તે પણ તેવોજ અપરાધી છે, કારણ કે તેનું આચરણ સર્વગત પ્રકૃતિથી વિરુદ્ધ છે; તે જગતની પ્રકૃતિથી વિરુદ્ધ વર્તી ક્રમનો ભંગ કરે છે. જે સત્યથી વિરુદ્ધ વસ્તુ તરફ પોતાની મેળે મનને દોરવે છે તે સર્વગત પ્રકૃતિ સાથે યુદ્ધ મચાવે છે; તેનામાં ઇશ્વરે સત્યમાર્ગે જવાની શક્તિ મૂકી છે પણ તેને પત ન કરવાથી તેનામાં હવે સત્ય અને અસત્ય વચ્ચે ભેદ કરવાનું સામર્થ્ય નથી અને ખરેખર ઉપભોગને સદ્વસ્તુ ગણી તે તરફ જે પુરુષ વળે છે અને કષ્ટને અસદ્વસ્તુ માની તેથી દૂર રહે છે તે અભક્તિરૂપી અપરાધ કરે છે.'*

સત્ય અને પ્રામાણિકપણું ભિન્ન ભિન્ન સ્વરૂપમાં દેખાય છે. લેવડદેવડમાં વાજબી રીતે ચાલનારા, ધંધામાં ન્યાયી, અને પોતાના લાભને અર્થ બીજાને છેતરે નહિ એવા પુરુષોનાં એ લક્ષણરૂપ છે. પ્રામાણિકપણું સત્યરૂપી વૃત્તિનું સાદામાં સાદું અને નમ્રમાં નમ્ર સ્વરૂપ છે. પૂરાં માપ, ખરાં કાટલાં, સાચા નમુના, પૂરેપૂરી નોકરી, અને વચન બરોબર પાળવું એ બધું સત્યલક્ષણવાળા મનુષ્યોને આવશ્યક છે.

એક સાધારણ દાખલો લો. સૅમ કૂટને ભોજનમાં પીરસેલો જવનો દારૂ થોડો હતો એમ ફરિયાદ કરવાનું વાજબી કારણ હતું. તેણે તે વીસીના ધણીને બોલાવ્યો અને કહ્યું 'સાહેબ, એક મહિને તમે કેટલાં પાત્ર દારૂ કાઢો છો?' વીસીવાળાએ જવાબ દીધો 'સાહેબ, દસ.' 'અને બની શકે તો અગિયાર કાઢવા ઇચ્છો છો?' 'બેશક, સાહેબ,' ત્યારે કૂટે કહ્યું કે શી રીતે તે હું તમને કહીશ. તે રીત એજ છે કે 'તમારું માપું બરોબર ભરો.'

*માર્કસ ઑરિલિયસ ઍન્ટોનિનસના વિચારોનું જ્યૉર્જ લૉંગ એમ. એ. એ કરેલું ભાષાન્તર પૃ૦ ૧૪૪–૪૫.

પણ આટલેથી બસ નથી. આપણે ઓછું તોલ અને માલમાં ભેળસેળ વિષે રોદણાં રોઈએ છિયે. આપણે ખરીદ કરવા જઈએ છિયે કંઈ અને આપણને મળે છે કંઈ, પણ ગમે તે થાઓ તોપણ માલ તો વેચાશેજ. જો કાયદાથી વેચાય તો વધારે સારૂં. એવો અપ્રામાણિક વેપારી પકડાય છે તો ઘરાક બીજી દુકાને જાય છે. **એમ. લેપ્લે**એ ઘણાં વર્ષ ઉપર ઇંગ્લંડની મુલાકાત કરી ત્યારે એને અંગ્રેજી કાપડ બનાવનાર વેપારીનું ધંધામાં પ્રામાણિકપણું જોઈ ઘણો આનંદ થયો. તેણે કહ્યું, 'તેઓ પરદેશ ચઢાવવાના માલનું માપ, વજન, અને જાતની બાબતમાં ઘણીજ ચોકસાઇ અને પ્રામાણિકપણું દર્શાવે છે.'

આવુંજ વર્ણન હવે તે આપી શકશે ? શું આપણે જાહેર કચેરીમાં શિલ્પનિર્મિત પદાર્થની કિંમત ઘટાડી નાખવા વિષે અને રૂમાં **ચીન**ની માટી, ખેળ ×મૅગ્નેશિયમ અને જસતની મેળવણી વિષે નથી સાંભળ્યું ? આપણે એ વસ્તુઓને ભેગ કરતાં જોઇ છે અને તેથી તે શું છે તે જાણીએ છિયે. રૂ પર ફુગ ચઢી આવે છે, રંગ બદલાઈ જાય છે અને તેથી વેચવાને નાલાયક થાય છે; ઇંગ્લંડમાં નીપજતું રૂ ઘણા પ્રદેશમાં વેચાય છે તેમાંનો **ચીન** પણ એક દેશ હતો. પણ ફુગ દેખાઇ કે તરત **ચીના** લોકોએ વેપાર બંધ કીધો.

**ચીના** લોકોમાં એક એવી મતલબની કહેવત છે કે 'જાદુગર પોતાના ઢોલ વગાડનારને ઠગતો નથી.' **ચીના** આપણા જેવા ઠગારા છે, તેઓ પોતાની ચાહમાં લોઢાના કાનસે ઘસી કાઢેલા કકડા અને રેશમમાં પાણી નાખે છે, તેથી બીજાની ઠગાઇ તેઓ સંપૂર્ણ રીતે સમજે છે; **ચીફૂ**માંનો અંગ્રેજી એલચી કહે છે કે 'આનું પરિણામ એ છે કે આપણું વણાટકામ વગોવાતું જાય છે અને તેને ઠેકાણે **અમેરિકા**નો માલ ખપે છે. **અમેરિકા**નો માલ ચાળીસ ટકા વધારે મોંઘો હોય છે તોપણ ઇંગ્લંડના માલને ખપવા દેતો નથી.' હવે આપણો વિશ્વાસ રહ્યો નથી. ઇંગ્લંડનું નિશાન પ્રામાણિકપણાની બાંહેધરી હતી, પણ હવે એમ નથી.

**હિંદુસ્તાન**માં પણ એમજ છે. ઇંગ્લંડનું કાપડ ધો ખમી શકતું નથી. જ્યારે માટી ને ખેળ ખંગાળી કાઢવામાં આવે છે ત્યારે કાપડ ચીથરા જેવું થઈ જાય છે. **હિંદુસ્તાન**ના લોકો રૂ વાવે છે. એ લોકો હોંશિયાર

× એક જાતની ધાતુ છે.

કારીગરો છે અને એમનાં આંગળાં કળાકૌશલ્યમાં યુક્તિવાળાં અને વિચક્ષણ છે. **મૅન્ચેસ્ટરની** કારીગર સ્ત્રીઓના જેવીજ સારી રીતે તેઓ સરખી દોરી કાંતી શકે છે. **હિંદુસ્તાનમાં** ભંડોળ એકઠું થયું છે. કારખાનાંઓ બંધાય છે, અને એ લોકો કાપડ પોતાની મેળે વણે છે.

જે જે પ્રદેશમાં કાપડ વણાય છે તે બધે ઠેકાણે આ સઘળું જાણીતું છે. જાહેર સભાઓમાં એ વિષય ચર્ચાય છે. કાપડને આર દેવાની, ખેળ ચઢાવવાની, અને **ચીનની** માટીથી ભારે કરવાની વાત સર્વત્ર વિદિત છે. રાષ્ટ્રીય પરિષદ્‌માં બેસનાર **મેસ્રરે** ભેળસેળ કરનાર કાપડ વણનારની લુચ્ચાઈ નિંદી છે. પોતાના સિવાય દુનીઆના જે લોકો એ માલ વાપરે છે તે બધા મૂર્ખ છે એમ તેઓ માનતા જણાય છે. **હિંદી સમુદ્ર** ઓળંગતાં પોતાની પાઘડી મશરૂથી શોભાવતા એક ઇજનેરનો તેણે દાખલો આપ્યો છે. તેને પુછ્યું કે 'આ અંગ્રેજી માલ છે, તેણે કહ્યું 'ના, એ તો સ્વિટ્‌ઝર્લૅંડનો છે. અંગ્રેજી માલમાં મારાં આંગળાં ચોંટી જાય છે. તેમાં ગુંદર ભરેલો હોય છે.' આજ પ્રમાણે આપણો વેપાર ઓછો થાય છે. આજ રીતે આપણા દુર્દિવસ આવવા લાગ્યા છે.

**અમેરિકાનું** કાપડ **લંડન, મૅન્ચેસ્ટર,** અને બીજે ઠેકાણે સાધારણ નફે વેચાય છે. **મુંબાઈનું** ગોડિયું **ઈંગ્લંડના** દોરા કરતાં મોંઘું છે તોપણ **હિંદુસ્તાનનું** કાપડ **ચીન** અને **ઑસ્ટ્રેલિયામાં** વેચાય છે. હવે **હિંદુસ્તાનનું** સ્થાનિક કાપડ **મૅન્ચેસ્ટરના** સ્વદેશ અને પરદેશને માટે વણેલા સઘળા કાપડની બરોબર છે. શું આજ અજાયબ જેવી વાત નથી? આપણે આપણા કારીગરોને હાલ હુન્નરની કેળવણી આપીએ છિયે. પણ બેસુમાર દગાઈ અને જુઠાણુ આગળ કળાકેળવણી શું કરી શકે? એક જુવાન સ્ત્રી ૨૫૦ વાર લખેલી સુતરની ફીરકી ખરીદે છે. જ્યારે તે હાથે ઉકેલે છે ત્યારે તેને માલમ પડે છે કે એમાં માત્ર ૧૭૫ વાર છે. આ ઉપરથી પોતાના દેશીઓના પ્રામાણિકપણા વિષે તે શું ધારી શકે?

જાહેર કામ કરનારાઓના વર્ત્તનનું ધોરણ, પ્રજાનીતિ, અને રાજકીય વિચાર બગડતા જાય છે એ કોઈથી ના કહી શકાય એમ નથી. જ્યારે આશરે ૬૦ વર્ષ ઉપર મર્હૂમ **બૅરન ડયુપિને ઈંગ્લંડની** મુલાકાત લીધી, ત્યારે આપણા વેપારીઓની હિંમત, બુદ્ધિ અને ચપળતા જોઇને તે આશ્ચર્ય પામ્યો. "માત્ર કારીગર કે વેપારીની હિંમત, બુદ્ધિ, કે ચપળતાથીજ પેદાશ અને

વેપારમાં કોઈ પણ દેશનું ચઢીઆતાપણું ટકી રહેતું નથી, એ તો પ્રજાનાં ડહાપણ, કરકસર, અને વિશેષે કરીને પ્રામાણિકપણાથી જળવાય છે. જો બ્રિટિશ ટાપુઓમાં કદી પણ લોકોપયોગી કામ કરનારાઓમાં આ સદ્‌ગુણો નાશ પામે તો આપણે ખાતરી રાખવી કે જેમ બીજા દેશમાં થાય તેમ ઇંગ્લંડમાં પણ બળવાનમાં બળવાન નૌકાસૈન્યના રક્ષણ છતાં, દૂરમાં દૂર દેશમાં રહેલા કુશળ એલચી અને રાજનીતિમાં પારંગત પુરુષોની અગમબુદ્ધિ અને ચાલાકી છતાં પણ અધમ સ્થિતિએ પહોંચેલા વેપારનાં વહાણો દરેક કિનારેથી પાછાં હડશેલાશે, અને જે સમુદ્રતલ × વણ રાજ્યના ઉદ્યોગથી ઉત્પન્ન કરેલા ઉત્તમ પદાર્થોના બદલામાં ખરીદેલાં દુનિઆનાં રત્નોથી હાલ છવાયલું છે તે સમુદ્રતલમાંથી જલદીથી જતાં રહેશે. "*

બેશક આ અનીતિને માટે બહાનું એવું કાઢવામાં આવે છે કે વેપારીઓની પડાપડી ઘણીજ જબરી થાય છે અને સરકાર પેદાશના સ્વતંત્રપણામાં ઘણી અડચણો નાંખે છે. નિયામક કાયદાઓ કારીગરોને હાથેપગે બાંધી લે છે. એમાંના કેટલાક ઉત્તમ છે, જેવા કે જે કાયદાએ કોયલાની ખાણોમાં મજુરી કરવામાંથી બૈરાં છોકરાંને મુક્ત કર્યાં તે અને જે કાયદાએ મજુરી કરવાના કલાક ઓછા કર્યા તે. પણ કારખાનાને લાગતા ધારાઓ જોઈએ તેથી વધારે સખત થયા હોય એમ ભાસે છે. થોડા વખત પર કિટ્સને લીડસમાં એમ કહ્યું કે કારખાના સંબંધના ધારાની અસરથી દેશના કેટલાક ધંધા ક્ષય પામ્યા જેવા થયા છે. બેલ્જીયમ આ દેશમાં લોઢા અને પોલાદના નાના કદના સળીઓ દાખલ કરે છે, કેમકે તેને તૈયાર કરવામાં છોકરાઓ કામે લગાડી શકાય. જે સઘળાં નાનાં યંત્રો એક વખત ઇંગ્લંડના વેપારનું અગત્યનું અંગ હતું તે બધા હાલ ફ્રાન્સ અને બેલ્જીયમમાં થાય છે. તેણે એમ બતાવી આપ્યું કે આ રીતે રાષ્ટ્રીય પરિષદ્ દેશના કેટલાક વેપાર નાબુદ કરે છે અને એ નાશનો ખરચ એજ વેપારને માથે પડે છે એ વધારે અન્યાય થાય છે. એજ સભાના બીજા વક્તાએ કહ્યું કે મારી પેઢી બેલ્જીયમથી લોઢાનાં ચોરસાં આ દેશમાં મંગાવે છે, કારણ કે અમારૂં કારખાનું આસપાસ લૅંકેશાયરના બધા યંત્રોથી વિંટલાઈ વળ્યું છે, તોપણ ઇંગ્લંડ કરતાં ત્યાંથી અમને એ માલ વધારે સોંઘો મળે છે.

કારીગરોને કામે લગાડનારાઓને માત્ર કાયદાનીજ ભારે અડચણ છે

× ઇંગ્લંડ, સ્કોટ્લંડ અને આયર્લંડ. * એટકિંસનની વેપારથી મેળવેલી મુન મન્ય પ્રસ્તાવના પુ ૧૧.

એમ નહિ, પણ એથી એ વધારે ભારે હરકત હડતાલની છે. જ્યારે વેપારમાં તેજી ભાસે છે ત્યારે મજુરો જતા રહે છે, અને વધારે મુસારો મેળવવા સારૂ કામની બંધી કરે છે. સંચાઓ બંધ થાય છે, લોઢાની ભઠ્ઠીઓ ટાઢીપડી જાય છે, બાંધકામ અટકે છે, અને દરેક પ્રકારનો ઉદ્યોગ થંભી રહે છે. આપણે આપણાં સાધન અને તક ફેંકી દઇએ છિયે, અને પરદેશીઓ આપણી બેદરકારીથી ઉદય પામે છે. કારીગરોએ પ્રવર્તક શેઠને જાનશત્રુ સમજવા એ તો આપણા દેશનું ખરૂં કમનસીબ છે, રે એથી તો દેશની પાયમાલી થાય છે.

પણ કારીગરો જે કામ કરે છે તે કેવી જાતનું કરે છે તે વિષે તો વિચાર કરો! એવો એ વખત હતો કે જ્યારે તેઓ પોતાનું કામ ખરૂં મન મૂકીને કરતા, જ્યારે ઉત્તમ પ્રકારનું કામ કરવાનું અભિમાન ધરાવતા, અને ચૉસરના ગ્રંથમાંથી આ પ્રકરણને મથાળે ફકરામાં કહ્યું છે તેમ 'અવકાશે પણ સંપૂર્ણ રીતે' ઉત્તમ પ્રતિનું કામ કરતા. પણ હવે આપણી કેવી સ્થિતિ છે? હવે તો કળાકૌશલ્ય વગર, સદસદ્વિચારરહિત, અને ઉદ્યોગ વગર ખળવૃત્તિથી કામ કરવામાં આવે છે. આને લીધે સરંગો નાશ પામે છે, લોઢાના પુલો પડી જાય છે, અને મકાનો ગગડી પડે છે; ઘરો અધુરાં મુકાય છે, ગટર બંધ કરવાની રહી જાય છે, અને વ્યાધિ સર્વત્ર પ્રસરે છે. અરે બેઈકરા, વિચારશૂન્ય અંગ્રેજ કારીગરો! તમે કેટલાના જીવ લીધા છે? કેટલાં કુટુંબો પાયમાલ કીધાં છે? કામ કરવું એજ તમારો ઉદ્દેશ, કેવા પ્રકારનું નુકસાન થયું તેની તમને બીલકુલ દરકાર નથી. તમારાં કામ પાછળ તમારાથી બને તેટલો પ્રયત્ન કરતા નથી. ગમે તેમ કરવું અને તે પસંદ પડે એટલે થયું. આ બધું અપ્રામાણિક અને અપમાનભરેલું છે. ગરીબ બાપડા અંગ્રેજ કારીગરો! આમાં કેવળ તમારોજ વાંક નથી. તમને જ્ઞાન આપ્યા વગર ઉછેર્યા છે. તમને દેશની દાઝ લાગે એવી કેળવણી આપવામાં આવી નથી. તમે ધારો છો કે દુનીઆ તમારી વિરુદ્ધ છે, પણ તેને તો ઘણીવાર તમારી દાઝ લાગે છે.

તમામ ખરાબ કામ જૂઠાણા જેવું છે, એ તદ્દન અપ્રામાણિકપણું દર્શાવે છે. તમે પૈસા આપો છો તે સારૂં કામ કરવાના આપો છો; પણ તે ખરાબ રીતે અને અપ્રામાણિકપણાથી કરવામાં આવે છે. તેને ઉપર ઉપરથી પરિપૂર્ણતાનો દેખાવ આપી શોભાયમાન કીધું હોય, પણ આમ કરવામાં મહા પાપ છે એમ ઘણેજ કાળ વીતે સમજાય છે. જ્યાંસુધી આવી સ્થિતિ છે ત્યાંસુધી

મજુરોના ઉદ્યોગના ગૌરવ વિષે અથવા તો 'કારીગરો' એવું ખોટું નામ ધારણ કરનારાઓની જનમંડળમાં યોગ્યતા વિષે બોલવું એ વ્યર્થ છે. જ્યાં ઉદ્યમમાં પ્રામાણિકપણું નથી ત્યાં ઉદ્યમમાં પ્રતિષ્ઠા આવેજ નહિ. "ઉપલકીયું અને હલકું કામ કરવાથી ઉદ્યમમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત થતી નથી; પણ સંગીન અને દૃઢ કામ કરવાથી મળે છે. આપણા ઘરડાવરડાઓનાં કામમાં જોવામાં આવતાં તેના કરતાં હાલ દરેક પ્રકારનું નિર્માલપણું અને છીછરાપણું વધારે દેખાય છે તો તેનું કારણ શું? કામ પૂરું કરવાની અતિશય ઉત્કંઠા, વેપારમાં પડાપડી, અને દ્રવ્યવાન્ થવાની ત્વરા સિવાય બીજું કંઈ નહિ."

પૉલિનિશિયનો પણ આપણી લુચ્ચાઈ સમજી ગયા છે. ધર્માધ્યક્ષ પૅટિસન સાઉથ સી ટાપુઓમાં દયાભાવથી ધર્મના પ્રચાર સારુ મુસાફરી કરતો હતો, ત્યારે તેને માલમ પડ્યું કે ત્યાંના લોકો આપણો માલ લેવાની ના પાડે છે. તેણે કહ્યું, "માત્ર ઉપરની ટાપટીપવાળો પણ ટકે નહિ એવો પદાર્થ તેમની નજરમાં કિંમત વગરનો છે. જે તેમને આપો તે સોઘું કે મોઘું હોય, એક શિલિંગની કિંમતનું હોય, પણ તે જાતનું સારું ટકાઉ જોઈએ. દૃષ્ટાંત તરીકે એક શિલિંગે ખરીદેલા ખડબચડા હાથાવાળા એક પાનાના પણ ટકાઉ ચપ્પુની કિંમત તેઓ સંપૂર્ણ રીતે સમજે છે, પણ ૭ પાનાવાળા બાહ્યશોભાવાળા ચાપુ તેઓ ફેંકી દેવા જેવું કરશે. એજ પ્રમાણે ડૉકટર લિવિંગ્સ્ટનને માલમ પડ્યું કે આફ્રીકાના દેશીઓએ ઇંગ્લંડનું લોઢું ખરીદવા ના પાડી, કેમકે તે કટાઈ ગયલું હતું.

સૉક્રેટીસ સમજાવતો કે માણસે પોતાના ધંધામાં સંપૂર્ણતા પ્રાપ્ત કરવાનો નિશ્ચય કરવો એ કેવું અગત્યનું ને ઉત્તમ છે; તેથી તે સુથાર હશે તો ઉત્તમમાં ઉત્તમ થઈ શકાય એવો સુથાર થશે, અને રાજદરબારી પુરુષ હશે તો તે વર્ગમાં પ્રથમપદ પામશે. આવાજ સાધનથી ખરો જય પ્રાપ્ત થાય છે. તે કહેતો કે એવો સુથાર પોતાના ધંધામાં, પછી તે લાકડા છોલવાનો હોય તો તેમાં પણ, જયમાળા પહેરશે.

વેજવુડનો દાખલો લો. તેનામાં ખરા કામ કરનારનો સ્વભાવ હતો. તે સાધારણ સ્થિતિમાંથી ઉદય પામ્યો હતો, તોપણ જ્યાંસુધી પોતાથી બને તેટલું સારું કામ કરતો નહિ ત્યાંસુધી પોતે કદિ સંતોષ પામતો નહિ. પોતાનું કામ કેવા પ્રકારનું થયું છે, એનાથી શો લાભ થશે, અને બીજા એની કિંમત કેવી કરશે તે વિષે તે મુખ્યત્વે કરીને વિચાર કરતો. આ તેની શક્તિ

અને જયનું મૂળ હતું. તેનાથી કંઈ પણ હલકી જાતનું કામ સહન થતું નહિ. પોતાના વિચાર પ્રમાણે જેવું ઉત્તમ પોતાનું કામ થવું જોઈએ તેવું જો થતું નહિ તો તે પોતાની લાકડી લેતો, વાસણ ભાગી નાખતો, તેને ફેંકી દેતો, અને કહેતો કે 'આ જોશિયા વેજવુડને તો નહિ ચાલે.'

અસ્તગત પોતાના કામમાં ભૂમિતિની આકૃતિ જેવું બરોબર પ્રમાણ, ચળકાર, સારો આકાર, અને શોભાના સંબંધમાં સંપૂર્ણતા લાવવા તે અતિશય સંભાળ લેતો. કંઈ જરૂરનો સુધારો કરવા તે એક પછી એક ભઠ્ઠીઓને ભાંગી નાખતો. વારંવાર નિષ્ફળ થયો તેથી તે સંપૂર્ણતા શીખ્યો. પોતાના કામમાં વપરાતું લગભગ એકેએક હથિયાર તેણે શોધી કાઢ્યું ને સુધાર્યું. તે ઘણો વખત કારીગરોની આસપાસ પાટલી પર બેસવામાં અને દરેકને શિખવવામાં કાઢતો, તે કેટલો ફતેહમંદ થયો તે તેના કામ પરથી જણાશે.

ખરા પ્રામાણિકપણાનો અને હિંમતનો બીજો દાખલો એક ઇજારદારનો આપી શકાય. અમે જેને વિષે બોલીએ છિયે તે થોમસ બ્રૅસિ. જ્યારે કમાઇ લોકોમાં સાધારણ થઇ પડી હતી, ત્યારે પણ તે વચનનો સાચો અને કામમાં પ્રામાણિક હતો. ૨૭ કમાનનું બૅરિન્ટિન નામનું નાળું લગભગ પૂરું થયું એટલામાં મૂશળધાર વરસાદથી ખુબ પાણી મચવાથી આખું બાંધકામ ગગડી પડ્યું. એ અકસ્માત્ બનવાથી ૩૦,૦૦૦ પાઉંડનું નુકસાન થયું. ઇજારદાર કાયદાની રીતે કે નીતિની રીતે જુમ્મેદાર ન હતો. બાંધકામમાં જે સામાન વપરાતો હતો તેની વિરુદ્ધ તેણે ઘણીવાર પોતાનો અભિપ્રાય દર્શાવ્યો હતો, અને તેણે વાંધો ઉઠાવ્યો હતો માટે તે જવાબદારીથી મુક્ત થયો હતો એમ કૅંચ વકીલો પ્રતિપાદન કરતા હતા. પણ બ્રૅસિ એથી જુદાજ મતનો હતો. તેણે કહ્યું કે મેં એ રસ્તો બનાવવાનો અને ટકાઉ કરવાનો ઇજારો રાખ્યો છે, અને મને મારું વચન પાળતાં કોઈ પણ કાયદો અટકાવશે નહિ. તે નાળું બ્રૅસિના ખરચે ફરિથી બંધાયું. આ જમાનાના લોકોને અનુકરણ કરવા સારુ જે ઉત્તમ દષ્ટાન્તો આપી શકીએ તેમાંના એક દષ્ટાન્તભૂત એવું ચરિત્ર છે.

આપણે સુખના દીવસ જોયા છે અને દુઃખના દહાડા પણ જોયા છે. પણ પરિણામ હમેશાં સરખું છે, તે એ કે આપણે ભવિષ્યનો થોડોજ વિચાર કરીએ છિયે. જ્યારે સ્વાર્થી ઉપભોગ માટે ખરચવા આપણી પાસે પૈસા રહ્યા હોતા નથી ત્યારેજ આપણે કરકસર કરીએ છિયે. ઑક્સ્ફર્ડમાં એક પ્રવર્તક

શેઠે+ થોડા વખત પર કહ્યું કે, "પાંચ છ વર્ષ પર આપણો વેપાર ઘણોજ આબાદ હતો. વેપારની તેજીથી વેપારીઓનાં મગજ ખસી ગયાં જેવાં હતાં. લોકો જલદીથી પૈસાદાર થતા હતા અને દ્રવ્યનો સંગ્રહ કરવામાં તેઓ એવા તો તત્પર હતા કે એમ કરવાનો છેડોજ આવવાનો નથી એમ ધારતા જણાતા હતા. મહેનતુ વર્ગે પણ એ સુખમાં ભાગ લીધો અને ઊંચા વર્ગના લોકોની પેઠે તેઓની પણ ડાગળી ખસી ગઈ. તેઓએ મુસારો વધરાવવા હડતાળ પાડી અને થોડો વખત પોતાની ઇચ્છા સફળ કરી. તેઓએ પેદાશની હદ બાંધી અને આગ્રહપૂર્વક કહ્યું કે જેમ આપણે ઓછા કલાક કામ કરીશું તેમ આપણી મહેનત બદલ વધારે મુસારો મળશે, અને આપણી સ્થિતિ વધારે સુધરશે. પણ પછી વેપારમાં મંદીનો વખત આવ્યો અને હડતાળ પાડીને કે સમાજ બાંધીને ગમે તેટલો યત્ન કર્યો તોપણ તે વખત દૂર કરી શક્યો નહિ. તેણે મજુર લોકોને ઠોકીને કહ્યું કે જો તમારે આબાદીનો વખત પાછો જોવાની ઇચ્છા હોય તો પ્રામાણિકપણે અને એકનિષ્ઠાથી તમારો ધર્મ બજાવવો પડશે અને મુસારાના બદલામાં જેમ બને તેમ ઓછું અને ટકે નહિ એવું કામ કરવાની તમારી હાલની રીત બદલવી પડશે.

**એડિન્બરોમાં** કારીગરોની સમાજમાં એક વક્તાએ હડતાલના ફાયદાના પક્ષમાં ભાષણ કીધું. તેણે કહ્યું, "મારો સિદ્ધાન્ત એવો છે કે જેમ બને તેમ ઓછું કામ કરવું અને જેટલો મેળવી શકાય તેટલો વધારે મુસારો મેળવવો." જો આ સિદ્ધાન્ત અમલમાં આણવામાં આવે તો કારીગરો છેક અનીતિમાન્ આળસુ, કૌશલ્યહીન, અને બેઈમાન બને. બીજા વક્તાનો મત એથી ઉલટોજ હતો. તેણે કહ્યું, "બંધી કરવા માટે સમાજ સ્થાપવી એ ઘણુંજ અનીતિનું કામ છે. કેટલાક દિવસ પર હું **એડિન્બરોમાં** શેરીમાં થઈને જતો હતો. એટલામાં મને એક ઘણોજ ધીમે અને સુખચેનમાં જતો માણસ મળ્યો. એક છોકરો તે રસ્તેથી જતો હતો, તેણે તેને કહ્યું 'તમારે તો જાણે કંઇ કામ કરવાનું હોયજ નહિ તેમ સંપૂર્ણ શાંતિ અને સુખચેનમાં જણાઓ છો.' તે માણસે કહ્યું 'હમણા મારા શેઠની ચઢતીના દિવસ છે.'" વળી તે વક્તાએ વિશેષ કહ્યું કે 'આ માણસના મનમાં કોઇ એ એવો વિચાર ઠસાવ્યો હતો કે હડતાળની પદ્ધતિથી શેઠને જે દુઃખ થાય તે મજુરોનું સુખ. એ બધી રીતનું પરિણામ એ હતું કે કંઈ પણ સારી બનાવેલી ચીજ મળી શકેજ નહિ.'

× કારીગરો મુદ્દે રોજી કામે લગાડનાર.

જે સ્થિતિમાં મહેનતુ વર્ગ હાલ છે તે સ્થિતિનું ખરૂં સ્વરૂપ જો તેમને સમજાવવામાં આવે તો ઠીક થાય. આખા યૂરોપ ખંડના અને **અમેરિકાના** મહેનતુ વર્ગ સાથે તેઓએ સ્પર્ધા કરવાની છે. એવું ધારવામાં આવતું કે ઇંગ્લંડના કારીગરોની ઉત્તમ કળાને લીધે પરદેશના લોકો તેની સાથે સ્પર્ધામાં કદી ફાવશે નહિ. અગાઉ ગમે તેમ હો પણ હાલ તો એ તદ્દન પાયા વગરનું છે. પરદેશીઓ આપણાં ઉત્તમ યન્ત્રોનો પૂર્ણ લાભ લે છે, અને તેમાં થએલા છેવટમાં છેવટના આધુનિક સુધારાનો પણ લાભ તેઓ લે છે. હવે તેઓ પોતાનાં યન્ત્રો પોતે જાતે કરે છે. તેઓ **અંગ્રેજી** કારીગરોના જેટલીજ ઝડપથી અને સારી રીતે કામ કરતાં શીખ્યા છે. તેઓ શનિને રવિવારે પણ કામ કરે છે. આપણા દેશમાં કારીગરો અઠવાડીઆમાં માત્ર ૫૬ કલાક કામ કરે છે ત્યારે **ફ્રાન્સમાં** કારીગરો ૭૨ કલાક કામ કરે છે. વળી પરદેશી કારીગરોનો મુસારો ઇંગ્લંડના કારીગરોના મુસારા કરતાં આશરે ૨૫ ટકા ઓછો છે. ઇંગ્લંડમાં તૈયાર થતી ચીજો ફ્રાન્સના જેટલી સારી અને પ્રામાણિકપણાથી બનાવાતી નથી. આવી સ્થિતિમાં આપણે પરદેશી વેપારી સાથે શી રીતે સ્પર્ધા કરી શકીએ? **ફ્રાન્સ** અને **જર્મનીનું** સુતરાઉ કાપડ ઇંગ્લંડમાં આવે છે તેના પર જકાત લેવાતી નથી. પણ આપણું કાપડ ભારે વ્યાપાર પ્રતિનિષેધક જકાત આપ્યા વિના **ફ્રાન્સ** અને **જર્મની**ના બંદરમાં દાખલ થઇ શકતું નથી. સુતરાઉ કાપડનો વેપાર અગાઉ આપણા એકલાનાજ હાથમાં હતો તે હવે આપણે ખોયો છે, અને આપણા એકલાનાજ હાથમાં પાછો આવવાનો સંભવ નથી. આપણો સુતરાઉ કાપડનો વેપાર મંદ થઇ થોડા વખતમાં માત્ર દેશમાં જોઈતી ચીજોજ પુરી પાડશે, અને જો માલ સારો અને સસ્તો નહિ થાય તો તેટલો પણ બંધ થઇ ફ્રાન્સ અને **અમેરિકાનું** કાપડ ખપતું થશે. બીજા પણ દરેક વેપારમાં એજ પ્રમાણે થશે.

જ્યારે હોલિઓકે કારીગરોની એકસંપી ટોળીના દોષો નિંદ્યા અને શેઠ અને ચાકર વચ્ચે પરસ્પર લાગણી અને ભાઇચારા વિષે પોતાનો અભિપ્રાય, જો બેશક મહેનતુ વર્ગમાંના ઉત્તમ લોકોનો હતો, તે દર્શાવ્યો ત્યારે તેના બોલવામાં ખરો ભાવ હતો. "મારો ચૌદ વર્ષનો કારીગર તરીકેનો અનુભવ યાદ લાવીને હું હવે કહું છું કે જો મને દરરોજની આઠ કલાકની મજુરીનો એવો મુસારો નક્કી કરી આપવામાં આવે કે તેમાંથી જીંદગીનું જોમ નરમ પડી ગયા પહેલાં સાધારણ ખરચ નીભે એટલું દ્રવ્ય પ્રાપ્ત થાય, મારાથી બની શકે એવું ઉત્તમ કામ કરવાનું મને સ્વાતંત્ર્ય રહે, અને તેથી મારી

હરતકળા વિષે મારૂં અભિમાન, મારી રુચિ, અને મારી આબરૂ ટકી રહે, અને જ્યાં સુધી હું મારી ફરજ પ્રામાણિકપણે બજાવું ત્યાંસુધી મારી સ્થિતિમાં કાયમ રહેવાની મને યોગ્ય ખાતરી હોય તો હવે બીજી કોઈ સ્થિતિ કરતાં એ સ્થિતિ વધારે પસંદ કરૂં. હું મારા શેઠનો મિત્ર થાઉં, એની કીર્ત્તિમાંજ હું અભિમાન માનું, અને એનો લાભ તેજ મારો સ્વાર્થ સમજું. એને ભાગે ધંધાને લગતી ફીકરચિન્તા અને તેના યોગ્ય બદલા તરીકે મળતો લાભ રહે, અને મારે ભાગે સંતોષ અને શીખવાને ને અભ્યાસને માટે ફુરસદ રહે."

આપણી પાસે બેશક દુનીઆમાં ઉત્તમમાંઉત્તમ સાધન છે. આપણામાં કામ કરવાને ખુશી તેમજ સમર્થ માણસો છે; પરંતુ આપણે સારા કામની જરૂર છે, ઠગાઇભરેલાં કામની જરૂર નથી. ઓછા મુસારાની સામા હડતાળ પાડનાર આપણામાં છે, પણ ખરાબ કામ સામે બંધી કરનાર માણસો નથી. ખરી ખોટ તો વધારે સારા માલની છે, મજુરીના કલાક વધારવાની નથી. દુનીઆના સઘળા મોટા બજારમાં ઇંગ્લિંડના માલ પર અવિશ્વાસ થાય છે તેનું કારણ અપ્રામાણિક અને દીલ વગરની મજુરી છે. વળી હોલિઓક કહે છે કે "મજુરી કરવામાં થોડોજ આનંદ મળે છે,તેનું કારણ કે તેમાં થોડુંજ સ્વાભિમાન રહ્યું છે. નીચો, તિરસ્કારપાત્ર માલ પેદા કરનારાઓ મેળવવા પણ મુડી રોકનારાઓને અશક્ય માલમ પડે એમ થવાની જરૂર છે. નઠારો માલ પેદા કરવો એ ઉદ્યોગની કીર્ત્તિને કલંકરૂપ છે, અને ખરીદનારને જોયું ન જોયું કરી ઠગ્યાં જેવું છે. હલકો મુસારો લેવાની ના પાડનારને પુષ્ટિ આપવા આપણામાં સર્વ પ્રકારની વેપારી સમાજો છે, પણ અપ્રામાણિક માલ પેદા કરવા ના કહેનારને મદદ કરવા એક પણ સમાજ ડોળ કરતી નથી. આથી જેટલી ખુલ્લી રીતે કારીગરીમાં કેટલું માન રહ્યું છે તે જણાઇ આવે છે તે કરતાં વિશેષ ખુલ્લી રીતે કોઇ પણ બાબતથી જણાતું નથી. આવી સ્થિતિ જારી રહેશે તો ગમે તેટલી વિદ્યાશાળા અને કળાભવન હશે તોપણ એક મોટા વેપારીદેશ તરીકેની ઇંગ્લંડની ખ્યાતિ ટકવાની નથી.

અમેરિકામાંથી પણ આપણને એવીજ ફરિયાદ મળે છે. 'અસુરી નદીની પશ્ચિમે કોઇ દેવ વસતો નથી' આ કહેવતની સાચાઈ દરેક સ્થળે ખુલ્લી જણાય છે. સવ કાર્યસાધક પૈસો એજ સાચો દેવ, એની પુજા સર્વત્ર પ્રસરેલી છે. સેક્રેમેન્ટોનું એક વર્ત્તમાનપત્ર કહે છે કે "અમેરિકન પ્રજા પૈસો ચાહનારી અને પૈસો ભેગો કરનારી છે. તેમના પર રાજ્ય કરનાર કોઇરાણી

કે અમીરો નથી. તેમનો અમીર પૈસો દ્રવ્યતૃષ્ણા દરેક અન્ય વિચારને દબા-વી દે છે. વેપારમાં કપટ નિયમભૂત છે, અપવાદરૂપ નથી. આપણે ખોરાકમાં ભેળસેળ કરી વિષરૂપ બનાવીએ છીયે. ઔષધિઓને પણ વધારે સસ્તા માલના ભેગથી ઝેર જેવી કરીએ છિયે. ઊનને બદલે કૂચો વેચીએ છિયે. નક્કર લાકડાંને બદલે પાતળાં પાટીઆં વેચીએ છિયે. ખરાબ ઈંટ, ખરાબ છો, અને લીલાં લાકડાંનાં ખરાબ ઝુપડાં બાંધીએ છિયે અને તેને ઘર કહીએ છિયે. બધી બાબતમાં, દરેક ધંધામાં અને વેપારમાં એક બીજાને લૂંટીએ છિયે અને ઠગીએ છિયે. દ્રવ્યસંગ્રહ કરવામાં એટલા બધા તત્પર છિયે કે ધોળે દિવસે થતી ઠગાઇની વિરુદ્ધ બોલવાનો પણ આપણને અવકાશ મળતો નથી, અને મળે તો તેમાં બીજા કોઇને છેતરી સુખ માનીએ છિયે. આપણી પ્રજાના જાતિસ્વભાવ માટે આપણે ભારે નુકસાન ખમવું પડે છે. આથી પ્રામાણિકપણા વિષે અને સાચવટ વિષે પ્રજાની સમજનો જલદી નાશ થાય છે. અજ્ઞાનના અંધકારમાં અને ગુલામગીરીમાં સપડાએલા દેશોમાં એકાધિપતિ રાજ્ય કરે છે ત્યાં આપણા કરતાં લોકોનું જીવન ઘણું વધારે સસ્તું અને ઊંચો પ્રકારનું હોય છે. ત્યાં કપટ અપરાધ ગણાય છે અને ઠગારાઓ પકડાય છે ત્યારે તેમને સખત શિક્ષા થાય છે. પણ તેને તો આપણે પ્રાચીન ધુમસવાળા દેશ કે જ્યાં સ્વતંત્રતાનું લોકોને ભાન નથી તેવા ગણીએ છિયે. તેમને ત્યાં આપણા જેવી જુલાઈની ૪ થી તારીખ નથી, વૅલસ્ટ્રીટ નથી કે ઊનને બદલે કૂચો વાપરનારો અમીરી વર્ગ નથી. જીંદગી, સ્વતંત્રતા, અને સુખ (એટલે પૈસા)ની શોધનો હક્ક મળ્યો એટલે દરેક માણસને પોતાના પાડોશીઓને ઠગવાનો હક્ક મળ્યો અને આ જુલમ માટે દાદ મેળવાનો સર્વને બાધ એ રીત આપણામાં જોવામાં આવે છે તે તેઓને માન્ય નથી."

અજાયબ જેવી વાત એ છે કે અમેરિકનો એમ સમજવા લાગ્યા છે કે ખરાબ માલ પેદા કરવો અને સારો માલ પેદા કરવાની નાખુશી રાખવી એ કેટલેક અંશે સાધારણ શાળાપદ્ધતિનું પરિણામ છે. દરેક જણ એવો સારી રીતે કેળવાયલો છે કે તેને હસ્તક્રિયાના ધંધામાં પડવું એ હલકું કામ લાગે છે. **અમેરિકન** શિલ્પવિદ્યાશિષ્ય કે **અમેરિકન નોકરો** મળતાજ નથી. અમારૂં કહેવું પ્રમાણ વગરનું નથી. સ્ક્રિબ્નરના 'માસિક' નામના પત્રમાં એક લેખક કહે છે કે "અમેરિકનો પોતાની સાધારણ શાળાપદ્ધતિને દેવ જેવી પૂજ્ય માને છે. એની વિરુદ્ધ એક પણ શબ્દ ઉચરવો એ રાજદ્રોહ ગણાય છે. એની અગત્ય વિષે જે કોઇ શક બતાવે તે કેળવણીનો શત્રુ ગણાય છે, પણ

આપણે આંખ ઉઘાડીશું તો જોઈ શકીશું કે જીંદગીના કામ માટે અને વિશેષે કરીને હસ્તક્રિયાના કૌશલ્ય પર આધાર રાખનાર કોઈપણ કામ માટે મનુષ્યને શક્તિમાન કરવામાં શાળાકેળવણી અડચણકારક અને નિષ્પ્રયોજક છે. એતો માત્ર ઉપલકિયું, ટાપટીપિયું, અને પોપટિયું જ્ઞાન છે."

ઉપલું લખાણ કરનાર કહે છે કે શિલ્પવિદ્યા શીખવા અમુક કરારે શિષ્ય રહેવાની જૂની રીત નાબુદ થયા જેવી છે. છોકરાઓ નિશાળે જાય છે તેથી તેને કોઈ પણ ધંધો શીખવા વેપારીને ત્યાં મોકલાય નહિ. આ કારણથી ઘણુંખરૂં યાંત્રિક કામ પરદેશીઓ કરે છે. જેણે બુદ્ધિ કેળવવાનો આરંભ સફળ કીધો છે તેને સાધારણ ધંધામાં ચપળ હસ્તક્રિયા કરી પોતાનું પોષણ કરવાનો વિચાર ગમતો નથી, તેને શારીરિક ઉદ્યોગ માટે શોખ નથી. તે કંઇ હલકો ધંધો શોધી કાઢે છે, અથવા બુદ્ધિબળથી આજીવિકા પ્રાપ્ત કરવા પ્રયાસ કરે છે*

"એક વિશાળ છાયાવાળા ચેસ્ટનટના ઝાડ નીચે ગામનાં લુહારનાં કારખાનાં આવેલાં છે." આવો ભાવ લોંગફેલોએ કવિતામાં દર્શાવ્યો છે.

* "જો કોઇ એમ પૂછે કે શિલ્પીને ત્યાં શિષ્ય રહી કળાજ્ઞાન સંપાદન કરવાની જૂની પદ્ધતિ ફરી ચલાવવાનો સર્વ લોકો તરફથી શા માટે પ્રયાસ થતો નથી? તો અમે જવાબ દઇએ છિયે કે એમ કરવામાં ભારે અડચણ નડે છે. એક 'પીયાનો' ( વાદ્યયંત્ર ) બનાવનાર શેઠણાં રોતો હતો કે મારૂં કામ કરવાને જોઇએ તેટલાં માણસ મને મળતાં નથી; કારણ કે દરેક જણને પોતાના ધંધામાં કેટલા શિષ્યો રાખવા દેવા તે જે જનમંડળીએ મુકરર કીધું છે તે મંડળીમાંના મારા ધંધાના માણસો છે. તેમણે એકજ શિષ્ય રાખવા દેવો એમ નક્કી કર્યું છે. પણ એ સંખ્યા જોઇતી માગણી પૂરી પાડવા ઘણીજ ઓછી છે અને એથી શેઠનું કંઇ ચાલતું નથી. આથી એને કેળવાયલા કારીગરો પરદેશથી લાવવા સિવાય બીજો ઉપાય નથી. સારાંશ એ કે આખા દેશમાં આ મંડળીનાં માણસોએ અમેરીકન છોકરાઓને ઉપયોગી ધંધા ન શીખવા દેવા એવો એકો કર્યો છે, અને ધંધાની કેળવણી એક જુલમી પદ્ધતિને ભોગ થઇ પડી છે, તેથી તે પદ્ધતિને સખત કાયદાથી રદ કરવાની જરૂર છે. આ પ્રમાણે જ્યારે સાધારણ શાળાકેળવણી હસ્તક્રિયાના ઉદ્યોગથી શિષ્યસમૂહનું મન સ્વાભાવિક રીતે ફેરવી નાંખે છે ત્યારે જેમને એમ છતાં પણ એવા ધંધા શીખવાનું મન હોય છે તેમને તેમ કરવાની છુટ નથી, કારણ કે મંડળીનાં માણસોનું એક મોટું લશ્કર પ્રવર્ત્તક અને કારીગર બન્નેના પર અધિકાર ચલાવી દઢ રીતે રસ્તો રોકતું માલમ પડે છે." ૧૮૮૯ ના માર્ચનું રિવ્યુ ઓફ રિવ્યુઝ. ચોપાનીઉં.

પણ હવે ત્યાં લુહારનાં કારખાનાં જોવામાં આવતાં નથી. જ્યારે બાહ્ય-આર્મ-સ્ટ્રૉંગવાળા હૅમ્પ્ટનના વિદ્યાલયમાં કેળવાયલો જનરલઆર્મસ્ટ્રૉંગ લુહારની શોધ કરવા ઉત્તર દિશા તરફ ગયો, ત્યારે તેને કારીગર રહેવા કોઇપણ અમેરિકન મળ્યો નહિ. દરેક લુહાર આયર્લૅાંડનો રહીશ હતો; અને આયરિશ લોકોમાં પણ આવતી વીશીમાં એવી સારી કેળવણી આપવામાં આવશે કે તેને શારીરિક ઉદ્યોગ કરવાનું મન થશે નહિ. એક ન્યૂયૉર્કના મોટા કુટુંબવાળા પાદરીએ (આ પ્રસરતી અસર અટકાવવાને) થોડા વખત પર ઉપદેશકને ઊંચે સ્થાનકેથી બોધ કરતાં કહ્યું કે "મારો વિચાર એવો છે કે મારા કુટુંબના દરેક છોકરાને કંઈ હુન્નરની કેળવણી આપવી કે આફતને વખતે તે પોતાનું પોષણ કરી શકે. જો બને તો ગરીબને તેમજ તવંગરને કળાજ્ઞાન આપવું જોઇએ, કેમકે કેટલાક ગરીબને દ્રવ્યવાન્ થવાનો જેટલો સંભવ છે તેટલોજ સંભવ દ્રવ્યવાનને પણ ગરીબ થવાનો છે. અને જે કેળવણીથી મનુષ્ય જીવનપર્યન્ત પોતાનો તેમજ પોતાના આશ્રિતોનો નિભાવ કરવા સમર્થ થાય નહિ તે કેળવણી નિઃસાર સમજવી."

આપણે થોડા વખત થયાં વેપારની મંદી વિષે ખેદ કરીએ છિયે, પણ શું ઘણે ભાગે એ આપણાંજ દુષ્કૃત્યનું પરિણામ નથી? વેપારીની દુકાનોમાં હમેશાં પ્રામાણિકપણું જોવામાં આવતું નથી. બીજાઓ કરતાં વધારે જલદી દ્રવ્યસંગ્રહ કરવા માટે કેટલી બધી તદબીરો કરવામાં આવે છે કે જેમાં પ્રામાણિકપણાનો અંશ પણ પણ નથી! સાધારણ આજીવિકાને અર્થે ધૈર્યથી અને સારી રીતે ઉદ્યોગ કરવાને બદલે ઘણા લોકો એકદમ ધનાઢ્ય થવા ઇચ્છે છે. આ જમાનાના લોકોની વૃત્તિ વેપારી થવાની નથી પણ જુગારી થવાની છે. દ્રવ્ય સંપાદન કરવારૂપી શરત ચાલી રહી છે, અને તે એવી જુસ્સાભેર ચાલે છે કે માર્ગમાં કોણ પડી ગયું તે તપાસવા પણ લોકો થોભતા નથી. તેઓ આગળ દોડયાજ જાય છે અને જેનો વેગ ઘણો હોય છે તે એ શરતમાં ફાવે છે. લોકોની આસ્થા દ્રવ્ય પર છે. વેપારમાં ચાલતું જુગારીપણું અને કપટ, પ્રજાનું ઉડાઉપણું અને રીશીઆરી, અને સર્વત્ર પ્રસરેલી પાયમાલી અને સંકટરૂપ પાપને લીધે આપણાપર શાં શાં દુઃખો આવી પડશે તે કહેવા ભવિષ્યવાદીની જરૂર નથી.

એક પિતાએ કહ્યું, 'મારા દીકરા! તું દુનીઆદારીમાં પડયો છે, તને નુકસાન પણ થાય, પરંતુ એવો વખત આવે તો ઠગજે, પણ ઠગાતો ના.'

બીજાએ કહ્યું, 'બને ત્યાંસુધી પ્રામાણિકપણે, નહિ તો ગમે તેમ પણ દ્રવ્ય સંપાદન કર.' ત્રીજાએ કહ્યું, 'અપ્રામાણિકપણા કરતાં પ્રામાણિકપણું સારૂં છે, મેં બન્ને અજમાવ્યાં છે.' અલબત આ બધાં વચનો સત્ય અને પ્રામાણિકપણાથી તદ્દન વિરુદ્ધ હોવાને લીધે અમે ઉતારીએ છિયે. પરંતુ દુનીઆમાં ઘણા વેપારી વર્ગમાં વધારે ઊંચા નીતિવિચારો ચાલતા હશે એ શકભરેલું છે. કોઈ તરુણ પુરુષ પોતાને ધંધે વળગે, અને પોતાનો રોજગાર ધીમો પણ જોખમમાં પડયા વિના ચલાવે, તો તેને ફાયદો ઓછો મળે પણ તે પ્રામાણિકપણે મળે છે. "પ્રામાણિક મનુષ્યને અવશ્ય પુષ્કળ સુખ પ્રાપ્ત થાય છે, પણ જે દ્રવ્યવાન્ થવા ઉતાવળ કરે તે નિરપરાધી રહી શકેજ નહિ. તેની નજર દુષ્ટ છે અને દરિદ્રતા પોતાના પર આવી પડે એનો તેને વિચાર નથી."

મોટાં વેપારી શહેરોમાં તરુણ પુરુષો અગ્રેસર વેપારીઓનો ભપકો જોઇ દિગ્મૂઢ બની જાય છે. તેઓ ઘણાજ ધનાઢ્ય છે એમ ધરાય છે. દરેક ઉચ્ચ માર્ગનું દ્વાર તેમને ખુલ્લું છે. તેઓ પ્રજામંડળમાં ઊંચામાં ઊંચી પદવી ધરાવે છે. તેઓ નાચ કરવા સારૂ મીજલસ મેળવે છે, ખાણું આપે છે, અને જમણવાર કરે છે. તેઓનાં ઘર ઉત્તમ ચિત્રકારનાં ચિત્રથી ભરપૂર છે. તેમનાં ભોંયરાં સરસમાં સરસ દ્રાક્ષના દારૂથી ભરેલાં છે. તેમની વાતચિતમાં કંઈ માલ નથી; તેનો ઘણોખરો વિષય દારૂ, ઘોડા, અને પદાર્થનું મૂલ્ય છે. એક મોટા દ્રવ્યસંગ્રહરૂપી સુવર્ણસાગરમાં તેઓ યાન કરતા દેખાય છે.

આવા દાખલા જોઇને જુવાન ધંધેદારો વારંવાર ચળી જાય છે. જો તેમનામાં દ્રઢતા ને હિંમત ન હોય તો તેમને એવા માણસોનું અનુકરણ કરવાની વૃત્તિ થાય છે. પહેલો સટ્ટો કદાચ લાભકારક નિવડે. લાભથી લોભાઇ તે બીજો સટ્ટો કરે છે, અને એ પ્રમાણે દ્રવ્યની તૃષ્ણાથી તેમનાં મગજ ખસી જાય છે. તેઓ અપ્રામાણિક થાય છે અને ખોટું કામ કરતાં આચકો ખાતા નથી. તેમની હુંડી કોઇ સીકારતું નથી, તેનો ભાવ વટાવમાં પડે છે. પોતાની શાખ જાળવવા તેઓ ચિત્ર પર અને ધર્માદા કામમાં પણ વધારે પૈસા ખરચે છે. અગાઉ લોભી અને અન્યાયી માણસો બીજાઓનો માલ જોરજુલમથી લેતા. આજ તેઓ લુચ્ચાઇભરેલું દેવાળું કાઢી મેળવે છે. અગાઉ દરેક પ્રયત્ન ઉઘાડેછોક કરવામાં આવતો, આજ જ્યાંસુધી આખર વખત આવે અને બધું લોપાણું પ્રગટ થઇ જાય ત્યાંસુધી દરેક વાત ગુપ્ત રખાય છે. અંતે તે માણસ દેવાળું કાઢે છે, તેની હુંડી કિમત-

વિનાની થાય છે, મિત્રો વેચાઈ જાય છે અને એ બાપલો લેણદારના શાપમાંથી દૂર રહેવા નાસી જાય છે.

એક દેવાદારના મુકદ્દમામાં હિસાબના ચોપડામાં અનાથ છોકરાંના આશ્રમાલયના અને ધર્માદાના ખરચ ખાતે ૩૯,૦૦૦ પૌંડથી વધારે રકમ માંડેલી જાહેર થઈ હતી. લેણદારોની સભામાં એક વક્તાએ કહ્યું કે હું હિસાબ રાખનારને પ્રામાણિક ગણી કહું છું કે " આ પેઢીના વેપારીઓ બેસુમાર માલ વહોરતા હતા અને પૂર્વ દેશોના બજારોને પોતાના માલથી ભરપૂર કરતા હતા તે સમયે તેઓ એવા નાદાર થઈ ગયા હતા કે પોતાનું દેવું વાળી શકે એવી આશા રાખી શકાતી નહોતી; પણ ઉપજ વધારવા, અથવા તો સાધારણ લોકોની ભાષા વાપરીએ તો માત્ર લોકોમાં પોતાનો દમદમાટ વધારવા આ અવિચારી વેપાર, રે હું કહું છું કે જુગાર ચલાવતા હતા. મિલકત દેવામાં ડુબી ગઈ હોય એવા પુરુષનો મોકળે હાથે કરેલો ધર્મ મને વિકરાળ લાગે છે. એથી મને આપણા ધર્માધ્યક્ષે કહ્યું હતું તેનું સ્મરણ થાય છે. કે આપણામાંના કેટલાક મનુષ્યો સ્વર્ગમાં જવાનો રસ્તો સુગમ કરવા અપવિત્ર લાભમાંથી થોડો ભાગ દેવાલય બાંધવામાં વાપરે છે. "

જુગાર અને કપટને લીધે ઘણીએ વેપારી પેઢીઓ તૂટેલી અને તેથી સઘળી જાતના ભાગીદારોના પૈસાટકાની ખુવારી અને કુટુંબની પાયમાલી વિષે કોણે સાંભળ્યું નથી? સ્કિલર કહે છે કે " એક લાખ પૌંડ ઉચાપત કરવા એ ઘણું હિંમતનું કામ ગણાય છે, પણ એના પ્રમાણમાં એક ક્રાઉન ચોરવો એતો હદ ઉપરાંત ભારે કામ છે. જેમ અપરાધ વધતો જાય છે તેમ પાપ ઓછું થતું દેખાય છે." થોડાં વર્ષ થયાં લાખો પૌંડ ઉચાપત કરવા એ અસાધારણ ગણાતું નથી. લોકોએ બેંકમાંથી* જમે કરાવેલાં નાણાં આગગાડીના શેરો ખરીદવા અથવા કોઇ દૂરસંસ્થાનમાં જમીન લેવા ઉપાડી લીધાં છે; અને શેરોના ભાવ વધવાના કે જમીનની કિંમત ચઢવાના આવા સટ્ટાનું પરિણામ ઘણીવાર એવું બન્યું છે કે ભાવ ગગડી પડયા છે ને તેથી પાયમાલી થઈ છે. બેંકો ભાગી પડી છે ને એ પડતીથી પરિણામે હજારો કુટુંબો પાયમાલ અને નારાજ થયાં છે. પુરુષો ગાંડા બની ગયા છે અને સ્ત્રીઓએ દુઃખી જીંદગીમાંથી મુક્ત થવા પ્રભુની પ્રાર્થના કરી છે.

અરે ઇશ્વર! અમારા પર કૃપા કરો. અમારામાંના પાંચ અત્રે તમારે

* પાંચ શિલિંગ. સરારી પેઢીમાંથી. હિસ્સા.

આશ્રયે છિયે અને તેમાંના છેક નાનાની ઉમ્મર પણ સાઠ વર્ષની છે. અમે પાંચે શોક અને ભયમાં બેઠા છિયે. એટલું સારૂં છે કે અમારામાંની વિધવા મરણ પામી છે. શું તેઓ પરલોક ગયા છે તે અમારી રાહ નહિ જુએ? અમે તેમને બહુ રોકીશું નહિ. વળી અમે આનંદમાં અને ધૈર્યથી એટલો થોડો વખત જીવી શકીશું, પણ જૂનું ઘર છોડવું કે જ્યાં જૂની વાતનું સ્મરણ ઝાંખું છે અને દરિદ્રાલયમાં જવું એ કેવી દિલગીરીની વાત અથવા બરોબર કહીએ તો કેવી આનંદની વાત કે કબરમાં સુઈ અનન્ત શાન્તિ પ્રાપ્તિ કરવી!*

પૈસાદાર છતાં પણ વધારે પૈસાદાર થવાની ઉતાવળ કરતા મનુષ્યો અગાઉના કરતાં વધારે ઝડપથી દ્રવ્ય સંપાદન કરવાના વિચારથી વિચિત્ર સટ્ટાઓમાં ઝંપલાય છે. અને તેનું પરિણામ શું થાય છે? પરિણામ એજ નીવડે છે કે તેઓ નાદારીમાં ડુબી જાય છે અને તેમાંથી તરી નીકળવાની આશા રહેતી નથી. આ વાત સિદ્ધ કરવા ઘણાં દૃષ્ટાન્તો પાસેજ મળી આવે છે.

* ઉપલી મતલબની કવિતાનો રચનાર **વોલ્ટર સિ. સ્મિથ એડિન્બરો**માં એક સભામાં ગયો અને બોલ્યો કે બેંકોના ભાગી પડવા વિષે મને ઘણા કાગળો મળ્યા છે, અને એક વર્ગના પત્રવ્યવહાર કરનારાઓએ મને લખ્યું કે મલિન દ્રવ્યલાભ માટે હુ એટલી બધી માથાફોડ કરૂં છું કે તેનો વિચાર કરતાં મને એમ થાય છે કે હું એ દુષ્ટ કાર્ય તજી 'સુધરેલો માણસ' શી રીતે થાઉં. કમનસીબે હાલની આફતથી મારા જાતિભાઇઓ ભારે દુઃખમાં સપડાયા છે, અને જે ધર્મથી લોકો જાતિભાઇઓનાં દુઃખો માટે દાઝ જાણતા નથી તે ધર્મ માટે મને પોતાને તો બહુ લાગતું નથી. આપણામાં આવાં કપટ વિશ્વાસુ માણસોએ કર્યાં છે એ જોઈને મને શરમ લાગે છે, અને આશા છે કે મારો પ્રિય દેશ આ વિપત્તિરૂપી અંધકારમાંથી કીર્તિને કલંક લાગ્યા વિના બહાર નિકળી આવશે, અને અગાઉ કરતાં વધારે પવિત્ર અને ગુણકારક નીતિ જ્યાં સર્વત્ર વ્યાપી રહી છે એવી સ્થિતિમાં ચાલાકી અને ઉદ્યોગની કારકીર્દીમાં દાખલ થશે. પાંચ વૃદ્ધ વયની બેનો વિષે ઘણાઓએ વાંચ્યું હતું. તેમનો વૃત્તાન્ત ખરો હતો કે કેમ તે વિષે મને પૂછવામાં આવ્યું હતું. એ વાર્તા ખરી હતી અને પેઢી તૂટયા પછી નવ દિવસે જ્યારે મેં એ સ્ત્રીઓને પ્રથમ જોઇ તે વખત હું કદી ભુલીશ નહિ. એ દરમિયાનમાં તેઓ એવી ગભરાઇ હતી અને બેબાકળી બની હતી કે તેમના ઘરમાં એક વાર પણ ભોજન તૈયાર કરવામાં આવ્યું નહોતું, તેમનાં કપડાં કદી શરીરથી ઉતર્યાં નહોતાં, અને તેઓ પથારીમાં કદી સૂતાં નહોતાં. કૃપાળુ ઇશ્વર આવીને અમને જે દુષ્ટ પરિણામ નીપજવાનું હતું તેમાંથી બચાવશે એમ તેઓ અનિશ્ચિત આશા રાખતાં હતાં.

એક ટિપ્પરેરીનો ધનાઢ્ય સરાફ મૂલોચ્છેદક સુધારક× અને પ્રંજનનાયક હતો. તેણે રાષ્ટ્રીય પરિષદ્‌માં બેસવાની પેરવી કરી તેમાં તે સફળ થયો, અને થોડા વખતમાં તેની તૃષ્ણા તૃપ્ત કરવા તેને કોશાધિકારી બનાવવામાં આવ્યો. અમીરની પદવીનો મુકુટ તેની દૃષ્ટિ સમીપ પ્રકાશતો દેખાયો, પણ એ પદવી પ્રાપ્ત કરવામાં તે નિરાશ થયો. તેણે **ઇટાલી, અમેરિકા,** અને **સ્પેનની** આગગાડીમાં પૈસા રોકયા હતા અને તેમાં તેને ભારે નુકશાન થયું હતું. પછી તેણે ખોટા દસ્તાવેજો, સમર્પણપત્ર, અને લાખો પૌંડની હુંડીઓ બનાવવાનો આરંભ કર્યો. તેની ચતુર પણ અનીતિવાળી યુક્તિઓ નિષ્ફળ થઇ. તેની હુંડીઓ સકરાતી બંધ થઇ અને તેની ખરાબી છેક પાસે આવી ગઇ. એક દિવસ મોડી રાત્રે તે પોતાની અભ્યાસ કરવાની ઓરડીમાં પેઠો અને ત્યાંથી એક ઝેરી ખારની સીસી લીધી. તે **હેમ્સ્ટેડ હીથ** ગયો, ઝેર પી ગયો,અને મરણ પામ્યો.

તેનું મરણ જાહેર થયા પછી **થર્લીસ** અને **ટિપ્પરેરીના** મહોલ્લામાં કેવો દેખાવ બન્યો ! વૃદ્ધ પુરૂષો પોતાનું સર્વસ્વ ગયું તેથી શોક અને રુદન કરતા હતા, અને વિધવાઓ પૃથ્વી પર ઘુંટણીએ પડી ઇશ્વરને પૂછતી હતી કે, અરે ઇશ્વર ! એ શું ખરી વાત છે કે અમે હવે હમેશને માટે ભીખ માગતી બની ગઈ; અને એતો ખરીજ વાત હતી. એ સરાફ અને કોશાધિકારીએ પોતાની પઇએ પઈ ખોઈ હતી અને પોતાની ખોટ પૂરી પાડવા પ્રપંચ ઉપર પ્રપંચ રચ્યો હતો. એ છળભેદનું પરિણામ એજ થયું કે એના આશ્રિતોની વધારે ખરાબી થઈ અને તેમને બચવાની બીલકુલ આશા રહી નહિ.

તેણે જે છેલ્લા કાગળો લખ્યા તેમાંનો એક પોતાના પિત્રાઇને લખ્યો. તેણે કહ્યું 'ક્રમે ક્રમે અપરાધ પર અપરાધ કરતાં છેવટે મારી કેવી અપકીર્તિ થઈ છે ! હજારોની ખરાબી, દુઃખ, અને નામોશીનું હું કારણરૂપ છું. અરે! જેમની આવી પાયમાલી થશેજ તેમને માટે મને કેવી દયા આવે છે! હું સર્વ પ્રકારની શિક્ષા ખમી શકું, પણ તેમનાં દુઃખો મારાથી જોઈ શકાશે નહિ. હું જીવું નહિ એજ વધારે સારૂં. અરે ! મેં આયર્લંડ કદી છોડયું નહોત તો કેવું સારૂં ! અરે ! મને સટ્ટામાં નાંખવાના પ્રથમ પ્રયાસને મેં લેખવ્યા ન હોત તો કેવું સારૂં ! ત્યારે તો હું જેવો હતો તેવોજ, એટલે પ્રામાણિક અને સાચો રહ્યો હોત. હવે હું રુદન પર રુદન કરૂં છું, પણ તેથી શો લાભ ! ∗

× જડમૂળથી ઉખેડી સુધારો કરનાર.

∗ પિટર્બેરોના ધર્માધ્યક્ષે કહ્યું છે કે 'એશઆરામ અને મોજશોખ માટે લજ્જાકારક પ્રીતિ, દ્રવ્યની દેવ તરીકે અપમાનકારક પૂજા, તે સંપાદન કરવાની

જેમ જુદા જુદા આદમીઓ અપ્રામાણિક હોય તેમ સમસ્ત પ્રજા અને રાજ્યો પણ હોય છે. તેમની સ્થિતિ તેમને વ્યાજે ધીરેલાં નાણાં (લોન) ની સ્થિતિથી મપાવાની છે. સ્પેન, ગ્રીસ, અને તુર્કસ્તાને દુનીઆના વેપારી મંડળમાં શાખ ખોઇ છે. સ્પેનની ખરાબી દ્રવ્યથી થઈ છે. દક્ષિણ અમે-

---

અતિતૃષ્ણાથી ઉત્પન્ન થતાં અનીતિવાળાં કપટો અને અપ્રમાણિક કૃત્યો, તે પ્રાપ્ત થયું કે વારંવાર જોવામાં આવતો વિચારશૂન્ય અતિશય ભોગવિલાસ, અભિમાન અને અજ્ઞની પરિપૂર્ણતાથી છકી જઇ દુર્ગુણી પુરુષો સદ્‌ગુણી પુરુષનો વેશ ધારણ કરી સદ્‌ગુણને જેટલું યોગ્ય માન આપતા તેટલું પણ માન આપવું પોતાની પદવીથી ઉતરતું ગણે છે. એવા દુર્ગુણી પુરુષોની નિર્લજ્જતા, સઘળા ઉમદા વિચારો અને ઉચ્ચ ઉદ્દેશો પ્રજાના વધારે ઉંચા જીવનના પ્રાણરૂપ છે, તેને ધિક્કારી કાઢતી વૃત્તિ, જેમ જેમ ગરીબ લોકોનું ઇર્ષ્યાભરેલું સ્વાર્થીપણું ધનાઢ્ય લોકોના ડમડમાકભરેલા સ્વાર્થીપણાની વિરુદ્ધ, સ્વાભાવિક પ્રતિક્રિયાની માફક ઉભું થાય છે તેમ તેમ પ્રતિદિવસ પ્રસાર પામતો અને વધારે ઉંડાં મૂળ ઘાલતો જુદા જુદા સ્વાર્થવાળા પુરુષો વચ્ચેનો કજીઓ અને જુદા જુદા વર્ગો વચ્ચેની લડાઇ, જેઓ તંગીમાં હોય છે અને જેમની પાસે દ્રવ્ય હોતું નથી તેઓ આખરે જુલમ સારૂં રચેલી એક મોટી યુક્તિરૂપ ભાસતા જનમંડળના સમસ્ત બંધારણ તરફ મૂર્ખાઈભરેલા ધિક્કારની દૃષ્ટીએ જુએ છે તે, જે વૈભવો હાલ માત્ર થોડાં મનુષ્યોજ ખાસ હક્ક તરીકે પ્રાપ્ત કરે છે પણ જેને માટે ઘણાં મનુષ્યોના જીવ દુઃખદાયક અને આગ્રહી તૃષ્ણાથી તલપાપડ થાય છે, એવા વૈભવો ઉદ્યોગ અને સ્વાત્માર્પણનાં કષ્ટ સહન કર્યા વગર જે ભારે ઉથલપાથલથી સર્વેને સરખે હિસ્સે મળી શકે એવી ઉથલપાથલની વિચિત્ર કલ્પના—આ સર્વે દુઃખનાં કેટલાંક કારણ છે અને એને આપણા પોતાના દેશમાં અને પોતાને હાથે ઉત્પન્ન કર્યાથી કોઇક દિવસે ભારે સૈન્યતુલ્ય થશે અને કોઈ પણ પરદેશી શત્રુના હુમલો કરતાં લશ્કરો કરતાં પણ તેની વધારે ધાસ્તી રાખવી પડશે. આધુનિક સુધારાના પ્રકાશ ને તેજથી કેટલોક વખત એ દોષરૂપી વૃક્ષો આપણી દૃષ્ટિથી ઢંકાઈ રહેશે, એના ઉષ્ણ આવરણમાં. આપણી પ્રજાની મોટાઇના કેટલાક અવયવો કેવી રીતે કરમાઇ જાય છે, અથવા તો જે.શ્યામ છાયા એ વૃક્ષો કરે જે તેમાં કયા દુઃખરૂપી છોડવાઓ પરિપક્વ થાય છે તે આપણને થોડો વખત માલમ નહિ પડે, પણ આપણી નજર તળે નહિ આવે તોપણ એ દોષો છે તે છેજ; અને આપણે તેને દૂર કરવા દરકાર નહિ રાખીએ કે સુધારીશું નહિ તો એવો વખત આવશે કે જ્યારે એવું ઇચ્છીશું કે સંપૂર્ણ સલાહશાંતિના સમયમાં આપણાં પોતાનાં દુષ્કૃત્યોથી નીપજેલા ભારે ભયમાંથી આપણને બચાવવા ઇશ્વરે યુદ્ધરૂપી તીક્ષ્ણ અને ઠેકાણે લાવનાર શિક્ષા આપણને કરી હોત તો વધારે સારૂં. રે, આપણે એમ પણ ઇચ્છીશું કે યુદ્ધ થઇ તેમાં પરાજય થાય ને તેથી આપણી ભયંકર કસોટી થાય અને ખેદ થાય એવું શાસન ઇશ્વરે કર્યું હોત તો વધારે સારૂં.

રિકામાંનાં તેનાં છતેલાં સંસ્થાનોમાંથી સ્પેનમાં સોનાના જે ઢગલે ઢગલા આવ્યા તેણે લોકોને નીતિભ્રષ્ટ,આળસુ,અને સુસ્ત બનાવ્યા. હાલ સ્પેનિયર્ડને કામ કરવાની શરમ લાગે છે,પણ તેને ભીખ માગવાની શરમ લાગતી નથી.ગ્રીસે ઘણાં વર્ષ સુધી પોતાનું દેવું વાળવાની ના પાડી છે. તુર્કસ્તાનની માફક એની પાસે દેવું આપવાના પૈસા નથી.એ દેશોમાં ઉદ્યોગનાં સર્વ કામો પરદેશીઓ કરેછે.

ફિલાડેલ્ફિયા અને બીજા અમેરિકાનાં રાજ્યો વિષે વધારે સારી આશા રાખી શકાય એમ હતું, પરંતુ તેમણે પોતાનું દેવું ઘણાં વર્ષ ઉપર નાકબૂલ કીધું. એ સમૃદ્ધ રાજ્યો હતાં અને પરદેશ પાસેથી ઉછીનાં લીધેલાં નાણાંની સહાયતાથી લોહિના કાયદા સારૂ રસ્તાએ ખુલવાથી તથા નહેરો બંધાવાથી તેઓ વધારે સમૃદ્ધ થયાં. રેવરન્ડ સિડની સ્મિથે 'સંકટ અને તંગી વેઠીને પ્રાપ્ત કરેલી જીંદગીની કમાઇમાંથી બચાવેલા' પૈસા ધીર્યા હતા. તેણે પોતાને થયલું નુકસાન દુનીઆને પ્રસિદ્ધ કીધું હતું. વાશિંગ્ટનમાં રાષ્ટ્રીયપ્રતિનિધિસભા (કાૅંગ્રેસ)માં તેણે એક સખત ઠપકાવાળું ભાષણ કીધું અને પાછળથી તે છપાવી પ્રસિદ્ધ કીધું. તેણે કહ્યું, 'અમેરિકનો જૂની દુનીઆના ધારાએ સુધાર્યાની મગરૂરી ધરાવે છે, પણ તેઓએ વધારે નહિતો જૂની દુનીઆના જેટલાજ અપરાધ કર્યા છે. પૃથ્વીપરના સઘળા જુલમોનો નાશ કર્યા પછી એક ગોરી પ્રજાએ યૂરોપની અધમમાં અધમ પ્રજાના કનિષ્ઠમાં કનિષ્ઠ રાજાએ પણ કદી નહિ કર્યો હોય એવો નામોશીભરેલો કપટરૂપી અપરાધ કર્યો છે."

ઈલ્લિનાઈસનું રાજ્ય ગરીબ હતું તોપણ તે ઉચ્ચવૃત્તિથી વર્ત્યું. ફિલાડેલ્ફિયાની માફક એ રાજ્યે દેશની અંદર સુધારા કરવા પૈસા ઉછીના લીધા હતા. સમૃદ્ધ ફિલાડેલ્ફિયાના રહેવાસીઓએ પોતાનું દેવું નાકબૂલ કરવાનો દાખલો આપ્યો ત્યારે ઘણાં ગરીબ રાજ્યોએ તેનું અનુકરણ કરવા ઈચ્છયું. દરેક કમીલદાર ગૃહસ્થને રાષ્ટ્રીયપરિષદ્‌માં મત આપવાનો હક્ક હતો તેથી તેઓ અપ્રામાણિક થાય તો દેવું નાકબૂલ કરવું સહેલું હતું. એ રાજ્યની રાજધાની સ્પ્રિંગફીલ્ડમાં પ્રતિનિધિઓની સભા મળી અને એ સભામાં દેવું નાકબૂલ કરવાનો ધારો મૂકવામાં આવ્યો. એ ધારો પસાર થવાની તૈયારી હતી એટલામાં એક પ્રામાણિક માણસે એને અટકાવ્યો. સ્ટીવન એ. ડગ્લાસ (એનું માનવંતું નામ કહેવું જોઇએ) ત્રીસીમાં માંદો પડયો હતો, પણ એવી સ્થિતિમાં પણ તેણે પોતાને કોઇ સભામાં લઈ જાય એવું ઈચ્છયું. તે એટલો બધો માંદો હતો કે તેનાથી ચાલી શકાતું નહોતું તેથી તેને પથારીમાં સૂતો લઈ જવો પડયો. પથારીમાં સૂતાં ને સૂતાં તેણે નીચે લખેલો ઠરાવ લખીને તે દેવું નાકબૂલ કરવાના ધારાને બદલે સભામાં રજુ કર્યો.

'ઇલિનોઇસ એક સેન્ટ* પણ દંડી આપતું નથી તોપણ તે પ્રામાણિક થશે એવો નિશ્ચય કરે છે.'

આ ઠરાવથી સભાના દરેક માણસના પ્રામાણિક વિચાર પર ઘણીજ અસર થઈ. આવેશથી સર્વ માણસોએ તે કબૂલ કર્યો. નાકબૂલ કરવાની પદ્ધતિનો આથી નાશ થયો. નદેરોની લોનોની કિંમત નરતજ વધી. મુદીનો રાજ્યમાં વધારો થયો, પરદેશથી લોકો આવી વસવા લાગ્યા, અને હાલ ઇલિનોઇસ અમેરિકાનું એક આબાદમાં આબાદ રાજ્ય છે. બીજા કોઈ રાજ્ય કરતાં એ રાજ્યમાં વધારે માઈલ જગ્યા રેલ્વેથી જોડાયલી છે. એનાં વિશાળ મેદાનો એક મોટું અનાજનું ક્ષેત્ર છે અને તે લાખો શાંત અને સુખી કુટુંબોનાં ગૃહોથી છવાયલું છે. પ્રામાણિકપણાનાં આવાં ફળ થાય છે.

ખરી વાત એ છે કે આપણે ઘણાજ સ્વાર્થી બન્યા છિયે. પરમાર્થ કરતાં આપણે સ્વાર્થનો ઘણોજ વધારે વિચાર કરીએ છિયે. જેમ જેમ આપણે મોજશોખમાં વધારે મગ્ન થઇએ છિયે તેમ તેમ આપણા જાતિભાઇઓ વિષે ઓછો ઓછો વિચાર કરીએ છિયે. સ્વાર્થી લોકોના મનમાં પારકાની તંગીનો વિચાર પ્રવેશ કરી શકતો નથી. તેમનાં હૃદયે જાણે એક પ્રકારનું લોહકવચ પહેર્યું છે અને તેને દુઃખ કે તંગીરૂપી શસ્ત્ર બીલકુલ ભેદી શકતાં નથી. તેમના ભોગવિલાસ જેથી તૃપ્ત થાય તેજ તેમની ઇન્દ્રિયો ગ્રહણ કરી શકે છે. ક્રિસોસ્ટોમ કહે છે કે 'એવાં પણ મનુષ્યો છે કે જેઓ માત્ર ભોગવિલાસ માટે અને આ નશ્વર દેહને પુષ્ટ કરવાજ આ દુનિયામાં આવ્યા છિયે એમ સમજે છે. તેમનું મિષ્ટાન્નથી ભરેલું ખાણું જોઈ દેવદૂતો જતા રહે છે, ઈશ્વર કોપે છે, દાનવો આનંદ પામે છે, સદ્‌ગુણી માણસોના મનમાં કંટાળો ઊપજે છે, અને ચાકરો પણ તેમને તિરસ્કારે છે ને હસી કાઢે છે. જુલમીઓ અને પાપથી ધનાઢ્ય થયલા માણસો દુનિયાની શિક્ષાના સાધનભૂત છે, તેમને માટે પૂર્વના ન્યાયી જનો વૈભવથી પરિપૂર્ણ ભોજનો મૂકી ગયા છે.

હવે આપણે થોડા પર નિભાવ કરી જાણતા નથી. માણસને વૈભવ વગર ચાલતું નથી. પણ ખરું જોઇએ તો મનુષ્યજીવન પદાર્થની પરિપૂર્ણતા પ્રાપ્ત કરવાથી સાર્થક થતું નથી. ગરીબ હોય તોપણ માણસે પ્રામાણિકપણે વર્તવું જોઇએ. નકામી ચીજો કમી કરવી અને એવી ચીજોને મુકાબલે જે ચીજો જરૂરની હોય તેની પણ તંગી ભોગવવી એ ખ્રિસ્તિધર્મ પ્રમાણે આત્મ-

* આશરે અર્ધા આનાની કિંમતનો અમેરિકન સિક્કો.

સંયમનો તેમજ પ્રાચીન મત પ્રમાણે ઉચ્ચ વર્તનના તત્ત્વનો ધોરી રસ્તો છે. દરેક યોગ્ય ઇચ્છા તૃપ્ત કરવાને સમર્થ અને તેમ છતાં પણ થોડાથી તૃપ્ત રહે એવા મનુષ્યોની આપણા જમાનાને સહુથી વધારે જરૂર છે. લૅકોર્ડૅર કહે છે કે 'નાનું ઘર પણ મોટું મન એથી મારા મન પર પૃથ્વી પરના કોઇ પણ પદાર્થ કરતાં વધારે અસર થઇ થઇ છે. સારાં અને પ્રામાણિક કૃત્યોનાં જે બીજ વાવે છે તેજ મનુષ્ય સુખી છે. તેને સારો પરિપાક મળ્યા વિના રહેનાર નથી.'

એક ગરીબ **જર્મન** ખેડુતના પ્રામાણિકપણા અને સત્યનો આ એક સુંદર નમુનો છે. **બર્નાર્ડિન ડિ સેંટપીઅરે** પોતાના **'સ્ટયુડિસ ડિ લા નેચર'** નામના ગ્રન્થમાં એની વાત વર્ણવી છે. ૧૭૬૦ માં **હિસ્સેમાં કાઉન્ટ ડિ સેંટ જર્મને** સ્વારી કીધી ત્યારે તે તેના હાથ નીચે ઇજનેર તરીકે નોકરી કરતો હતો. તે પ્રથમજ લડાઈના ભયંકર સ્વરૂપથી વાકેફ થયો. માર્ગમાં ચાલતાં દરરોજ લુંટાયલાં ગામડાં અને વેરાન કીધેલાં ખેતરો અને વાડાઓ તેની દૃષ્ટિએ પડતાં. મરદો, બૈરાં, અને છોકરાં રોતાં રોતાં પોતાનાં ઝુંપડાંમાંથી નાસી જતાં હતાં, હથિયારવાળા મનુષ્યો તેમના ઉદ્યોગના ફળનો દરરોજ નાશ કરતાં હતાં, અને તેમ કરવામાં કીર્તિ માનતાં હતાં. પણ આ-ટલાં બધાં નિર્દય કૃત્યની વચમાં આગળ વધતાં સૈન્યના માર્ગમાં જેનું ઝુંપડું અને ખેતર આવ્યાં હતાં એવા એક ગરીબ માણસે જે ઉચ્ચ વર્તનનો દાખલો દર્શાવ્યો તે જોઇને **સેન્ટપીઅરને** દિલાસો મળ્યો.

એક બંદુકથી લડનાર સવારોના અધિપતિને પોતાની ટુકડીસહિત કોઈ ગામમાં ફરી વળી ઘાસદાણો જોરજુલમથી કઢાવવા હુકમ કર્યો હતો. તેઓએ એક નાની કોટડી આગળ આવીને બારણું ઠોક્યું. એક ધોળી દાઢીવાળો વૃદ્ધ પુરૂષ બહાર આવ્યો. તે અમલદારે કહ્યું, 'મને એક લશ્કરને માટે ઘાસદાણો મળે એવા ખેતરમાં લઈ જાઓ,' તે વૃદ્ધ પુરુષે જવાબ દીધો કે 'હા સાહેબ તૈયાર છું' તે આગળ થયો ને ખીણપર ચઢ્યો. અર્ધો કલાક ચાલ્યા પછી એક જવનું સુંદર ખેતર આવ્યું. તે અમલદારે કહ્યું, 'આ અમારી ગરજ બરોબર સારશે.' તે વૃદ્ધે કહ્યું, 'ના લગાર ધીરજ રાખો, બધું ઠીક થશે.' તેઓ આગળ ચાલતા ગયા, અને એટલામાં એક જવનું બીજું ખેતર આવ્યું. સીપાહીઓ ઘોડા ઉપરથી ઉતર્યા, અનાજ કાપ્યું, અને ઘોડા પર ચડાવ્યું. તે અમલદારે કહ્યું, 'ભાઈ! અમને આટલે દૂર કેમ લાવ્યા? અમે જે પહેલું જવનું ખેતર જોયું તે આવુંજ સુંદર હતું.' તે ખેડુતે કહ્યું 'એ વાત તો ખરી, પણ તે મારૂં નહોતું.'

# પ્રકરણ ૪.

## દ્રવ્યથી વશ ન કરી શકાય એવા મનુષ્યો.

તું સત્યનું શિક્ષણ આપવા ઇચ્છતો હોય તો તારે જાતે હિંમતવાન થવું જોઇએ, તારી રહેણીકહેણી સત્ય રાખીશ તો તારૂં જીવન એક મોટું અને ઉમદા ધોરણ થઇ પડશે.

પૈસા ધીરતી વખતે, ખરચતી વખતે કે દાન કરતી વખતે દુનીઆ આપણને ઘણીજ ભલી ભાસે છે; પણ માગની વખતે, ઉછીતું લેતી વખતે, કે પોતાનું આપેલું પણ પાછું લેતી વખતે તો દુનિયા ઘણીજ દુષ્ટ લાગે છે

બુલ્વર લિટન.

અરે મારા વહાલા સાહેબ ! પુરુષ તેમજ સ્ત્રીનું ભલું નામ તેમના આત્માનું સાક્ષાત્ રત્નરૂપ છે. જે મારૂં દ્રવ્ય ચોરે છે તે નજીવી ચીજ ચોરે છે, દ્રવ્ય એ અલ્પ વસ્તુ છે, એ કંઇજ નથી, એ કાલ મારૂં હતું, આજ એનું છે, અને હજારોનું દાસરૂપ થઇ ચુકર્યું છે; પણ જે મારૂં ભલું નામ ચોરી લે છે તે મારી પાસેથી એવી વસ્તુ લઇ લે છે કે તેથી એ જાતે દ્રવ્યવાન થતો નથી અને હું ખરેખરો દરિદ્ર બનું છું.

શેક્સપીઅર.

દ્રવ્ય કરતાં કીર્તિ વધારે કિંમતી છે.

ફ્રેન્ચ કહેવત.

---

પ્રથમ તો એવા મનુષ્ય છે કે તેઓ દ્રવ્યથી વશ કરી શકાય છે. એવા અસંખ્ય ખોળા છે કે તેઓ દ્રવ્ય અને મદ્યપાનને માટે પોતાનો દેહ અને આત્મા વેચવા તત્પર થાય છે. લાંચ અને રૂશવતથી રદ થયલી રાષ્ટ્રીયપરિષદ્‌ની ચુંટણી વિષે કોણે સાંભળ્યું નથી ? આ કંઈ સ્વતંત્રતા ભોગવવાની કે જાળવવાની રીત નથી. જેઓ પોતાના મન વેચે છે તેઓ ગુલામ છે. તેમના ખરીદનારાઓ અપ્રામાણિક અને અનીતિવાળા છે. સ્વાતંત્ર્યમાં પણ છળભેદ રહેલા છે. એક ચતુર વક્તાએ ભાષણમાં કહ્યું કે ' હું સ્વતંત્ર ભૂમિ પર ઉભેલો છું ' શ્રોતાજનમાંથી એક મોચી બોલી ઉઠ્યો કે ' તમે સ્વતંત્ર ભૂમિ પર ઉભેલા નથી, તમે તો જે બુટના પૈસા મને આપ્યા નથી એવા બુટની જોડપર ( જોડા પહેરી ) ઉભેલા છો. '

લોકોની અધિક સંખ્યા જે માર્ગે જાય તે માર્ગ પકડવાની અને વાહ-વાહ થાય એવી રીતે ચાલવાની હમેશ લોકોની વૃત્તિ રહે છે. સ્કિલરે કહ્યું છે કે 'અધિક સંખ્યાનો અર્થ શો? બુદ્ધિ તો હમેશાં અલ્પસંખ્યા માંજ રહેલી છે. લોકોના મતની તુલના કરવી જોઇએ, ગણત્રી કરવી ન જોઇએ. જે રાજ્યમાં સંખ્યાનું પ્રાબલ્ય છે અને અજ્ઞાની લોકોથી નિર્ણય થાય છે તે રાજ્યની મોડી વહેલી ખરાબી થવાનીજ.'

સ્કૉટલંડમાં કેટલાક લોકો સ્થાપિત ધર્મપદ્ધતિથી જુદા પડયા ત્યારે **નૉર્મન મૅકલીઅડે** કહ્યું કે લોકમતથી વિરૂદ્ધ પક્ષમાં રહેવું અને ચિદ્-વૃત્તિ જેને કર્તવ્યનો માર્ગ કહે તે રસ્તે જવું એ એક આત્માની મોટી કસોટી છે. પગલે પગલે તેનો ધિક્કાર થયો અને લોકોએ તેનો ફિટકાર કર્યો. તેના એક પત્રમાં તે લખે છે કે "હોલિરૂડના ભક્તિગૃહમાં મેં એક કબર જોઈ તેનાપર લેખ હતો કે 'અહિં એક પ્રામાણિક માણસ સુતો છે.' આજ સ્તુતિને પાત્ર થાઉં એવી મારી રહેણી થાય એજ માત્ર હું ઇચ્છું છું."

અભણ અને ભેરીકર લોકો અનીતિવાળા લોકોના હાથમાં સપડાઈ જાય છે; અને અભણ હજી લોકોમાં ઘણે ભાગે જોવામાં આવે છે. એક ફ્રેંચ ઊંટવૈદને પોન્ટ ન્યુફનો માર્ગ અટકાવવાને પૅરિસમાં નશીયત આપનારી ન્યાયસભામાં લઈ ગયા ત્યારે ન્યાયાધીશે તેને કહ્યું, "મૂર્ખ, તારી ધૂળ જેવી દવા, જેને તું 'કદી નિષ્ફળ ન થાય એવી' કહે છે, તે વેચવામાં તારી આસપાસ તું લોકોની મેદની શામાટે એકઠી કરે છે ને તેમની પાસે આટલા બધા પૈસા શા માટે નીચોવી લે છે?" તે ઊંટવૈદે જવાબ દીધો, 'મારા સાહેબ, એક કલાકમાં કેટલા લોકો પોન્ટ ન્યુફ ઓળંગે છે એમ આપ ધારો છો?' ન્યાયાધીશે કહ્યું, 'હું જાણતો નથી.' 'ત્યારે હું તમને કહીશ. આસરે દશહજાર લોકો. એમાંના કેટલાને આપ ડાહ્યા ધારો છો?' 'અરે, કદાચ સોને.' તે ઊંટવૈદે કહ્યું 'એ તો આપે ઘણીજ વધારે સંખ્યા કહી. પણ આપના કહ્યા પ્રમાણે એ સો માણસ બાતલ મૂકું છું અને બાકીના નવહજાર ને નવસેંને મારા ઘરાક સમજું છું.'

સઘળે ઠેકાણે માણસોને લાંચ આપવામાં આવે છે. તેઓમાં પ્રામાણિક-પણું, સ્વાભિમાન કે મર્દાઇભરેલા મોટમની વૃત્તિ નથી. તેમનામાં એવા ગુણ હોત તો તેઓ દરેક પ્રકારની રૂશવતને ધિક્કારી કાઢત. વાપરવા લાયક કે નાલાયક સામાન ચલાવી દેવા માટે સરકારી નોકરોને લાંચ આપવામાં આવે છે. એથી જેવા સિપાઇઓ લડાઇમાં જવાને કૂચ કરે છે કે તેઓ

તેમના અર્ધા કેળવેલા જોડાઓ ફાટી જાય છે, જૂના ઉનના કોટ ચીથરીઆળા થઈ જાય છે, અને વરખ ચોંટાડેલા ખોરાક સડી જાય છે. ઉત્તરધ્રુવ પાસેના પ્રદેશમાં ટ ડેલ નેર્સના ખારવાઓને કેવો ખરાબ ખોરાક મળતો તે વિષે તેને ઘણું ખેદકારક વર્ણન કરવું પડયું. મુલકી નોકરીમાંના હલકા નોકરો લાંચ અને રૂશવત લે છે તેનું આ પરિણામ છે.'

ઘણી રીતે ગેરવાજબી હકશાઈ લેવામાં આવે છે. અમુક અમલદારને નાણાં મળવાનો રૂખતો (ચેક) પહોંચે છે કે તે તરત હિસાબ મંજુર કરે છે. આ પ્રમાણે ઘણાં માણસોને સાધારણ પગાર મળે છે તોપણ તેઓ સમૃદ્ધિમાન્ થાય છે. એક જાહેર સભાના નોકરે એક કામમાં ભારે રૂશવત લીધા પછી તે સભાની બેઠકને બારણે આવી મતલબની જાહેર ખબર ચોઢવામાં આવી કે 'સભાના નોકરોને લાંચ લેવાની છુટ નથી.' રસોઇઆને વેપારી પાસેથી હકશાઈ મળે છે. બુટલેરે દારૂના વેપારી સાથે છુપી સમજુતી કરેલી હોય છે.

'ટાઇમ્સ' કહે છે કે આ કાયદાવિરૂદ્ધ હકશાઈથી વ્યાપારના વ્યવહાર બગડી જવાનો ઘણો સંભવ છે. પણ કદી પણ એ દુર્ગુણ ચાકરોનાં રહેઠાણ કે બજારથી ઊંચે સ્થાને ચડે અને કોઇ પણ જાહેર કચેરીમાં પ્રવેશ કરે તો સરકારી નોકરીની કાર્યનિપુણતાનો અન્ત આવે કે તેમના પર કોઇનો વિશ્વાસ રહે નહિ. સરકારી નોકરો પ્રામાણિક હોવા જોઈએ, તેમજ જવાબદારી અને વિશ્વાસના ઓદ્ધા પર કોઈ પણ અમલદારને વિષે કોઈ પણ તરેહનો અપ્રામાણિકપણાનો સંશય પણ રહેવો ન જોઇએ એ ઘણુંજ અગત્યનું છે. સરકારી મુલકી નોકરો બક્ષીસો લે છે એવી શંકા સર્વત્ર પ્રસરે તો તો ખરેખરૂં દુર્ભાગ્ય સમજવું.

એક યોજકે ઑમ્નિબસમાં* બેસતાં માણસોની સંખ્યા નોંધવાની એક રીત સૂચવી. પણ ઉપમંત્રી (સેક્રેટરી) એ મત અમલમાં આણવા અસમર્થ હતો. તેણે કહ્યું, 'એ યુક્તિ આપણને કંઈ કામની નથી. જેથી આપણા દેશના લોકો પ્રામાણિક થાય એવા સાધનની આપણે જરૂર છે, અને મને લાગે છે કે એ સાધન મળી આવવાનો સંભવ નથી.' આપણને પ્રામાણિક માણસો જોઇએ છિએ એવી સર્વત્ર બુમ છે. જેમના પર વિશ્વાસ રાખવામાં આવ્યો છે, તેમની ચોરી અને છળભેદ પોલીસ કચેરીઓમાં ઘણીવાર ઉઘાડાં થાય છે, અને પરિણામે તેઓ પરથી વિશ્વાસ બીલકુલ ઉઠી જાય છે અને

* ૨૫ કે ૩૦ માણસ માય એવી મોટી વિલાયતમા ફરતી ગાડી.

તેઓ ખરાબખસ્ત થાય છે. વિશ્વાસ રાખવા લાયક સદ્વર્તનની સહુથી વધારે ખોટ છે. સદ્વર્તન એટલે વિશ્વસનીયતા, અર્થાત્, તમે વિશ્વાસપાત્ર છો એવી તમારાં કૃત્યથી બીજાને ખાતરી આપવી તે.

પરદેશમાં પણ આવીજ સ્થિતિ છે. **રશિયા, ઇજીપ્સ અને સ્પેન** એ બાબતમાં સહુથી ખરાબ છે. **રશિયામાં** ઉંચામાં ઊંચી પદવીના પણ સરકારી નોકરોનો રૂશવત લેવાનો દુર્ગુણ ઘણોજ ઉઘાડો છે. તમારે જે માર્ગે જવું હોય તે માર્ગમાં પ્રવેશ કરવાને દ્રવ્ય આપ્યા વિના છુટકો નથી. દરેક કળી શકાય એવે પ્રકારે લાંચ લેવાય છે. માલ પૂરો પાડનાર અને જે અમલદારોએ તેમના પર અંકુશ રાખવો જોઈએ તેમની વચ્ચેની મસલતથી માંડીને તે માલ હાથોહાથ અપાય છે ત્યાંસુધી રૂશવતનો પ્રચાર એવો સ્પષ્ટ છે કે કોઈથી નથી એમ કહી શકાતું એવું બહાનું કહાય છે કે સરકારી નોકરોનો પગાર ઘણોજ ટુંકો છે. **મૉસ્કો અને પીટર્સબર્ગ** રેલ્વે બાંધતાં ઘણો ખરચ થયો. ઇજનેરો અને કારીગરોને ભારી રકમો મળી અને તેટલીજ મોટી રકમ દેખરેખ રાખનારા અને કારભાર ચલાવનાર મુખ્ય અધિકારીઓ ખાઈ ગયા. ઇરાનનો એલચી **રશિયા** જોવા ગયો તેના લાભને માટે રશિયાનો શહેનશાહ રાજધાનીમાં થઈને સહેલ કરવા નીકળ્યો હતો ત્યારે શાહજાદો મેન્ટચિકૉફ તેની સાથે હતો. તે **ઇરાની**એ સુવર્ણના ઘુમટો, ગ્રેનાઈટના* થાંભલાઓ, અને ઘણા માયલો લગણુ હારબંધ શોભાયમાન દુકાનો જોઈ ત્યારે પૂર્વ તરફના લોકો એવી ચીજો તરફ જેવી બેપરવાઇ બતાવે તેવોજ અનાદર દર્શાવ્યો. આખરે શહેનશાહે પોતાના શાહજાદા તરફ વળીને ચીડવાયલે ચહેરે તેના કાનમાં પૂછ્યું કે આ માણસ વિસ્મય પામે એવું કંઈ પણ આપણે એને બતાવી શકીએ એમ નથી ?' તે શાહજાદાએ જવાબ દીધો, હા, સાહેબ, એમને **મોસ્કો અને પીટર્સબર્ગ** રેલ્વેનો હિસાબ બતાવો.' આવી રીતનો 'દ્રવ્યસ્રાવ' **ઇજીપ્સ એલેક્ઝૅન્ડ્રિયામાં** પુષ્કળ થાય છે. સ્પેનમાં ફુરજાના અધિકારીઓને લાંચ આપે ત્યારેજ દરેક વહાણ બંદરમાં દાખલ થઈ શકે છે. જેવું બહાનું **રશિયામાં** કાઢવામાં આવે છે તેવુંજ અત્રે પણ કઢાય છે. તે એ છે કે, **સ્પેનના** મુલકી સરકારી નોકરો રૂશવત લીધા વગર પોતાનો નિભાવ કરી શકતા નથી.

પ્રજાસત્તાક રાજ્યમાં પણ માણસોને લાંચ લેવાની ખાસિયત અને ખુશી હોય છે. દ્રવ્યથી ઘણી અડચણો દૂર થાય છે, અને ઘણા સંદિગ્ધ

* એક જાતનો અરદીયો પથ્થર.

વિષયોનું નિરાકરણ થાય છે. અમેરિકા પ્રજાસત્તાક રાજ્યોમાં સર્વોપરિ છે, ત્યાં પણ ખૂબ રૂશવત લેવાય છે. અધિકારીને પગાર માત્ર બસ નથી. મોટામાં મોટા અમલદારોને પણ ગાડી, ઘોડા, અને નગદનાણાની બક્ષીસના રૂપમાં લાંચ અપાય છે. દીર્ઘદૃષ્ટિવાળા અને પ્રામાણિક, રાજનીતિમાં ધુરંધર અમેરિકનોને માલમ પડે છે કે કપટવૃત્તિ અને રૂશવતથી રાજ્યકારભારમાં નિપુણતાનો જલદી સમૂલ નાશ થાય છે, અને સાર્વજનિક સદ્‌ગુણનું ધોરણ હલકું પડી જાય છે.+

દુનીઆમાં બધે આવીજ સ્થિતિ છે. રાજ્ય કેવા પ્રકારનું કહેવાય છે, એક રાજસત્તાક, શિષ્ટજનસત્તાક, કે પ્રજાસત્તાક, તે કંઈ અગત્યનું નથી. નીતિનો આધાર રાજ્યના પ્રકાર પર નથી, પણ રાજ્યતંત્ર ચલાવનાર પર છે. સ્વાર્થવૃત્તિથી વાપરે તો રાજકીય સત્તા પ્રજાને એક શાપરૂપ છે, બુદ્ધિપૂર્વક

×૧૮૭૮ ના જાનેવારીનો 'નૅાર્થ અમેરિકન રિવ્યુ' અંક જુઓ જેકબ ડિ કાકસ કહે છે કે રાજ્યપદવી અને રાજ્યદ્રવ્ય માટે અતિતૃષ્ણા રાજ્યમાં સર્વત્ર પ્રસરેલી છે. ગમે તેવું વેરાન જગ્યાએ આવેલું અપ્રસિદ્ધ ઝુંપડું હોય તોપણ તેનું નીતિધોરણ આ દુષ્ટ ચેપથી બચ્યું નહિ હોય. રાજ્યમાં વિરૂદ્ધ પક્ષોમાંથી એક પક્ષ બીજાને હંફાવે છે ત્યારે નાનામાં નાની કારકુની સુધીના દરજ્જા અને પગારવાળી લગભગ સઘળી જગ્યાનાં માણસોને ઘેર બેસાડવામાં આવે છે. યુદ્ધઘોષ એવો થાય છે કે 'લૂંટની માલિકી જય મેળવનારાઓની છે.' કાકસ કહે છે કે આપણે શરમ સાથે કબૂલ કરવું પડે છે કે સર કરેલા શહેરમાં પ્રવેશ કરતી સેના પર ' અહો, સુંદરી અને લૂટ' એવા પોકારથી જેવી અસર થાય છે તેવીજ અસર આથી આપણી રાજનીતિ પર થાય છે. આપણે નામોશી ભરેલી લૂટવાની રીતથી એટલા બધા પરિચિત થયા છિયે કે હવે આપણી બેદરકારી જોઇ આશ્ચર્ય પામીએ છિયે અને પ્રજાની ચિદ્‌વૃત્તિ થોડે અંશે બાહેર મારી ગયેલી છે એ ખરી વાત સમજવા માંડીએ છિયે. (પૃ૦ ૮૯) કોઇ પણ પ્રજાની તવારીખમાં જે ઘણાંજ અનીતિના સમયની સ્પર્ધા કરે એવી વસ્તુસ્થિતિ **જોન્સનના** કારભારના દરમિયાનમાં હતી. હાજીહા, લાંચ અને બાકીના રાજનીતિને લગતા કંટાળો ઉપજાવે એવા દુર્ગુણોનો સમુદાય, જેમ જેમ નીચી પદવીના માણસોનો વિચાર કરીએ છિયે, તેમ તેમ વધતો જોવામાં આવે છે. આખરે આપણે એક એવા જંગલી લુચ્ચા માણસને જોઇએ છીએ કે તે પોતાના પક્ષ માટે મતપૂરણી કરે છે (ખુબ મત એકઠા કરે છે), અથવા પથ્થરે પથ્થરે લડે છે, અને જે પૈસા કોઈક ઉમેદવાર પાસેથી 'ગ્રામ (એક પ્રકારનું માપ) દારૂ આપવાથી વશ કરાય તેવા સ્વતંત્ર મત આપનારને સંતુષ્ટ કરવા' તેણે મેળવ્યા છે તે પૈસા ચોરી લઇ પોતાનો લાભ મેળવે છે.

અને નિષ્પક્ષપાતે વપરાય તો જનમંડળને એક મોટા આશીર્વાદરૂપ છે. અધિકારિવર્ગમાં પ્રથમ સ્વાર્થવૃત્તિ પ્રવર્ત્તમાન થાય તો જે દેશ પર એવી રીતે રાજ્ય ચાલે તે દેશના ભોગ સમજવા. એ સ્વાર્થરૂપી અનર્થ નીચલા નીચલા વર્ગોમાં પ્રસરતો જાય છે, અને એ પ્રમાણે સર્વ વર્ગના લોકોમાં અતિદરિદ્રમાં પણ, એ વૃત્તિ માલમ પડે છે. હરામનો પૈસો ભેગો કીધો અને સ્વાર્થવૃત્તિ સંતુષ્ટ કીધી એટલે જીવન સાર્થક કીધું એમ લોકો સમજતા થાય છે. સુનીતિનો ત્યાગ થાય છે. પ્રામાણિકપણારૂપી સદ્ગુણને લોકો ભૂલી જાય છે. વિશ્વાસ જતો રહે છે, અને જનમંડળ માત્ર પદવી અને દ્રવ્યને માટે મથી મરે છે.

તોપણ સઘળા જમાના ને યુગમાં એવા પણ મનુષ્યો જોવામાં આવ્યા છે કે જેઓએ દ્રવ્યથી ખરીદાવાની ના પાડી છે. દરિદ્રમાં દરિદ્ર પણ કર્ત્તવ્યની પ્રેરણાથી વેચવાની ના પાડી છે. ઉત્તર અમેરિકાના ઇંડિયનોમાં ધનની તૃષ્ણા હિંમતવાન્ મનુષ્યને અયોગ્ય ગણાય છે, તેથી સરદાર પોતાની ટોળીમાં ઘણીવાર સહુથી ગરીબ હોય છે. ઇઝ્રૅલાઇટ લોકોમાં, યુનાની લોકોમાં, અને રોમન લોકોમાં ગરીબ પુરુષો પ્રજાના ઉત્તમ કલ્યાણકર્ત્તાઓ થયા છે. એલિશાને ભવિષ્યવાદી થવાની ઇશ્વરપ્રેરણા થઇ ત્યારે તે હળ ખેડતો હતો, અને સિન્સિનેટસને રોમના લશ્કરની સરદારી કરવાનું આમંત્રણ આવ્યું ત્યારે તે પોતાનાં ખેતરોમાં હતો. સૉક્રેટીસ અને ઇપિમિનોન્ડાસ ગ્રીસમાં દરિદ્રવર્ગમાં હતા. આપણા ધર્મના ઇશ્વરપ્રેરિત સ્થાપકો ગેલલીઅન માછીઓ પણ એવાજ હતા.

એરિસ્ટાઇડીસને દૃઢ પ્રામાણિકપણા માટે 'ન્યાયી' કહેતા હતા. તેની ન્યાયવૃત્તિ નિષ્કલંક હતી અને આત્મસંયમ અદ્ભુતણીય હતો. તેણે મૅરેથન અને સૅલેમિસ આગળ યુદ્ધ કર્યાં અને પ્લૅટીના યુદ્ધમાં લશ્કરની સરદારી ભોગવી. તેણે રાજ્યમાં મોટામાં મોટી પદવી ભોગવી હતી તોપણ તે મરી ગયો ત્યાંસુધી ગરીબ હતો. દ્રવ્યથી કે બીજા કશાથી તે વેચાતો નહિ. કશાથી પણ તે કર્ત્તવ્યનાં માર્ગથી પ્રચલિત થવા પ્રેરાતો નહિ. એમ કહેવાય છે કે તેના સુંદર દૃષ્ટાન્તનું મનન કરવાથી ઍથિનિયન લોકો વધારે સદ્ગુણી થયા. એક પ્રસંગે ઇસ્કિલસના એક કરુણરસ નાટક ભજવતાં એક વાક્ય સુનીતિ વિષે કહેવામાં આવ્યું કે તરતજ શ્રોતાજનની દૃષ્ટિ વગર ઇચ્છે, સ્વાભાવિક રીતેજ પાત્ર તરફથી એરિસ્ટાઇડીસ તરફ ફરી.

ઍથિનિયન સરદાર ફૉશિયન, જે ઘણી હિંમત અને દીર્ઘ દૃષ્ટિવાળો

મનુષ્ય હતો તેને 'સુજનની' અટક આપવામાં આવી હતી. મહાન્ એલેક્ઝાન્ડરે ગ્રીસ ઉપર ચઢાઈ કરી ત્યારે તેણે ફોશિયનને દેશભક્તિમાંથી પ્રચલિત કરવાનો પ્રયાસ કર્યો. દ્રવ્ય અને મરજીમાં આવે તે એશિયામાંનાં ચાર શહેર તેણે તેને આપવા માંડ્યાં. પણ ફોશિયનના ઉત્તર પરથી તેનું નિષ્કલંક સદ્વર્ત્તન જણાઈ આવ્યું. તેણે કહ્યું, 'એલેકઝાન્ડર મારા પર ખરેખરી પ્રીતિ રાખતો હોય તો તેણે મારૂં પ્રામાણિકપણું મારી પાસે રહેવા દેવું.'

પણ વક્તા **ડિમૅાસ્થનીસ** દ્રવ્યથી વેચાયો. એલેકઝાન્ડરનો એક સરદાર, હાર્પેલસ એથન્સમાં આવ્યો ત્યારે વક્તાઓની દૃષ્ટિ એના દ્રવ્ય તરફ ગઈ. **ડિમૅાસ્થનીસ** એમાંનો એક હતો. પણ પ્રામાણિકપણા વિનાનું સુભાષણ શા કામનું ? **ડિમૅાસ્થનીસે** હાર્પેલસની મુલાકાત લીધી ત્યારે તે સરદારે જોયું કે એનું મન રાજાના સુંદર નકશીવાળા એક પ્યાલાથી ઘણું ખુશ થયું છે. તેણે કહ્યું, 'તમે હાથમાં લઇ જુઓ એટલે તેનું વજન તમને માલમ પડશે. **ડિમૅાસ્થનીસે** પૂછ્યું, ' એનું શું ઉપજે ? ' હાર્પેલસે જવાબ દીધો, 'એનું મૂલ્ય તમને વીશ ટૅલન્ટ× ઉપજશે. તેજ રાતે તે પ્યાલું માંહે વીશ ટૅલન્ટ મૂકીને **ડિમૅાસ્થનીસને** મોકલવામાં આવ્યું. **ડિમૅાસ્થનીસે** એ બક્ષીસની ના કહી નહિ. આ બીનાથી એ વક્તાની નામોશી થઈ અને તેણે તરતજ ઝેર ખાધું.

એથી ઉલટું **સિસરોએ** મિત્રો તેમજ પોતાના દેશના દુશ્મનો પાસેથી બક્ષીસ લેવાની ના પાડી. તેના છૂપા ખૂન થયા પછી કેટલેક વર્ષે **સીઝર** ઑગસ્ટસે પોતાના પૌત્રના હાથમાં **સિસરોનો** એક ગ્રન્થ જોયો. તે છોકરાએ તે ગ્રન્થ સંતાડવાનો પ્રયત્ન કર્યો, પણ ઑગસ્ટસે તેની પાસેથી તે લીધો; ઉપરઉપરથી વાંચી જોઈ તેણે છોકરાને તે ગ્રન્થ પાછો આપ્યો ને કહ્યું, 'મારા પ્રિય બાળ, આ એક જબરદાર વક્તા અને પોતાના દેશ પર પ્રેમ રાખનાર હતો.'

સઘળાઓને નાસી જવું પડ્યું ત્યારે તેઓએ જેમ પોતાની મિલ્કત સાથે લીધી તેમ તમે કેમ થોડી મિલ્કત ન લીધી એમ જ્યારે બિઆસને પૂછ્યું ત્યારે તેણે કહ્યું, ' તમારે આશ્ચર્ય પામવાનું કંઈ કારણ નથી. હું મારો સઘળો ખજાનો મારી સાથેજ લઉ છું.'

**ડાયોક્લીશિયને** થોડા વખત સુધી રાજ્યાસનનો ત્યાગ કીધો, ત્યારે

× આશરે રૂ. ૫૯૦ નો. સિક્કો,

**મૅક્સિમિલિયને** તેને રાજ્યતંત્ર ફરીથી સ્વાધીન કરવા આમંત્રણ કીધું. **ડાયોક્લીશિયને** ઉત્તર દીધો કે, 'સૅલોનામાં મેં મારે હાથે રોપેલી કોબી, જે સુંદર ખડબુચી હું જાતે પકવું છું તે, અને મારી વાડીમાં જે મનોરંજક વાવણી મેં કીધી છે તે સઘળું હું તમને બતાવું તો તમે મને સત્તાના લોભને માટે સુખના ઉપભોગનો ત્યાગ કરવા આગ્રહ નહિ કરો.'

જેને માટે એણે ઉદ્યમ કર્યો હતો તે એનું પોતાનું હર્ષ, એનીજ મહેનત અને શ્રમનું ફળ હતું. જે ઉદ્યોગના સ્વભાવથી મહેનત કરનારમાં ખંત, યોદ્ધામાં સાહસવૃત્તિ અને રાજકારભારીમાં દઢતા આવે છે, તે ઉદ્યોગનો સ્વભાવ એણે ગ્રહણ કર્યો હતો. ઉદ્યોગ અપ્રામાણિકપણાનો પ્રવેશમાર્ગ બંધ કરે છે. પ્રત્યેક મનની શક્તિ ખિલવવાને વધારે વિસ્તીર્ણ પ્રદેશ ઉઘાડે છે, અને હરેક ધર્મસંબંધી અને જનમંડળ પ્રત્યેનું કર્ત્તવ્ય બજાવવા માટે નવો ઉત્સાહ પ્રેરે છે. આ કારણથી રોમન લોકોએ **ડાયોક્લીશિયન** રાજકીય ધર્મ ફરી બજાવે એમ ઇચ્છયું.

મોજશોખ કે સત્તા કરતાં સંતોષ એ વધારે સારી વસ્તુ છે. ખરેખર, તે કુદરતી ધન છે, **એલિઝાબેથની** બેન **મેરી** વારંવાર ઇચ્છતી કે રાણી જન્મી તેના કરતાં હું ગોવાળીઅણ જન્મી હોત તો વધારે સારૂં. પ્રેમનો બદલો ન મળવાથી અને મંત્રિમંડળથી થયેલા સત્તાના ધરારાથી જે રીબાવવા જેવું ભારે સંકટ મારે સહન કરવું પડયું તેમાંથી હું બચત, અને ઘણા ધર્માર્થ પ્રાણત્યાગીઓ બળી મરવાથી બચત.

શૂરા અને પ્રામાણિક માણસો દ્રવ્ય માટે ઉદ્યમ કરતા નથી; તેઓ પ્રીતિ, માન, અને સદ્વર્ત્તનની કીર્તિને અર્થે ઉદ્યમ કરે છે. **સૉક્રેટીસે** ખરી નીતિના પોતાના વિચારો તજવા કરતાં મરવું વધારે પસંદ કીધું અને **લાસ કેસસે** ગરીબ ઇંડિયનોનાં કષ્ટ ઓછાં કરવા પ્રયત્ન કીધો, ત્યારે તેમના મનમાં દ્રવ્ય કે દેશનો વિચાર નહોતો. તેઓએ સર્વ વિચારશક્તિવાળાં પ્રાણીઓની ઉન્નતિ સારૂ તેમજ જેઓ રીબાતા હતા તેમના છુટકારા સારૂ ઉદ્યમ કીધો.

**મિકાયલ એન્જેલોને** પોપે+ સેંટ પીટરના કામો પર દેખરેખ રાખવાનું માથે લેવા ફરમાવ્યું, ત્યારે પગાર નહિ લઉં પણ 'પ્રભુપ્રીત્યર્થેજ' કામ કરીશ એવી શરતેજ તેણે તે કામ કરવાનું કબૂલ કીધું. બ્રુસેલ્સના વીઅર્ટ્ઝે પોતાની એક છબી લેનાર ગૃહસ્થને કહ્યું 'તમારો પૈસા તમારી પાસે

+ખ્રિસ્તિઓનો આચાર્યવર્ય અથવા ધર્મગુરૂ.

રહેવા દો. દ્રવ્ય લઇ કામ કરવાથી કળાકૌશલ્યનો નાશ થાય છે, તેમજ એટલું પણ કબૂલ કરવું જોઇએ કે વીઅર્ન્ઝ વિલક્ષણ સ્વભાવનો હતો.

રાજ્યકાર્યમાં જેઓ જીવન ગાળે છે તેઓ દ્રવ્ય અને પદવી પ્રાપ્ત કરવા બહુ ઇચ્છે છે. સરકારી નોકરી બરોબર બજાવ્યાથી પ્રામાણિક પદવી પ્રાપ્ત થઇ ન હોય તો તે ઘણીખરો વખત નીતિભ્રષ્ટ થવાનું સાધન થઇ પડે છે. આથી લોકો દેશકલ્યાણના ઉત્તમ ઉદ્દેશનો ત્યાગ કરી અધમ ઉદ્દેશથી વર્ત્તતાં શીખે છે અને જ્યાં પુરુષવિશેષ તરફ પક્ષપાતના વિચારથી પદવી અપાય છે ત્યાં રાજનીતિની પ્રતિષ્ઠા ઘટી જાય છે અને સદ્વર્ત્તનનો અપકર્ષ થાય છે.

**એન્ડ્રુ માર્વેલ** જૂના રોમન લોકોના જેવા બાંધાનો દેશભક્ત હતો. તે તોફાની જમાનામાં થઈ ગયો. ૧ લા ચાર્લ્સના રાજ્યની શરૂઆતમાં તે **હલ** શહેરમાં જન્મ્યો હતો. બાળક હતો ત્યારે તેણે ચાર વર્ષ કેંબ્રિજમાં ટ્રિનિટિ વિદ્યામન્દિરમાં ગાળ્યાં. પછી તેણે યૂરોપમાં મુસાફરી કીધી. ઈટલિમાં તેને **મિલ્ટન** સાથે મુલાકાત થઈ અને મરણપર્યન્ત તેનો મિત્ર રહ્યો. તે ઇંગ્લંડ પાછો આવ્યો ત્યારે રાજા અને પ્રજા વચ્ચે યુદ્ધ ચાલતું હતું. તે સ્વતંત્રતાનો હમેશ રક્ષક અને વર્ધક હતો તોપણ તેણે એ યુદ્ધમાં કંઇ ભાગ લીધો હોય એમ દેખાતું નથી. ૧૬૬૦ માં જન્મનગરના પ્રતિનિધિ તરીકે તેને રાષ્ટ્રીય પરિષદ્‌માં બેસવા પસંદ કરવામાં આવ્યો; અને પોતે એ સભાનો સભાસદ રહ્યો ત્યાંસુધી નગરાધિકારીને અને પ્રતિનિધિ નીમાયાઓને દરેક ટપાલમાં પત્ર લખતો ને જે જે બીના સભામાં બનતી તે તે સર્વ વિદિત કરતો.

જેમ **મિલ્ટન**ની વૃત્તિ એક રાજાધિપત્યની વિરુદ્ધ હતી તેમ **માર્વેલ**ની તેવી નહોતી. એનું જીવનચરિત લખનાર એને 'ઇંગ્લંડ, સ્વતંત્રતા, અને મહાન્ અધિકારપત્ર (મેગ્ના ચાર્ટા)નો મિત્ર' કહે છે. યોગ્ય રીતે નિયમિત થયેલા એકરાજાધિપત્યને માટે તેને કંઇ વાંધો નહોતો અને તેથી તેણે રાજાધિકાર પુનઃસ્થાપનને (રેસ્ટોરેશનને) પુષ્ટિ આપી. લોકોની ઇચ્છા રાજાધિકાર ફરીથી સ્થાપિત થયલો જોવાની હતી, કેમકે તેઓ ધારતા હતા કે ૨ જો ચાર્લ્સ પાછો આવશે એટલે શાંતિ અને રાજભક્તિ પાછાં આવશે. એમ ધારવામાં તેમની મોટી ભૂલ હતી. **માર્વેલ**ને દરબારનો શત્રુ ગણવામાં આવ્યો નથી એમ દર્શાવવા તેને **લૉર્ડ કાર્લાઈલ** જોડે એલચીના કામપર રશિયા જવા નીમવામાં આવ્યો. તેની ગેરહાજરીમાં દેશમાં ઘણો અનર્થ થયો. રાજ્યાસન પર પાછા આણેલા રાજાને વારંવાર પૈસાની તંગી પડી. હમેશની ખોટ પૂરી પાડવા

તેણે દરેક ઉપાય યોજ્યો. તેણે જગ્યાઓ વેચી અને અમુક વસ્તુ વેચવાનો અધિકાર અમુક માણસનેજ આપ્યો. **માર્વેલે** મત આપનારાઓને જે પત્રો લખ્યા તેમાંના એકમાં તેણે કહ્યું કે 'રાજા અતિશય તંગીમાં છે, અને મોજ-શોખમાં મગ્ન છે, અને પ્રજા પૂર્ણ અસંતુષ્ટ છે.' **ઓલ્ડ બેલી** આગળ **પેન** અને **મીડ** નામના બે *ક્વેકરના પર કામ ચાલતું હતું ત્યારે પુરાવો લખનાર અધિકારીએ બીજાઓની **સ્પેનની** ધર્મવિચારણસભામાં (ઇન્કિવ-**ઝિશનના**×) વખાણ કર્યાં અને કહ્યું કે 'જ્યાંસુધી આપણા દેશમાં એના જેવું કંઈ નથી ત્યાંસુધી સર્વ બરોબર થનાર નથી.'

રાજાએ દરબારીઓ અને સ્વધર્મત્યાગ કરનાર દેશાભિમાનીઓ મારફતે કંઈ પણ અંદેશો આણ્યા વગર પૈસો ઉઘરાવવાનું કામ જારી રાખ્યું. તેણે હજારો રૂપીઆની લાંચ આપી દેશભક્તને વશ કીધા. પણ **માર્વેલ** એ પ્રમાણે ખરીદ કરી શકાયો નહિ. તેણે રાજા અને તેના ખુશામતિયા વિષે નિંદાત્મક કાવ્ય છપાવ્યાં. એ કાવ્યો રાજાથી માંડીને તે વેપારીવર્ગ સુધી સર્વ વર્ગના લોકોએ વાંચ્યાં. રાજાએ તેને પોતાના પક્ષમાં લઈ લેવા નિશ્ચય કીધો, તેને ધમકી આપી, તેની ખુશામત કીધી. તેના ઉપક્રમમાં અડચણો નાંખી, તેને અતિશય પ્રીતિ દર્શાવી, તેની આસપાસ ભેદુઓ મૂકયા, તેને લુટવાને મારી નાંખવાને માર્ગમાં હરામખોરો છુપાવ્યા અને સુંદરીઓના પ્રેમથી તેને વશ કરવા પ્રયાસ કરવામાં આવ્યો. પણ ડેલિલા જેવી કોઈ પણ અપવિત્ર સ્ત્રી તેની દૃઢતાનો મર્મ સમજી શકી નહિ. તેનું પ્રામાણિક-પણું એવું દૃઢ હતું કે તે ભયથી કે લાંચથી ડગ્યું નહિ. ધમકી અને રૂશવતની સામા થવાને અભિમાન નીતિધોરણને મદદગાર થાય છે. જે દરબારમાં કોઈ પણ પુરુષ પ્રામાણિક નહોતો અને સ્ત્રી પતિવ્રત્તા નહોતી તેવા દરબારમાં આ નગ્ન જાદુમંત્ર સંપૂર્ણ રીતે કેળવવામાં આવ્યો, પણ **માર્વેલ** સ્વાભિમાન ધરાવતો હતો તો તે પણ આ મંત્રની સામા ટકી રહ્યો.

એમ કહેવાય છે કે કોશાધિકારી લૉર્ડ ડૅન્બિ પોતાના જૂના સહા-ધ્યાયી **માર્વેલને** દ્રવ્યથી વશ કરવા માટે તેની મુલાકાત લેવા તેને કાતરીએ ગયો. છૂટા પડતી વખતે કોશાધિકારીએ તેના હાથમાં ૧૦૦૦ પૌંડનો તિજોરી-પરનો રૂખતો (ચેક) છૂપી રીતે સેરવી દીધો અને પછી પોતાના રથ તરફ

* ઇ. સ. ૧૬૨૪ માં જન્મેલા જ્યૉર્જ ફૉક્સે સ્થાપેલા ધર્મપંથનો માણસ.
× સ્પેનમાં સ્થાપિત ધર્મપદ્ધતિથી ભિન્ન ધર્મવાળાઓને શાસન કરનારી કોરટ.

ગયો. **માર્વેલે** રૂખતો જોયો કે તરતજ કોશાધિકારીને બૂમ પાડી કે મારા સાહેબ, બીજો થોડોક વખત આપને મારી સાથે રોકવા માગું છું.' તેઓ પાછા કાતરીયામાં ગયા અને **માર્વેલે** પોતાના નોકર જૅકને બોલાવ્યો ને પૂછ્યું, 'ભાઇ જૅક ! કાલે હું શું જમ્યો હતો ? જૅકે કહ્યું કેમ સાહેબ ! આપને યાદ નથી ? બજારમાંથી એક સ્ત્રી પાસેથી ગોસ વેચાતું લાવવા આપે મને હુકમ કીધો હતો તેમાંનું થોડુંક આપ જમ્યા હતા.' 'બહુ સારૂં ભાઇ ! આજે મારે શું જમવાનું છે ?' 'સાહેબ ! આપ ભૂલી ગયા કે આપે મને ખભાનું હાડકું ભૂજવા માટે ઊચું મૂકવા માટે ફરમાવ્યું છે !' 'ખરી વાત ભાઈ ! જા તને રજા છે'. માર્વેલે કોશાધિકારી તરફ જોઇને કહ્યું, 'મારા સાહેબ ! આપ સાંભળો છો ? એન્ડ્રુ માર્વેલને ભોજન મળે છે. આ આપનો રૂખતો, મારે એનું કામ નથી. તમે જે પ્રકારની કૃપા દર્શાવવા ઇચ્છ્યું હતું તે હું સમજું છું. અહિં મારૂં કર્ત્તવ્ય મારા મત આપનારાઓની સેવા બજાવવાનું છે. પ્રધાનમંડળ પોતાની મતલબ સાથે એવાં માણસો શોધી લે. હું એમાંનો નથી."

**માર્વેલ** જીવ્યો ત્યાંસુધી ઉમદા વૃત્તિથી વર્ત્યો. તેનું સદ્વર્ત્તન અનિન્દ્ય હતું. તે મત આપનારાઓનો ખરેખરો પ્રતિનિધિ હતો. દરિદ્રી નહોતો, તોપણ તેની રહેણી સાદી અને કરકસરવાળી હતી. ૧૬૭૮ જુલાઈમાં તેણે મત આપનારાઓની છેલ્લી મુલાકાત લીધી, લંડન પાછા ફર્યા પછી તરતજ કંઇ પણ અગાઉના મંદવાડ સિવાય કે દેખીતા શરીરના ઘસારા સિવાય તે મરણ પામ્યો. કેટલાક કહે છે કે તે ઝેરથી મરણ પામ્યો. એ કદાચ ખરૂં નહિ હોય. પણ એતો ખરૂં છે કે તે જીવ્યો ત્યાંસુધી પ્રામાણિક રહ્યો. તેણે પોતાનું પવિત્ર વર્ત્તન હમેશ જાળવ્યું. તેણે વાજબી વાતનું હમેશ રક્ષણ કીધું. તેને સજ્જનોએ ચહાયો, દુષ્ટ પુરુષો તેનાથી બીધા. થોડાજ તેનું અનુકરણ કરી શક્યા, અને કોઇકજ તેની બરોબરી કરી શક્યા. **હલ**માં તેની કબરના પથ્થર પર આવા શબ્દો લખેલા છે.

**માર્વેલ**ની પેઠે **બેન્જૉન્સન** આગ્રહી અને ખરાબોલો હતો. તે બહાદૂર કવિની ગરીબાઇ અને મંદવાડમાં ૧ લા ચાર્લ્સે તેને ઘણે કાળે થોડી વાર્ષિક બક્ષીસ મોકલી ત્યારે એણે તે પૈસા પાછા મોકલ્યા ને એવો સંદેશો કહાવ્યો કે હું ધારૂં છું કે હું સાંકડા માર્ગમાં રહું છું માટે એ મને આ બક્ષીસ મોકલે છે. એમને કહો કે તમારો આત્મા એવાજ સાંકડા માર્ગમાં રહે છે.'

**ગોલ્ડસ્મિથ** પણ એવો મનુષ્ય હતો કે તે દ્રવ્યની વશ કરી શકાતો

નહિ. તેણે અત્યન્ત ગરીબાઇ જોઈ હતી. તે યુરોપમાં ભટક્યો હતો અને વાંસળી વગાડી પોતાની આજીવિકા મેળવી હતી. તે દાણા, ઘાસ વગેરે ભરવાના ઘરમાં અને ખુલ્લા આકાશની નીચે સૂતો હતો. તેણે નાટકકારનું, ઉપશિક્ષકનું, અને ડાક્તરનું કામ અજમાવ્યું હતું, પણ એ બધા ધંધા કર્યા છતાં તે ભુખે મુઓ હતો. પછી તેણે ગ્રંથકર્ત્તાનો ધંધો અજમાવ્યો અને સદ્‌ગૃહસ્થ થયો. પણ તે કદી પણ દરિદ્રતાના પંજામાંથી તદ્દન બચી ગયો નહોતો. 'હું કાતરીઆમાં આજીવિકા માટે લખતો હતો અને દૂધના હિસાબ માટે મારાપર તગાદો થશે એમ હું ધારતો હતો,' એમ તે પોતાનું વર્ણન કરે છે. એક દિવસ હું બહુ સંકટમાં છું એવો સંદેશો જૉન્સનને ગોલ્ડ્‌સ્મિથ તરફથી મળ્યો. તે વિદ્વાન્ ગૃહસ્થ તેને મળવા ગયો અને જુએ છે તો તેને ઘરના ભાડા માટે ઘરધણીઆણીએ કેદ કરેલો જોયો. તેની પાસે વેચવા માત્ર એક હસ્તલિખિત ગ્રંથની ગાંસડી હતી. જૉન્સને તે લીધી અને તે 'વિકાર ઑવ્ વેક્‌ફીલ્ડ' છે એમ તેને માલમ પડ્યું. તે ગ્રન્થની યોગ્યતાની ખાતરી કર્યા પછી તે તેને એક ચોપડી વેચનાર પાસે લઈ ગયો અને સાઠ પાઉંડ સારૂ વેચ્યો.*

ગોલ્ડ્‌સ્મિથ તે વખતે ગરીબ હતો અને મરણસમયે પણ તેવોજ હતો—કારણ કે તે દેવાદાર મરણ પામ્યો—તોપણ તેને કોઈ દ્રવ્યથી વશ કરી શક્યું નહિ. તેણે નીચ રાજકીય કર્મ કરવાની ના પાડી. તે વખતે સર્ રૉબર્ટ વૉલ્પોલ દરેક વર્ષે આસરે ૫૦,૦૦૦ પાઉંડ સરકારી નોકરીમાં પોતાના પક્ષના માણસો દાખલ કરવામાં છુપી રીતે વાપરતો હતો. રાજ્યકારભારીઓનાં કાર્યની સ્તુતિના અને તેમના પ્રતિપક્ષીઓના કાર્યની નિંદાના ગ્રન્થો લખવા દરરોજ ક્ષુદ્ર ગ્રન્થકારોને તરકટથી ઉભા કરવામાં આવતા હતા. આબરૂ લેવા માટે લખેલાં નિર્લજ્જ લખાણ દેશમાં ભરપૂર થયાં અને તેથી તેની અપકીર્ત્તિ થઈ. આ બખેડામાં ભાગ લેવા ગોલ્ડ્‌સ્મિથને દ્રવ્ય આપી બોલાવવાનો નિશ્ચય કરવામાં આવ્યો. તેની સાથે મસલત કરવા લૉર્ડ સૅન્ડ-

* એ ગ્રન્થ કેવો આશીર્વાદરૂપ થઇ પડયો હતો તેનું વર્ણન ગોએથ આપે છે. જ્યારે તે ૮૧ વર્ષની ઉમરનો મરવાની તૈયારીમાં હતો ત્યારે તેણે એક મિત્રને કહ્યું કે મનને ખિલાવી પુષ્ટિ કરવાને નિશ્ચિત સમયે 'વિકાર ઑવ્ વેક્‌ફીલ્ડ 'થી મને કેળવણી મળી છે અને હમણાંજ મેં આરંભથી અન્તસુધી સમાન પ્રીતિથીએ પુસ્તક ફરીથી વાંચ્યું છે, અને તે વખતે, ૭૦ વર્ષ અગાઉ હું ગ્રન્થકારનો કેટલો બધો દેવાદાર થયો હતો, તેનું મને આબેહુબ સ્મરણ થયું તેથી મારા મન પર ઘણીજ અસર થઇ.—ફાર્સ્ટર.

વિચના કુલગુરુ ડૉકટર સ્ટૅકૉટને મોકલવામાં આવ્યો. ડૉકટર સ્ટૅકૉટે કહ્યું કે "મેં એને વ્યવહારશાલામાં (ટેમ્પલમાં) કંઈપણ સગવડ વિનાના ઓરડામાં જોયો. હું જે કહેવા ગયો હતો તેનું પ્રમાણ મેં એને બતાવ્યું. એના પરિશ્રમનો બદલો વાળવાને મને કેવી રીતે સત્તા મળી છે તે મેં એને કહી જણાવ્યું; પણ તમે માનશો સાહેબ ! એણે ઉંધી અક્કલનો થઈ જવાબ દીધો કે 'કોઈ પણ પક્ષને માટે લખ્યા વગર મારી જરૂરીઆત પૂરી પડે એટલું હું કમાઈ શકું છું તેથી તમે જે મદદ કરવાનું કહો છો તે નકામી છે.' આ કારણથી એને એના કાતરીઆમાં મૂકી હું ચાલતો થયો."

આ રીતે દરિદ્ર પણ ઉદારવૃત્તિવાળા ગોલ્ડસ્મિથે અધર્મથી મળતા દ્રવ્યનો તિરસ્કાર કીધો. કિસ્બાતિયા*રાજકારભારીઓ માટે ભાડુતી ચોપાનીઆં લખનાર થવાને બદલે બાળકોને આનંદ આપવા 'ગૂડી ટૂ શુઝ' નામની પ્રસિદ્ધ વાર્તા લખવામાં પોતાની કલમ વાપરવી તેણે વધારે પસંદ કરી.

આમની સભામાં પ્રતિપક્ષિમંડળના નાયક **પલ્ટની**એ એક ભાષણમાં **લેટિન** ભાષાના એક ગ્રન્થમાંની કવિતા કહી બતાવી તેને **સર રૉબર્ટ વૉલ્પોલે** સુધારી, અને એ કવિતાની પંક્તિ અશુદ્ધ છે એમ કહી એક ગિનિની શરત બકવા કબૂલ કર્યું. **પલ્ટની**એ શરત કબૂલ કરી. **લેટિન**નો મૂળ ગ્રન્થ જોવામાં આવ્યો અને **પલ્ટની** ખરો માલમ પડ્યો. પ્રધાને ટેબલ પર ગિનિ નાંખી અને **પલ્ટની**એ તે લઈ લઈ પ્રજાના પૈસાનો આ પહેલોજ ગિનિ હું મારા ગજવામાં મૂકું છું એમ પ્રસક્ષ જોવા સભાને કહ્યું. આ પ્રમાણે જય-પરાજ્યમાં આવેલો સિક્કો બ્રિટિશ સંગ્રહસ્થાનમાં જાળવી રાખ્યો છે. અને તે '**પલ્ટની ગિનિ**' કહેવાય છે.

જ્યારે **પિટ અર્લ ઑવ્ ચૅથામને** લશ્કરના પગાર ચુકવનાર અધિકારીની પદવી પર નીમ્યો, ત્યારે કાયદાએ એ જગ્યાનો જેટલો પગાર નક્કી કીધો હતો તે ઉપરાંત એક પાઈ પણ વધારે લેવાની તેણે ના પાડી. સુલેહના સમયમાં એ અધિકારીને મોટી રકમ, કદાચ લાખો પાઉંડ જેટલી ભારે રકમ, પોતાને ત્યાં જમે રાખવા દેવામાં આવતી અને એ રકમનું વ્યાજ પોતે પોતાના ઉપયોગમાં વાપરી શકતો. પણ **ચૅથામે** એ સઘળો લાભ લેવાની ના પાડી. વળી ઈંગ્લંડનો પગાર ખાતા પરદેશી રાજાઓએ તેને જે રૂશવત આપવા માંડી—જે દરવર્ષે ભારે રકમ થતી—તે પણ લેવા તેણે ના કહી. જેવા

*દ્રવ્ય માટે અધમ કામ કરનાર.

તેના દ્રવ્યવ્યવહાર પ્રતિષ્ઠા આપનાર અને સ્વાર્થરહિત હતા તેવુંજ ચારિત્ર્ય પણ માન્ય અને નિઃસ્વાર્થ હતું.

**વિલિયમ પિટ્,** આમની સભાનો મહાન્ સભાસદ, પણ એવોજ સત્યશીલ હતો. પ્રજાકલ્યાણ અને પ્રજાપ્રીતિને મુકાબલે તે દ્રવ્યને પાદરજ-સમાન ગણતો. તે પ્રામાણિક હતો: જ્યારે તેની અને ફૉક્સની આગેવાની નીચેના પ્રતિપક્ષમંડળની વચ્ચે લડાઈ ચાલતી હતી ત્યારે 'ક્લાર્કશિપ ઑવ ધ રોલ્સ'* ખાલી પડી. એ જગ્યા જીવનપર્યંત કંઈ પણ પરિશ્રમ વગર ઘેર બેઠા પગાર ખાવાની હતી, અને તેની વાર્ષિક આવક ત્રણ હજાર પાઉંડની હતી. દરેક જણને ખબર હતી કે પિટ્ ગરીબ છે અને એ જગ્યાએ પોતાની નીમણુંક કરશે. એમ કરત તો તેમાં એનો કોઈ દોષ કાઢત નહિ. તે વખતે એમ કરવું સાધારણ હતું. પણ તેણે એ જગ્યા એક ગરીબ અંધ-મિત્ર કર્નલ બેરનને આપી; અને એ રીતે પહેલાંના પ્રધાનમંડળે જે પેન્શન એને આપ્યું હતું તેનો બચાવ કીધો.

દરેક માણસ પિટ્ની નિઃસ્વાર્થતા સમજતો હતો. તેની આબરૂ લેવા માટે લખાણ કરાયાં, તેનું અપમાન કરવામાં આવ્યું, અને તેને ગાળો દેવાઈ. પણ લાખો પાઉંડ તેના હાથતળેથી જતા હતા, તોપણ તેના કટ્ટા શત્રુઓ પણ ગેરવાજબી લાભ મેળવવાનું તહોમત તેના પર મૂકવાની હિંમત ધરી શક્યા નહિ. દેશના ધનાઢ્ય લોકો અમીર ઉમરાવના ચાંદ અને પદવીઓ પ્રાપ્ત કરવા તેની પ્રાર્થના કરતા, ત્યારે તે જાતે એવા ખિતાબોને અતિતુચ્છ ગણતો. તેને દ્રવ્ય અને દ્રવ્યથી પ્રાપ્ત થતી પ્રતિષ્ઠા વિષે અતિશય તિરસ્કાર હતો. એરિસ્ટોટલ નીતિશાસ્ત્રના ગ્રન્થમાં (એથિક્સમાં) જે મહાપુરુષનું સુંદર વર્ણન આપે છે તેવોજ મહાપુરુષ એ હતો. અર્થાત્ તે જાતે ખરે-ખરી યોગ્યતાવાળો હતો તેથી ઉત્તમ કાર્ય માટે પોતાને યોગ્ય સમજતો. તેની ઉદારવૃત્તિવાળી દરિદ્રતાથી જેટલી તેના ચારિત્ર્યની પ્રતિષ્ઠા થઈ તેથી વધારે કશાથી થઈ નહિ.

એક મોટા ફ્રેંચ વકીલ ચૅમિલાર્ડ વિષે એમ કહેવાય છે કે તે એક કામમાં વકીલાત કરવામાં નિષ્ફળ થયો. તેનું કારણ એ કે એક અગત્યનો દસ્તાવેજ પુરાવામાં મૂકવો રહી ગયો. ન્યાયાધીશોએ પોતાનો ચુકાદો રાષ્ટ્રીય-પરિષદ્‌ને ( પાર્લમેન્ટને ) લખી જણાવ્યો અને તે મંજુર થયો. હવે અપીલ-

* ચર્મપત્રમાં રાષ્ટ્રીયપરિષદ્‌નાં કામો તથા કાયદા નોંધવાની જગ્યા.

થઈ શકે એમ રહ્યું નહિ. દાવો કરનાર અસીલ ચૅમિલાર્ડને ઘેર મળવા ગયો અને પોતાના પૈસા ગયા તેને માટે તેણે શોક કીધો. તેણે નિશ્ચયપૂર્વક કહ્યું કે તમે મારા કામના આધારરૂપ એક અગત્યના દસ્તાવેજ વિષે કહેવું ભૂલી ગયા તેથીજ મારો દાવો રદ થયો અને પૈસા ગયા. ચૅમિલાર્ડે પ્રતિજ્ઞા કરી કહ્યું કે મેં એ દસ્તાવેજ જોયો નથી. અસીલે આગ્રહથી કહ્યું કે બધા કાગળો સાથે એ તમને હાથોહાથ આપ્યો છે. આખરે ચૅમિલાર્ડે પોતાની પેટી ખોલી કાગળો શોધ્યા એટલે તે દસ્તાવેજ જડયો. તેને માલમ પડ્યું કે આ દસ્તાવેજને પુરાવામાં મુકવામાં આવ્યો હોત અને વંચાયો હોત તો દાવો જીતાત; પણ હવે કંઈ અપીલ કરાય એમ નથી. હવે પોતે શું કરવું તે વકીલ તરત સમજી ગયો. તેણે અસીલને કહ્યું કે કાલે સવારે મને મળજો. તેણે પોતાનું બધું દ્રવ્ય એકઠું કર્યું અને બીજે દહાડે અસીલ મળવા આવ્યો ત્યારે તેને તમામ અર્પણ કીધું. આ પ્રમાણે તેણે સ્વાભિમાન જાળવ્યું. પોતાનું કર્ત્તવ્ય પૂર્ણ રીતે કરવામાં તેને ઘણો ખરચ થયો, તોપણ તેણે તેમ કીધું. તે આટલેથીજ અટકયો નહિ. તેણે ન્યાયસભાના પ્રમુખની મુલાકાત લીધી અને તેને વિનંતિ કરી કે રાષ્ટ્રીયપરિષદ્‌ને કંઈ પણ લખાણ (રિપોર્ટ) કરો તેમાં મને ફરી કંઈ કામ સોંપવાનું લખશો મા; કેમકે આ મોટો અપરાધ થયા પછી પોતે આવી ઉદારવૃત્તિથી અપરાધનું પ્રાયશ્ચિત કીધું હતું તોપણ તે પોતાને અવિશ્વાસ્ય અને શંકાપાત્ર સમજતો.

એસેના યુદ્ધ પછી પોતાના બાદશાહ માટે શા લાભ રાખી મૂકયા હતા તે ખાતરીપૂર્વક જાણવા હૈદરાબાદના નવાબના પ્રધાને સર આર્થર વેલેસ્લીને (જે પાછળથી ડયુક ઑવ્ વેલિંગ્ટન થયો તેને) ઘણું દ્રવ્ય આપવા માંડ્યું. સર આર્થરે શાન્ત વૃત્તિથી થોડો વખત તેની તરફ જોઈને કહ્યું, "ત્યારે એમ જણાય છે કે તમે વાત છુપી રાખવા યોગ્ય છો." તેણે કહ્યું, 'હા, બેશક.' તે અંગ્રેજ સરદારે કહ્યું, 'ત્યારે હું પણ તેવોજ છું.' તેણે તે રકમ લેવા ના પાડી અને પ્રધાનને વિનયપૂર્વક રજા આપી. પછી ચિતોરના રાજાએ કેટલોક લાભ પ્રાપ્ત કરવા સારૂ તેને ૧૦,૦૦૦ પેગોડાની લાંચ પોતાના પ્રધાનની મારફત આપવા માંડી. તે સરદારે લાંચ લેવા ક્રોધથી ના પાડી અને કહ્યું કે 'તમારા રાજાને ખબર કહો કે હું અને તમામ બ્રિટિશ અમલદારો ગમે તેણે આપવા માંડયાં હોય તોપણ નજરાણાને અપમાન તરીકે સમજીએ છીએ.'

માર્કિવસ ઑવ્ વેલીસ્લીએ, એજ પ્રમાણે ઇસ્ટ ઇન્ડિયા

કંપનીના મુખ્ય કારભાર ચલાવનારાએ તેને ૧,૦૦,૦૦૦ પાઉંડનું નજરાણું આપવા માંડયું તે લેવા ના પાડી. તેઓ કોઈપણ ઉપાયે તે તેની પાસે સ્વીકાર કરાવી શકયા નહિ. તેણે કહ્યું, 'મારા ચારિત્ર્યની સ્વતંત્રતા કે મારી પદવીના યોગ્ય ગૌરવ વિષે સૂચવવું જરૂરનું નથી.........હું આપણા લશ્કર સિવાય બીજા કશાનો વિચાર કરતો નથી. પેલા બહાદુર સિપાઈઓનો ભાગ ઓછો કરવાથી મને ઘણો સંતાપ થાય.' **સર ચાર્લ્સ નેપિયર હિંદુસ્તાનમાં** હતો ત્યારે તેણે એવોજ આત્મસંયમ દર્શાવ્યો. તેણે કહ્યું, ' ખરેખર, મારા સિંધ આવ્યા પછી હું ૩૦,૦૦૦ પૌંડ મેળવી શક્યો હોત, પણ હજી મારા હાથ દૂષિત થયા નથી કે તેને પવિત્ર કરવા પડે. આપણા પ્રિય પિતાની તરવાર નિષ્કલંક છે.'

**સર જેમ્સ આઉટ્રામ** ઘણોજ ઉદાર અને નિઃસ્વાર્થી હતો. હિંદુસ્તાનમાં તરતજ નોકરીમાં દાખલ થયલો સરદાર હતો, ત્યારે **મહિકાંઠાના** બળવાખોરોની સામા લશ્કર એકઠું કરવાનું હતું, તેની સરદારી તેને આપવા માંડી. પોતાનો એક મિત્ર, પોતાનાથી ઘણો જૂનો નોકર હતો, તેના લાભમાં એ માન સ્વીકારવા તેણે ના પાડી. તેણે જાણ્યું કે મારા જેવા નવાસવા અમલદારની આવી નીમણુંક, જ્યાં એકમત અને સંપની જરૂર છે ત્યાં, નાખુશી ઉત્પન્ન કરશે એ બતાવવું એ મારો ધર્મ છે. ત્યાંનોજ જૂનો અમલદાર લશ્કરમાં લગભગ જૂનો સરદાર હતો. તેણે કહ્યું, 'તે અમલદારની યોગ્યતા મારી યોગ્યતા કરતાં ઘણીજ ઉત્તમ છે. તેની વર્તણુક માટે હું મારી નમ્ર કીર્તિ હોડમાં મૂકું છું. ફરજ બજાવવામાં હું ધારું છું તે પ્રમાણે તેની સાથે રહીશ એટલે જે કામોની હું દરખાસ્ત કરીશ તે કરવામાં જ્યારે જયની કીર્તિ એને મળશે ત્યારે પરાજયની અપકીર્તિ મને મળશે." પણ સેનાધિપતિએ એની સૂચના માન્ય રાખી નહિ. ફરીથી એને લશ્કરની સરદારી આપવામાં આવી, અને તે તેણે કબૂલ કરી.

સિંધની લૂટમાં આવેલાં નાણાં અમલદારો અને સિપાઈઓ વચ્ચે વહેંચવામાં આવ્યાં ત્યારે 'મેજર'*તરીકે ૩,૦૦૦ પાઉંડ લેવાનો હક હતો તે પોતાના ઉપયોગને માટે લેવાની તેણે ના પાડી. તેણે કહ્યું કે જે રાજનીતિસામે મેં વાંધો લીધો છે ને નીતિ પ્રમાણે ચાલવાથી ઉત્પન્ન થતી લૂટમાંથી એક રૂપિયો પણ હું લેવાનો નથી. તે બધી રકમ તેણે ધર્માદા કામમાં વહેંચી આપી.

---

* લશ્કરી ખાતાના 'કપતાન'ની ઉપરનો અમલદાર.

ડૉક્ટર ડફની હિંદુસ્તાનમાં ખ્રિસ્તિધર્મપ્રચાર સારૂ સ્થાપેલી શાળાઓ હતી તેની પુષ્ટિને અર્થે તેણે કેટલીક રકમ આપી. વળી તેણે કસોલીમાં ડુંગરીની શાળાના અનાથાલયમાં ૮૦૦ રૂપિયા આપ્યા. પછીથી લેડી લૉરન્સે તેને લખ્યું કે અમે ધર્મપક્ષ સમજીએ છિયે તેની તરફ નિધારૂપે આ તમારૂં ધર્મદાન આવે છે તેથી તે ઓછું ગ્રાહ્ય નથી.'

પોતાના લાભ વિષે તો **સર જેમ્સ આઉટ્રામ** કદી વિચારતોજ નહોતો, અને બીજાને મદદ કરવામાં વાપરી શકે તે સિવાય દ્રવ્યની તેને કશી કિંમત નહોતી. તે માણસથી વધારે સાદો અને સ્વાર્થજ્ઞાનથી મુક્ત કોઈ પણ માણસ કદી પણ જોવામાં આવ્યો નથી. જેમ જેમ તેના જીવનવૃત્તાન્તનો તપસીલવાર અભ્યાસ કરશો, તેમ તેમ પોતાના કરતાં બીજાને માન આપવાનો અને પોતાના વિષે ઓછો અને પારકાના લાભ વિષે વધારે વિચાર કરવાનો તેને કેટલો બધો અભ્યાસ પડી ગયો હતો તે વધારે માલમ પડશે. ખરેખર, તેનો દયાભાવ અપાર હતો. એજ દયાભાવ, બીજાની દૃષ્ટિએ જોવાની અને બીજાને હૃદયે વિચારવાની વૃત્તિ, જે વૃત્તિનો અભાવ આપણા મુખ્ય રાજ્યકર્ત્તામાં હોવાથી હિંદુસ્તાનમાં આપણે મહાકષ્ટમાં આવી પડયા. એ દયાભાવ અને એવી વૃત્તિથીજ આઉટ્રામ દરેક પ્રકારના અન્યાયનો આટલો બધો આગ્રહી શત્રુ થયો.

લૉર્ડ લૉરન્સને વિષે એમ કહેવાયછે કે હિંદુસ્તાનનાએક રાજકુમારનો અગત્યનો મુકરદમો ચાલતો હતો તે દરમીઆનમાં રાજાએ તેના હાથમાં મેજની નીચેથી એક રૂપિયાની થેલી મૂકવા પ્રયાસ કર્યો. લૉરન્સે કહ્યું, 'કુમાર, તમે એક અંગ્રેજ ગૃહસ્થનું ભારેમાં ભારે અપમાન કીધું છે. આ વખત તો તમારી બાલ્યાવસ્થાનો વિચાર કરી માફ કરૂં છું, પણ આ અનુભવ લઈને તમારે હમેશ ચેતતા રહેવું કે અંગ્રેજ ગૃહસ્થનું આવું ભારે અપમાન કદી કરવું નહિ.'

આવા પુરુષોનાં શૌર્ય અને પ્રામાણિકપણાથી હિંદુસ્તાનનું રાજ્ય ટકી રહ્યું છે. તેમણે વારંવાર, જીંદગી જોખમમાં નાંખીને પણ પોતાનું કર્ત્તવ્ય બજાવવામાં મહેનત કરી છે. હિંદુસ્તાનના મોટા બળવા વખતે ઘણાં માણસો, ત્યાંસુધી બીજાને મુકાબલે થોડાજ પ્રસિદ્ધ હતા, તેઓ જલદી આગળ નીકળી આવ્યા. જેવા કે, **હૅવલૉક, નીલ, નિકલ્સન, આઉટ્રામ, કલાઇડ, ઇંગ્લિસ. એડ્વર્ડીસ** અને **લૉરન્સ. લૉરન્સનું** નામ વાયવ્ય પ્રાંતમાં શક્તિરૂપ હતું. બંને ભાઇનું કર્ત્તવ્યધોરણ ઘણુંજ ઊંચું હતું. પહેલો **જૉન**, જેને આયર્ન જૉન કહેતા હતા, અને બીજો **હેન્રિ**, એ બંનેએ,

પોતાના સંબંધમાં આંશ્રા, તેમનામાં પ્રેમવૃત્તિ અને ભક્તિભાવની પ્રેરણા કીધી. પહેલાને માટે એમ કહેવાયું કે એનું સદ્વર્તનજ શક્તિમાં સૈન્યતુલ્ય છે. કર્નલ એડ્વર્સે બંને ભાઇઓ વિષે કહ્યું કે 'તેઓએ એવો પંથ કાઢયો છે અને એવા મતનો પ્રચાર કર્યો છે કે તે આજ પણ હયાતીમાં છે.'

જ્યારે હિંદુસ્તાનમાં ૧૮૫૭ નો બળવો થયો ત્યારે સર જૉન પંજાબનો ચીફ કમિશનર હતો. જે દેશ પર તે રાજ્ય કરતો હતો તે અંગ્રેજોએ તરતજ જીત્યો હતો. તેણે નવા પ્રાંત પર સારીરીતે અને ડહાપણથી રાજ્યકારભાર ચલાવ્યો. આસપાસના લોકો પર તેણે વિશ્વાસ રાખ્યો અને તેમને મિત્ર બનાવ્યા, અને પછી એવું કામ કીધું કે તેનો કદાચ ઇતિહાસમાં જોડો નહિ મળી આવે. તેણે બધી પંજાબી દેશી ટુકડી દિલ્હીમાં અંગ્રેજી લશ્કરને મદદ કરવા મોકલી અને પોતાના રક્ષણને માટે કંઈપણ લશ્કર રહેવા દીધું નહિ. પરિણામથી એમ સિદ્ધ થયું કે તેણે ઠીક કીધું. સીખ લોકો અને પંજાબીઓ નિમકહલાલ નીવડયા. દિલ્હી જીતાયું અને હિંદુસ્તાન બચ્યું. આ બધાનો આધાર જૉન લૉરન્સનું પોતાનું ચારિત્ર્ય હતું. તેના ભાઈ સર હેન્રિએ જે શબ્દો એની કબર પર મૂકવા ઇચ્છયું તે શબ્દો સાધારણ રીતે તેનું જીવનવૃત્તાન્ત અને ચારિત્ર્ય વર્ણવે છે. તે શબ્દો આ પ્રમાણે છે. 'જેણે પોતાનું કર્તવ્ય કરવાનો પ્રયાસ કર્યો તે હેન્રિ લૉરેન્સ અહિં સૂતો છે.'

પદાર્થવિજ્ઞાનમાં મચેલા મનુષ્યોએ એવુંજ આત્માર્પણ દર્શાવ્યું છે. જ્વલનશીલ* કોલસામાંથી નીકળતા વાયુ ( ગ્યાસ ) માં કામ કરતા કોલસા ખોદનાર મજુરનો ભય ઓછો કરવાના હેતુથી ઘણો પરિશ્રમ લઈ સર હંફ્રિ ડેવિએ અભયદીપ ( સેફ્ટી લૅંપ ) શોધી કાઢયો ત્યારે પોતાની નવી શોધ માટે તેણે પરવાનો મેળવ્યો નહિ, પણ તે જાહેર કરી દાધી. તેના એક મિત્રે તેને કહ્યું, ' તમે આ શોધ માટે પરવાનો મેળવ્યો હોત અને વરસોવરસ પાંચ કે દશ હજાર પાઉંડ મેળવ્યા હોત તો શું ખોટું હતું ?' ડેવિએ કહ્યું, 'ના, મારા ભલા મિત્ર, મેં એવી કોઈ બાબતનો વિચાર કદી કીધો નથી, મારો ઉદ્દેશ માત્ર મનુષ્યજાતિની સેવા બજાવવાનોજ છે. મારા સઘળા વિચાર અને ઉદ્દેશ માટે મારી પાસે જોઇએ તેટલું છે. વધારે દ્રવ્યથી મારા પ્રિય અભ્યાસમાંથી મારૂં ધ્યાન ચલિત થાય. વધારે દ્રવ્ય મારી કીર્ત્તિને કે સુખમાં વધારો કરી શકે નહિ. બેશક એથી હું મારી ગાડીને ચાર ઘોડા જોડવા શક્તિ

* સળગી ઉઠે એવા.

માન્ થાઉં પણ સર હંફ્રિ ચાર ઘોડાની ગાડી દોડાવે છે એમ કહેવાથી મને શો લાભ છે ?'

એનો અનુયાયી ફેરેડે પણ એવોજ હતો. તે માત્ર વિદ્યાને - અર્થેજ ઉદ્યોગ કરતો. જેવો તે વિદ્યામાં ધુરંધર હતો તેવોજ કલ્પનાશક્તિમાં પણ જબરો હતો. જે દરેક નવી શોધ તે પોતાની બુદ્ધિબળથી કરતો તે વધારે ગૂઢ વસ્તુનું મધ્યબિંદુરૂપ થતી હતી. તે કંઈ દેહાત્મવાદી નહોતો. શાસ્ત્રીય વિષયમાં સ્વમત વિષે દઢાગ્રહ અને ધર્મના વિષયમાં ધર્માંધ સ્વપક્ષાવલંબન એ બેથી એનું શાસ્ત્ર વિરુદ્ધ હતું. તે જ્ઞાની હતો તોપણ નમ્ર હતો અને જે સત્ય વાતનો તેને ઇશ્વરપ્રેરણાથી પ્રકાશ થાય તેથી વિસ્મય પામતા બાળકના જેવી વૃત્તિથી ઉદ્યોગ કરતો. તેણે કહ્યું કે પેલો ' ઓઝોન ' ( ક્રિયાસ્થિતિનો પ્રાણવાયુ), અને પેલો પ્રાણવાયુ ( ઑકિસજન) જે દુનિયાનું અર્ધ કરતાં વધારે વજન થાય છે તે કેવા વિસ્મયકારક પદાર્થ છે ! એમ છે તોપણ મને તો લાગે છે કે કે હજી આપણને એના વિસ્મયકારક ગુણોના જ્ઞાનનો આરંભ થાય છે.

ફેરેડે બીજાને મુકાબલે ગરીબ રહેવામાં સંતુષ્ટ હતો. તે દ્રવ્ય માટે પરિશ્રમ કરતો નહોતો. તેમ હોત તો તેણે ઘણું દ્રવ્ય એકઠું કીધું હોત. તેણે કોઈપણ શોધનો પરવાનો લીધો નહોતો, પણ બધી જાહેર કીધી હતી. તે ઉદાર વૃત્તિથી દ્રવ્યસંચય કરવાની લાલચની સામો થયો—જો કે એની બાબતમાં એ કંઈલાલચ નહોતી–અને માત્ર પદાર્થવિજ્ઞાનની શોધ કરવાનોજ માર્ગ તેણે પસંદ કીધો. તે દઢ રીતે શાસ્ત્રોની સત્ય વાતોનો શોધક હતો, અને એ સત્ય વાતોથી ઘણીવાર અચંબો પામતો. તે કહેતો કે, "આ સત્ય વાતનું હાલ કારણ સમજાતું નથી; તેથી એટલું જણાય છે કે આપણાં આટલાં બધાં જ્ઞાન છતાં પણ હજી ઘણી બાબતો વિષે આપણે સ્હેજજ જાણીએ છિએ, આગળ કદાચ વધારે શોધ થશે." આ શબ્દો આપણને સર આઇઝૅક ન્યૂટનના એક છેલ્લા નીતિવચનનું સ્મરણ કરાવે છે.

રૉયલ ઇન્સ્ટિટ્યુશનની થોડા વખત ઉપર સભા થઈ તેમાં વિદ્યાગુરૂ (પ્રોફેસર) ટિન્ડાલે ડૉક્ટર હૉફમેન ફેરેડેને ચાંદ બક્ષીસ કીધો, તે ચાંદ એ મંડળની શક્તિ પ્રમાણે જ્ઞાનની કદર પિછાનવાનું મોટામાં મોટું ચિહ્ન હતું. તેણે તે વખતે ફેરેડેની દયાવૃત્તિનું અસરકારક દૃષ્ટાન્ત આપ્યું. એડિન્બરોનો એક જુવાન શિષ્ય (એટલે સૅમ્યુઅલ બ્રાઉન, પાછળથી એમ. ડિ. થયો તે ), પદાર્થ અને પરમાણુ વિષે ઘણા દુર્ઘટ અભ્યાસમાં મગ્ન હતો. તેણે પોતાની ધારણાના વિચારો તે જમાનાના મોટામાં મોટા

રસાયનશાસ્ત્રીને નમ્રતાપૂર્વક મોકલી તે વિષે તેનો અભિપ્રાય પૂછયો. ફેરેડે તે વખતે ઘણા કામમાં હતો, તોપણ તેણે તેને જવાબ દેવામાં અનાદર દર્શાવ્યો નહિ કે ફોગટની ખુશામત કીધી નહિ તે અપરિચિત જુવાનીઆને તેણે આ પ્રમાણે લખ્યું:—"તમારા વિચારને દઢ કરવા પ્રયોગ કરવાની સલાહ આપતાં હું આંચકો ખાતો નથી, કારણ કે તમે એ વિચારોને પ્રયોગથી દઢ કરશો કે ખોટા પાડશો તોપણ તમારા પ્રયોગથી લાભ થયા વિના રહેનાર નથી. તમારા વિચાર વિષે તો મારે કંઈ કહેવાનું નથી. માત્ર એટલુંજ કે એ મનને શોધ કરવાની પ્રેરણા કરવામાં ઉપયોગી છે. આનુભવિક પદાર્થવિજ્ઞાનના પ્રચાર વિષે સહજ વિચાર કરશો તો તમને માલમ પડશે કે એથી પૂર્વે ધારેલા સિદ્ધાન્તોમાં ઉથલપાથલ થાય છે. મેં આકર્ષણ રજકણ, અને પદાર્થના પરમાણુના સિદ્ધાન્તો વિષે લાંબો વખત સુધી અને બારીક રીતે વિચાર કીધો છે, અને જેમ જેમ હું પ્રયોગ સાથે એ વિષે વધારે મનન કરૂં છું, તેમ તેમ પરમાણું કે રજકણ વિષે મારો વિચાર ઓછો સ્પષ્ટ થાય છે."

હવે બીજા વિષય—દ્રવ્ય એકઠું કરવા—વિષે વાત કરીએ. રૉથ્સચાઈલ્ડના કુટુંબના દ્રવ્યનો આધાર ને કુટુંબના મૂળ પુરૂષ મેયર ઍમ્સ્ચેલ અથવા ઍન્સેલ્મના પ્રામાણિકપણા પર હતો. તે ૧૭૭૪ માં મેન નદી પર આવેલા ફ્રૅન્કફોર્ટમાં જન્મ્યો હતો. તેનાં માબાપ યાહુદી હતાં. મધ્ય કાળમાં (મિડલ એજીસમાં÷) અને આપણા જમાના સુધી પણ *યાહુદી લોકોના ઉપર ગુજરેલા જુલમ, તેમનાં પરાકાષ્ટાનાં દુઃખ, અને ધર્માર્થ દેહત્યાગ વિષે કેવો ભયંકર ઇતિહાસ લખી શકાય ! ફ્રૅન્કફોર્ટ તેમજ જર્મનિનાં બીજાં શહેર અને કસ્બામાં યાહુદી લોકોને મોતની શિક્ષાને ભયે સાંજે અમુક કલાકે પોતાને આશ્રયે જવાની જરૂર પડી. ફ્રૅન્કફોર્ટમાં જ્યુડેનગેસના

÷ પ્રાચીન અને અર્વાચીન સમયની વચ્ચેનો સમય.

* આપણા જાણવા પ્રમાણે યાહુદી લોકોના પર છેલ્લો જુલમ ગુજારનારા રૂમાનિયન અને બલ્ગેરિયન લોકો હતા. તેઓએ પોતે સ્વતંત્રતા પ્રાપ્ત કરી છે, તોપણ યાહુદી લોકોને સ્વાતંત્ર્ય આપવા તેઓ ના પાડે છે અને તેથી યાહુદીઓ હજી દુઃખ અને શોકથી ભરપુર છે. રૂમાનિયન અને બલ્ગેરિયન લોકો સ્વાતંત્ર્યને ભાગ્યેજ લાયક છે. તેઓએ સત્તા મેળવી છે. ન્યાય પ્રાપ્ત કર્યો નથી. તેઓ જેવો અન્યાય બીજાને કરે છે તેવોજ અન્યાય તેમને પણ થશે. 'મરઘીનાં બચ્ચાંની માફક દુષ્ટ શાપરૂપ કર્મો આરામ લેવા સારૂ પાછાં ઘેર આવે છે.'

દરવાજા બંધ કીધા અને રાત્રે તેને તાળું દીધું. નેપોલિયને તેને તોપને ગોળે ઉડાવી દીધા. એ કામ તેના ઉત્તમ કાર્યોમાંનું એક હતું. તોપણ યાહુદી લોકો પરનો જુલમ જારી રહ્યો.

બાળ એન્સેલમે અગીઆર વર્ષની ઉમ્મરે માબાપ ખોયાં, અને તેને દુનિયામાં એકલા, નિરાધાર ઠેકાણે પડવું પડયું. થોડી કેળવણી મેળવ્યા પછી –કેમકે યાહુદી લોકો પરસ્પર માયાળુ હોય છે–આ બાળને સુભાગ્યે હેનોવરમાં એક સરાફ અને નાણાવટીને ત્યાં ગુમાસ્તાની જગ્યા મળી. તે ૧૭૭૨માં ફ્રેન્કફોર્ટ પાછો આવ્યો; અને દલાલ અને નાણાં ધીરનારનો ધંધો કરવા લાગ્યો. પોતાની દુકાન ઉપર તેણે લાલ ઢાલ–જેને જર્મન ભાષામાં રોથ્સચાઇલ્ડ કહે છે તેના ચિહ્નવાળું પાટીઉં લટકાવ્યું. તેણે પ્રાચીન અને જવલે મળજ્ આવે એવા સિક્કા એકઠા કર્યા, અને પ્રેમભાવથી કળાનો અભ્યાસ કરનારોઓ તેની દુકાને આવતા તેમાં એક લેન્ડ ગ્રેવ વિલિયમ; પાછળથી હેસ્સેનો ઇલેકટર÷ થયો તે હતો.

નેપોલિયને યુરોપ ઉપર ચઢાઈ કરી ત્યારે હેસ્સેના વિલિયમને રાજ્યમાંથી કાઢી મૂક્યો. તેનાથી જે દ્રવ્ય એકઠું થઇ શકયું તે તેણે પોતાના આડતીઆ એન્સેલમના હાથમાં મૂક્યું. એ દ્રવ્ય બધું મળી ૨; ૫૦૦૦૦ પાઉંડ હતું. આ પૈસાની શી રીતે સંભાળ લેવી અને પોતાના કબજામાં રહે ત્યાંસુધી એની શી રીતે વૃદ્ધિ કરવી એ એન્સેલમની મોટી મતલબ હતી. તે વખતે નાણાંની ઘણી તાણ હતી. સારી બાંહેધરી પર નાણાંનું બાર કે વીશ ટકા પણ વ્યાજ નીપજતું. લડાઈ જારી રહી. રશિયા પર નેપોલિયને ચઢાઇ કરી. એનું લશ્કર લગભગ તમામ બરફમાં ગરક થઇ ગયું. લીપઝીકનું યુદ્ધ થયું, અને નેપોલિયનને પોતાના સૈન્યસહિત રાહિનની પેલી તરફ ખસકાર્વવુ પડયુ. હેસ્સેનો ' લેન્ડગ્રેવ, * પછી પોતાના રાજ્યમાં પાછો આવ્યો. થોડા દિવસ રહી મેયર એન્સેલમનો વડો પુત્ર દરબારમાં ગયો અને પોતાના બાપે જે દ્રવ્યની સંભાળ લીધી હતી તે ૩૦ લાખ 'ફ્લોરિન' * તેને સ્વાધીન કીધા. તે અમીર આનંદથી ગાંડા જેવો બની ગયો. તેણે આ પાછા આવેલા પૈસાને જાણે આકાશવૃષ્ટિ થઈ હોય એમ ગણ્યા. અતિહર્ષમાં તેણે તે બાગ રોથ્સચાઇલ્ડને એકદમ ' નાઇટ '× બનાવ્યો. રાજાએ કર્યું '

÷ જર્મનિમાં બાદશાહ નીમવાનો હક છે એવો અધિકારી.

* વિલાયતમાં જેવી 'અર્લ' ની પદવી છે તેવી જર્મનિમાં અમીરની પદવી.

* શિલિંગનો સિક્કો.× ફ્યૂડલપદ્ધતિ પ્રમાણે બનાવેલો સરદાર.

કે "આવું પ્રામાણિકપણું દુનિયામાં કદી જોવામાં આવ્યું નથી." વિએનાના પ્રતિનિધિમંડળમાં (કોંગ્રેસમાં) તે થોડો વખત રહીને ગયો ત્યાં તેણે રોથ્સચાઈલ્ડના કુટુંબના માણસોના પ્રામાણિકપણા સિવાય બીજી કશી વાત કીધી નહિ. ઍન્સેલ્મનું કુટુંબ મોટું હતું. એના કુટુંબીઓએ એનું અનુકરણ કીધું અને એ પ્રમાણે રોથ્સચાઈલ્ડના કુટુંબીઓ દુનિયામાં મોટામાં મોટા નાણાં ધીરનાર થયા. *

મર્હુમ લોર્ડ મેકૉલે વિષે એમ કહી શકાય કે તે બીલકુલ લાંચ લે નહિ એવો હતો. વિલ્બરફોર્સ, હેન્રિ થૉર્ન્ટન, ઝકારી મેકૉલે જેવા માણસો સાથે તેને કેળવણી મળી હતી. એટલે તે લોક હિતકર્તા અને નિઃસ્વાર્થી થયો વિના રહેલોજ નહિ. તે ગ્રન્થ લખી વરસે માત્ર ૨૦૦ પાઉંડ પેદા કરતો ત્યારે પૂજ્ય (રેવરંન્ડ) સિડની સ્મિથ, જેને અતિસ્તુતિ કરવાની ટેવ નહોતી, તેણે તેને વિષે કહ્યું કે 'હું ધારું છું કે મેકૉલે નીતિભ્રષ્ટ કદી થનાર નથી. તમે એની સમક્ષ રેશમી કોર, તારાટપકી, કિંમતી મોજાંબંધ, ટંપ, અને ખિતાબો મૂકો, પણ તે વ્યર્થ છે. તેનામાં પોતાના દેશને માટે પ્રામાણિક સાચો ભાવ છે અને દુનિયા તેને લાંચ આપી દેશકલ્યાણ તરફ અનાદર કરાવી શકનાર નથી.' ×

મેકૉલે પોતાના કામકાજની એવી સારી ગોઠવણ કરતો કે એ વ્યવસ્થા સંતાપ અને ચિન્તાનું મૂળ હોવાને બદલે આનંદરૂપ થતી. એની ગૃહવ્યવસ્થાનાં નીતિવચનો સાદામાં સાદાં હતાં. નોકરી કરવાથી અને વિદ્યાનો પ્રચાર કરવાથી જે લાભ થાય તેને મુદ્દી સમજવી અને બધું કરજ ચોવીસ કલાકમાં પતાવી દેવું. તેણે કહ્યું છે કે 'હું ધારું છું કે જલદી કરજ વાળવું એ નીતિકર્તવ્ય છે. કેમકે વાયદો કરવાથી કેટલું દુઃખ થાય છે તે હું જાણું છું. ગરીબ રિચર્ડનાં નીતિવચનો કરતાં બીજું કંઇ વધારે સાચું નથી. કે 'આપણા પર જેટલો રાજ્યનો કર છે તે કરતાં બમણો-મગરૂબીનો છે.' ખાનગી અને જાહેર પ્રામાણિકપણા માટે સારી સાખ મેળવવાનો અને પ્રતિ

---

* આ વાત ફ્રેડરિક માર્ટિને પોતાના 'સરાફ અને સરાફની પેઢીની વાર્તા' નામના પુસ્તકમાં સવિસ્તર વર્ણવી છે.

× સિડની સ્મિથે એક વખત કહ્યું કે તે પોતાની કાગળની પેટી ખોલતાં કદી બીતો નહિ. તે પ્રામાણિક અને સાચા દિલનો હતો. તેણે કોઇની પાસેથી દ્રવ્ય લઇયું નથી. જેમકે પેન્સિલ્વેનિયા કંપનીએ દેવું ના કબૂલ કર્યું તેથી તેણે પૈસા ખોયા તેમાં તેનો અપરાધ નહોતો, પણ તેના લેણદારનો હતો.

બાપુકી સ્વાતંત્ર્ય જાળવવાનો નિશ્ચિત આધાર માત્ર પોતાની આવક બરો-બર વાપરવા પર છે, તેથી તેણે નાનપણથી પોતાના મનને એમ ટેવ્યું.

તેની પાસે માત્ર સાધારણ આજીવિકા થાય એટલો પૈસો હતો. લૉર્ડ લૅન્સડાઉને તેને હિંદુસ્તાનના મંત્રિમંડળની સભામાં ('ઇંડિયા કાઉન્સિલ'માં) જગ્યા આપવા માંડી તેને તેણે આ પ્રમાણે લખ્યું:—" મારી જીંદગીમાં દિન-પ્રતિદિન મને ઘણા દ્રવ્ય માટે ઓછી ઓછી તૃષ્ણા થાય છે. પણ દરરોજ હું ખરચ નીભે એટલા સાધારણ દ્રવ્યની અગત્યતા વિષે વધારે વાકેફ થાઉં છું. નિભાવ થાય એટલા ધન વગર જાહેર કામમાં પડેલા માણસે પ્રામાણિક થવું સહેલું નથી, અને એને લોકો પ્રામાણિક ધારે એતો અશક્યજ છે. મારી સ્થિતિ એવી છે કે મારો નિભાવ માત્ર બેજ રીતે થઇ શકે; નોકરી લેવાથી, કે ગ્રન્થકારનું કામ કરવાથી. ચોપડી વેચનારના ભાડુતીઆ થવું, મન જે વિચારથી પરિપૂર્ણ હોય તે વિચારરૂપી બોજાથી તેને મુક્ત કરવાને માટે નહિ, પણ ગંજવું ખાલી થઈ ગયું હોય તે ભરવાને માટે. ગ્રન્થ રચવા, ઘરડી ખચ્ચર જેવી બનેલી કલ્પનાશક્તિને પરાણે મારી નાખુશીથી મહેનત કરાવવી, માત્ર પાનાં ભરવાની ખાતર, નિર્માલ્ય, વિચારશૂન્ય લખાણથી પાનાં ભરી કાઢવાં, ગ્રંથ પ્રસિદ્ધ કરનારાઓ અને પ્રગટ કરવા સારૂ તૈયાર કરનાર અધિપતિઓ તરફથી જેવી વર્તણુક થૉમ્સન પાસેથી ડ્રાઇડનને મળી અને મારા જાણવા પ્રમાણે મેકિન્ટોશને લાર્ડનર તરફથી મળી તેવી વર્તણુક મેળવવી—આ બધો વિચાર મને કંટાળો ઉપજાવે છે. પણ હું પદવી છોડું તો મારી એવીજ દશા થવીજ જોઇએ. પણ માત્ર લાભને અર્થે પદવી ધારણ કરવી એતો એથી પણ વધારે કમકમાટ ઉપજાવે છે."

એનું પરિણામ એ થયું કે મેકૉલેએ હિંદુસ્તાનમાં એક માનવંતી પદવી મેળવી અને સ્વદેશ પાછો ફર્યો ત્યારે એની પાસે ખરચ નીભે એવું સાધારણ દ્રવ્ય એટલું એકઠું થયું હતું કે તેથી પ્રસિદ્ધ "ઇંગ્લંડનો ઇતિહાસ" તે લખી શક્યો.

---

## પ્રકરણ ૫.

### ધૈર્ય—સહનશીલતા.

અધમ, અયોગ્ય કાર્ય કરવાનો ભય એજ ધૈર્ય, અને એવાં કાર્ય કોઇ આપણી પ્રત્યે કરે તો તે ખમવાં તે પણ ધૈર્ય.

બેન્જૉન્સન.

હે ઇશ્વર, જે પ્રકાશ મનુષ્યજાતિની સંગતિ કરવાનો ઉત્સાહરૂપ થાય તે સિવાય બીજો પ્રકાશ આપશો ના. જે વૃદ્ધિ પામતા વંશપરંપરાથી આવેલા ગુણોથી વધારે સંપૂર્ણ મનુષ્યત્વ થાય તે સિવાય કંઇ બીજી શક્તિ પણ આપશો ના.

જયૉર્જ ઇલિયટ.

જીવનપ્રવાહ શાંત વહે છે, ત્યારેજ સત્ય અને શક્તિ બહાર નીકળી આવે છે, એમ નથી; પણ વિચિત્ર દૈવયોગ એ પ્રવાહ પર અસર કરે છે, ત્યારે અપરિચિત પ્રસંગોમાં, જ્યારે મંદવાડ શરીરને ભાંગી નાંખે છે,–ક્ષુધા, જાગરણ, અમિતાચારીપણું, કે શિથિલતા—જે વારંવાર મરણ સમીપ આવ્યાનાં ચિનહ છે—તે સમયમાં અને જોખમ, અતિશય આનંદ, કે દુઃખના સમયમાં પણ સત્ય અને શક્તિ બહાર નીકળી આવે છે.

રૉબર્ટ બ્રાઉનિંગ.

---

ધૈર્ય એક એવો ગુણ છે કે તેને સઘળાં માણસો માન આપવામાં ખુશી માને છે. એ એવો ઉત્સાહ છે કે તે જીંદગીના સર્વ સંકટ સમયે ઉદ્‌ભવ પામે છે. એ એક સંપૂર્ણ સંકલ્પશક્તિ છે અને તેને કોઇ ભય હઠાવી શકતો નથી. એ કર્તવ્ય બજાવવામાં જરૂર હોય તો પ્રાણત્યાગ કરવાને પણ મનુષ્યને શક્તિમાન્ કરે છે.

કાયરપણાની સ્તુતિમાં એક પણ શબ્દ કોણ કહેશે? શું આખી દુનિયાનું અંતઃકરણ તેને ધિક્કારતું નથી? કાયર પુરૂષ નીચ અને નામર્દ છે. તેનામાં પોતાના મતને વળગી રહેવાની હિંમત નથી. તે દાસ થવા તઇયાર છે. હોમર કહે છે કે " માણસ દાસ થાય છે ત્યારે તેના અર્ધ સદ્‌ગુણ તેની પાસેથી જોરજુલમથી લઈ લેવાય છે. " અને ડૉકટર આર્નોલ્ડ વળી વધારામાં કહે છે કે " બાકીના અર્ધા સદ્‌ગુણ, જ્યારે તે છુટો મૂકેલો દાસ થાય છે, ત્યારે જતા રહે છે. "

પણ કાયર પુરુષ સાથે વર્ત્તવામાં હિંમતની જરૂર છે. એક મૂર્ખ જુવાને **સર ફિલિપ સિડની** સાથે કજીઓ કર્યો હતો, અને તેને લડવા ઉશ્કેરવા પ્રયત્ન કર્યો હતો. તે એટલો બધો મૂર્ખ થયો કે તેના મોંમાં થુંક્યો. સર ફિલિપે કહ્યું, "જુવાનીઆ, જેવી સહેલાઇથી હું મારા હૃદયમાં તારૂં અપમાન ભૂસી નાખું છું તેવીજ સહેલાઇથી હું મારા મુખ ઉપરથી આ (મનુષ્યનું) લોહી ભૂસી નાખી શકું તો હું આજ ક્ષણે તારો પ્રાણ લઉં." આ ઉમદા પ્રકારનું ધૈર્ય હતું. કેવી રીતે સહન કરવું અને કેવી રીતે તિતિક્ષા રાખવી, એનું આથી દરેકને શિક્ષણ મળે છે.

ધૈર્યવાન્ મનુષ્ય શૂરાઓને દૃષ્ટાંતરૂપ છે. તેની અસર લોહચુંબક જેવી છે. તે ઉદારતા સર્વત્ર ફેલાવે છે. મનુષ્યો મરતાં સુધી પણ તેને અનુસરે છે. માત્ર જે માણસો જય મેળવે છે તેઓજ હમેશાં કીર્તિપાત્ર નથી. જેઓ થોડો વખત નિષ્ફળ થાય છે, તેઓ પણ પોતાની જાતિપર પ્રબળ અસર કરતા જારી રહે છે. અસાધારણ જોખમથી હુમલો કરનારી ટુકડીનો સરદાર ખાડામાં પડી જાય, પણ તેનું શરીર એક સેતુરૂપ છે અને તે પર થઇને વિજયી સૈન્ય દુર્ગમાં પ્રવેશ કરે છે.

સ્વધર્મને અર્થે દેહત્યાગ કરનાર ખુંટીએ બંધાઇ જીવતા બળી મરે, પણ જે સત્યને માટે તે પ્રાણ તજે છે તે સત્ય તેના દેહત્યાગથી નવો પ્રકાશ મેળવે છે. દેશભક્ત ફાંસીને લાકડે પોતાનું માથું ખુએ, પણ તેથી જે પક્ષને માટે પોતે ભોગ આપે છે તેનો વિજય વધારે જલદી થાય. મહા પુરૂષના જીવનની સ્મૃતિ જીવનની સાથે નાશ પામતી નથી; પણ બીજા પુરુષોના મનમાં રહે છે. ઉત્સુક અને આવેશી પુરુષો જીંદગી નકામી ગાળતા દેખાય, પણ ધૈર્યવાન્ પુરુષો યુદ્ધ જારી રાખે છે. અને જે જગ્યાપર તેના પૂર્વજો નિદ્રા લે છે તે જગ્યામાં પ્રવેશ કરે છે અને તેનો કબજો લે છે. આ પ્રમાણે વાજબી પક્ષનો વિજય મોડો થાય પણ જ્યારે થાય ત્યારે જે પુરુષો આખરે વિજય પામ્યા છે તેને લીધે જેટલો થાય છે, તેટલોજ જેઓ નિષ્ફળ થયા છે તેને લીધે પણ થાય છે.

દુનિયામાં સઘળાં મોટાં કામ ધૈર્યથી થાય છે. જે દરેક સુખ આપણે ભોગવીએ છીએ—જાનનો નિર્ભય, પ્રત્યેક આદમીની સ્વતંત્રતા, અને કાયદાનું સ્વાતંત્ર્ય—તે ઘણા લાંબા વખત સુધી સંકટ વેઠવામાં કળવાયા પછી મેળવાયું છે. ઘણા જમાના સુધી યુદ્ધ અને ત્રાસ વેઠયા પછીજ પ્રજા તરીકે રહેવાનો હક પ્રાપ્ત થયો છે. ચાર સૈકા સુધી સ્વધર્મ માટે લોકોએ પ્રાણત્યાગ

કીધો ત્યારે ખ્રિસ્તિ ધર્મ સ્થાપન કરી શકયા, અને એક સૈકા સુધી દેશમાં માંહોમાંહે યુદ્ધ ચાલ્યું ત્યારે ધર્મસુધારો ( રેફર્મેશન) કરી શકયા.

ધર્માર્થ પ્રાણત્યાગ હમેશ ઉત્કૃષ્ટ ગણાય છે તેનું કારણ એજ કે તે કેવળ સંસતી શુદ્ધ નિષ્ઠાથી કરવામાં આવે છે. ગમે તે સત્યને અવલંબીને જેઓએ સ્વતંત્ર વિચારની વૃદ્ધિ માટે પ્રાણ તજ્યા છે તેઓએ સર્વે આપણા કલ્યાણને અર્થેજ પ્રાણત્યાગ કર્યો છે. આપણે સ્વતંત્ર થઈએ માટે તેઓએ પોતાનો આત્મા અર્પણ કીધો છે. રોમન કેથોલિક અને પ્રૉટેસ્ટન્ટ, ખ્રિસ્તિ અને મૂર્તિપૂજકો, સન્માર્ગી અને પાખંડી, પૂર્વ કાળના આ ઉત્કૃષ્ટ વારસામાં ભાગ લઈ શકે. મેઝિનિ કહે છે કે "ધર્માર્થપ્રાણત્યાગ અને વિજયના દેવદૂતો ભાઈઓ છે. બંને ભવિષ્યજીવનરૂપી પારણા ઉપર પોતાની પાંખ વિસ્તારે છે."

ધર્માર્થ પ્રાણત્યાગીના ઉત્કૃષ્ટ સમૂહની એક વાર્તા ખ્રિસ્તિ ધર્મના આરંભથી આપણને મળી આવી છે. એ વાર્તા પંન્ક્રેટિયસ કે પૅન્ક્રેસની છે. ધર્મબોધને અર્થે ઇસુખ્રિસ્તે મોકલેલા પૉલે ગૅલેશિયામાં ખ્રિસ્તિ દેવલોક પુષ્ટિ આપી ત્યારે ફ્રિજીયા પ્રાંતની મુલાકાત લીધી. તે પ્રાંતમાં તે જન્મ્યો હતો. પંન્ક્રેટિયસને જ્યુપિટર* પૂજવાની કેળવણી મળી હતી, પણ તેનો પિતા મરણ પામ્યા પછી તેને તેના કાકા ડાયોનિશિયસની દેખરેખ નીચે મૂકવામાં આવ્યો. આ નબાપો છોકરો, પુષ્કળ દ્રવ્યનો વારસ હતો, તે બાદશાહી દરબારની પાસે આવે તેવા હેતુથી ૩૦૫ ના વર્ષમાં તેનો કાકો રોમ ગયો. રોમના ધર્માધ્યક્ષ વૃદ્ધ અને પવિત્ર માર્સેલિનસના દેખરેખ અને શિક્ષણથી તેણે ખ્રિસ્તિ ધર્મ ગ્રહણ કીધો. ત્યાર પછી તરતજ તેનો કાકો મરણ પામ્યો, અને તે બાળક, તે સમયે માત્ર ૧૪ વર્ષનો હતો, તેને દ્રવ્ય અને ધર્મનું રક્ષણ કરવામાં દુનિયામાં કોઈ પણ મિત્ર રહ્યો નહિ.

તે સમયે ડાયોક્લિશિયન ખ્રિસ્તિઓના ઉપર જુલમ ગુજારતો હતો. તેને એવી ખબર મળી કે પૅન્ક્રેટિયસ ખ્રિસ્તિ ધર્મમાં દાખલ થયો છે. તેને ડાયોક્લિશિયનના મહેલમાં હાજર રહેવાનો તરતજ હુકમ થયો. તું જ્યુપિટરને બળિદાન નહિ આપે તો તને તરતજ મારી નાંખવામાં આવશે એવી બાદશાહે તેને ધમકી આપી. તે છોકરાએ જવાબ દીધો કે હું ખ્રિસ્તિ છું અને પ્રાણત્યાગ કરવા તૈયાર છું, કારણ કે તેણે કહ્યું કે "અમારો

* રોમન લોકોનો મુખ્ય દેવ.

ગુરૂ ક્રાઇસ્ટ, પોતાના સેવકોના આત્મામાં-હું બાળક છું તોપણ મારા આત્મામાં પણ-પોતાની ખાતર પ્રાણ તજવા હિંમત પ્રેરે છે." બાદશાહે કંઈ ઉત્તર વાળ્યો નહિ, પણ તેને નગર બહાર લઈ જઇ **ઑરેલિયન** માર્ગ પર તરવારથી કાપી નાખવા હુકમ કીધો. ત્યાં તેણે પોતાનાં રૂધિરથી ખ્રિસ્તિ ધર્મના સત્યની સાક્ષી પૂરી. તે ત્યાં પડી રહ્યો ને બીજે દિવસે પહો ફાટતાં એક ખ્રિસ્તિ **રોમન** સ્ત્રી તેના મુડદાને સુંદર સણીઆમાં લપેટી સમીપે આવેલી મુડદાં દાટવાની ગુફામાં લઈ ગઈ; ત્યાં તેના પર તેણે તાજાં ફૂલો પાથર્યાં અને ક્ષયથી રક્ષણ કરવા સુગંધ દ્રવ્યમાં અશ્રુથી ભીંજાવી નાંખ્યું. તેનું નામ તેના સ્મરણાર્થે* ઊભા કીધેલાં ખ્રિસ્તિ દેવલોમાં હજી પણ યાદ કરાય છે.

છેક ત્રીજા સૈકાના અન્ત સુધી અસલના ખ્રિસ્તિઓને **રોમનો** મલ્લયુદ્ધશાળામાં રાની પશુઓ વડે ફાડી નંખાવતા. **રોમન** લોકોને 'ઉત્સવ પળાવવા માટે તેમને કતલ કરવામાં આવતા.' વન્ય પશુનાં યુદ્ધ, ખ્રિસ્તિઓને પશુઓ વડે ફાડી નંખાવવા અને અસિક્રીડક× મલ્લનાં પ્રાણહારી દ્વન્દ્વયુદ્ધથી જેટલી **રોમન** લોકોને પ્રીતિ ઉપજ્જ થતી તેટલી બીજા કશાથી થતી નહિ. ખરૂં કહીએ તો એજ ગમત આખા **રોમન** રાજ્યમાં પ્રસરી હતી. જ્યાં જ્યાં **રોમનો** વસતા ત્યાં ત્યાં મોટી ગોળાકાર રંગભૂમિ સ્થાપતા. **ઇંગ્લાંડમાં રિચ્બરો** અને ડોર્ચેસ્ટરમાંજ માત્ર એવી રંગભૂમિ હાલ રહેલી જોવામાં આવે છે. **આલ્પ્સની ઉત્તરના રોમન** રાજ્યની રાજધાની **ટ્રીવ્સમાં રોમન** લોકોએ બાંધેલાં શેષ રહેલાં ઘણાં મકાનો માલમ પડે છે. તેમાં એક ખડકમાંથી કોતરી કાઢેલી વિશાળ રંગભૂમિ છે, તેમાં હજારો પ્રેક્ષકો માઈ શકે છે. **૩૦૬** ના વર્ષમાં કોન્સ્ટેન્ટાઇને '**ફ્રૅંક** લોકોની ગમત'નું પ્રદર્શન કરાવીને પ્રજાને આનંદ પમાડી. હજારો બિનહથીયાર **ફ્રૅંક** કેદીઓને વન્ય પશુઓથી ફાડી નંખાવવામાં આવ્યા. પ્રાણીઓ કતલથી ધરાઈ ગયા અને પોતાની ખુશીથીજ વધારે નાશ કરતા અટક્યા. જેઓ જીવતા રહ્યા હતા તેમને અસિક્રીડક તરીકે પરસ્પર યુદ્ધ કરવાનો હુકમ કરવામાં આવ્યો. પણ યુદ્ધ કરી

---

* **રોમમાં સેંટ જૉન લૅટેરન** દેવલ વિષે કહેવાય છે કે '**લંડન** પાસે **હાઈગેટ**ની નીચે **સેંટ પૅન્ક્રાસ**નું દેવલ બાતલ કરો તો એ સઘળાં ખ્રિસ્તિ દેવલમાં મુખ્ય અને મૂળરૂપ છે.' **સેંટ પૅન્ક્રાસ**ના '**પૅરિશ**' ની ( વિલાયતમાં '**પાર્સન**' નામના ધર્મગુરુની સત્તાનીચેનો મુલક ) સાધારણ મહોરના ઉપર મૂર્તિપૂજકોના વહેમોને નાશ કરનાર જુવાન સાધુની મૂર્તિ છે. **ઈંગ્લંડ**માં સાત **સેંટ પૅન્ક્રાસ**નાં દેવલો છે અને **ઈટલિ** અને **ફ્રાન્સ**માં બીજાં વધારે છે. ×તલવારથી ખેલનાર.

વવા માટે હોંશાતોશી કરવાને બદલે તેઓએ ખુશીથી એકબીજાને કાપી નાંખી ક્રૂર તમાશગીરોને ના ઉમેદ કીધા. એજ વર્ષમાં હજારો બુકેરોઈ લોકોને પ્રજાના આનંદ માટે ક્રૂર રીતે મારી નાંખ્યા. રંગભૂમિનું ખંડીએર તેમજ રાની પશુઓનાં ઘુમટદાર રહેઠાણો હજી પણ જોવામાં આવે છે.

ફ્રાન્સમાં ઘણી રોમન રંગભૂમિઓ હજી પણ છે, પણ તેમાંની કેટલીક પથ્થરની ખાણ તરીકે વપરાય છે. નિસ્મિસ અને આર્લિસમાંની મોટામાં મોટી છે, અને તેમાંની છેલ્લી એવી વિશાળ છે કે મૂર લોકોએ ફ્રેન્ક લોકોથી એ શહેરનું રક્ષણ કરવા માટે તેની બહારની દિવાલ પર ચાર કિલ્લા બાંધ્યા. વિરોનામાં એક રંગભૂમિ છે, તે લગભગ સંપૂર્ણ છે અને તેના પર વરસોવરસ મરામત થાય છે. પણ સર્વથી મોટી રંગભૂમિ તો રોમમાં કોલિસિયમ છે. એમાં ૮૭,૦૦૦ પ્રેક્ષકો માઇ શકતા હતા. એક ગૉડેન્ટિયસ નામના ખ્રિસ્તિ સ્થપતિ* અને ધર્માર્થ પ્રાણત્યાગીએ એની બાંધણીનો નકશો કાઢયો હતો,એમ દેવલસંબંધી દંતકથાથી જણાય છે. વળી એમ પણ કહેવાય છે કે જેરૂસલમથી ટાઈટસે ખરીદેલા હજારો યાહુદી કેદીઓને એ બાંધવામાં કામે લગાડયા હતા. ટાઇટસે એ મકાન અર્પણ કીધું ત્યારે ૫,૦૦૦ પશુઓને મલ્લયુધ્ધશાલામાં કાપી નાંખવામાં આવ્યાં. માત્ર થોડા વખત ઉપરજ એ ખેલના સ્થાનની નીચે ઘુમટમાં રાની પશુ, સિંહ, અને વાઘનાં હાડકાં માલમ પડયાં છે.

કોલિસિયમમાં મોટા તમાસાના દિવસ આખા રોમને ઉત્સવના દિવસ હતા. પુરુષો, સ્ત્રીઓ, અને છોકરાં આ ક્રૂર રમતો જોવાને ભેગાં થતાં. અમલદારો અને સેનેટના+ સભાસદો, રાજ્યના અધિકારીઓ, અમીરો,સાધારણ લોકો, અને વેસ્ટા દેવીને× પૂજનારી કુમારિકાઓ પણ ત્યાં આવતાં, અને સર્વોપરિ પ્રમુખને સ્થાને બાદશાહ બીરાજતો. અસિક્રીડકો બાદશાની આગળ ચાલતા, અને "સિઝર તમારો જય થાઓ, જેઓ મરવાની તૈયારીમાં છે તેમના નમસ્કાર ગ્રહણ કરો," એ પ્રમાણે બોલતા. પશુઓ યુદ્ધ શરૂ કરતા અને અસિક્રીડકો તેની પછી આરંભ કરતા. રાતે જ્યાંસુધી તમાશગીરો ખુનરેજીથી ધરાતા ત્યાંસુધી રમત ચાલતી.

જ્યાંસુધી રોમમાં નામનો ખ્રિસ્તિ ધર્મ ફેલાયો ત્યાંસુધી એ ખેલ જારી

* ઘર બાંધવાની કળા જાણનાર. +રોમમાં અમીરોએ પસંદ કરેલા પુરુષોની કાયદા ઘડનાર મંડળી. ×ગ્રીક અને રોમન લોકોમાં પૂજાતી કુમારિકા દેવી.

રહ્યો. પણ આખરે ૪૦૦ વર્ષ ઉપર એક વૃદ્ધ સાધુએ આ ખુનરેજીઉત્સવ માટે દિલગીર થઇ પોતાના દેહનો નાશ થાય તોપણ વચ્ચે પડવાનો નિશ્ચય કર્યો. આ ઘોર અપરાધ કરવાને મુકાબલે એની જીંદગી તે શું ? એ ધર્માર્થ-પ્રાણત્યાગીનું નામ સુધાં જાણવામાં આવ્યું નથી. કેટલાક કહે છે કે એ **ઓલમેકસ** હતો, વળી બીજાઓ કહે છે કે એ **ટેલેમેકસ** હતો. ફિકર નહિ, તેનું નામ પ્રસિદ્ધ થયું નથી તોપણ તેની હિંમતથી તેની યોગ્યતા સિદ્ધ થઈ. તે છેક પૂર્વ દેશમાંથી આવ્યો હતો. તે કોઈને ઓળખતો નહોતો અને તેને કોઈ ઓળખતું નહોતું. મલ્લયુદ્ધશાળામાં અસિક્રીડાયુદ્ધ થવાનું છે એવી ખબર ચોતરફ પ્રસરી. બધું રોમ તે જોવાને એકઠું થયું. તે પણ મેદનીમાં ભેગો થયો, પણ તેનું અંતઃકરણ પોતાનું કાર્ય સાધવા તરફ હતું. અસિક્રીડકો રંગભૂમિમાં તીક્ષ્ણ ભાલા અને તરવાર સહિત દાખલ થયા. આ ગરણસાટાનું યુદ્ધ થવાનું હતું. અસિક્રીડકો રંગભૂમિ પાસે ગયા કે તરતજ તે વૃદ્ધ પુરુષ દીવાલપરથી કુદ્યો, અને જે અસિક્રીડકો યુદ્ધ કરવાની તૈયારીમાં હતા તેમની વચ્ચે પડયો. તેણે તેમને અપરાધ વિના પરસ્પર લોહીલોહીઆણ કરતા બંધ થવા ફરમાવ્યું. ચારે તરફ 'ઘરડા માણસ, પાછો જા,' એવા પોકારો સંભળાયા; પણ તે કંઇ પાછો હઠયો નહિ. અસિક્રીડકોએ એને હડસેલો મારી એક તરફ ખસેડયો અને યુદ્ધ કરવા આગળ ધસ્યા, પણ હજી પણ તે વૃદ્ધ પુરુષ તેમની તીક્ષ્ણ તરવારો વચ્ચે ઉભો રહ્યો અને તેમને કાપાકાપી કરવાની મના કરી. 'મારો એને' એવી સર્વ તરફથી બૂમ સંભળાઇ. અધ્યક્ષે એ વાતને પોતાની સંમતિ આપી. અસિક્રીડકોએ તેને કાપી નાંખ્યો . અને તેના મુડદા પર થઈ લડવા ધસ્યા.

તેનું મોત નકામું ગયું નહિ. પોતે જે કૃત્ય કીધું હતું તે વિષે લોકો વિચાર કરવા લાગ્યા. જે પવિત્ર માણસે તેમની રુધિરતૃષ્ણાની વિરુદ્ધ થવા પોતાનો પ્રાણ ખોયો તેવા પવિત્ર મનુષ્યનો પણ તેમણે નાશ કર્યો. તેમને પોતાની નિર્દયતાથી કમકમાટ છુટયો. જે દિવસે સ્વાર્પણ કરનાર વૃદ્ધ મનુષ્યની કતલ કરવામાં આવી તે દિવસથી **કોલિસિયમ**માં કંઇ વધારે યુદ્ધ થયાં નહિ. તે સાધુનું મોત એક જાતનો વિજય હતો. ૪૦૨ માં **હોનોરિયસે** અસિક્રીડકનાં યુદ્ધો થતાં બંધ કર્યા. થોડા વખત ઉપર આ અપ્રસિદ્ધ માણસ, જેનું નામ જાણવામાં આવ્યું નથી, તેનું શબ મલ્લયુદ્ધસ્થાનની આસપાસ વાજતેગાજતે લઈ જવામાં આવ્યું; અને પછી પાસેના **સેંત કલેમેન્ટના** દેવલમાં માનપૂર્વક સર્વ ધર્મક્રિયાનુસારે દાટવામાં આવ્યું.

નીતિમાં બગાડ, દુરાચાર, અને નિર્દયતાને લીધે રોમે પોતાની પ્રાચીન કીર્તિ ખોઇ. ઊંચા વર્ગના લોકોની અનીતિ જનમંડળના સર્વ વર્ગ પર હાનિકારક અસર કર્યા વગર રહેતી નથી. આચાર દુષ્ટ થવાથી વિચાર પણ દુષ્ટ થાય છે. મનુષ્યસ્વભાવની અધમવૃત્તિઓની અસર પ્રબળ થાય છે, અને ચારિત્ર્યના નીતિરૂપી સત્ત્વને હાંકી કાઢે છે. રાજ્યકર્ત્તાની અધમનીતિ અને તેથી ઉદ્ભવ પામતી લોકોની નીતિભ્રષ્ટતાથી ગ્રીસ અને રોમની પાયમાલી થઈ.મધ્ય યૂરોપનાં જંગલમાંથી જંગલી ટોળાઓ ધસી આવી, તેના ધસારાથી પ્રાચીન કાળમાં દુનિયામાં શ્રેષ્ઠ, રોમન રાજ્ય નાશ પામ્યું. ધનાઢ્ય લોકો વિષયસુખમાં લીન થયા, અને ગરીબ કંગાલ થયા અને બીજાની ઉદારતા પર જીવન ગુજારવા લાગ્યા. દેશનું રક્ષણ કરવાની તેમનામાં હિંમત રહી નહિ. ખરે જોઇએ તો એવો દેશ હયાતીમાંજ ન રહે એ વધારે સારૂં.

પછી ખ્રિસ્તિ ધર્મ સ્થપાયો અને તેણે મનુષ્યનાં મોં આગળ ધર્મનું ખરૂં મૂળ પ્રગટ કર્યું. દુનીઆની આત્મશુદ્ધિ થઈ પુનરુદ્ભવ થાય એવા હેતુથી સેંટ પૉલ એ ધર્મ રોમમાં લઈ ગયો. સુધરેલા ગરીબ લોકોમાં એ ધર્મે પ્રથમ મૂળ ઘાલ્યું, અને તે શા માટે? કારણ કે દુનિયામાં મનુષ્યજાતિનું શું નિર્માણ છે તે સમજાવે છે, આપણી આ લોકની સ્થિતિ વિષે કવિતારૂપ ચિતાર આપે છે, અને વધારે સુંદર ભવિષ્યનું દિલાસાભરેલું વચન આપે છે. વળી ખ્રિસ્તિ ધર્મ સ્ત્રીઓમાં પણ પ્રસર્યો. રોમમાં સ્ત્રીના જીવ તેમના પતિના હાથમાં હતા. તેઓ કેવળ ગુલામ જેવી હતી. ખ્રિસ્તિ ધર્મથી તેમને ફરી ન્યાય મળ્યો. હવે તેમને પ્રથમજ પોતાની સ્થિતિ સુધરવાની આશા ઉત્પન્ન થઇ. તેઓએ પુરુષો તરફથી માન અને પ્રીતિ સંપાદન કીધાં. એક પ્રાચીન શુરવીરે ( નાઈટ ) કહ્યું છે કે "સર્વ સદ્ગુણો સ્ત્રીમાં રહેલા છે. તેઓ યોગ્યતાનો બોધ આપે છે અને પુરુષને યોગ્ય બનાવે છે."

પ્રત્યેક પુરુષ અને પ્રત્યેક સ્ત્રીના હૃદયમાં ધર્મના ઉદ્દેશની અસર થવાથી તેના બળ વડે અમિતાચારીપણું, ધર્મનિંદા, અને અનીતિ નાબુદ થયાં. આ પ્રમાણે દુષ્ટ કાર્ય કરવાની ઇચ્છા ઓછી થઇ ગઇ કે દૂર થઇ. મનુષ્યના મનને જે જે ઉમદા પદાર્થની જરૂર હતી તે તે ધર્મથી સંતુષ્ટ થઇ. આરામનો દિવસ પવિત્ર ગણાવા લાગ્યો, અને તે દિવસે ઉદ્યોગી મનુષ્ય હમેશનાં પરિશ્રમથી મુક્ત થયા. દેવળ ભક્તોને ધર્મકાર્ય માટે ઘંટનાદ વડે બોલાવતું. અને એ સુંદર મકાનમાં તમામ ખ્રિસ્તિ પ્રજા જાતિભેદ વગર ઇશ્વરપ્રાર્થના માટે ભેગી થતી; કારણ કે શું ઇશ્વરની દૃષ્ટિમાં તેઓ મનુષ્ય અને જાતિ-

ભાઇઓ નહોતા ? કેવું સુંદર ચિત્ર ! એવું ને એવું જારી રહ્યું હોત તો કેવું સારૂં !

અફસોસ ! મનુષ્યના હૃદયમાંથી તમામ વિકાર જતા રહ્યા નહોતા. સૃષ્ટિમાં સુખસ્થાન છેજ નહિ, ધર્મગુરૂઓ ક્રૂરતાના સાધનભૂત થયા, સઘળાના યોગ્ય હિતનું રક્ષણ કરવાની વિરૂદ્ધ માત્ર થોડાજ લાભનું રક્ષણ કરવા લાગ્યા અને તેથી જેમને તેઓએ પુષ્ટિ આપી હતી તેમની દુર્દશામાં તેમને ભાગ લેવો પડયો. ધર્મ સંબંધી વિચારોમાં ઘણા મતભેદ થયા. જેવી રીતે મૂર્તિપૂજકોએ અસલના ખ્રિસ્તિ લોકોની દશા કીધી હતી તેવીજ દશા ખ્રિસ્તિ લોકોએ પ્રતિપક્ષીઓની કીધી. જુલમનો અગ્નિ ફરી પ્રદીપ્ત થયો અને અગાઉની માફક ધર્મને માટે લોકોને જીવતા બાળી મૂકવામાં આવ્યા. જેઓ સત્ય માટે લડતા હતા તેમને અગાઉની પેઠે હિંમત અને ધૈર્યની ફરી જરૂર પડી, અને તેમણે ઉત્તમ રીતે વેદના સહન કરી અને ઉત્તમ રીતે પ્રાણત્યાગ કીધો.

સ્થાપિત ધર્મપદ્ધતિથી જેમનો મત જુદો પડતો તેના પર ઘણો જુલમ ગુજારવામાં આવતો; એવો જુલમ પ્રથમ ઈટાલીમાં શરૂ થયો અને પછી **સ્પેન, ફ્રાન્સ,** અને **નેધરલેન્ડમાં** ફેલાયો. **જર્મનિ** એની સામા થયું. **લ્યૂથરે** કહ્યું કે, 'મનુષ્યોએ હમેશ સંપૂર્ણ નિર્ભય, શાંત અને ઉદાર થવું, બીલકુલ ભય રાખવો નહિ, પણ ઇશ્વરની કૃપા પર વિશ્વાસ રાખી દરેક ચીજ પર જય મેળવવો અને દરેક ચીજ ધિક્કારવી, શિક્ષા અને મોતની મશ્કરી કરવી એવી ઇશ્વરની ઇચ્છા છે. જે બાયલાઓ દરેક ચીજ વિષેના ભયથી વ્યાકુળ થાય છે,અને ખણખણતા પાંદડાના અવાજથી પણ બીએ છે એવાં બાયલાને તે અતિશય ધિક્કારે છે.'

ફ્રે. વ. **ન્યૂમન** કહે છે કે 'કોઈ પણ પ્રકારના ધર્મથી ક્રૂરતા શી રીતે ઉદ્દભવ પામી એ નવાઇ જેવું છે. ખ્રિસ્તિ ધર્મે મૂર્તિપૂજા ઊંધી વાળ્યા પછી જે ધર્મવિચારણસભા સ્થાપવામાં આવી તે વિચારપૂર્વક કીધેલી અમુક પ્રકારની ક્રૂરતાની પદ્ધતિ હતી. સેંકડો વર્ષ સુધી તે પવિત્ર સભા ગણાતી જારી રહી, અને ઘણીજ અપકીર્તિ અને શાપયોગ્ય એવી કાળાલીટી હમેશ તેના પર ચોંટી રહેશે; તોપણ એ સભા એક નમ્ર અને પ્રેમાળ ધર્મને નામે ધર્મપરીક્ષણનો ઢોંગ કરતી હતી !'

**સ્પેનના** ધર્મગુરૂઓએ અદીક્ષિત અધિકારીઓની સહાયતાથી કેવળ

અંગબળ વડેજ ધર્મસુધારાને ( રેફર્મેશનને ) નાબૂદ કર્યો. એક રાતમાં સેવાઇલના કેદખાનામાં ૮૦૦ પ્રૉટેસ્ટન્ટને કેદ કીધા. દરેક સ્થળે તેમને પકડી જીવતા બાળી મુકવામાં આવ્યા. સ્પેનના મુખ્ય શહેરોમાં ભડકા પ્રકાશવા લાગ્યા. થોડા વખત ઉપર મૅડ્રિડ પાસે એક ખેતરમાં પ્રૉટેસ્ટન્ટોને બાળી મૂકયા હતા, ત્યાં થઈને એક નીક ખોદવામાં આવી. તે વખતે મજુરોને ખોદતાં કાળું પ્રકાશમાન્ ધૂળનું ઊંડું પડ, ભૂકો થઈ ગયેલાં હાડકાં અને કોયલા સાથે મિશ્ર થયલું માલમ પડયું. ધર્મગુરુઓના હુકમથી જેમને મારી નાંખવામાં આવ્યા હતા તેમનાં એ અસ્થિ અને કોયલા વગેરે શેષ ભાગ હતા.

આ ભયંકર ક્રૂરતાથી સ્પેનને શો લાભ થયો ? તેણે દ્રવ્ય ખોયું છે, અને દેશ લગભગ દેવાળીઓ થયો છે. પ્રજાને કોઈ કેળવણી આપતું નથી કે તેની કોઈ સંભાળ લેતું નથી. માત્ર આઠ માણસે એકજ લખી વાંચી શકે છે. તેઓ ધર્મગુરુને સહજ શત્રુ ગણે છે. તેઓમાંની મોટી સંખ્યા ખુલ્લી નાસ્તિક છે. ધર્મગુરૂઓ પણ ગરીબ છે. ડૉકટર **લીસ** કહે છે કે ' ખ્રિસ્તિ રાજકર્ત્તાના વખતમાં જેવું હતું, તેના કરતાં મૂર લોકોની સત્તા હતી ત્યારે સ્પેન વધારે આબાદ હતું, એવો વિચાર આવતાં આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. મૂર લોકોના વખતમાં રાજ્યાધિકારીઓ વધારે ઉદારવૃત્તિવાળા, અને ધર્મ પંથ પ્રત્યે વધારે સહનશીલતાવાળા અને વધારે કેળવાયલા હતા. મૂર લોકોને કાઢી મૂકવામાં આવ્યા પછી સ્પેન લગભગ અધમ સ્થિતિએ પહોંચતું જાય છે.

સ્પેનનો રાજા ૨ જો ફિલિપ એવો તો નાસ્તિક રાજા હતો કે એવો કદી પણ જોવામાં આવ્યો નહિ હોય. તે માત્ર **નીરો** અને કૅલિગ્યુલાનીજ સાથે સરખાવવાને યોગ્ય છે. ૧૫૬૮ ના શાસનપત્રમાં તેણે નેધરલૅન્ડમાં દરેક પ્રૉટેસ્ટન્ટને મારી નાંખવાનો હુકમ કીધો. તે શાસનપત્ર નિષ્ફળ ગયું. કારણ કે તેની ઘોર આજ્ઞા અમલમાં આણવા માટે જોઇએ એટલાં સાધન નહોતાં. પણ તેના પ્રધાન આલ્વાએ પોતાથી બન્યું તેટલું કીધું. પોતાની રુધિરસભા ( કાઉન્સિલ ઑવ્ બ્લડ ) અને ઘણીજ પવિત્ર ધર્મવિચારણસભાના શેરિફ્* અને ફાંસી દેનારાઓની સહાયતાથી તે કોઈ કોઈ વખત અઠવાડીઆમાં ૮૦૦ પ્રાણીઓને રીબાવી રીબાવી મારી નાંખવા શક્તિમાન્ થયો. તેઓનો પહેલો અપરાધ એ કે તેઓ પ્રૉટેસ્ટન્ટ પંથના હતા, અને બીજો એ કે તેમની પાસે દ્રવ્ય હતું. બીજાં કારણને માટે તેણે કેથો-

*પરગણાનો નાજર.

લિક તેમજ પ્રોટેસ્ટન્ટ પંથના લોકોને લૂટી લીધા અને મારી નાંખ્યા. પાસે મિલકત હોય પછી સન્માર્ગીપણાનો ગમે તેટલો પુરાવો આપે તે નકામો હતો. ૭ વર્ષને અંતે ૧૮,૦૦૦ કરતાં વધારે જાતિભાઇઓને ગુંગળાવીને મારી નાંખવાની, ડુબાવી દીધાની, બાળી મૂકયાની, ને ફાંસી દીધાની આલ્વા બહોશ મારતો હતો. આ સંખ્યા તો આલ્વાની કારકીર્દીમાં ઘેરામાં ને યુદ્ધમાં લાખો માણસો નાશ પામ્યાં હતાં તે ઉપરાંત હતી. તેના વધની પેઠે તેની લૂટ પણ રાક્ષસી હતી.

પણ ફ્રાન્સ સ્પેનના જેવુંજ ક્રૂર હતું. તે રોમને વળગી રહ્યું, ત્યારથી માંડીને જે સર્વ રોમના મહાન્ આચાર્યવર્યના ( પોપના ) મતથી વિરુદ્ધ હતા તે સર્વેને લૂટી લીધા, બાળી મૂકયા, ગરદન માર્યા કે દેશ બહાર કાઢયા. એલ્બીજેન્સીસને કતલ કરવામાં આવ્યા અથવા તો પિરિનીસમાં હાંકી કાઢવામાં આવ્યા. સેવૉયની મદદથી વૉડાઇ લોકોને ફ્રાન્સના અગ્નિ કોણમાં અને ઇટલિના ઇશાન કોણમાં બધે ફાંસીએ લટકાવ્યા અને બાળી મૂકયા. જુલમ ગુજારવાનું ને બાળી મૂકવાનું કામ આખા ફ્રાન્સમાં ચાલી રહ્યું. સ્પેનના ઉમરાવ લોકોને ખુશ કરવા લ્યૂથરના ૭ સલાહકારોને પૅરિસમાં બાળી મૂકયા.

આ જુલમ ગુજારવાના ગાંડા તોફાનમાંથી ઘણા ઉદારવૃત્તિના લોકો બાતલ રહ્યા હતા. ચૅન્સેલર ડિ લે હૉપિટલે પોતાના ધર્મના લોકોને આગ્રહપૂર્વક કહ્યું કે " તમારે સદ્‌ગુણ અને સુંદર જીવનરૂપ શૃંગાર પહેરવો અને પ્રીતિ, પ્રાર્થના, અને અનુનયરૂપી શસ્ત્રવડે પ્રતિપક્ષીઓના પર હુમલો કરવો. આ ઘોર શબ્દો, પક્ષો, ટોળીઓ, અને દ્રોહસૂચક નામો, જેવાં કે લ્યૂથેરન હ્યુગિનૉટ, અને પેપિસ્ટને આપણે આઘાં મૂકો. એ બધાંને બદલે ક્રિશ્ચિયન એવું નામ વાપરો'. આને માટે ચૅન્સેલર નાસ્તિક કહેવાયો.

જ્યારે બેયોનેના ગવનર વાઇકાન્ટ ડૉર્ટેને ૯ મા ચાર્લ્સ તરફથી ત્યાંના પ્રૉટેસ્ટન્ટને મારવાનો હુકમ મળ્યો ત્યારે તેણે જવાબ લખ્યો કે "મેં આપ સાહેબનો પત્ર લશ્કરની ટુકડી અને રહેવાસીઓને વિદિત કર્યો છે, પણ લશ્કરની ટુકડીમાં તેમજ શહેરમાં મને શૂરા યોદ્ધાઓ અને ભલી પ્રજા માલમ પડયાં છે, અને એક પણ ફાંસી દેવાનું કામ કરનાર જડયો નથી. "

પછી વૉઇસિસ અને સેંટ બાર્થોલૉમ્યૂની કતલો થઈ અને તેવીજ કતલો ફ્રાન્સમાં બધે થઇ. સેંટ બાર્થોલૉમ્યૂની કતલ મિજબાનીમાં હાડ-

પિંજરની પેઠે યુરોપમાં બધાં પ્રૉટેસ્ટન્ટોના વિચારમાં હમેશ હાજર હતી, અર્થાત, ત્રાસ ઉત્પન્ન કરતી. એ અને ૨ જા ફિલિપે સ્પેનના દરીઆઈ કાફલાથી ઇંગ્લંડ પર હુમલો કરવાનો જે પ્રયાસ કર્યો તે સોળમા સૈકાના પાછલા અર્ધ ભાગના ઇતિહાસનાં બે મોટાં સ્વરૂપ છે.

૧૪ મા લુઇએ નૅન્ટ્સના શાસનપત્રને રદ કરનાર પત્ર કાઢ્યું તે પણ વધારે દયાળુ નહોતું. એ પત્રની આજ્ઞાથી દરેક પ્રૉટેસ્ટન્ટને ફ્રાન્સમાંથી કાઢી મૂકવામાં આવ્યો, ને ન ગયો, તેને ધર્મપંથ બદલી રોમન કૅથૉલિક થવાની કે મોતની શિક્ષા થઇ. પ્રૉટેસ્ટન્ટ ઉમરાવો, ખાનદાન કુટુંબીઓ, વેપારીઓ, ઍડ્વૉકેટો અને કારીગરોએ વેષધારી થવાની ના પાડી. જે ધર્મ-વિચાર તેઓ માનતાં નહોતા તેને તેઓએ અનુસરવાની ના કહી. અમીરોએ અને જમીનદારોએ જાગીરો છોડી દીધી, ખિતાબો તજી દીધા, અને સર્વસ્વ શત્રુઓને અર્પણ કીધું. વેપારી, કારીગરો જોડે નાસી ગયા અને જ્યાં તેમને ચિદ્વૃત્તિની પ્રેરણા પ્રમાણે ઈશ્વરપ્રાર્થના કરવાની અને સલાહશાંતિમાં ઉદ્યોગનાં ફળનો ઉપભોગ કરવાની છૂટ હોય એવા દેશમાં જઇને વસ્યા.

તેઓ મોતથી બીતા નહોતા. "એ લોકોને વંશપરંપરાથી મોત સહન કરવાની ટેવ પડી હતી," એમ ડયુક ડૅમેયને હ્યૂગિનૉટના ચારિત્ર્યનું મર્મ બરોબર શોધી કાઢ્યું. તેમનામાંના હજારો કુહાડાથી, ચક્રથી, અને કળી ન શકાય એવી રીબાવીને મારવાની રીતથી મરણ પામ્યા. તેમને મોત વશ કરી શક્યું નહિ. તેઓએ કર્તવ્યની ખાતર જીવનનો ભોગ આપ્યો. મહાન્ હ્યૂગિનૉટ પંથના નાયકોમાં જે ઉદાર જીવન અને આચરણના ગુણ જોઇએ છિયે તેવા ફ્રાન્સમાં કદી ફરી જોવામાં આવ્યા નથી. વાસ્તવિક રીતે જોઇએ તો ફ્રેંચ પ્રૉટેસ્ટન્ટ લોકોની ઉદારતા, મોટાઇ, અને નિશ્ચિત વિચારથી આ ઉચ્ચ પ્રકારનું ચારિત્ર્ય ઉત્પન્ન થયું, અને તે આખા ફ્રેંચ ઇતિહાસમાં સુંદરમાં સુંદર જોવામાં આવે છે. જય અને પરાજયને લોકો યાદ કરે છે, પણ જુલમ ગુજારવાથી મરણ પામેલા પુરુષોને ભૂલી જાય છે.

૧૪મો લુઈ અને સંપૂર્ણ સૈન્ય પણ ચિદ્વૃત્તિરૂપી અભેદ્યદુર્ગને તોડી શક્યા નહિ. તેની ક્રુર પદ્ધતિથી સાઠથી વધારે વર્ષ સુધી ફ્રાન્સમાં સેન્ટ બાર્થોલોમ્યની કતલ જેવી કતલ જારી રહી, અને તેનું પરિણામ શું થયું? લુઈ હાંફી ગયો ને હાર્યો. તે મરણ પામ્યો ત્યારે ફ્રાન્સ ખરાબખસ્ત થયલું હતું, ને તેના પર ભારે કરનો બોજો હતો. હ્યૂગિનૉટને દેશનિકાલ કરી તેણે વ્યાપાર અને ખેતીનો નાશ કર્યો અને ફ્રાન્સને અવ્યવસ્થાના મોંમાં

ભક્ષ મૂકયું; તે અવ્યવસ્થા વધી વધીને છેવટે ૧૭૮૯ માં મહાન્ રાજ્ય પરિવર્ત્તન થયું.*

મિકેલેટ 'ફ્રાન્સના ઇતિહાસ' માં કહે છે કે હ્યૂગિનૉટ લોકો નાસી ગયા તેમાં તેમણે ઉચ્ચ પ્રકારની ધર્મનિષ્ઠા અને ખરોભાવ દર્શાવ્યો. એથી તેમણે અસત્ય માટે કમકમાટ અને સત્ય માટે પૂજ્યભાવ દાખવ્યો. પુરૂષ અને સ્ત્રીની આવી મોટી સંખ્યા સત્યને માટે પોતાનું સર્વસ્વ ખુએ,દ્રવ્ય છોડી ગરીબાઈમાં આવે, અને આવી મુશ્કેલીથી નાસી જવાના હાનિકારક સાહસમાં જીંદગી, કુટુંબ, અને સર્વસ્વ જોખમમાં નાંખે એ મનુષ્યજાતિના સ્વભાવની મોટી કીર્ત્તિ છે. આ લોકોને કેટલાક હઠીલા વિશેષપક્ષાનુસારી ગણે છે, પણ હું તો તેમને ઊંચા માન્ય વિચારવાળા પુરુષો ગણું છું; કેમકે તેમણે આખી દુનીઆને,અમે ફ્રાન્સના વીણી કાઢેલા ઉતમ પુરૂષો છિયે એમ સિદ્ધ કરી આપ્યું છે. કોઈ પણ શાસ્ત્ર ઇશ્વર પ્રતીત નથી એમ માનનારા-ઓએ ( ફ્રીથિંકર્સે ) 'સત્ય અર્થે અર્પણ કરેલી જીંદગી×,' એ સ્ટાઇક+ લોકોના જેવું ઉદાસીનતાસૂચક નીતિસત્રયુક્ત લક્ષણ,લોકોમાં ફેલાવ્યું છે તેવાજ વિચાર જે ઉદારવૃત્તિવાળા પ્રૉટેસ્ટન્ટ લોકો સત્યવીર રહેવાને માટે મોત અને ફાંસીને નહિ ગણકારતાં સ્વદેશત્યાગ કરી દૂર દેશ ગયા તેમના કૃત્યના આધારભૂત છે.

---

* ડૉક્ટર આર્નોલ્ડ કહે છે કે એવિગ્નનમાં ખ્રિસ્તિલોકોના આચાર્યવર્યના (પોપના) મહેલમાં કેદખાનાઓ, મારી જીંદગીમાં કદી નહિ જોયાં હોય એવાં અજાયબ જેવાં હતાં. એજ કેદખાનામાં ધર્મવિચારણસભાના અગ્નિમાં માણસોને અસહ્ય વેદનાથી કે જીવતાં બાળી મૂકી, મારી નાંખવામાં આવ્યાં હતાં; તે અગ્નિના ધુમાડાથી છાપરૂં હજી કાળું થઇ ગયેલું હતું, અને નીચેના ઓરડામાં ચોરબારણાં તરફ નજર કરીએ તો ૧૭૯૧ ની પ્રસિદ્ધ કતલમાં નીચે હિમગૃહમાં જેમને જેરડન કૂપ ટેટે એ નાંખી દીધા હતા તે ભોગ આપેલા પ્રાણીનાં રૂધીરનાં ચિન્હ દિવાલ પર હજી પણ હતાં.એ મોટી વિરૂદ્ધ પ્રકારની મનુષ્યજાતિની ક્રૂરતાનાં આવાં ચિહ્નો જેવાં એ ઘણુંજ ભયંકર હતું.

× આ વિષય પર હ્યૂગિનૉટ લોકો, ઇંગ્લંડ અને આયર્લંડમાં તેમના સંસ્થાન, દેવલ અને ઉદ્યોગ' અને 'નેન્ટસનું શાસનપત્ર રદ્દ થયા પછી ફ્રાન્સમાં હ્યુગિનોટ લોકો' એ બે ગ્રન્થ રચ્યા પછી વધારે વિવેચન કરવું ગ્રન્થકર્ત્તાને નિષ્પ્રયોજક લાગે છે.

+ યુનાની લોકોમાં એક જાતના તત્વજ્ઞાની, એ સુખદુઃખ પ્રત્યે સમાન વૃત્તિવાળા તથા દુનિયા પ્રત્યે વિરક્તભાવવાળા સાધુ પુરૂષો હતા.

આની પહેલાં સ્થાપિત ધર્મપદ્ધતિથી ભિન્ન મતવાળાને બાળી મૂકવા સળગાવેલો વહ્નિ ઈંગ્લંડ અને સ્કૉટ્લંડમાં પ્રદીપ્ત થયો હતો. લંડનમાં સ્મિથફીલ્ડમાં પ્રૉટેસ્ટન્ટ અને ડાકણોને બાળી મૂક્યાં તેથી તે હમેશ ઝગઝગતું થઇ રહેતું હતું. પણ જેમ પ્રૉટેસ્ટન્ટોમાં છે તેમ રોમન કૅથોલિકમાં પણ ધર્મને માટે પ્રાણત્યાગીઓનો ઇતિહાસ છે. ૮ મા હેન્રિનું ઉપરીપણું+ નાકબૂલ કરવા માટે ફૉરેસ્ટ નામના નિયમ પાળનાર સાધુને બાળી મૂકવામાં આવ્યો. બંને પક્ષના લોકોને બાળી મૂક્યા. મેરી રાણીના સમયમાં ધર્મને અર્થે અગાઉ કરતાં દશગણા વધારે લોકોને બાળી મૂક્યા. સેંટ સેપલ્કરના ધર્મોપાધ્યાય જૉન રૉજર્સને ખુંટીએ બાંધી પોતાના દેવલના મિનારાની સમક્ષ બાળી મૂક્યો. જૉન બ્રૅડફૉર્ડ બળતી ખુંટીને ભેટતો અને પોતાના સમાન દુઃખી ભાઇબંધને દિલાસો આપતો મરણ પામ્યો. તેજ સમયે વિન્ચેસ્ટરના મુખ્ય ધર્માધ્યક્ષના સહાયકારી જૉન ફિલ્પૉટને બાળી મૂક્યો. લૅટિમર, ક્રૅન્મર, અને રિડ્લીનાં નામ વર્ણવાં જરૂરનાં નથી. તે વખતના મહાન્ પુરુષોની પ્રકૃતિ આજના માણસોના જેવી નહોતી. આપણને દાઝેલી આંગળી જોઇને ચીતરી ચઢે છે, તો જે માણસોને તેમના મત માટે બાળી મૂક્યા એટલુંજ નહિ, પણ જેમણે તેમાં કીર્તિ માની, તેમનાં કૃત્યથી આપણને કેમ આશ્ચર્ય ન લાગે! જૉન ફિલ્પૉટે કહ્યું કે "મારા તારનારે (ઇસુ ખ્રિસ્તે) મારે માટે ક્રૂશ પર ઘણુંજ નિંદ્ય પ્રકારના મોતને તાબે થવાની પણ ના પાડી નહિ એ બાબતનો વિચાર કરી મારે આ ખૂંટી પર બળી મરવાનું નીચું ગણવું જોઇએ ?"

ભિન્ન વિચાર માટે લોકો પર જે જુલમ ગુજારવામાં આવ્યો તે છેક રાજા ચાર્લ્સના રાજ્ય લગી પહોંચ્યો. વિલિયમ પૅને કહ્યું છે કે "માજી રાજાની પૈતૃક રાજપદ પર સ્થાપના થઇ ત્યારથી આશરે ૧૫,૦૦૦ કુટુંબો નાશ પામ્યાં છે, અને ૫,૦૦૦ કરતાં વધારે માણસો ઇશ્વર અર્થે ખરા ભાવને માટેજ બંદીખાનામાં મરણ પામ્યાં છે.' રાજા ચાર્લ્સે ને તેના પછી રાજા જેમ્સે આ ક્રૂરતા સ્કૉટ્લંડમાં પણ ફેલાવી. 'જૂના કૅથૉલિક લોકોના વખતમાં પ્રૉટેસ્ટન્ટોને માત્ર બાળી મૂકવાનીજ શિક્ષા કરવામાં આવતી. કાર્ડિનલ બીટને જ્યૉર્જ વિસ્હર્ટ સેંટ ઍન્ડ્રૂઝ નામના તેના પોતાના કિલ્લા આગળ બાળી મૂક્યો; અને બારીમાંથી જુએ છે તો તેણે પોતાની નજરે કરોયળી વળી જઇ બળીને ખાખ થતો તેને જોયો. ચાર્લ્સ અને જેમ્સના પ્રૉટે-

+ ઇંગ્લંડના દેવલોનો પોતે ઉપરી છે તે.

સ્ટ્વર્ટ સમયમાં એક પંથના પ્રૉટેસ્ટન્ટો બીજા પંથના પ્રૉટેસ્ટન્ટો પર મતભેદ સારૂ જુલમ ગુજારતા હતા. સ્ટ્વર્ટ રાજાઓના જબરા જુલમગાર સીપાઇઓ પ્રેસ્બિટીરીઅનોની* પાછળ પડતા તેમને ગોળાથી મારી નાંખતા. તેમનું ખૂન કરતા, અને તેમને લટકાવી દેતા. આનું પરિણામ માત્ર એજ થયું કે એ વિશિષ્ટ ધર્મપદ્ધતિ તેમના હૃદયમાં અતિપ્રિય થઈ વસી. ખૂન અને અંગુષ્ટપેપણી સહન કરતાં ઝમકમાટ છૂટતો; પણ સહન કરનારાઓ બહાદુર અને ધૈર્યવાન્ હતા.

ન્યુયૉર્કનો રૉબર્ટ કોલિયર કહે છે કે મિલેસે કાઢેલું એક નાનું ચિત્ર હું સંઘરી મૂકું છું. ભરતીની નિશાનીની અંદર દૂર એક સ્તમ્ભ સાથે બાંધેલી એક સ્ત્રીનું એ ચિત્ર છે. તેના પગની આસપાસ સમુદ્ર ગુચ્છાકાર મોજાંથી સ્પર્શ કરે છે, એક વહાણ ધમધોકાર ચાલ્યું જાય છે, પણ તેને કે તેની માઠી દશાને ગણકારતું નથી. શિકારી પક્ષીઓ તેની ઉપર ભમ્યાં કરે છે, પણ તે સ્ત્રી પક્ષીને, કે વહાણને, કે સમુદ્રને લેખતી નથી. તેની દૃષ્ટિ સીધી ટકી રહેલી છે, અને તેના પગ સ્થિર રહ્યા છે, અને તમે જુઓ છો કે તે પ્રત્યક્ષ સ્વર્ગ તરફ નજર કરે છે, અને જે કીર્તિ ભવિષ્યમાં મળવાની છે તેની સાથે તુલના કરવાને આ સમયનાં દુઃખો યોગ્ય નથી એમ પોતાના આત્માને કહે છે. એક જૂના સ્કૉટિશ કબરસ્તાનમાં તેના સ્મરણાર્થે ઊભા કરેલા પથ્થર પરથી ઉતારી લીધેલી આ ગાથા તેના ચિત્રની નિચે છે:—

"ઇસુ ખ્રિસ્તને દેવલોનો સર્વોત્તમ ઉપરિ માનવા માટે, અને બીજા કોઈ પણ અપરાધ વગર, એ સ્ત્રીનું ખૂન થયું. દેવલના ઉપરિપણાનું કામ અધ્યક્ષ કરે એ માત્ર નાકબૂલ રાખવાથી અને ધર્મકાર્ય ચલાવવાં ખ્રિસ્ત વડીલોની સત્તા છે એવો મત સોગન ખાઈ ન તજી દેવાથી તેને દરીઆની અંદર એક ખુંટી સાથે બાંધી લીધી. તેણે ઇસુ ખ્રિસ્તને માટે દેહત્યાગ કર્યો."

"આ ચિત્રને હું એક રત્ન તરીકે સંઘરી મૂકું છું; કારણ કે હું તે તરફ જોઉં છું ત્યારે અદૃષ્ટ સાથે દૃઢ બંધાયલી જે સ્ત્રીઓ ભરતી તેમની પાસે આવી સ્પર્શ કરે ત્યાંસુધી નીધા રાખે છે અને વાટ જુએ છે, પણ જેઓ મોજાં ઊંચા ચઢે છે કે ઊંચી ચઢે છે અને છેલ્લાં અને ઊંચામાં ઉચાં મોજાંના અગ્ર ભાગ પર બેસી શાંત સ્વર્ગમાં જાય છે અને 'ધન્ય છે તેમને' એવો સ્તુતિનાદ સાંભળે છે તે સ્ત્રીઓના મોટા સમુદાયના નમુનારૂપે એ ચિત્ર ભાસે છે."

* ધર્મકાર્ય ચલાવવા ખ્રિસ્તિ વડીલોની સત્તા છે એવું માનનારા.

ધર્મસંબંધી આચારમાં બધા લોકો એકમતના હોવાથી કોઈ પણ દેશ કે પ્રજા બળવાન્ થાય છે એમ ધારવા કરતાં વધારે ભૂલભરેલું બીજું કંઈ નથી: અને ભિન્ન ભિન્ન અભિપ્રાય, પદ્ધતિ અને આચારને માટે રાજ તરફથી સરખી છૂટ હોય તો તેથી પ્રજાને અને રાજ્યતંત્રને પુષ્ટિ મળે છે. દરેક માણસમાં જે કંઇ વિશિષ્ટપણું હોય તેને પુષ્ટિ આપવી જોઈએ, કારણ કે વિશિષ્ટત્વ વિના સ્વાતંત્ર્ય હોઈ શકે નહિ. દરેક કલ્યાણનું મૂળ સમજી વિશિષ્ટતા સર્વત્ર સાચવી રાખવી અને તેને સર્વને માન આપવું. **જૉન સ્ટુઅર્ટ મિલ** કહે છે કે 'જ્યાંસુધી વિશિષ્ટત્વ હયાત છે ત્યાંસુધી નિરંકુશ રાજ્યસરણિ પણ દુષ્ટમાં દુષ્ટ પરિણામ ઉત્પન્ન કરતી નથી, અને જે કંઇ વિશિષ્ટત્વનો નાશ કરે છે તેજ નિરંકુશ રાજસરણિ સમજવી, પછી તેને ગમે તે નામ આપો અને તે ઈશ્વરેચ્છાને અનુસરવાનું કે મનુષ્યાત્ત અમલમાં આણવાનું ડોળ કરે.'

ખ્રિસ્તિઓની પરમસહિષ્ણુતા વિષે પોતાના દોષોદ્ધારક લખાણને અન્તે **જેરિમિ ટેલર** એક પૂર્વ તરફની ઉપકથા વર્ણવે છે. "**એબ્રાહામ** પોતાના તંબુના બારણા આગળ બેઠો હતો એવામાં એક વૃદ્ધ પુરુષ લાકડી પર નીચો વળતો અને નમતો તેની પાસે આવ્યો. **એબ્રાહામે** તેને તંબુમાં બોલાવ્યો, અને તેના મોં આગળ ખાવા સારૂ માંસ મૂક્યું. ખાતી વખતે ઈશ્વર પાસે આશીર્વાદ યાચતો તેને ન જોયો તેથી તેને પૂછ્યું કે 'તું સ્વર્ગલોકના ઇશ્વરની પ્રાર્થના કેમ કરતો નથી? તેણે કહ્યું, 'હું માત્ર અગ્નિનીજ પૂજા કરૂંછું; બીજા કોઈ દેવને માનતો નથી.' **એબ્રાહામ** તેના પર ગુસ્સે થયો અને તે વૃદ્ધ પુરુષને તંબુ બહાર હાંકી કાઢ્યો. પછી ઈશ્વરે **એબ્રાહામ** પાસે આવીને પૂછ્યું કે 'તે પરદેશી ક્યાં ગયો?' તેણે કહ્યું, 'મેં તેને હાંકી કાઢ્યો કારણ તે તમને ભજતો નથી.' ઇશ્વરે તેને જવાબ દીધો, 'તે મારૂં અપમાન કરતો હતો તોપણ મેં તેને સો વર્ષ સુધી રહેવા દીધો (ક્ષમા કરી) અને તું એક રાત પણ સહિષ્ણુતા રાખી શક્યો નહિ?" વાર્તામાં એમ વર્ણવ્યું છે કે આ ઉપરથી **એબ્રાહામ** જઇને તેને પાછો બોલાવી લાવ્યો, તેનો આદરસત્કાર કર્યો, અને તેને ડહાપણની સિખામણ દીધી.

જે મહાન્ પુરુષોએ પ્રાકૃતિક વિદ્યાની વૃદ્ધિ કરવા ઉદ્યોગ કર્યો છે તેમને પણ પોતાના સત્ય માટે પ્રાણત્યાગ કરવાનું જોખમ ખમવું પડયુંછે. અગાઉના વખતમાં ખગોળવિદ્યા, પદાર્થવિજ્ઞાન કે પ્રાકૃતિકશાસ્ત્રમાં ભાગ્યેજ કંઇ એવી મોટી શોધ થઇ છે કે તેના પર નાસ્તિકતાપણું શિખવવાની બદનામી ન

રીતે વળગી રહેવું એ એથી પણ વધારે કઠણ છે. એક પ્રસિદ્ધ લેખક કહે છે:કે " ખૂબ જોસમાં ચાલતો જુલમગુજારો અને ક્રૂર શિક્ષા હિંમતને પ્રદીપ્ત કરે છે. પણ પ્રજાપીડન કે જંગલીપણાની સામા થવામાં ઉચ્ચ પ્રયત્નનો નાશ થાય છે તેના કરતાં વધારે નાશ, કોઇ પણ આપણી સંભાળ રાખતું નથી, કોઇ પણ આપણી દરકાર કરતું નથી, કોઇ પણ મનુષ્ય આપણને આદર આપતું નથી, અને કોઈ પણ દેવ આપણાં દુઃખ માટે દયા જાણતો નથી, એવી ખાતરીથી થાય છે.

પણ ધર્મની બાબતમાં મતભેદ માટે જુલમ ગુજારવાની નિરર્થકતા વિષે આપણા વિચારો શું આપણે બરેખર તજી દીધા છે? સાંપ્રતકાળમાં ગમે તે છાપવાની અને પ્રસિદ્ધ કરવાની છૂટ છે, અને માણસો ગમે તેવા વિચારો જાહેર વર્તમાનપત્રમાં પ્રગટ કરે છે. લંડનના એક વર્તમાનપત્રમાં થોડા વખત ઉપર આ નીચે લખેલું વાક્ય વાંચવામાં આવ્યું તે વિષે આપણે શું ધારવું? "મનુષ્યજાતિની મુખ્ય મતલબ અને વ્યવસ્થિત જનમંડળના ઉદ્દેશનો વિચાર કરતાં લ્યૂથર અને કેલ્વિને સ્થાપિત ધર્મપદ્ધતિની સામાં બંડ ઉઠાવ્યું ત્યારે તેમણે જે ઘોર અપરાધ કીધો તેને મુકાબલે ખૂન અને લૂટફાટ નજીવા ગુના છે, અને દેશમાં ઘણે ઠેકાણે વ્યાપી રહેલા રોગનો પ્રચાર પણ કંઈ હિસાબમાં નથી." સેંટ બાર્થોલોમ્યૂ કતલ કરનારાઓ તેમજ જે હજારો માણસ પોતાના ધર્મસંબંધી વિચારોને દૃઢ રીતે વળગી રહ્યા તેમને જેણે બાળી મૂકયા અને ગરદન માર્યા તેઓએ આ વાકયને પસંદ કર્યું હોત, પણ એ સમય ગયો છે. હવે આવું વાકય કોઇને રુચિકર થઇ પડશે નહિ. કદી પણ થવા નહિ હોય એવા કેટલાક ઉત્તમ પુરુષોએ જીંદગી અર્પણ કરીને જે સ્વતંત્ર રાજ્ય પ્રાપ્ત કર્યું છે તેનો અનર્ધ્ય વારસો આપણા ઘરડાવડાઓ આપણે માટે મૂકી ગયા છે અને આપણાથી વિરુદ્ધ મતવાળાઓ પરમત પ્રત્યે અસહિષ્ણુતા રાખવા આવી કમકમાટ ઉત્પન્ન કરનારી અરજ કરે છે તેને જો આપણે ઉત્તેજન આપીએ, તો તેમાં આપણો પોતાનોજ દોષ. હ્યુગિનોટ લોકોની પેઠે જેસુઈટોને પણ ફ્રાન્સમાંથી કાઢી મૂકયા છે, પણ બીજા બધા હેરાન કરાયલા લોકોની માફક તેમને પણ અંગ્રેજી કાયદાના રક્ષણ નીચે રહેવાની છૂટ છે, પણ એ કાયદાઓ માટે અને જે દેશ તેમનું રક્ષણ કરે છે તે દેશની ધર્મની બાબતમાં પરમતસહિષ્ણુતા માટે તેઓએ પૂજ્યભાવ દર્શાવવો જોઇએ.

વિલિયમ પેનનો એવો અભિપ્રાય હતો કે ધર્મસંબંધી ઉપદેશ કે

ધર્મસંબંધી આચારમાં બધા લોકો એકમતના હોવાથી કોઈ પણ દેશ કે પ્રજા બળવાન્ થાય છે એમ ધારવા કરતાં વધારે ભૂલભરેલું બીજું કંઈ નથી; અને ભિન્ન ભિન્ન અભિપ્રાય, પદ્ધતિ અને આચારને માટે રાજ તરફથી સરખી છૂટ હોય તો તેથી પ્રજાને અને રાજ્યતંત્રને પુષ્ટિ મળે છે. દરેક માણસમાં જે કંઇ વિશિષ્ટપણું હોય તેને પુષ્ટિ આપવી જોઈએ, કારણ કે વિશિષ્ટત્વ વિના સ્વાતંત્ર્ય હોઈ શકે નહિ. દરેક કલ્યાણનું મૂળ સમજી વિશિષ્ટતા સર્વત્ર સાચવી રાખવી અને તેને સર્વને માન આપવું. જૉન સ્ટુઅર્ટ મિલ કહે છે કે 'જ્યાંસુધી વિશિષ્ટત્વ હયાત છે ત્યાંસુધી નિરંકુશ રાજ્યસરણિ પણ દુષ્ટમાં દુષ્ટ પરિણામ ઉત્પન્ન કરતી નથી, અને જે કંઇ વિશિષ્ટત્વનો નાશ કરે છે તેજ નિરંકુશ રાજસરણિ સમજવી, પછી તેને ગમે તે નામ આપો અને તે ઇશ્વરેચ્છાને અનુસરવાનું કે મનુષ્યાજ્ઞા અમલમાં આણવાનું ડોળ કરે.'

ખ્રિસ્તિઓની પરમસહિષ્ણુતા વિષે પોતાના દોષોદ્ધારક લખાણને અન્તે જેરિમિ ટેલર એક પૂર્વ તરફની ઉપકથા વર્ણવે છે. "એબ્રાહામ પોતાના તંબુના બારણા આગળ બેઠો હતો એવામાં એક વૃદ્ધ પુરુષ લાકડી પર નીચો વળતો અને નમતો તેની પાસે આવ્યો. એબ્રાહામે તેને તંબુમાં બોલાવ્યો, અને તેના મોં આગળ ખાવા સારૂ માંસ મૂક્યું. ખાતી વખતે ઈશ્વર પાસે આશીર્વાદ યાચતો તેને ન જોયો તેથી તેને પૂછ્યું કે 'તું સ્વર્ગલોકના ઇશ્વરની પ્રાર્થના કેમ કરતો નથી ?' તેણે કહ્યું, 'હું માત્ર અગ્નિનીજ પૂજા કરૂંછું, બીજા કોઈ દેવને માનતો નથી.' એબ્રાહામ તેના પર ગુસ્સે થયો અને તે વૃદ્ધ પુરુષને તંબુ બહાર હાંકી કાઢ્યો. પછી ઈશ્વરે એબ્રાહામ પાસે આવીને પૂછ્યું કે 'તે પરદેશી ક્યાં ગયો ?' તેણે કહ્યું, 'મેં તેને હાંકી કાઢ્યો કારણ તે તમને ભજતો નથી.' ઇશ્વરે તેને જવાબ દીધો, 'તે મારૂં અપમાન કરતો હતો તોપણ મેં તેને સો વર્ષ સુધી રહેવા દીધો (ક્ષમા કરી) અને તું એક રાત પણ સહિષ્ણુતા રાખી શક્યો નહિ ?' વાર્તામાં એમ વર્ણવ્યું છે કે આ ઉપરથી એબ્રાહામ જઇને તેને પાછો બોલાવી લાવ્યો, તેનો આદરસત્કાર કર્યો, અને તેને ડહાપણની શિખામણ દીધી.

જે મહાન્ પુરુષોએ પ્રાકૃતિક વિદ્યાની વૃદ્ધિ કરવા ઉદ્યોગ કર્યો છે તેમને પણ પોતાના સત્ય માટે પ્રાણત્યાગ કરવાનું જોખમ ખમવું પડયું છે. અગાઉના વખતમાં ખગોળવિદ્યા, પદાર્થવિજ્ઞાન કે પ્રાકૃતિકશાસ્ત્રમાં ભાગ્યેજ કંઇ એવી મોટી શોધ થઇ છે કે તેના પર નાસ્તિકતાપણું શિખવવાની બદનામી ન

મૂકવામાં આવી હોય. તે વખતના વિદ્વાનોમાં મનાતું પણ ખોટું શાસ્ત્ર પ્રસિદ્ધ કરવા માટે બ્રુનોને રોમમાં જીવતો બાળી મૂક્યો. કોપર્નિકસના અનુયાયીઓના પર નાસ્તિકપણાની કાળી લીટી ચોંટી. હોલંડમાં મિડલ્બર્ગના લિપર્સિએ દુર્બીન શોધી કાઢ્યા પછી ગૅલિલીઓએ એ વિચાર ઉપાડી લીધો. પોતે જાતે એક દુર્બીન બનાવ્યું અને તે વતી વેનિસમાં સેંટ માર્કના મિનારા પર ગ્રહમંડળ જોવા ચઢ્યો. તેણે ગ્રહો અને અચળ તારા તરફ દુર્બીન વાળ્યું અને તેને જોઈ તેને એટલો બધો હર્ષ થયો કે તે આપણાથી મનાય પણ નહિ.' તેણે બૃહસ્પતિના ઉપગ્રહો અને પટા, શુક્રના કળાભેદ અને સૂર્યના ડાઘા શોધી કાઢ્યા. જે નવું જ્ઞાન તેને આકાશ તરફ પ્રત્યક્ષ થયું તે તેણે બરોબર પુસ્તકોમાં પ્રસિદ્ધ કીધું. તેણે પ્રયોગ જારી રાખ્યા અને પછીના કોઇ પણ ખગોળવેત્તા કરતાં પોતાની જીંદગીમાં પોતે કદાચ વધારે શોધ કીધી.

પણ આ બધું તે વખતે ધર્મગુરુઓ તરફથી જે વિચારો લોકોએ ગ્રહણ કીધા હતા તેથી વિરુદ્ધ હતું. ધર્મવિચારણસભાએ ખગોળવિદ્યાને નિયમમાં રાખવાનું કામ માથે લીધું, ગૅલિલીઓને રોમ બોલાવ્યો, અને જે નાસ્તિક વિચારો તેણે પ્રસિદ્ધ કીધા હતા તેને માટે જવાબ દેવા ધર્મવિચારણસભાના સભાસદોની આગળ હાજર રહેવા હુકમ કીધો. તેને પોતાના મતને ત્યાગ કરવાની જરૂર પડી. તેણે કહ્યું કે સૂર્યની આસપાસ પૃથ્વી ફરે છે એ વિચાર હું છોડી દઉં છું.' ધર્મવિચારણસભાના સભાસદોએ ગૅલિલીઓ, કેપ્લર, અને કોપર્નિકસના ગ્રન્થો 'પ્રતિષિદ્ધ ગ્રન્થની નામમાલામાં દાખલ કીધા. ગૅલિલીઓએ ફરી હિંમત પકડી અને સંવાદ રૂપે એક નવો ગ્રન્થ પ્રસિદ્ધ કીધો; તેમાં પોતાના અભિપ્રાયનો બચાવ કીધો. તેને ધર્મવિચારણસભા આગળ બોલાવ્યો અને ઘુંટણીએ પડીને પોતાની કીર્તિમંત શોધને નાબૂદ કરવાની અને તે ખોટી છે એમ સોગન ખાવાની જરૂર પાડી. ગૅલિલીઓમાં પોતાના અભિપ્રાયને વળગી રહેવાની હિંમત નહોતી. પણ તેણે પોતાનો મત ખોટો છે એમ જાહેર કીધું ત્યારે તે ૭૦ વર્ષનો વૃદ્ધ થયો હતો. ગૅલિલીઓના મત વિરુદ્ધ કોઇ તકરાર લઇ શકયું હોત તો એના પર જુલમ ગુજારવામાં આવ્યો ન હોત; તોપણ સત્ય તો ટકી રહ્યું અને ત્યાર પછીના સર્વ જમાનામાં મનુષ્યોને અવલોકન કરવાનો ખરો માર્ગ સમજાયો.

પાસ્કલે તેની શિક્ષા વિષે કહ્યું છે કે "તમે (જેસુઇટ્સે) પૃથ્વીની

ગતિ વિષે ગૅલિલીઓના અભિપ્રાયને નિંદતો હુકમ તેની વિરુદ્ધ રોમથી મેળવ્યો છે તે ફોગટ છે. બેશક એથી કંઇ પૃથ્વી સ્થિર છે એમ સિદ્ધ થવાનું નથી; અને જો તે ફરે છે એમ સિદ્ધ કરતાં નિશ્ચયકારક અવલોકન વિષે આપણે જાણીએ છિયે તો આખી મનુષ્યજાતિ પણ તેને ફરતી કે તેની સાથે પોતાને ફરતા અટકાવી શકનાર નથી." ઘણો વખત સુધી કદાચ શાસ્ત્રીય સત્ય અપ્રસિદ્ધ થવલું અંદરનું અંદર રહે, પણ આખરે તે બહાર નીકળી પ્રસિદ્ધિમાં આવ્યા વિના રહેતું નથી. અને જેમ જેમ તેને વધારે હરકત નડે છે અને જેમ તે હરકતોને દૂર કરતાં વધારે વખત જાય છે તેમ તેનો જય વધારે વિસ્તાર પામેલો અને નિશ્ચિત થાય છે.

કેપ્લરનું જીવનવૃત્તાન્ત ગૅલિલીઓના જેવુંજ શોકકારક છે. મૂળમાં તે એક ગરીબનો છોકરો હતો. તેને મોલબ્રુમના મઠને લગતી શાળામાં દાખલ કીધો અને આખરે એક વિદ્વાન્ થયો. સ્ટિરિઆમાં ગ્રૅટ્ઝમાં તેણે ખગોળવિદ્યાના આચાર્યની પદવી ગ્રહણ કરી અને ગ્રહો વિષે અભ્યાસ કરવા મંડી પડયો. પછી તેને બાદશાહના ગણિતશિક્ષક તરીકે નીમવામાં આવ્યો, પણ તેને પગાર મળતો તે તેનું અને કુટુંબનું પોષણ કરવાને પણ પૂરતો નહોતો. તેણે ટ્રાન્સબ્સ્ટૅન્શિયેશન× વિષે કેટલાક અભિપ્રાય દર્શાવ્યા તેટલા માટે લિંટ્ઝમાં તેને રોમન કૅથોલિક લોકોએ ખ્રિસ્તિ મંડળમાંથી બહાર કાઢી મૂકયો. તેણે હૉફૅમૅનને કહ્યું કે "દરેક બાબતમાં જે પક્ષ ઇશ્વરની મરજીને અનુકૂળ લાગે તે પક્ષ લઉં છું તેથી ધર્મગુરુ અને શાળાનો પરીક્ષક જે સ્થાનમાં જાહેર રીતે મારા માથા પર નાસ્તિકપણાની કાળીટીલી ચઢાવવા એકઠા થયા તે સ્થાનમાં હું કેટલે દરજ્જે મદદ કરી શકું તે વિચાર કરો."

પછી કેપ્લરને બોલોનામાં ગણિતશાસ્ત્રના આચાર્ય (પ્રોફેસર)ની પદવી આપવા માંડી, પણ ગૅલિલીઓને પોતાનો મત ઇનકાર કરવો પડયો હતો અને શિક્ષા થઈ હતી તે તેના મનમાં પ્રત્યક્ષ હોવાથી તેણે એ પદવી લેવા ના પાડી. તેણે કહ્યું કે "હું મારું દ્રવ્ય વધારી શકું એ તો ખુલ્લું છે, પણ હું એક જર્મનનો જર્મન છું તેથી મને બોલવામાં અને આચરણમાં સ્વાતંત્ર્ય રાખવાની ટેવ પડી છે, અને એવી સ્વતંત્રતા જો બોલોનામાં જારી રાખું તો એથી હું ભયમાં આવું; અને એમ ન થાય

× પ્રભુભોજનમાંથી રોટલી તથા દ્રાક્ષારસ ઇસુ ખ્રિસ્તનો દેહ તથા લોહી બની જાય છે એમ માનવું તે.

તોપણ લોકોની પ્રસિદ્ધિમાં આવું અને તેઓ મારા પર વહેમ રાખતા થાય અને વિરુદ્ધ પક્ષના લોકો મારા પર દ્વેષભાવ રાખે."

૧૬૧૯ માં કેપ્લરે એવો પ્રસિદ્ધ નિયમ શોધી કાઢ્યો કે જે પદાર્થ તત્ત્વવિદ્યાના ઇતિહાસમાં હમેશ નોંધી રાખવા લાયક રહેશે. તે એ કે 'ગ્રહોના પરિવર્તનકાલના વર્ગ તેમના અંતરના ઘનના પ્રમાણમાં છે.' જે નિયમ પાછળ સત્તર વર્ષ સુધી હમેશ તેણે સારી પેઠે ઉદ્યોગ કર્યો તે નિયમનું સંપૂર્ણ સત્ય તેણે અતિહર્ષથી સ્વીકાર્યું. તેણે કહ્યું, "છાપ પડવાની હતી તે પડી, ચોપડી લખાઇ; પછી તેને હમણાના લોકો વાંચશે કે હવે પછીની પ્રજા વાંચશે. ગમે તેમ થાય તે વાતની મને દરકાર નથી. ઇશ્વરે અવલોકન કરનાર માટે ૬,૦૦૦ વર્ષ વાટ જોઇતી ગ્રન્થ પણ વાંચનાર માટે કદાચ સો વર્ષ વાટ જુએ."

કોપર્નિકન ખગોળવિદ્યાનો સંક્ષેપ' એ નામનો બીજો ગ્રન્થ કેપ્લરે પ્રસિદ્ધ કર્યો તેનો રોમમાં તિરસ્કાર કરવામાં આવ્યો અને તેને પ્રતિષિદ્ધ ગ્રન્થની નામમાલામાં દાખલ કર્યો. એ દર્મિયાનમાં તેનું મન એથી પણ વધારે સંકટથી ગભરાયું. તેની મા ૭૯ વર્ષની હતી. તેને બંદીખાનામાં નાંખી રીબાવીને મારી નાંખવાની શિક્ષા થઇ અને ડાકણ તરીકે તેને જીવતી બાળી મૂકવાની તૈયારી હતી. કેપ્લર તરતજ તેને મદદ કરવા દોડ્યો અને વધારે શિક્ષાથી બચાવવા વખતસર પોતાના સ્વેબીઆ નામના જન્મસ્થાનમાં આવ્યો. પણ ત્યાર પછી વધારે સંકટો આવ્યાં. ૧૬૨૪ ના વર્ષના તેના ટીપણાની તમામ નકલો જાહેર બાળી નાંખવાનો સ્ટીરીઆના રાજ્યોએ હુકમ કર્યો. જેસુઇસ્ટ લોકોના હુકમથી તેના પુસ્તકાલયને સીલ સિક્કા કરવામાં આવ્યા અને જે લોકપ્રિય બંડ તે વખતે લિંઝમાં ચાલતું હતું તેથી તેને લિંઝ છોડવું પડ્યું. ફ્રીડલૅંડના ડયૂક આલ્બર્ટ વાલેન્સ્ટીનના રક્ષણ નીચે તે સિલિશિયામાં સેગનમાં ગયો.

કોલંબસને પણ ધર્માર્થ પ્રાણત્યાગીની સ્થિતિમાં ગણી શકાય. નવી દુનિયાની શોધને માટે તેણે પોતાની જીંદગીનો ભોગ આપ્યો. જીનોઆના આ ગરીબ ઊન પીંજનારના છોકરાને પોતાની ધારણા સફળ કરવા માટે આવશ્યક નાની નાની સ્થિતિઓ પ્રાપ્ત કરવા, લાંબો વખત, કંટાળ્યા વગર, મથન કરવું પડ્યું. દુનિયા જે વાત માનતી નહોતી અને જે પ્રત્યે ઉપહાસ અને તિરસ્કારની દૃષ્ટિએ જોતી હતી તે વાત તેણે પોતાની બુદ્ધિને પર્યાપ્ત આવતાં કારણોને આધારે માનવાની હિમ્મત ધરી. દુનિયા એમ માનતી હતી કે પૃથ્વી થાળી જેવી સપાટ છે. પણ તે એમ માનતો હતો કે તે ગોળ છે. તેનો

અભિપ્રાય એવો હતો કે શોધી કાઢેલી દુનિયાની બહારની વર્તુળાકાર તમામ પૃથ્વી દરીઆથીજ બધી રોકાયલી હોય નહિ, પણ સંભવ એવો રહે છે કે તેમાં જમીનના ખંડો હોય. બેશક એ માત્ર સંભવ હતો, પણ આત્માના અત્યુત્તમ ગુણો, જે સંભવ ઓછા હિંમતવાળા સ્વભાવના પુરુષોને મજીવા લાગે તેવા સંભવના બળવડે બહાર નીકળી આવે છે. કોલંબસના દેશીઓની નજરમાં તે અજાણ્યા દરીઆના જોખમમાંથી જીવતો રહે અને પૃથ્વીના નવા ગોળાર્ધને કિનારે ઊતરે એ વાત કરતાં બીજી થોડીજ વાતો વધારે અસંભવિત હતી.

કોલંબસ જેવો બુદ્ધિમાં શૂરો હતો તેવોજ વ્યવહારમાં પણ કુશળ હતો. તે એક રાજ્યમાંથી બીજા રાજ્યમાં ગયો અને જે દુનિયા તેનો પ્રબુદ્ધ આત્મા ક્યારનોએ અતિ દૂર સમુદ્રમાં જોતો હતો તે દુનિયાની પ્રથમ મુલાકાત લેવાનું કામ માથે લેવા તેણે રાજાઓને અને બાદશાહોને આગ્રહ કીધો. તેણે જીનોઆમાં પોતાના દેશીઓને અજમાવ્યા, પણ ત્યાં તેને મદદ કરવા તત્પર કોઇ મળ્યું નહિ. પછી તે પોર્ટુગલ ગયો, અને પોતાની ધારણા બીજા જૉનને નમ્રતાપૂર્વક વિદિત કરી જોને તે સભા આગળ મૂકી તેને લાંબું ખરચ કરાવનારી અને કલ્પનારૂપ ગણી સભાએ તુચ્છકારી કાઢી. એમ છતાં પણ તે રાજાએ કોલંબસનો વિચાર ગુપ્ત રીતે અજમાવવા પ્રયાસ કર્યો. તે નાવિકે દર્શાવેલી દિશાએ એક નૌકાસાધન મોકલવામાં આવ્યું, પણ તોફાન અને વાવાઝોડાથી નાઉમેદ થઇ ચાર દિવસની સફર કરી તે પાછું લિસ્બન આવ્યું.

કોલંબસ જીનોઆ પાછો ફર્યો અને ફરીથી તે પ્રજાસત્તાક રાજ્યને તેણે પોતાના વિચાર કહી બતાવ્યાં, પણ તેમાં તેને જય મળ્યો નહિ. તે કશાથી નાઉમેદ થયો નહિ. નવી દુનિયા શોધી કાઢવી એ તેની જીંદગીનું દૃઢ કર્તવ્ય હતું. તે સ્પેન ગયો અને એન્ડલૂશિઆ શહેરમાં ઉતર્યો. દૈવયોગે તે ફ્રાન્સિસ્કન સાધુઓના એક મઠમાં ગયો. તેણે બારણું ઠોક્યું અને થોડું અન્ન અને પાણી માંગ્યાં. મઠાધિપતિએ તે પરદેશીને સારો આવકાર દીધો, અન્નપાન આપ્યું, અને તેની તરફથી તેની જીંદગીનો વૃત્તાન્ત જાણ્યો. તેણે તેની આશાને ઉત્તેજન આપ્યું અને સ્પેનનો દરબાર, જે તે વખતે કૉર્ડોવામાં ભરાતો હતો, ત્યાં દાખલ થવાનું સાધન પૂરું પાડ્યું. ફર્ડિનાંડ રાજાએ દયાભાવથી તેનો આદરસત્કાર કીધો, પણ નિશ્ચય કરતાં પહેલાં તેણે સેલામાન્કામાં પોતાના વિદ્વાન સભાસદોની સભામાં એ યુક્તિ મૂકવા ઈચ્છ્યું. કોલંબસને માત્ર જે શાસ્ત્રીય દલીલો તેની આગળ મૂકવામાં આવી તેનોજ

તેની સત્તામાં હતાં. ઘણાં ઉમરાવો એ યાત્રામાં સામીલ થયા. આ પ્રસંગે ગ્વાડાલુપ અને જમેકા શોધી કઢાયા અને સૅન ડૉમિંગો અને ક્યૂબામાં ફરી વળી તે વિષે વધારે તપાસ કરવામાં આવી. પણ ઉમરાવો સોનાની આશા રાખતા તે કંઈ જડી આવ્યું નહિ; એથી તેમનામાં ટોળીઓ બંધાઈ અને પરિણામે ખૂન થયાં. તેમના ઉત્સાહને ફરીથી જાગ્રત્ કરવા કોલંબસે ફોગટ પ્રયાસ કર્યો. તેઓએ તો તેને તિરસ્કારી કાઢયો અને દુઃખના કારણરૂપ ગણ્યો.

કોલંબસ બીજી વખત સ્પેન પાછો આવ્યો, પણ અગાઉના જેટલીજ શાબાશીથી આ વખતે તેને આવકાર મળ્યો નહિ. સ્પેનના રાજાઓએ તેનો પ્રીતિથી સત્કાર કર્યો, પણ તે પ્રીતિમાં શિથિલતા અને અનાદર જોવામાં આવ્યા વિના રહ્યાં નહિ. તેને માલમ પડયું કે દરબારમાં મારી વિરુદ્ધ ઈર્ષ્યાયુક્ત શંકા ઉત્પન્ન થઈ છે. એમ છતાં પણ બીજીવાર તેને સફરે મોકલવા કબૂલ કીધું. ૭ મોટાં વહાણમાં બેસી વળી કોલંબસ અને તેના સાથીઓ નવી દુનિયામાં ગયા. આ પ્રસંગે અમેરિકા ખંડ અને કૅરિબિયન સમુદ્રમાં બીજા ટાપુઓ શોધી કાઢવામાં આવ્યા. એ દમિયાન સૅન ડૉમિંગોના રહેવાસીઓએ સ્પૅનિયર્ડ લોકોની સામા બંડ કીધું, કેમકે તેઓ તેની સાથે અતિ ક્રૂરતાથી વર્ત્યા. વળી સ્પેનના લોકોએ ત્યાં આવી સંસ્થાન કીધું હતું તેઓમાં પણ માંહોમાંહે કજીઓ થયો, અને તેઓ હમેશ લડાઈ કરવા લાગ્યા. આ બનાવથી અતિખિન્ન થઇ કોલંબસે સ્પેનના રાજાને સંદેશો મોકલ્યો અને એવી ઈચ્છા દર્શાવી કે સૅન ડૉમિંગોમાં એક અધિકારી અને ન્યાયાધીશ મોકલે.

દરબારના કેટલાક અદેખા અને દુશ્મનોની શીખવણીથી રાજાએ ડાન ફ્રાન્સિસ્કો ડિ બોબેડિલ્લોને નવી દુનિયાનો સુબો નીમી, કુલ અખત્યાર આપીને મોકલ્યો તે ન્યાયાધીશ નહિ પણ ફાંસી દેનાર હતો. તેણે નવી દુનિયામાં પગ મૂકયા પછી પ્રથમ કોલંબસ અને તેના બે ભાઈઓને કેદખાનામાં નાંખ્યા. તેણે એલોંઝો ડિ વિલ્લેગોને આ ભાઇઓને સ્પેન લઈ જવાનું કામ સોંપ્યું. કોલંબસને એક અપરાધી તરીકે સાંકળથી બાંધ્યો અને વહાણમાં બેસાડયો. રસ્તામાં વિલ્લેગોને આ મહાન્ નાવિકની દશા જોઈ દયા આવવાથી તેણે તેની બેડી છોડી નાંખવા ખુશી જણાવી. કોલંબસે કહ્યું, 'ના, એને તો મારી સેવાના યોગ્ય બદલાની નિશાનો તરીકે હું સાચવી રાખીશ.' તેના પુત્રે કહ્યું છે કે 'આ બેડીઓ મારા પિતાનો

એકાંત ઓરડીમાં મેં હમેશ લટકાવી મૂકેલી જોઈ છે અને તેણે એવો હુકમ કીધો છે કે મારા મરણ વખતે મારી સાથે મારી કબરમાં એને દાટવી.'

જેવું વહાણુ સ્પેન પાછું ફર્યું કે રાજા અને રાણીએ બોબેડિલ્લોનાં કાર્યથી શરમ આવવાથી, હુકમ કીધો કે કેદીઓને છોડી મૂકવા. કોલંબસ તેમની વર્તણુકથી કંટાળી ગયો. તેણે કહ્યું કે 'દુનિયાએ મને હજાર વિરોધ કરાવ્યા છે અને હું તે સર્વની સામા આજદિન સુધી થયો છું. હું શાસ્ત્ર વડે કે ડહાપણુ વડે મારૂં રક્ષણુ કરી શકયો નહિ. તેએ હમેશ મારા પ્રત્યે કેવા જંગલીપણાથી વર્ત્યો છે!

તોપણુ તેના આતુર આત્માને ગૃઢ રીતે ખબર મળતી હતી,ને તે હજી પણુ વિસ્તીર્ણું સમુદ્ર પર ભમતો હતો. તેણે ચોથી વાર સફર કરવાનાં સાધન પ્રાપ્ત કર્યા. જે દેશની તેણે હજી સુધી આવી રીતે કદર વિના સેવા બજાવી હતી તે દેશ આખરે આ સફરથી સમૃદ્ધ થશે એમ તે ધારતો હતો.આ વખતે તેણે ગ્યાનાજાનો ટાપુ શોધી કાઢયો. તેણે હૉન્ડયુરાસ, નિકારાગ્યુઆ, અને પનામ ને કિનારે કિનારે વહાણુ હંકાર્યું. તે વીરાગ્યુઆસમાં ઊતર્યો અને એ પ્રદેશમાં તેને સોનાની કિમ ા ખાણો જડી આવી. તેણે બેલન નદી પર સંસ્થાન સ્થાપવા પ્રયત્ન કીધો. પણુ તોફાન થઈ આવવાથી તેનાં વહાણ આમ તેમ અથડાયાં અને તેની મરામત કરવા તેને સૅન ડોમિંગો તરફ જવાની જરૂર પડી. હવે તે વૃદ્ધ થયો હતો અને પરિશ્રમ અને સંકટોથી ઘસાઈ ગયો હતો. તેની તબીયત બગડી અને તે માંદો પડયો. એવામાં તેના ખલાસીઓએ બંડ કીધું અને તેને મારી નાંખવાની ધમકી આપી. તે સામો થઈ શકયો નહિ, કેમકે તેને મદદ કરનાર કોઇ નહોતું. પણુ એટલામાં એકાએક જમીન દૃષ્ટિએ પડી અને તે સૅન ડોમિંગામાં સહીસલામત દાખલ થયો.

થોડા વખત પછી તે સ્પેન જવા નીકળ્યો. આ તેની છેલ્લી સફર હતી. હવે તેની ઉમ્મર આસરે ૭૦ વર્ષની હતી. તેના 'ચિરકાળના ભટકવાના કષ્ટ' પછી તે આખરે સ્પેન પહોંચ્યો તેથી ખુશ થયો. વધારે નહિ તો જેથી પોતાનો નિભાવ થઈ જીવતો રહે એટલા ઈનામની તો તે આશા રાખતો હતો, પણુ તેની અરજ નિષ્ફળ ગઈ. તે પાછો ફર્યા પછી થોડા માસ દરિદ્ર,એકાકી, અને પ્રાણુહારક રોગથી પીડાતો જીવ્યો. મરણ સમય સમીપ આવ્યો ત્યારે પણુ તે એક ભીખારીની સ્થિતિમાં હતો, અને તેને ભાગ્યેજ જંપીને બેસવા દેતા. તેને એવી ફરિયાદ કરવી પડી કે મારૂં ઉપવસ્ત્ર લઈ લીધું અને વેચી નાંખ્યું, મારે રહેવાનું પોતીકું ઝુંપડું પણુ રહ્યું નહિ અને ફલાલવીશીનો હિસાબ

મતાવવા મારી પાસે પૈસા નથી. આજ સમયે તે મહામુશીબતથી, હાંફતો હાંફતો, અનેવેધક ઉત્કૃષ્ટ સાદાઇથી બોલ્યો, 'મેં, જીનોઆનાં રહેવાસીએ, દૂર પશ્ચિમમાં ખંડ અને ઇંડિયાના ટાપુએ શોધી કાઢયા.' તે. ૧૫૦૬ ના મે માસની ૨૦ મી તારીખે વલેડૉલિડમાં મરણ પામ્યો, અને તેના છેલ્લા શબ્દો એ હતા કે 'અરે ઇશ્વર, હું મારો આત્મા તને અર્પણ કરૂં છું.' આ પ્રમાણે શોધ માટે પ્રાણ ત્યાગી આ મહાપુરુષ મરણ પામ્યો. તેનો પરાજય તે એક જાતનો જય હતો. તેણે સંકટો સામા બહાદુરીથી બાથ ભીડી અને પોતાના કાર્યને એકનિષ્ઠાથી વળગી રહી મરણ પામ્યો.

કેટલાક માણસો કોઈ મોટા કાર્યની શોધમાં પોતાનો આત્મા અર્પણ કરવાને તત્પર થાય છે. પ્રાચીન ધર્માર્થપ્રાણત્યાગીઓ, પ્રાચીન શોધકો, પ્રાચીન યોજકો, સુધારાના અગ્રેસરો–જે સર્વે સત્ય, ધર્મ અને સ્વદેશભક્તિ માટે મથન કરે છે–તે સર્વે મનુષ્યજાતિના નિરાધાર આશારૂપ છે. તેઓ આત્મ લાભની કઇ પણ આશા રાખ્યા વિના પોતાનું જીવન ગાળે છે, ઉદ્યોગ કરે છે, અને મરણ પામે છે. પોતાનું કામ જાણવું અને નીતિબળને યોગે કરવું એ તેમને બસ છે. ચપળ અને બુદ્ધિમાન્ પુરુષ પોતાની વૃત્તિઓ ઉમદામાં ઉમદા અને ઊંચામાં ઊંચા છે એવી સમજથી પ્રેરાય છે. તેને નસ્તર નડે અને તે નાઉમેદ થાય, વિઘ્નો તેની આસપાસ ફરી વળે, પણ તે અજય્ય હિમતથી ટકી રહે છે; અને મરણ પામે છે તો પોતાની પાછળ એવું નામ મૂકી જાય છે કે તેને દરેક માણસ પૂજ્ય માને છે. મૃત્યુએ એની જીંદગી સફળ કીધી છે, અને બીજાઓને વધારે ફળદાયક કીધી છે. બ્રાઉસને કહ્યું છે કે 'ઇશ્વર ઉપદેશકોને ધર્મ માટે પ્રાણત્યાગ કરવા દે છે, ત્યારે પોતે જીવતાં કરતા હતા તેના કરતાં કબરમાંથી વધારે મોટે સાદે ઉપદેશ કરે છે.' જેરેમી ટેલરે કહ્યું છે કે 'થોડાં વર્ષના અલ્પ અવકાશના સમયમાં જે આપણે બીજ રોપીએ છિયે તે સુખદાયક અને કીર્તિમંત અનંત કાળમાં ઊગીને રાજ્યમુકુટ અને રાજ્યદંડ (ઉત્કૃષ્ટ પદાર્થો.) થાય છે.'

ઊંચામાં ઊંચા પ્રકારનાં લક્ષણ, ઉદ્યમ, અને બુદ્ધિ પ્રવર્તાવવા શું સંકટ અને દુઃખની જરૂર નથી? પ્રયત્ન અને સહનશીલતા, મથન અને અધીનતા, ઉદ્યોગ અને ધૈર્ય, સૃષ્ટિના દરેક નિર્માણમાં દાખલ થાય છે. ઘણીખરી વખત નિષ્ક્રિય (શાંત) સહનશીલતામાં એવો સદ્‌ગુણ રહ્યો છે કે તે વિજયની કીર્તિ કરતાં પણ વધારે છે. એ સદ્‌ગુણથી મનુષ્ય સંકટ ખમે છે, વેઠે છે, સહન કરે છે, અને તેમ છતાં પણ આશા રાખે છે. એથી તે હારયરૂપી શત્રુથી

વિઘ્નની સામા યુદ્ધ કરે છે, અને ભારેમાં ભારે દુઃખરૂપી બોજો લઇને પણ ટટાર ઉભો રહેવા કોશીશ કરે છે. ધૈર્ય અને સહનશીલતાથી દુઃખ સહન કરવું મનુષ્યનું ઊંચામાં ઊંચું લક્ષણ છે. એ ગુણમાં કંઈક એવું ઉત્કૃષ્ટ છે કે તેથી તે ઊંચા પ્રકારનો થઈ ઉત્તમમાં ઉત્તમ પ્રતિના શૌર્યમાં દાખલ થાય છે. મિલ્ટનનું એવું નીતિસૂત્ર હતું કે 'જેઓ ઉત્તમ રીતે સહન કરી જાણે છે તેઓ ઉત્તમ રીતે કરી જાણે છે.'

કોઇ પણ જમાનો એવો છે કે જેમાં આ શૌર્યરૂપી સદ્ગુણની જરૂર નથી એમ ધારવું, અથવા તો ધર્માર્થે પ્રાણત્યાગ કરવાના જમાનામાં કે જુલમની સામા મરણ પર્યન્ત લડાઈ કરવાના જમાનામાંજ માત્ર આ સદ્ગુણની જરૂર છે એમ ધારવું, ભૂલભરેલું છે. જુલમની વિરુદ્ધ થવામાં કે મસ્તક છેદનારના કુહાડાની સામા ઉભા રહેવામાં જેટલા ખરા શૌર્યની જરૂર છે તેટલુંજ શૌર્ય જે જમાનામાં મનુષ્યને પોતાના ઉત્તમ નિર્માણની સમજણ જતી રહી છે અને જે જમાનામાં કર્ત્તવ્ય કરવાને બદલે મનુષ્ય ભોગવિલાસમાં મગ્ન રહે છે તે જમાનાના દરરોજના બનાવોની સામા ટક્કર લેવામાં જરૂરનું છે.

યુદ્ધમાં પણ સહનશીલતા હિંમતના જેટલોજ સદ્ગુણ છે, અને આધુનિક સમયમાં યુદ્ધ શાસ્ત્રીય રીતે થાય છે તેથી સહનશીલતા હિંમત કરતાં વધારે ઊંચી ગણાય છે. સારા કેળવાયલા યોદ્ધાએ માંપવામાં આવેલે સ્થાને ટટાર ઉભાજ રહેવું જોઈએ. 'ભાઈઓ દૃઢ ઉભા રહો,' એવો હુકમ આપવામાં આવે છે. બંદુકની ગોળીઓ તે યોદ્ધાની આસપાસના સિપાઈઓને મારી નાંખે છે, ત્યારે તે હાલ્યાચાલ્યા વિના ભયની સામા ટક્કર લે છે. તે ધસારો કરે છે, ત્યારે પણ તેને સહનશીલતા રાખવી પડે છે. જ્યાં સુધી હુકમ મળ્યો નથી ત્યાં સુધી તેનાથી ગોળીબાર કરાતો નથી. હુકમ મળ્યો કે તરત હલ્લો કરવામાં આવે છે. પણ માત્ર કાર્ય કરવામાં સહનશીલતા ઉત્તમ પ્રકારની છે એમ નહિ પગજયને લીધે પરાવર્ત્તન કરવાની જરૂર પડે છે તે પરાવર્ત્તનમાં પણ સહનશીલતાનો ખપ છે. એ રીતે વિચાર કરતાં ઝેનોફોનના દશ હજાર સિપાઈઓનું પરાવર્ત્તન એલેક્ઝેન્ડર વિજય કરતાં વધારે કીર્તિમંત હતું, અને સર જૉન મૂરનું કોરન્નામાં પાછું હઠવું વૉશિંગ્ટનના વિજયો જેટલુંજ પરાક્રમવાળું હતું.

સ્વદેશરક્ષણ માટે પ્રાણત્યાગ કરનારા હજારો મનુષ્યો થઇ ગયા છે. ફ્રાન્સમાં એક જૂની વાત છે, ખરૂં જોઈએ તો એવી જૂની વાત સર્વત્ર સંભળાય છે. ગેરોન નદીને પેલે કાંઠે ઉત્તમ ક્ષેત્રો જોઇ કલોવિસે કહ્યું કે

'જે દુષ્ટ લોકોની ધર્મસરણિ આપણી ધર્મપદ્ધતિથી જુદી છે તેમના તાબામાં આવા પ્રદેશો હોય એ આપણને શરમભરેલું છે. ધસો, આપણે તેનો મુલક કબજે કરો.'

ઝર્કસીસે ગ્રીસ જીતવા પ્રયત્ન કર્યો ત્યારે અથાક ઈરાની લશ્કરની સામા થવા લિઓનિડાસે માત્ર ૩૦૦ માણસ લઇ થર્મોપિલીના સાંકડા પ્રદેશમાં કૂચ કરી યુધ્ધ ભારે બન્યું, હુમલો કરનારાઓની ભારે સંખ્યા મરણ પામી. લિઓનિડાસ અને તેના યોદ્ધાઓની નાની ટુકડીનો નાશ થયો, પણ ગ્રીસ દેશ શત્રુના હાથમાં જતો બચ્યો.

જુડાસ મૅકેબ્યુસ, 'હથોડો મારનાર,' લિઓનિડાસથી ઓછો બહાદુર નહોતો. માત્ર આઠસેં માણસને લીધે પોતે આશા છોડીને પવિત્ર ભૂમિ (જેરૂસલમ) પર ચઢાઇ કરનાર ૨૦,૦૦૦ સિરિયનોના હુમલાની સામો થયો. છેલ્લો ટકાવ જુડાસે એલીસા આગળ કીધો તેના સાથીઓનું ચાલ્યું હોત તો તેઓએ તેને પાછું ફરવા સમજાવ્યો હોત.પણ તેણે કહ્યું, 'હું તેમનાથી નાસી જાઉં એવું ઇશ્વર કદી ન કરો. મરણ સમય આવે તો પણ આપણા જાતિભાઇઓને માટે શૌર્યથી લડી મરણ પામવું,પણ કીર્ત્તિને કલંક લગાડવા દેવું નહિ.' યુદ્ધ ભારે અને જોસમાં ચાલ્યું. જુડાસ અને તેના સિપાઈઓ બહાદુરીથી લડયા અને એકેએક હઠયા વગર શત્રુ સન્મુખ મરણ પામ્યા. તેઓનું મરણ વ્યર્થ ગયું નહિ. યાહુદી લોકોમાં હિંમત આવી, અને જુડિઆ ફરીથી પૂર્વમાં ઘણીજ આબાદીએ પહોંચ્યું.

રોમનો પણ દેશના લાભને અર્થે શૌર્ય અને એકનિષ્ઠાની કિંમત સમજતા. પણ આપણે એથી વધારે આધુનિક સમયની વાત કરીએ. બીજા દેશને મુકાબલે જે દેશમાં થોડી વસ્તી છે તેવા નાના દેશોએ ભારે અડચણો છતાં હિકમતથી પોતાની સ્વતંત્રતા ટકાવી છે અને જાળવી છે. દેશની ખરી કિંમત તેના કદ પર નથી પણ ત્યાંના લોકોનાં લક્ષણ પર છે.આપણે એવા માણસો જોઈએ છિયે, કે તેઓ સ્વતંત્રતા માટે હમેશ બૂમ પાડે છે, પણ તેવી યોગ્યતા ધરાવવા કશું કરતા નથી. તેઓ સુસ્ત, હાડકાંનાં ભાગેલા, અને સ્વાર્થી રહે છે. એક પ્રકારની કહેવાતી સ્વદેશભક્તિ હોય છે, તેમાં વરના ધુરકવા કરતાં વધારે પ્રતિષ્ઠા જોવામાં આવતી નથી. ખરી સ્વદેશભક્તિ જુદા પ્રકારની છે. તેનો આધાર પ્રામાણિકપણું, સત્ય, ઉદારતા, સ્વાર્પણ અને સ્વતંત્રતાના ખરા પ્રેમ પર છે.

દૃષ્ટાન્ત તરીકે સ્વિટ્ઝર્લૅંડના નાના પ્રજાસત્તાક રાજ્ય પર નજર કરો.

સેંકડોં વર્ષ થયાં એ દેશ નિરંકુશ રાજ્યથી વિંટલાયલો છે, પણ લોકો શૂરા, મિતવ્યયી, પ્રામાણિક, અને જાતમહેનતુ છે. તેઓથી પરસત્તા નીચે રહેવાયું જ નહિ, પણ પોતાનું રાજ્ય પોતેજ કીધું. જાહેર બજારમાં-જેમકે એપનઝેલમાં-હાથ ઊંચા કરી તેઓએ પોતાના પ્રતિનિધિઓ પસંદ કર્યા. સિદ્વૃત્તિને રૂચે તે ધર્મ પાળવાની દરેકને છુટ છે એવું તેઓએ જાહેર કીધું, અને ઈંગ્લંડની માફક સ્વિટ્ઝર્લૅંડ, ધર્મને માટે જુલમ ગુજરેલાઓનું અત્યાર સુધી હમેશ આશ્રયસ્થાન થયું છે.

સ્વિટ્ઝર્લૅંડને સખત લડાઇઓ વિના સ્વાતંત્ર્ય પ્રાપ્ત થયું નથી. એ શૂરા લોકોના આગેવાનોએ સ્વદેશહિતને અર્થે ઘણીવાર પોતાનો જીવ ખોયો છે. દૃષ્ટાન્ત તરીકે આર્નોલ્ડ વૉન વિંકેલ્ રીડનું વૃત્તાન્ત લો.૧૪૮૧ માં ઑસ્ટ્રિઅન લોકોએ સ્વિટ્ઝર્લૅંડ પર હુમલો કર્યો, અને મુકાબલે ઘણાં થોડાં માણસોએ તેમની સામા થવાનો નિશ્ચય કર્યો. સેમ્પૅચ નામના નાના શહેર પાસે અખંડ હારબંધ ભાલાઓ ધરતા ઑસ્ટ્રિયન લોકોનો ઘટ્ટ સમુદાય ધનાકારમાં નજરે પડયો. સ્વિસ લોકો તેની સામા થયા, પણ તેમના ભાલા ટુંકા હતા અને સંખ્યા ઘણી ઓછી હતી, તેથી તેમને નાસવાની જરૂર પડી. આ ઉપરથી અને સ્વિસ લોકોના શત્રુની હાર તોડવાના તમામ પ્રયત્ન નિષ્ફળ થયેલા જોઇને આર્નોલ્ડ વૉન વિંકેલ્ રીડ પોતાના દેશીઓને કહ્યું કે-'હું સ્વતંત્રતાનો માર્ગ ઉઘાડું છું, પ્રિય સોબતીઓ, મારાં બૈરાં છોકરાંનું રક્ષણ કરજો.' તે આગળ ધસ્યો અને પોતાના હાથમાં પકડાયા તેટલા ભાલા એકઠા કરી તેણે પોતાની છાતીમાં ભોંકયા. તે મરણ પામ્યો, પણ તેણે રસ્તો કીધો, સ્વિસ લોકો ધસ્યા અને તેમણે ઘણી ભારે જીત મેળવી. નાના પહાડી પ્રજાસત્તાક રાજ્યે સ્વતંત્રતા જાળવી. ૯ મી જુને યુદ્ધ થયું અને અદ્યાપિપર્યન્ત નાયકના સ્વાત્માર્પણને લીધે ઑસ્ટ્રિયન લોકોથી પોતાના દેશનું રક્ષણ થયું તેનો ઉત્સવ કરવા એ દેશના લોકો એકઠા મળે છે.

પણ સ્વિસ સ્ત્રીઓ સ્વિસ પુરુષોના જેટલીજ શૂરી થઈ શકે છે. નીતિસંબંધી અને શરીરસંબંધી ભયમાંથી પસાર થતાં સ્ત્રીઓ જે શૌર્ય બતાવે છે તે બહાદુરમાં બહાદુર પુરુષના શૌર્યની બરોબર છે.તેઓ દૃઢ સહનશીલતામાં સર્વોત્કૃષ્ટ છે અને અકસ્માત્ આવી પડેલાં ભારે જોખમની સામા થવામાં ગ્યોગ્ય શૌર્ય દર્શાવવામાં પુરુષોની કોઈ કોઈ વખત બરોબરી કરે છે. એવી કહેવત છે કે શૂરા સ્ત્રીપુરુષો શૂરાના પુત્ર અને પુત્રીઓ છે, કારણ માત્ર

એટલુંજ કે તેઓ શરાથી ઉછેરાયા છે અને તેમના દૃષ્ટાન્તની તેમને અસર થઈ છે.

૧૬૨૨ માં સેંપકના યુદ્ધ પછી આસરે બસેં વર્ષે પ્રૉટેસ્ટન્ટ ધર્મ નાબુદ કરવા અને તેના ઉપદેશકોને દેશનિકાલ કરવા ઍાસ્ટ્રિયાના બાદશાહે સ્વિસનોને વશ કરવા ઇચ્છ્યું. તેનું લશ્કર પ્રથમ પ્રાટિગૉની ખીણમાં દેખાયું. એ ખીણ ઊંચા પહાડોથી બંધ થયેલી છે. તેમાં ઢોરને ચરવાની જગ્યા પુષ્કળ છે અને હજી પણ તે મોટાં ઢોરને માટે પ્રસિદ્ધ છે. મરદો ઊંચી ટેકરીઓ પર ઢોરના ટોળાંને હાંકતા અને રખેવાળ કરતા હતા. માત્ર સ્ત્રીઓ રહી હતી. તેમણે જેવું સાંભળ્યું કે ફલીસ્ટર્સ અને લૅંડકૅાર્ટની વચ્ચે આસ્ટ્રિયન લોકો આવી પહોંચ્યા કે તરતજ પોતાના ધણીનાં હથીઆરો —ભાલા, દાતરડાં, પંઝેટીઓ—લીધાં અને તેમની સામા થવા ધસ્યાં. સ્વિટ્ઝર્લૅંડમાં એવી સાંકડી જગ્યાઓ છે કે ત્યાં થોડા બરોબર હથીઆરબંધ પુરુષો કે સ્ત્રીઓ હજાર માણસને મારી હાંકી કાઢી શકે. ટેકરીઓ પરથી શત્રુપર કરેલ પથ્થરની વૃષ્ટિની મદદથી સ્ત્રીઓ ફાવી. આસ્ટ્રિયન લોકોને પાછા હાંકી કાઢયા. અલબત સ્ત્રીઓ જેવી બહાદુર હતી તેવા મરદો પણ શૂરા હતા. ત્યાર પછી થોડો વખત રહીને ફ્રિડરીસની સામા આવેલો કૅસ્ટેલનો કિલ્લો માત્ર લાકડીથીજ ગામડીઆઓએ હુમલો કરી જીતી લીધો. સ્ત્રીઓએ બહાદુર બચાવ કીધો તેથી એ ખીણમાં હજી એવો જાયુ નિયમ જારી રહ્યો છે કે પ્રભુભોજન નામના સમારંભમાં સ્ત્રીઓ પ્રથમ જાય છે અને પુરુષો તેની પાછળ જાય છે.

સ્વિસ લોકો આવા શરા સ્ત્રીપુરુષો તરફ પૂજ્યભાવ દર્શાવે છે, જેવા કે નિર્ભય ધન્ની ટેલ, અને ભાલો રાખનાર વિંકેલ રીડ. પહેલો પરંપરાથી ચાલ્યો આવતો કથાપુરુષ× છે, તોપણ બીજો તો ઐતિહાસિક પુરુષ છે. જે ઘરમાં તે રહેતો હતો તે હજી પણ અન્ટરવૉલ્ડનમાં સ્ટાંઝ આગળ બતાવવામાં આવે છે. તેનું કવચ હજી રેથહૅાસમાં જોવામાં આવે છે. અને બજારમાં તેના સ્મરણ માટે એક પૂતળું ઉભું કીધું છે અને તેના હાથમાં ભાલાનો જથો આપ્યો છે.

આસરે પાંચ સૈકા ઉપર ઇંગ્લંડનો ઉત્તરમાં ભારે પરાજય થયો તે

× એવા કેટલાક 'ટેલ' નામના પુરુષો છે, જેમકે ડૅનિશ ટેલ, ફિન્લૅંડ ટેલ અને સ્વિસ ટેલ. પૂર્વમાં એક ટેલ છે. ટેલની વાર્તા હિંદુસ્તાનની એક કલ્પિત વાર્તા છે એમ સંભવિત છે.

પાછળથી એક મોટો આશીર્વાદ થઇ પડયો. સ્કોટ્લંડ ગરીબ દેશ હતો અને તેમાં મુખ્યત્વે પહાડ અને ભીનાસને ઘાસવાળાં મેદાન હતાં. તેમાં લંડનની હાલની વસ્તીનો ચતુર્થાંશ પણ વસ્તી નહોતી.+ લોકો ઘણા વિખરાયલા હતા. દેશ ઇંગ્લિંડની લગોલગ હતો અને હમેશ ત્યાં હુમલા થવાનો સંભવ હતો. આયર્લૅંડની માફક તેનું રક્ષણ એક વિશાળ અને ઊંડી દરીઆની ખાઈથી થયું નહોતું; વળી એ પ્રજામાં ઐકય નહોતું, તેમજ એ દેશની પ્રજા એકજ જાતના લોકોની બનેલી નહોતી. ઉત્તર અને પશ્ચિમ તરફ કેલ્ટ અથવા તો ઉચ્ચભૂમિવાસી (હાઇલૅન્ડર) હતા અને દક્ષિણ અને પૂર્વ તરફ સૅકસન, ઍંગ્લિકન, અને નૉર્થમેનના વંશજો હતા. ઉચ્ચભૂમિમાં વસનારી ટોળીઓ પરસ્પર લડતી હતી. નીચભૂમિવાસી (લોલૅન્ડરો) સ્વતંત્રતા માટે લડાઇ કરતા હતા તેમાં તેને ઉચ્ચભૂમિવાસીઓ મદદ કરતા નહિ.રોબર્ટ બ્રૂસ લોર્નમાંથી નાસી ગયો ત્યારે મૅકડુગલ લોકોએ તેને મરણતોલ કીધો.

વૉલેસ બ્રૂસની પૂર્વે થઇ ગયો. નીચભૂમિપ્રદેશ ૧ લા એડવર્ડે છતી લીધો. તેનાં સઘળાં મજબૂત સ્થાનો અંગ્રેજ લોકોના હાથમાં આવ્યાં. તેની પોતાની શક્તિ મોટી હતી, તોપણ તે મોટો યોદ્ધો નહોતો. વ્યૂહપૂર્વક યુદ્ધ કરવા પૂરતાં માણસો ભેગા કરવા તે કદી સમર્થ નહોતો. તે ફૌલ્કર્ક આગળ હાર્યો. ખરૂં જોઇએ તો તેજ હાર્યો કહેવાય. તે વખતે સ્કૉટ્લંડમાં હુમલો કરવામાં આગેવાન તેજ હતો. તોપણ તેની પછીના યોદ્ધા રૉબર્ટ બ્રૂસે વિજય મેળવ્યા તેના કરતાં પણ વૉલેસને પોતાના દેશનાં ભવિષ્ય વિષે જે વિશ્વાસ હતો તેણે શૌર્યનું વધારે પોષણ કીધું. આખરે વૉલેસને દગાથી સ્વાધીન કરી અંગ્રેજ લોકોને સોંપી દેવામાં આવ્યો. તેને લંડન લઇ ગયા અને ૧૩૦૫ના સેંટ બાર્થોલોમ્યુના તહેવારની સાંજે લંડનના કેદખાના (ટાવર)માંથી ગાડીમાં બેસાડી સ્મિથફીલ્ડ લઇ ગયા. અને ત્યાં જીવતો લટકાવી કકડે કકડા કરી નાંખ્યા. આ પ્રમાણે આ માણસે સ્વતંત્રતા માટે પોતાનો પ્રાણ ખોયો. તેનું જીવન વૃથા ગયું નહિ. તેણે પોતાના દેશીઓમાં સ્વતંત્રતા માટે પ્રીતિ પ્રેરી અને એવો વખત આવ્યો કે જ્યારે તેઓ તેના દૃષ્ટાન્તનું અનુકરણ કરી જય મેળવી શકયા.

રૉબર્ટ બ્રૂસ એક નૉર્મનનો વંશજ હતો. તે અર્ધો અંગ્રેજ અને અર્ધો સ્કૅાચ હતો, અને માની પેઢી તરફથી સ્કૉટ્લંડની ગાદીનો દાવો

+ ૧૭૦૭ માં સંયોગ (યૂનિઅન) ને વખતે સ્કૉટ્લંડની વસ્તી માત્ર ૧૦ લાખ માણસની હતી.

કરતો હતો. પ્રબળ, આગ્રહી ધર્મવૃત્તિ અને સ્વતંત્રતા માટે અતિશય પ્રીતિથી સહન કરેલાં ઘણાં મર્દમીલરેલાં સાહસકર્મ અને ભારે જોખમો પછી બ્રૂસ ૧૩૧૪માં બૅનૉકબર્ન આગળ અંગ્રેજ લોકોની સામા થવા એક સ્વદેશભક્તિ ધરાવનારૂં લસ્કર જમાવી શક્યો. યુદ્ધ શરૂ થયું તે પહેલાં સ્કૉચ લસ્કરે ઘુંટણીએ પડી પ્રભુની પ્રાર્થના કરી. ૨ જો એડવર્ડ જોયાં કરતો હતો. તે પોતાના માનીતા શૂરવીર તરફ ફર્યો અને તેને કહ્યું, 'આર્ગેન્ટાઇન! બળવાખોરો શરણે થાય છે. તેઓ કૃપા કરો એવી વિનંતિ કરે છે.' આર્ગેન્ટાઇન તરફથી જવાબ મળ્યો કે 'હા, સત્તાધીશ, ખરેખર તેઓ કૃપા માટે વિનંતિ કરે છે, પણ તે તમારી કૃપા માટે નહિ' યુદ્ધના પરિણામમાં સ્કૉચ લોકોએ માત્ર જય પ્રાપ્ત કીધો એટલુંજ નહિ, પણ અંગ્રેજ લોકોના લસ્કરને હઠાવી કાઢ્યું.

ખ્રિસ્તિ આચાર્યવર્ય (પોપ)ના દરબારમાં અંગ્રેજ એલચીઓએ રૉબર્ટ-બ્રૂસને ખ્રિસ્તિમંડળમાંથી બહાર કાઢી મૂકવાને અને તેના રાજ્ય સાથે ધર્મ સંબંધી વ્યવહાર બંધ કરવાને ૧૨ મા જૉનને સમજાવ્યો. ઇ. સ.૧૩૨૦ માં આર્બ્રૉથમાં મળેલી બહાદુર રાષ્ટ્રીયપરિષદ્ ધર્મવ્યવહાર નિષેધની સામા થઇ દૃઢતાથી પ્રતિપાદન કીધેલા વર્તનધોરણને માટે યુરોપના ઇતિહાસમાં કોઇ પણ લેખની બરોબરી કરે એવો પત્ર રાષ્ટ્રીયપરિષદ્ તરફથી ખ્રિસ્તિઓના આચાર્યવર્યને (પોપને) લખવામાં આવ્યો, તેમાં ૮ અર્લ× અને ૨૧ ઉમરાવોએ પોતાનાં નામ દાખલ કીધાં. એ પત્રમાં રાષ્ટ્રીય પરિષદે આચાર્યવર્ય પાસે માગ્યું કે તમારે ઇંગ્લંડના રાજાને કહેવું કે તમારે સ્કૉટ્લંડની સ્વતંત્રતા તરફ પુજ્યભાવ દર્શાવવો અને તમારે તમારાં કામની સંભાળ રાખવી. સહી કરનારાઓ કહે છે કે 'જ્યાંસુધી અમારામાંના સો જીવતા છે ત્યાંસુધી અમે અંગ્રેજોને લગાર પણ વશ થઇશું નહિ. અમે કંઇ કીર્તિ, દ્રવ્ય, કે માન ખાતર લડતા નથી, પણ માત્ર સ્વતંત્રતા, જે કોઇ સજ્જન પોતે મરી જાય ત્યાંસુધી છોડતો નથી તેને માટે લડીએ છિએ.'+

ઘણી લડાઇઓ થઇ અને વધારે બળવાન પ્રજાએ (અંગ્રેજોએ) નબળી પ્રજા (સ્કૉચ લોકો) પાસે ધર્મની નવી પદ્ધતિ જોરજુલમથી કબુલ કરાવવા પ્રયત્નો કીધા, તોપણ પરિણામ હમેશાં એકજ થયું. સ્કૉટ્લંડના ઇતિહાસમાં સ્કૉચ લોકોએ નિરંકુશ રાજ્યસરણિ સામે હમેશ ઉઠાવણી

× અમીરોની અમુક પદવી.

+ આચાર્ય વીચકૃત 'સીમાપ્રદેશનો ઇતિહાસ અને કાવ્ય' પૃ૦ ૨૭૭.

કીધી તે બનાવથીજ સ્કોટ્લંડનો ઇતિહાસ બનેલો છે. તેમાં એ ઉપદેશ મળે છે. જે પ્રજામાં દરેક પુરુષને પોતાના અભિપ્રાય જાળવી વિશિષ્ટ લક્ષણ સાચવવાની છુટ છે તેની કેવી શકિત છે તે અને ધર્મસંબંધી વિષયમાં ચિદ્-વૃત્તિને રુચે તેમ વર્તવાનો હક્ક જાળવવાની શક્તિ જેનામાં છે, તેનું કેટલું બળ છે તે.

એજ સમયે ઇંગ્લંડનો એક બીજો મોટો પરાજય થયો અને તે તે પ્રસંગે શોકકારક ગણાયો; તોપણ બૅનાકબર્નના જેટલો મોટો આશીર્વાદરૂપ પરિણામે થઈ પડયો. એ પરાજય ઑર્લિયન્સના ઘેરામાં થયો, અને ડૉક્ટર **આર્નોલ્ડ** કહે છે કે એ 'પ્રજાનું ઇતિહાસસ્વરૂપ ફેરવી નાંખે એવો બનાવ હતો.'+ **અંગ્રેજો** ફ્રાન્સ જીતી લેતા હતા. તેઓએ ઘણાં યુદ્ધોમાં જય મેળવ્યો હતો. તેઓ પૅરિસમાં દાખલ થયા હતા અને ઑર્લિયન્સને ઘેરો ઘાલતા હતા. ફ્રાન્સ અતિખેદકારક દશામાં હતું. મુખ્ય અમીરોએ રાજાને (૭ મા ચાર્લ્સને) તજી દીધો અને દરેકે પોતાનું નાનું રાજ્ય સ્થાપવા પ્રયાસ કર્યો. કોઈ પણ રીતે સામા થયા વિના શહેરો તાબે થયા. કર જોરજુલમથી લેવાયા અને રાજાને પોતાનું ગુજરાન ચલાવવાનાં પણ ભાગ્યેજ સાધન રહ્યાં તો લશ્કર જારી રાખવાનાં તો કયાંથીજ હોય ? રાજા તેમજ અમીરો પરથી લોકોનો વિશ્વાસ ઉઠી ગયો અને ઇશ્વર આપણા દેશને છોડવવાનો કોઇ ઉપાય યોજે એમ તેમણે ઇચ્છયું.

અહો! કેવી નાની બીના પ્રજાનું ભાવી બદલી શકે! આ સમયે

+ ડૉક્ટર આર્નોલ્ડ નીચે પ્રમાણે કહે છે ( ધર્માધિકારી સ્ટૅન્લી રચિત 'જીવનવૃત્તાન્ત અને પત્રો' જુઓ) કે, 'ઑર્લિયન્સનો ઘેરો પ્રજાનું ઇતિહાસસ્વરૂપ ફેરવી નાંખે એવો બનાવ છે. ફ્રાન્સમાં ઇંગ્લંડનું રાજ્ય સ્થપાયું હોત તો ઇંગ્લંડને તેનું શું પરિણામ થાત તે કોઇથી કહી શકાતું નથી. ઘણું કરીને ઇંગ્લંડ ફ્રાન્સના રાજ્યનો અપ્રધાન ભાગ થઇ પડત. પ્રજાની આબાદી યુદ્ધમાં સંપાદન કરેલા જય પર એટલો થોડો આધાર રાખે છે કે જે બે મોટામાં મોટા આપણા પરાજય થયા, ઑર્લિયન્સ અને બૅનાકબર્ન આગળ, તે આપણને બે મોટામાં મોટા આશીર્વાદરૂપ થઇ પડયા, પણ એ પણ નવાઇ જેવું છે કે ૨ જા એડવર્ડના રાજ્યમાં જેમ સ્કોચ લોકોએ આપણો પરાજય કીધો તે પરિણામે આશીર્વાદરૂપ થઇ પડયો તેમ આઇરિશ લોકો પર ઍથવી આગળ આપણે જે જય મેળવ્યો તે આપણને શાપરૂપ નીવડયો. જો આઇરિશ સ્વતંત્ર રહ્યા હોત તો સ્કૉટ્લંડની પેઠે તેઓ કદાચ આપણી સાથે જોડાઇ ગયા હોત, અને જો સ્કૉટ્લંડ તાબે થયું હોત તો આયર્લૅન્ડની માફક તે આપણને બીજું શાપરૂપ થઇ પડયું હોત.'

ફ્રાન્સની મદદે એક સ્ત્રી, એક ગામડાની છોકરી, નીકળી આવી. તે ઘેર રહેતી ત્યારે કાંતવા, ગુંથવાનું કામ કરતી હતી અને ઘર બહાર ઢોરની સંભાળ રાખતી હતી. તે જોન ડિ આર્ક લોરેનના ડામ્રેમી ગામમાં જન્મી હતી. તે સાદી સદ્‌ગુણી, અને ધર્મિષ્ઠ હતી. તેનો સ્વભાવ સહેજમાં ગભરાય એવો હતો તેથી તેની ઊંચી મનની સ્થિતિમાં તેને સ્વપ્નાં આવતાં અને તે ગંભીર દેવવાણી થતી સાંભળતી. તેને એવી વાણી થઇ કે ફ્રાન્સના રાજાની મદદે જા,' અને 'તું તેને પાછો રાજ્યપર સ્થાપન કરીશ' એવી તેની ખાતરી કરી આપવામાં આવી. સરદાર બૉડિકોર્ટને તેણે પોતાની ઇચ્છા વિદિત કરી. તેણે પ્રથમ તો એને ગાંડી ધારી. આખરે તેના મન પર તેને ખરાભાવથી એટલી બધી અસર થઈ કે તેણે, તેને હથિયારબંધ સિપાઓની ટુકડી પૂરી પાડવા અને રાજા પાસે લઇ જવા કબૂલ કીધું. તેણે અંગ્રેજ લોકોના તાબાના ૧૫૦ માઇલ મુસાફરી કરી અને આખરે ચિનનમાં રાજા અને તેના દરબાર પાસે સહી-સલામત પહોંચી.

રાજા મદદને માટે કંઇ પણ સાધન મેળવવાને ખુશી હતો, પછી તે કોની તરફથી મળે તેની તેને કંઇ દરકાર નહોતી. ધર્માધ્યક્ષો અને પાદરીઓએ તેને એક ડાકણ અને ભૂતપ્રેરેલી ધારી. એમ છતાં પણ રાજાએ તેને ઑર્લિયન્સમાં મોકલી અને તે તે ઘેરો ઘાલેલા શહેર આગળ પહોંચી. અંગ્રેજોને કયારનાંએ કષ્ટો પડવા માંડયાં હતાં. તેઓ ઑર્લિયન્સ આગળ શિયાળામાં ઘેરો ઘાલી બેઠા હતા અને તેમનું લશ્કર તંગીથી જલદી નાશ થઇ ઓછું થઇ જતું હતું. અર્લ ઑફ્ સેલિસ્બરીએ નોકરીમાં રાખેલા ઘણા હથિયારબંધ સિપાઇઓ તેના મોત પછી છાવણીથી જુદા પડયા હતા. બર્ગન્ડિયનો અંગ્રેજોના મદદગાર હતા, તેમને તેમના ડયુક પાછા બોલાવી લીધા. માત્ર ૨,૦૦૦ કે ૩,૦૦૦ ને આશરે અંગ્રેજી ઘોડેસ્વાર રહ્યા હતા, અને તેમને એક બીજા સાથે સંબંધ વગરના ૧૨ કિલ્લાઓમાં વહેંચી દીધા હતા. મિકેલેટ કહે છે કે 'જે સરદારો પોતાનાં લશ્કરસહિત ઑર્લિયન્સના રક્ષણ માટે તૂટી પડયા તેમની મોટી ટીપ વિષે વાંચીએ છિયે ત્યારે એ શહેરનો છુટકો બધું જોતાં એટલો બધો ચમત્કારિક ભાસતો નથી.'

કિલ્લાઓ માંહેલા અંગ્રેજોના પર હુમલો કરવામાં જોન ડી આર્કે આગેવાની પકડી. તેમને હાંકી કાઢયા, પણ છેલ્લા કિલ્લા પર (ધ ટૂર્નલીસ પર) હુમલો કરતાં એ કુમારિકા ઘાયલ થઇ, પણ માત્ર ઑર્લિયન્સનો ઘેરો ઉઠયાથીજ તે સંતુષ્ટ થઇ નહિ. અંગ્રેજોને દેશમાંથી હાંકી કાઢવા

જોઇએ. તેની સરદારી નીચે લશ્કર પૅટે આગળ પહોંચ્યું, અને ત્યાં અંગ્રેજોને ફરીથી હરાવ્યા. પછી તેણે ભવિષ્ય કહ્યું હતું તે પ્રમાણે રીમ્સમાં ૭ મા ચાર્લ્સને રાજ્યાભિષેક કીધો. મિકેલેટ કહે છે કે 'લા પ્યુસેલીની અપૂર્વ બુદ્ધિ, અને તેના વિજયનો મર્મ, તેની હિંમત કે તેના સ્વપ્નમાં રહ્યાં નહોતા પણ તેની સુબુદ્ધિમાં હતાં. ૭ મા ચાર્લ્સને તે પાધરો રીમ્સ લઇ ગઇ અને ત્યાં તેને ગાદીએ બેસાડ્યો તેથી તેણે અંગ્રેજ લોકોના મન પર તેના રાજ્યાભિષેકની દઢતા ઠસાવી.

તેણે જે કરવાનું ધાર્યું તે કર્યું અને પૂરેપૂરૂં કર્યું. હવે તેણે પોતાનાં માબાપ અને ઢોરનાં ટોળાં પાસે જવાનું ઇચ્છયું. પણ રાજાએ તેમ કરવા દીધું નહીં. જોને ફ્રેંચના વ્યુહબદ્ધ લશ્કરને કેવો જશ સંપાદન કરાવ્યો હતો તે તેણે જોયું હતું, તેટલા માટે સિપાઇઓમાં તે હાજર રહે એમ ઇચ્છયું. પણ આ વખતથી તેને પોતાની શક્તિ પર અગાઉ જેવો ભરોસો નહોતો. તેને પોતાનું મન અનિશ્ચયી અને બેચેન લાગ્યું, અને યુદ્ધ કરવાનું જારી રાખ્યું તોપણ તેમાં કંઇ નિશ્ચિત પરિણામ થયું નહિ.

અંગ્રેજો અને બર્ગેડિયનોએ પાછી સંધિ કરી અને ઑઇસી નદી પર કોમ્પીની શહેરને ઘેરો ઘાલ્યો. તે શહેરના લોકોએ ૭ મા ચાર્લ્સના પક્ષમાં છિયે એમ કયારનુંએ જાહેર કીધું હતું અને લા પ્યુસેલી એકદમ તે જગ્યાએ ધસી. તેજ દિવસે તેણે ઘેરો ઘાલનારાઓ પર છાપો મારવામાં આગેવાની પકડી, અને તેમના પર છુપી રીતે લગભગ તૂટી પડી હતી; એટલામાં તેને શહેરના દરવાજા આગળ પાછી હાંકી કાઢી અને ત્યાં તેની આસપાસ ફ્રેંચ (બર્ગેડિયનો) ફરી વળ્યા, તેને ઘોડા પરથી નીચે ખેંચી કાઢી અને કેદ કીધી. તેના દેશીઓએ તેને અંગ્રેજ લોકોને સ્વાધીન કીધી. અને તેઓએ તેના પર કામ ચલાવવા રૂમ્નમાં ધર્મવિચારણસભાને હવાલે કીધી. ધર્મોપાધ્યાય એ સભાનો અધ્યક્ષ થયો અને તેને બેવેસના ધર્માધ્યક્ષ, લિસિયુકસના ધર્માધ્યક્ષ, અને બીજા ફ્રેંચ પાદરીઓએ મદદ કરી: બેવેસના એક કેનન× ઈસ્ટેવેટને સભા તરફથી એ ફોજદારીનું કામ ચલાવવા નીમ્યો.

૭ મા ચાર્લ્સ રાજાને પણ રાજ્યગાદી આ જુવાન, ઉત્સાહી સ્ત્રીના બહાદુરીથી મળી હતી, પણ તેણે તેના રક્ષણ માટે કંઈ ઉપાય યોજ્યા નહિ. સોર્બોની નામની મોટી ધર્મસભામાં અપીલ કરવામાં આવી અને તે કોર્ટે

× ધર્મગુરૂની અમુક પદવી.

એવો ઠરાવ કીધો કે 'આ છોકરીને સેતાન વળગ્યો છે, અને તેને તે પ્રમાણે શિક્ષા થવી જોઇએ.' જે ભયંકર શિક્ષા તેના પર થવાની તૈયારી હતી તેની સામા ફ્રેંચ બર્ગેંડિયનોએ કંઇ વાંધો ઉઠાવ્યો નહિ. તે સમયમાં સાધારણ રીત એ હતી કે સેતાન જેને વળગ્યો હોય એવી તમામ ડાકણ અને જાદુગરોને બાળી મૂકવાં, અને એ પ્રમાણે જોન ડિ આર્કને જીવતી બાળી મૂકવાની શિક્ષા કરવામાં આવી. રૂઅનમાં હાલ પ્લેસ ડિ લા પ્યુસેલ્લીના નામથી ઓળખાતું સ્થાન કવે ડિ હેવર જ્યાં એની યાદગીરી માટે એક પૂતળું ઉભું કીધું છે તે જગ્યાથી ઘણે દૂર નથી, એવે સ્થાને તેણે દેશહિત માટે પ્રાણત્યાગ કીધો.

મિકેલેટ કહે છે કે 'ઘણાએ ધર્મ કે મતને અર્થે પ્રાણત્યાગી થયા છે. ઇતિહાસમાં આપણે ઓછા કે વત્તા પવિત્ર, ઓછા કે વત્તા કીર્તિમંત, ઘણાઓને વિષે વાંચીએ છિયે. ગર્વને લીધે લોકોએ પોતાના પ્રાણ આપ્યા છે, તેમજ ધિક્કાર અને વાદવિવાદની વૃત્તિને લીધે પણ પ્રાણત્યાગ થયા છે. યુદ્ધમાં ખરાપણાને લીધે પ્રાણત્યાગ કરનારાઓ વગર કોઇ જમાનો ગયો નથી. એવા લોકો જ્યારે શત્રુઓને મારી શક્યા નહિ ત્યારે બેશક ખુશીથી મરણ પામ્યા. આવી કલ્પનાઓ આપણા વિષય સાથે અસંબદ્ધ છે. આ સાધુ કુમારિકા એમાંની એક નહોતી. તેનામાં ખાસ લક્ષણ હતાં—ભલમનસાઇ, ઉદારતા, અને ચારુતા. તેનામાં પૂર્વના ધર્માર્થપ્રાણત્યાગીઓના જેવી ચારુતા હતી, પણ તેમાં ફેર હતો. પ્રથમના ખ્રિસ્તિઓ પ્રવૃત્તિથી વેગળા રહીને અને દુનિયાની માથાકૂટ અને કષ્ટથી દૂર રહી, પવિત્ર રહેતા. જોન કઠોરમાં કઠોર યુદ્ધમાં પણ નમ્ર, દુષ્ટોમાં સાધુ, અને યુદ્ધમાં પણ શાંતવૃત્તિની હતી. તે યુદ્ધમાં દિવ્ય આત્મા રાખતી.'÷

ફ્રેંચ લોકો જોન ડિ આર્કને ભૂલી ગયા નથી. તેની યાદગીરી કાયમ રાખવા ઘણાં પૂતળાંઓ ઉભાં કીધાં છે. પેઢીધરપેઢીના ફ્રેંચ સિપાઇઓ તેને માટે પૂજ્યભાવ દર્શાવે છે. લશ્કરની ટુકડી ડોમ્રેમીમાંથી કૂચ કરે છે ત્યારે સિપાઇઓ હમેશ તેની જન્મભૂમિના માન ખાતર, ઉભા રહે છે અને હથિયાર ઉભાં કરે છે. એ રિવાજ આટલો લાંબો વખત જારી રહ્યો છે અને જે દેશની તેણે આવી નીમકહલાલીથી સેવા બજાવી તે દેશ હજી આ શૂરી કુમારિકાની યાદગીરી તાજી રાખે છે એ સાંભળવાથી હૃદય પીગળી જાય છે.

---

÷ મિકેલેટકૃત 'ફ્રાન્સનો ઇતિહાસ.' પ્ર ૪ પૃ. ૭.

## પ્રકરણ ૬.

### અન્તપર્યન્ત સહનશીલતા—સેવોનારોલા.

પ્રીતિ વેદનાને વશ કરે છે. જે આત્મા તજાયલો ભાસતો હતો તેને પાછી સર્વવ્યાપી ઈશ્વરની લાગણી થાય છે, અને તે જગતપતિના હાથમાં, સંતુષ્ટ થઈ લય પામે છે.

કેબલ.

પૃથ્વી પર ઇશ્વરકૃપાથી સંપાદન કરેલા ઉત્કૃષ્ટ જન્મ કરતાં કર્ત્તવ્ય પૂરૂં થયે મરણ પામવું વધારે સુંદર છે.

જ્યૉર્જ મૅકડોનલ્ડ.

જીવનમાં સર્વ પ્રકારનું જીવવાનું નથી, તેમજ મરણમાં સર્વ રીતનો નાશ નથી.

હિમ્નલ.

આ યુદ્ધનું પરિણામ શું થશે તે વિષે તમે મને સામાન્ય રીતે પૂછો છો ? હું ઉત્તર આપું છું કે જય થશે પણ તમે મને વિશેષ રીતે પૂછતા હો તો હું જવાબ દઉં છું કે મોત નીપજશે.

સેવોનારોલા.

---

હવે આપણે પુર્વ કાળના સ્વપક્ષાર્થે પ્રાણત્યાગ કરનારા ઈટલિના કેટલાક મહાન વીર પુરુષો જેવા કે બ્રેશિયાનો આર્નોલ્ડ, રેન્ઝિ, અને સેવો-નારોલા વિષે બોલીએ. રોમન રાજ્યની પડતી થયા પછી તરતજ મનુષ્યપ્રકૃતિની અધમવૃત્તિઓએ પાછું પ્રાબલ્ય મેળવ્યું. ધર્મગુરુઓ તેની સામા ફાવી શકયા નહિ. ખરેખર ધર્મગુરુઓની વૃત્તિ પણ તેવીજ દૂષિત થઈ. કલેરવૉક્સના સેંટ બર્નાર્ડ રોમન લોકોના દુર્ગુણોને નીચેના તીક્ષ્ણ શબ્દોમાં નિંદા છેઃ—"તેઓની શીશીઆરી અને ગર્વથી કોણ અજાણ્યું છે ? તે લોકોને દગાખોર થવાની જન્મથીજ કેળવણી મળે છે. તેઓ કહ્યાસર ચાલે એવા નથી, અને સામા થવાને છેક અસમર્થ ન હોય તો તાબે થવું તેઓ ધિક્કારે છે. તેઓ ઉપદ્રવ કરવામાં કુશળ છે, પણ સારૂં કામ કરવાની વિદ્યા કદી શીખ્યા નથી. ખુશામત, બદગોઇ, બેઈમાની, અને રાજદ્રોહ એ તેમની રાજનીતિનાં જાણીતાં કૃત્ય છે."

ઊંચા વર્ગના લોકોમાં અનીતિ અને હલકાઈ પ્રવેશ કરે કે તેનાં નાશ-કારક પરિણામ જનમંડળની સ્થિતિ પર થયા વિના રહેતાં નથી. એ દુર્ગુણો નીચલા વર્ગના લોકોમાં પ્રસરે છે અને પછી સર્વ સરખા દુરાચારી થાય છે. ઇટલિમાં ઊંચા વર્ગના લોકો મોજશોખ અને હલકાઈમાં પડી નીતિ ભ્રષ્ટ

થયાં, અને નીચલા વર્ગના લોકોમાં દારિદ્રય, દુઃખ, અને દુર્ગુણો સર્વત્ર પ્રસર્યા. ધર્મગુરુઓ સામાન્ય લોકો કરતાં વધારે નીતિમાન્ નહોતા. "તમારે તમારા પુત્રને ક્રૂર મનુષ્ય બનાવવાની ઇચ્છા હોય તો એને ધર્મગુરુ બનાવો," એવું વચન લોકોમાં સાધારણ હતું. આ પ્રમાણે જે પ્રજા એક સમયે શૂરી અને શક્તિમાન્ હતી તે અનીતિથી નષ્ટ થવાની તૈયારીમાં હતી.

બારમા સૈકામાં બ્રેશિયાનો આર્નોલ્ડ ઇટલિમાં સ્થળે સ્થળે સ્વતંત્રતાના ગુણ ગાતો ફર્યો. પાદરીવર્ગમાં તેનો દરજ્જો હલકો હતો. તે એક જુસ્સાદાર અને છટાદાર ઉપદેશક હતો. તેણે પવિત્રતા, પ્રીતિ, અને ધાર્મિકપણા વિષે ઉપદેશ કર્યો. વળી તેણે સ્વતંત્રતા વિષે પણ ઉપદેશ કર્યો તેના સર્વ ઉપદેશમાં આ ઘણોજ ભયંકર ઉપદેશ હતો; તોપણ લોકો તેને દેશભક્ત તરીકે પૂજતા હતા. ખ્રિસ્તિ આચાર્યવર્ય (પોપ) ને તેના ભાષણની ખબર કરવાને શત્રુઓની ખોટ નહોતી. ૩ જા ઇનોસન્ટે તેના મતને તિરસ્કારી કાઢી તેને શિક્ષાપાત્ર ઠેરવ્યો, અને બ્રેશિયાના ફોજદારી અમલદારો એ શિક્ષાનો અમલ કરવા તૈયાર થયા. પણ આર્નોલ્ડને અગાઉથી ચેતવણી મળવાથી આલ્પ્સ ઓળંગી સ્વિટ્ઝર્લેંડમાં નાઠો અને ત્યાં સ્વિસ સંસ્થાનમાંના પ્રથમ સંસ્થાન ઝ્યુરિચમાં તેને આશ્રય મળ્યો.

ભયથી બીધા વગર તે આલ્પ્સ પર્વત ફરીથી ઓળંગી રોમ પાછો ગયો, અને ત્યાં તેણે ઉપદેશનો ઝુંડો ફરી ઊભો કર્યો. અમીરોએ અને સામાન્ય લોકોએ તેનું રક્ષણ કર્યું અને દશ વર્ષ સુધી તેનું છટાદાર ભાષણ સાત ટેકરી× ઉપર ગાજી રહ્યું. તેણે રોમન લોકોને મનુષ્ય અને ખ્રિસ્તિ તરીકેના અવિચ્છેદ્ય+ હક્ક જાહેર કરવા, પ્રજાસત્તાક રાજ્ય સમયના કાયદા અને ફોજદારી અમલદારી પાછાં સ્થાપવા, અને ધર્મગુરુઓને શિષ્યવર્ગ ઉપર ધર્મસંબંધી બાબત સિવાય બીજી કોઇ બાબતમાં અમલ ન ચલાવવા દેવા આગ્રહપૂર્વક બોધ કર્યો.

એ ખ્રિસ્તિઆચાર્યવર્ય (પોપ) જીવ્યા ત્યાંસુધી એની સત્તા જારી રહી; પણ જે એકજ અંગ્રેજના હાથમાં સેંટ પિટરની ગાદી આવી હતી એવો એડ્રિયન ૪ થો ગાદીએ બેઠો કે તરતજ તે જુસ્સા અને જોરથી આર્નોલ્ડની સામો થયો. એ આચાર્યવર્યે આખી પ્રજાને ખ્રિસ્તિસમાજના સંસર્ગ-

× રોમ શહેરમાં. રોમ શહેર સાત ટેકરી પર બાંધેલું હતું.

+ કોઇને આપી ન દેવાય એવા, છૂટા ન પડાય એવા.

માંથી બહિષ્કૃત કીધી અને આ સુધારકને દેશનિકાલ કરે તોજ પ્રજાને એ શિક્ષામાંથી મુક્ત કરવા કહ્યું. આર્નોલ્ડને પકડ્યો અને તેને મોતની શિક્ષા કરવામાં આવી. બેદરકાર અને કૃતઘ્ન પ્રજાની સમક્ષ તેને જીવતો બાળી મૂકવામાં આવ્યો અને તેની રાખને ટાઈબરમાં નાંખી દીધી કે તેના અનુયાયીઓ પોતાના ગુરુની અવશિષ્ટ રહેલી રક્ષાને એકઠી કરી પૂજે નહિ.

ઇટાલિયન લોકોનાં આચરણમાં લઘુતા, કુચ્છંદ, અને દુર્ગુણો જારી રહ્યાં. રાજ્યો પરસ્પર લડ્યાં અને ગ્વેલ્ફ અને ઘિબેલાઈન લોકોએ દેશને ઉજડ કીધો. તેરમા સૈકામાં ડેન્ટિ પ્રાદુર્ભૂત થયો અને તેણે ફરી સ્વતંત્રતાની દાંડી પીટી. તેનો મત એવો હતો કે ઇશ્વર હમેશ ન્યાય કરે છે. તેના પોતાના આત્મામાં સત્ય અને પ્રીતિએ નિવાસ કીધો હતો તેને આધારે ઇટાલિયન લોકોનું જીવન મનુષ્યમં ઝળતી ઉચ્ચ અને ઉદાર વૃત્તિથી કેટલું વિરૂદ્ધ હતુ તે તેણે દર્શાવી આપ્યું. તે સમયે જે જ્ઞાનનો પ્રકાશ થયો તેથી ઉપર સ્વર્ગ અને નીચે નરકની વચ્ચે ગાંડી ઇટાલિયન પ્રજા કંપવા લાગી. મનુષ્યના અમર્યાદ પ્રયાસમાં પણ ડેન્ટિને નિત્ય ઇશ્વરી ન્યાય માલમ પડતો હતો. તેના આત્માએ આ મોટા વિષયના જેવું ઉચ્ચ સ્વરૂપ ગ્રહણ કર્યું અને મનુષ્ય પ્રત્યે ઇશ્વરની રીતિ કેવી ન્યાયી છે તે તેણે એક અનુપમ કાવ્યમાં દર્શાવી આપ્યું.

સૈકડો વર્ષપર્યન્ત અધમ સ્થિતિ અને દુઃખમાં ઇટાલિયન લોકો રહ્યા તે સમયે તેના હૃદયદાહક શબ્દો દેશના સત્વશીલ અને ઇનામી લોકોને ભક્ષ્યસ્ય અગ્નિ અને દીવારૂપ હતા. તે પોતાની પ્રજામાં સ્વતંત્રતાનું આગમન સૂચવવામાં અગ્રેસર હતો, અને તેના પર જોરજુલમ ગુજારવામાં આવ્યો, અને તેને દેશનિકાલ અને મોતની શિક્ષા કરવામાં આવી તે કશું તેણે સ્વાતંત્ર્યની પ્રીતિને લીધે લેખવ્યું નહિ. ડિ મૉનર્કિયા નામના ગ્રંથમાં તેણે બ્રેશિયાના આર્નોલ્ડની માફક ધર્મ સંબંધી અધિકાર સાંસારિક અધિકારથી છૂટા પાડવાના પક્ષને પુષ્ટિ આપી અને એવો અભિપ્રાય દર્શાવ્યો કે ખ્રિસ્તિઆચાર્યવર્ય (પોપ)સાંસારિક બાબતોમાં જે અધિકાર ચલાવે છે તે માત્ર પચાવી પડેલી સત્તા છે. આચાર્યવર્યના દૂતના હુકમથી બોલોનામાં તેના ડિ મૉનર્કિયા ગ્રન્થને જાહેર રીતે બાળી મૂકવામાં આવ્યો, અને એ ગ્રન્થને પ્રતિબિદ્ધ રોમન ગ્રંથમાલામાં દાખલ કીધો. ઇટાલિયન કવિઓમાં તે ઘણોજ દેશાભિમાની હતો, તેના પર લોકોની ઘણીજ પ્રીતિ હતી, અને તેના ગ્રન્થ ઘણાજ વંચાતા હતા. તેને ૧૩૦૧ માં ફ્લૉરેન્સમાંથી દેશનિકાલ કીધો. તેનું ઘર લૂટી લેવાનો હુકમ થયો, અને તેની ગેરહાજરીમાં તેને જીવતો બાળી મૂકવાની શિક્ષા થઇ. દેશનિકાલના

સમયમાં તેણે કેટલાક ઘણુંજ ઉત્તમ ગ્રન્થો લખ્યા. લોકો તેનું ચિન્તન કરતા હતાં, તેને માન આપતા હતા, અને તેના પર પ્રેમ રાખતા હતાં. તેની દેશનિકાલની શિક્ષા રદ થાય અને તે પાછો ફ્લૉરેન્સ આવે એવું પ્રજા ઇચ્છતી હતી.

'ઘણા પ્રેમાળ' દેવદૂત સેંટ જોનના ઉત્સવને દિવસે ફ્લૉરેન્સમાં કેટલાક કેદીઓને માફી બક્ષવાનો પ્રાચીન રિવાજ હતો. ડેન્ટિને એવી ખબર આપી કે તું કેદી તરીકે હાજર થઇશ તો તને એવી માફી મળશે. એ વાત એને કહી ત્યારે તે જુસ્સાથી બોલી ઉઠ્યો:–"શું એક ગેરવાજબી શિક્ષાને આવી કીર્તિમંત રીતે રદ કરી ડેન્ટિ ઍલિઘિઍરીને આસરે પંદર વર્ષ પરદેશનું દુઃખ ભોગવ્યા પછી પોતાને દેશ પાછો બોલાવેલો છે? શું દેશભક્તિની આવી કિંમત છે? મારા ખાવુ ઉદ્યોગ અને અભ્યાસનો શું આવો બદલો છે?...જો આજ રીતે મારાથી ફ્લૉરેન્સ પાછું આવી શકાય તો હું ફ્લૉરેન્સમાં કદી પ્રવેશ કરનાર નથી; અને તેમાં શું? કીર્તિશૂન્ય અને લગભગ અપકીર્તિમાં આવી ફ્લૉરેન્સની પ્રજાને વશ થયા વિના શું હું જ્યાં જઇશ ત્યાં સૂર્ય અને તારાને જોઇશ નહિ કે આકાશની તળે કોઇપણ સ્થળે પ્રિય તત્વ વિષે મનન નહિ કરી શકીશ? હજી મને ખાવાને અન્ન મળે છે. ના, ના, હું કદી પણ ફ્લૉરેન્સ પાછો જનાર નથી." આ રીતે ડેન્ટિને જે માફી આપવામાં આવી તે સ્વીકારવાની તેણે ના પાડી. તે વીસ વર્ષ પર્યંત પરદેશમાં રહ્યો અને રેવેન્નામાં ૧૩૨૧ માં મરણ પામ્યો.

આસરે એક સૈકો રહીને સ્વતંત્રતાનો એક બીજો અગ્રદૂત નીકળી આવ્યો. તે એક ઘણોજ ઈમાની અને શૂરો, ઐતિહાસિક પુરુષરત્ન, ગિરોલેમો સેવોનારોલા હતો. તે ૧૪૫૨ માં ફેરેરામાં જન્મ્યો હતો. તેનાં માબાપ ગરીબ તોપણ ઉદાર પ્રકૃતિનાં હતાં. તેનો બાપ દરબારમાં ઉભો રહેતો હતો અને એ સત્તા તેને કુટુંબના વારસામાં પિતા તરફથી મળી હતી. તેની મા એક ઉજળા ચારિત્ર્યવાળી સ્ત્રી હતી. ગિરોલેમોને વૈદકની કેળવણી આપવાને પ્રથમ ઈરાદો હતો, પણ તેની વૃત્તિએ તેને બીલકુલ જુદેજ માર્ગે પ્રેર્યો.

ઇટાલિયન લોકો હજી દુર્વૃત્તિ, દુરાચાર, અને દુર્ગુણમાંજ મગ્ન હતા. તવંગર લોકો ગરીબ લોકો પર જુલમ ગુજારતા હતા, અને ગરીબ લોકો

દુઃખી, નિરાધાર અને તજાયલા હતા. ગિરોલેમોએ બાલ્યાવસ્થાથી ધર્મ સંબંધી વિચાર ગ્રહણ કીધા. તે ખ્રિસ્તિધર્મપુસ્તક (બાઇબલ) અને સેંટ ટૉમસ ઍક્વિનસના ગ્રન્થોનો અભ્યાસ કરવામાં મંડ્યો રહ્યો. તેને પોતાનો આત્મા સંસારથી વિરૂદ્ધ માલૂમ પડ્યો અને પોતાની આસપાસ જે ભ્રષ્ટાચાર હતો તે જોઇને તેને ચીતળી ચઢી. તેણે કહ્યું 'જે સારૂં છે તેની ઈચ્છા રાખે એવો કોઇ નથી એવો એક પણ પુરુષ રહ્યો નથી. આપણે બાળકો અને નીચલા વર્ગની સ્ત્રીઓ પાસેથી બોધ મેળવવાનો રહ્યો છે, કારણ કે તેમનામાં હજી નિરપરાધીપણાનો આભાસ પણ અવશિષ્ટ છે. સજ્જનો પર જુલમ કરવામાં આવે છે, અને ઇજીપ્શિયન લોકોએ ધાર્મિક લોકોને ગુલામગિરિમાં રાખ્યા હતા, તેના જેવા ઇટલિના લોકો થયા છે.'

આખરે ગિરોલેમોએ દુર્ગુણી સંસારનો ત્યાગ કરી તદ્દન ધર્મચિન્તન જ કરવાનો નિશ્ચય કર્યો. ૨૩ વર્ષની ઉમ્મરે તેણે પોતાની પાસે જે થોડો સામાન હતો તેની ગાંસડી બ.ધી, માબાપની રજા લીધા વિના ઘર છોડ્યું, અને બોલોના ચાલતો ગયો. તે પાધરો સન ડોમિનિકોના મઠમાં ગયો અને સેવક તરીકે એ પંથમાં દાખલ થવા વિનંતિ કરી. તેને એકદમ દાખલ કરવામાં આવ્યો અને તેણે શિખાઉ તરીકે ઉમેદવારી કરવા તૈયારી કીધી.

તેણે તરતજ બાપને કાગળ લખ્યો અને જે જે કારણોથી ઘર છોડ્યું હતું તેની તેને ખબર આપી. તેણે કહ્યું, "સંસાર તજી સાધુ તરીકે જીવન ગાળવા જે કારણોએ મને પ્રેર્યો છે તે આ છેઃ—દુનિયાનું મહાદુઃખ, મનુષ્યોનો અન્યાય, તેમનો દુરાચાર અને લંટફાટ, તેઓની મગરૂરી, મૂર્તિપૂજા, અને ભયંકર ઇશ્વરનિંદા .......ઇટલિના અન્ધ લોકોની અતિશય ક્રૂરતા હું ખમી શકયો નહિ, અને તેનું વિશેષ કારણ એ કે મેં દરેક સ્થળે સદ્ગુણને નિરસ્કાર પામતો અને દુર્ગુણને માન પામતો જોયો. આથી વધારે ખેદ મને આ દુનિયામાં થઈ શકેજ નહિ, અને આથી મારે જીસસ ક્રાઇસ્ટની પ્રાર્થના કરવી પડી કે તું મને આ અપકીર્ત્તિના ખાડામાંથી ઉપાડી લે. આ ટુંકી પ્રાર્થના હમેશ મારા હોઠ પર હતી, અને હું ભક્તિપૂર્વક પ્રભુની પ્રાર્થના કરતો હતો કે મારે કયે માર્ગે જવું તે મને દર્શાવ.........હવે મારે તમને લખવાનું કંઈ રહ્યું નથી. માત્ર એટલીજ વિનંતિ કરવાની છે કે તમે દૃઢ મનના છો તેથી મારી માને તમારે દિલાસો આપવો અને એણે અને તમારે બંને જણે મને આશીર્વાદ દેવો."

તે સમયે ધર્મગુરુઓનો અનાચાર લગભગ સહન ન કરી શકાય એટલો બધો વધી પડ્યો હતો. ૨ જા પૉલનો સંતોષાય નહિ એવો લોભ, ૪ થા **સિક્સ્ટસની** દોંગાઈ અને આંચકો ખાધા વિના દુષ્કર્મ કરવાની હિંમત, ૬ ઠા **એલેક્ઝૅન્ડર (બૉર્જીયા)** * નાં અવર્ણનીય અપરાધો, આ સર્વેએ આખા ઇટલિમાં સત્પુરુષોમાં સર્વત્ર ભય ઉત્પન્ન કીધો. પોતાની સાંકડી ઓરડીમાં **સેવોનારોલાએ** કહ્યું, 'ક્યાં ગયા પ્રાચીન આચાર્યો, પ્રાચીન સાધુ-સન્તો ક્યાં ગયા, અને ક્યાં ગઇ પ્રાચીન વિદ્યા અને પવિત્રતા! અરે! પ્રભુ! માત્ર નિસ્નાશ કરાવનારી આ ઊંચી કલ્પનાશક્તિની પાંખો તૂટી જાય તો કેવું સારૂં!'

તેમજ, સ્વતંત્રતા જતી રહ્યા જેવી હતી. જે નાના રાજાઓ લોકો પર જુલમ કરતા હતા તેમનામાં તેઓના બાપદાદાનો ઉદ્યોગ કે ડહાપણ કશું જોવામાં આવતું નહોતું. તેમની ઇચ્છા માત્ર નિરંકુશ સત્તા ભોગવવાની હતી. તેઓની વર્તણુક જોઈ ને પ્રસંગે પ્રસંગે પ્રજાને ક્રોધ ઉત્પન્ન થતો. આ પ્રમાણે તેમનામાંના કેટલાકને ધોળે દિવસે મારી નાંખ્યા હતા. ડ્યૂક **ગૅલીઆઝોને મિલનના** દેવલમાં ગુપ્ત રીતે મારી નાંખ્યો હતો. ડ્યૂક **નિકોલાસ ડિ એસ્ટીને ફેરેરામાં** મારી નાંખ્યો. ડ્યૂક **ગિઉલિઍનો મેડિસિને ફ્લૉરન્સમાં** ધર્માધ્યક્ષના અધિકારપ્રદેશમાંના પરગણાના દેવલમાં, પ્રભુભોજનના પવિત્ર સંસ્કારને સમયે મારી નાંખ્યો.

આટલી બધી અનીતિની વચમાં **સેવોનારોલાની** જીંદગીએ આવું સ્વરૂપ ગ્રહણ કર્યું હતું **બોલોનાના ડૉમિનિકન** મઠના ઉપરીને તેના અસાધારણ, વિરલ મનોગુણ તરતજ માલમ પડ્યા, હલકું નોકરનું કામ કરવાને બદલે તેને શિખાઉને બોધ કરવાનું કામ સોંપવામાં આવ્યું. આજ્ઞા પાળવી એ તે પોતાનું કર્ત્તવ્ય સમજતો અને આ નવી પદવીનું કામ તેણે ઉલટથી કીધું. પછી તેને શિખાઉઓના શિક્ષકની પદવી પરથી ઊંચે ચઢાવી ઉપદે-

* ૬ ઠા એલેક્ઝૅન્ડરની આચાર્યવર્ય તરીકેની કારકીર્દી અર્વાચીન રોમના ઇતિહાસમાં બેશક સહુથી વધારે અપકીર્તિવાળો બનાવ છે. તે સમયની સર્વત્ર પ્રસરેલી અનીતિનું પુષ્કળ સવિસ્તર બ્યાન સ્ટેન બર્ચર્ડના 'ડાયેરિયમ'માં, પૅનિનિયસમાં, મુરૅટોરિમાં, ફ્લુરીના "ધર્મસંબંધી ઇતિહાસ'ના અનુસંધાનમાં, ફેબરે લખેલા પુસ્તકમાં અને બીજા કેથોલિક અને પ્રોટેસ્ટન્ટ ગ્રન્થકારોના ગ્રન્થમાં માલમ પડે છે. તે અનીતિ આપણા વખતમાં લગભગ માની પણ શકાય નહિ એવી ભાસે છે.—'ઇંગ્લિશ સાયક્લોપીડિયા.'

શકનું કામ સોંપ્યું. ૩૦ વર્ષની ઉમ્મરે તેને પોતાની જન્મભૂમિ, ફેરેરામાં, ઉપદેશ કરવા મોકલ્યો. ત્યાં તેના ઉપદેશ પર કોઇએ ધ્યાન આપ્યું નહિ. લોકોએ કહ્યું કે એતો આપણામાંનોજ છે, એટલે સારી પેઠે જાણીતો છે. આપણે નથી જાણતા એવું એની પાસેથી આપણે શું સાંભળી શકવાના હતા ? આ પ્રમાણે તેને પોતાના દેશમાં કઇ માન મળ્યું નહિ. તેણે વળી બ્રેશિયા, પેવિયા, અને જીનોઆમાં ઉપદેશ કર્યો અને ત્યાં તેના જુસ્સાદાર ભાષણની વધારે કદર જાણવામાં આવી.

બોલોનામાં ડોમિનિકન મઠમાં આસરે સાત વર્ષ રહ્યા પછી સેવોનારોલાને આખરે ફ્લૉરન્સ મોકલવામાં આવ્યો. માર્ગમાં તેણે નવો દેશ જોયો. અગાઉ તેણે દક્ષિણમાં એટલે બધે સુધી મુસાફરી કીધી નહોતી. તે ચાલતો ગયો, અને તેથી આસપાસના રમણીય સૃષ્ટિના દેખાવો જોવાનો તેને અવકાશ મળ્યો. બોલોના અને ઉત્તર તરફનો નજર પહોંચે ત્યાંસુધીનો દેખાવ, જે તે કદી ફરીથી જોવાનો નહોતો તે તરફ નજર કરતો, ઢળતાથી ને ટેકરી પર ચઢતો ચઢતો હ્યૂગનો પહોંચ્યો. તે વનસ્પતિરહિત અને શીતળ, ઉજ્જડ, વસ્તી વિનાના પહાડોમાં થઇને દરિયાની સપાટીથી આસરે ૩,૦૦૦ ફીટ ઊંચા લા ફ્યૂટાના શિખર પર પહોંચ્યો. તે સીવની ખીણમાં થઇને ગયો, અને તેણે સીવની ખીણને આર્નોની ખીણથી છૂટી પાડતો ઓપનાઇન્સનો કાંટો ઓળંગ્યો. ત્યાં તેની નીચે રમણીય ફ્લૉરન્સ શહેર આવી રહેલું હતું, તે તેની ઝળકી રહેલી કારકીર્દીનું, શૌર્યયુક્ત જીવનનું, તેમજ સ્વપક્ષ માટે પ્રાણસાર્ગ કરવાનું પણ સ્થાન થઇ પડયું.

ફ્લૉરન્સમાં આવ્યો એટલે સેવોનારોલા તરતજ સેંટ માર્કના મઠમાં ગયો, અને ત્યાં તેને સોબતી તરીકે દાખલ કરવામાં આવ્યો. તે વખતે મહાન લોરેન્ઝો સત્તાને ઊંચામાં ઊંચે શિખરે પહોંચ્યો હતો. તેણે દેશનિકાલ, કેદ, અને મોતની શિક્ષાથી શત્રુઓનું કાંસળ કાઢયું હતું. તેણે ઉત્સવ, નૃત્ય, અને યુદ્ધવિહારથી લોકોને પોતાના કબજામાં રાખ્યા હતા. તે અમીર વર્ગનો તેમજ નીચા લોકોનો સરખો માનીતો હતો. તે વિદ્યા અને બુદ્ધિબળનું કામ પડે એવી ઊંચા પ્રકારની કળાને ઉત્તેજન આપતો, તેથી તેની જીંદગીના સઘળા દુરાચાર લોકો ભૂલી ગયા હોય એમ ભાસતું હતું. વિલ્લેરિ કહે છે કે 'તેના વખતમાં કળાકૌશલ્ય જાણનારાઓ, વિદ્વાનો, રાજનીતિવેત્તાઓ, અમીરો, અને સાધારણ લોકો સરખા અનીતિવાળા હતા. તેમનામાં જાહેર કે ખાનગી એકે સદ્ગુણ નહોતો, અને તેઓ પોતાનાં

કાર્યમાં નીતિના વિચારથી દોરવાતા નહિ. ધર્મનો ઉપયોગ માત્ર સત્તાના સાધન તરીકે કે નીચ વેષધારીપણા તરીકે થતો. તેમને રાજકીય કાર્યમાં, ધર્મમાં, નીતિમાં, કે તત્ત્વજ્ઞાનમાં બીલકુલ શ્રદ્ધા નહોતી. આ દરેક વસ્તુ તરફ અવિશ્વાસના મતમાં પણ કંઇ ખરો ભાવ નહોતો. નીતિધોરણ તરફ સંપૂર્ણ બેપરવાઇ સર્વત્ર પ્રસરી રહી હતી.*

આ સર્વથી સેવોનારોલા કંટાળી ગયો હતો. તેણે સેંટ લોરેન્ઝો આગળ પ્રથમ ઉપદેશ કર્યો ત્યારે તે તે સમયની અનીતિની વિરુદ્ધ બોલવામાં મેદાન પડ્યો. તેણે ભાષામાં દુર્ગુણને લોઢાના ચાબખા માર્યા. દ્યુત રમવું, જુઠું બોલવું, અને દગો કરવો એની તેણે ખૂબ નિંદા કરી અને ભાષણની પુષ્ટિમાં ખ્રિસ્તિધર્મપુસ્તક ( બાઇબલ ) માંથી ઘણાં વચનો કહી સંભળાવ્યાં. શ્રોતાજન પ્રથમ આશ્ચર્ય પામ્યા, પછી કંટાળ્યા, અને છેવટે ગુસ્સે થયા. તેમણે કહ્યું, ટેકરીઓ ઓળંગી, બદામી રંગનો જભ્ભો પહેરી ફ્લૉરેન્સની અનીતિ નિંદવા આ કયો સાધુ આવ્યો છે? તેમણે તેનો તિરસ્કાર કીધો અને તેને હસી કાઢ્યો. સૌંદર્યવાળા શહેરમાં એ સૌંદર્યરહિત હતો. તે વચલા બાંધાના કદવાળો અને કાળા અંગવર્ણનો હતો. તેની શીકલ સફાઇ વગરની અને ચપળ હતી, તેનું નાક લાંબું તથા પોપટની ચાંચ જેવું અણીદાર હતું, તેનું મોં મોટું અને જાડા ઓઠવાળું અને તેની હડપચી ઊંડી અને ચોરસ હતી. તેત્રીસ વર્ષની ઉમ્મરે પણ તેના કપાળપર કરચલીથી કાપા પડયા હતા. શું આ માણસ ફ્લૉરેન્સમાં સત્તા કે પદવી સંપાદન કરનાર હતો?

બીજા વિદ્વાન્ સાધુએ ઉપદેશ કીધો; ત્યારે લોકોનાં ટોળેટોળાં તેને સાંભળવા એકઠાં થયાં. તેણે લોકોને ઓળખ્યા અને તેમના દુર્ગુણને રુચે એવું ભાષણ કીધું. તેણે કલાને નિંદ્યુ નહિ, પવિત્રતા કે સ્વતંત્રતાના નાશને પણ નિંદ્યો નહિ. તે સુંદર લોરેન્ઝોનો મિત્ર હતો. સેવોનારોલાને આ હરીફની ફતેહથી ચીઢવવામાં આવ્યો, ત્યારે તેણે જવાબ દીધો કે, નિર્દોષ મતનો ઉપદેશ કરવામાં સાદાઇ આગળ અલંકૃત ભાષાની હાર થવીજ જોઇએ.' પોતાના ઈશ્વર પ્રેરિત દૈત્યની તેને ખાતરી થઈ હતી. એ તે જીવનનું ઊંચામાં ઊંચું કર્તવ્ય સમજતો હતો, અને

---

* વિદ્યાગુરુ વિલ્લેરિકૃત 'ગિરોલેમો સેવોનારોલા અને તેના સમયનો ઇતિહાસ.'

એ કર્ત્તવ્ય સાર્થક કરવા બરોબર સમર્થ કેમ થવાય એજ તે હમેશ વિચાર્યા કરતો હતો.

સેંટ માર્કના મઠમાં તેણે શિખાઉઓને બોધ આપવો ફરી શરૂ કર્યો અને પ્રસંગે પ્રસંગે મઠમાં થોડા થોડા ચૂંટી કાઢેલા ક્ષમાશીલ શ્રોતાઓને ઉપદેશ કરવા માંડયો. તેને દેવલમાં ઉપદેશકને આસનેથી ઉપદેશ કરવાનો આગ્રહ કીધો. તેણે એ વાત કબુલ કીધી અને ૧૪૯૦ના ઑગસ્ટની ૧ લી તારીખે એક સાધારણ ઉપદેશ કર્યો. તે સમયે તે ૩૮ વર્ષનો હતો. ત્યાર-પછીને વર્ષે 'લેંટ'* નામે ઉપવાસના દિવસમાં ડયુઓમોમાં તેણે ઉપદેશ કર્યો. લોકોનાં ટોળેટોળાં તેનો ઉપદેશ સાંભળવા એકઠાં થયાં. ઉશ્કેરાયલા લોકોના સમૂહમાં તેણે પોતાની મનોવૃત્તિનો જુસ્સો અને ખરો ભાવ જાગ્રત્ કીધો. સેંટ લોરેન્ઝો આગળ જેવો તે ક્ષુદ્ર મનુષ્ય દેખાયો હતો તેવો હવે ભાસતો નહોતો. ઉંઘ્યા કરતા લોકોના દુર્ગુણની વિરુદ્ધ તે પોતાની સર્વ શક્તિથી જાગી ઉઠયો અને તેમને દીર્ઘ નિદ્રામાંથી જાગ્રત્ કરવા પ્રયાસ કર્યો. તેમણે તેની વાણીનું ઘણી ઉત્સુકતાથી પાન કર્યું અને તેની તરફ તેમની આતુરતા અને ભાવ દિવસે દિવસે વધતાં ગયાં.

આ બધું જોઈ લોરેન્ઝો ડિ મેડિસિને ઘણી નાખુશી ઉત્પન્ન થઈ. આથી માત્ર પોતાનેજ નહિ પણ પોતાના મઠને પણ કેટલા જોખમમાં નાંખે છે તે સમજાવવા તેની પાસે લોરેન્ઝોએ ફ્લૉરેન્સના પાંચ મુખ્ય રહેવાસીઓને મોકલ્યા. તેણે જવાબ દીધો, "હું સારી પેઠે સમજું છું કે તમે મારી પાસે તમારી મેળે આવ્યા નથી પણ તમને લોરેન્ઝોએ મોકલ્યાં છે. તેને જઇને કહો કે 'તમે તમારાં પાપને માટે પશ્ચાતાપ કરવો શરૂ કરો, કેમકે ઇશ્વર કોઇને છોડતો નથી; અને તેને કંઈ પૃથ્વીપતિનો ભય નથી."

આજ વર્ષમાં તેને સેંટ માર્કના મઠનો ઉપાધ્યક્ષ નીમવામાં આવ્યો. તેણે સ્વતંત્રતા અને પ્રમાણિકપણું જાળવી રાખ્યાં. લોરેન્ઝોએ એ મઠને કિમતી બક્ષીસો કીધી તોપણ સેવોનારોલાએ તેનાં લક્ષણ પર સખત ટીકા કીધી. તેણે લોકોની નીતિને જે નુકસાન કીધું હતું તે તે જાણતો હતો. તે તેને માત્ર સ્વતંત્રતાનો શત્રુજ નહિ પણ નાશ કરનાર સમજતો હતો, અને વળી એમ જાણતો હતો કે લોકોની ટેવ સુધારવામાં અને ખ્રિસ્તિ ધર્મમાં કહ્યું

* ઇસુખ્રિસ્તના પુનરુત્થાનને અંગે ચાળીશ દિવસનો ઉપવાસ કરવામાં આવે છે તે.

છે તેમ ધાર્મિકપણાથી જીવન ગુજારવામાં તે મુખ્ય વિઘ્નરૂપ હતો. રાજ્યને ફાયદાકારક હોય તોપણ પોતાના ઉપદેશમાં દ્યૂતની વિરુદ્ધ ટીકા કરવી તેણે જારી રાખી અને ધનાઢ્ય લોકોના મોજશોખ અને ઉડાઉપણાને તેણે ધિક્કારી કાઢ્યાં, કેમકે તેથી સમસ્ત પ્રજાની નીતિમાં બગાડ થાય છે.

સત્કાર્ય કરવાની અગત્ય અને તેને માટે મનુષ્યજાતિની સંકલ્પશક્તિ સ્વતંત્ર હોવાની આવશ્યકતા વિષે સેવોનારોલા હમેશ આગ્રહપૂર્વક બોલતો. તે કહેતો કે "આપણી સંકલ્પશક્તિ સ્વભાવે અવશ્ય સ્વતંત્ર છે, તે સ્વતંત્રતાની સાક્ષાત્ મૂર્તિરૂપ છે." ઈશ્વર સર્વોત્તમ આશ્રય આપનાર છે, પણ તે ઇચ્છે છે કે આપણે એને સહાયતા કરવામાં મદદ કરવી. સેવોનારોલા કહેતો કે "ઈશ્વરપ્રાર્થના કરવામાં ખરું દિલ રાખો, પણ મનુષ્યજાતિ જેવા ઉપાયો યોજી શકે તેવા વાપરવા ભૂલતા ના. તમારે સર્વ પ્રકારની જાતમહેનત કરવી જોઇએ અને તેમ કરવાથીજ ઈશ્વર તમારા પક્ષમાં રહેશે. મારા બંધુઓ હિંમત પકડો, અને વિશેષે કરીને સંપીલા થાઓ." વળી તે કહે છે કે "જે ટેવથી મનુષ્ય પોતાના કૃત્યથી તેમજ વચનથી પોતે જેવો હોય તેવુંજ પોતાનું સ્વરૂપ દર્શાવે છે અને કંઈ પણ ન્યૂનાધિક દર્શાવતો નથી. તે અમુક ટેવ તેજ સત્યશીલતાનો અર્થ આપણે સમજીએ છીએ. આ કાયદાનું બંધન નથી તોપણ નીતિનું બંધન છે; કારણ કે એ એક ઋણરૂપ છે અને પ્રામાણિકપણાના સ્વરૂપમાં દરેક મનુષ્યે પોતાના પરોશીને અદા કરવાનું છે, અને સત્ય દર્શાવવું એ ન્યાયનો અગત્યનો ભાગ છે."

આખરે સુંદર લોરેન્ઝો ફ્લૉરન્સ છોડી મૃત્યુને શરણ થવા પોતાના કેરેગિ નામના ગ્રામ્યાલયમાં ગયો. એપ્રિલ માસના આરંભમાં સૃષ્ટિસૌંદર્ય ઘણુંજ નવીન અને રમણીય હોય છે અને બુલબુલ પક્ષીનો મધુર રાગ હમેશ સંભળાય છે; ત્યારે તે પોતાના ગ્રામ્ય વિહારસ્થાનમાં ગયો. એ ગ્રામ્યગૃહ ફ્લૉરન્સના ઈશાન કોણમાં આસરે ત્રણ માઇલ છેટે આર્નો નદીની વિસ્તીર્ણ ખીણમાં આવેલું છે. એની બારીઓમાંથી ડચુઓમો અને કૅમ્પેનાઇલ અને વૃક્ષથી પણ ઉંચાં ઘણાં દેવાલયનાં શિખરો નજરે પડે છે. ઉત્તર દિશા તરફ ફીસોલેની ટેકરીઓ આવેલી છે, અને દૂર ટસ્કન ટેકરીઓની રમ્ય આકૃતિ દેખાય છે.

પણ આ સઘળા સૌંદર્યથી રોગ અને દુઃખનો પ્રવેશ અટકાવી શક્યો નહિ. લોરેન્ઝો મોતની પથારીએ સુતો હતો. સઘળાં ઔષધો અજમાઈ ચૂક્યાં હતાં. કિમતી રત્નોનાં સત્ત્વ પીધાથી પણ કંઈ અસર થઈ નહિ. તે

મહાપુરુષને કોઇ પણ ઉપાયથી આરામ થયો નહિ, ત્યારે તેના વિચાર ધર્મ તરફ ગયા. જેમ જેમ મરણ પાસે આવતું ગયું, તેમ તેમ પોતાનાં પાપ તેને વધારે વધારે ઘોર ભાસવા માંડ્યાં. ધર્મના છેલ્લા કૃત્યથી તેના આત્માને ચેન પડયું નહિ. તેને કોઇ પણ મનુષ્ય પર વિશ્વાસ રહ્યો નહોતો, કારણ કે દરેક તેની ઈચ્છાને આધીન રહેતો હતો. તે પોતાનાં પાપ શ્રવણ કરનાર ધર્મગુરુને પણ ખરો માનતો નહોતો. તેણે કહ્યું, "કોઈ પણ પુરુષે કોઇ પણ બાબતમાં મને દઢતાપૂર્વક ના કહેવાની કદી પણ હિંમત ધરી નથી." હવે તેને સેવોનારોલા યાદ આવ્યો. એ પુરુષ તેની ધમકી અને ખુશામતને કદી વશ થયો નહોતો. તેણે કહ્યું, "એના સિવાય હું બીજા કોઈપણ પ્રામાણિક સાધુને ઓળખતો નથી. તેણે પોતાનાં પાપ નિવેદન કરવા સેવોનારોલાને બોલાવ્યો. જ્યારે તે સાધુને લોરેન્ઝોની ભયભીત સ્થિતિ કહેવામાં આવી ત્યારે તે તરતજ કેરેગિ જવા નીકળ્યો.

લોરેન્ઝો અને સેવોનારોલા વચ્ચેના છેલ્લા સમાગમ વિષે વિદ્યાગુરુ વિલ્લેરિ આ પ્રમાણે વર્ણન કરે છે. પિકો ડેલ્લા મિરૅન્ડાલા જેવો ગયો કે તરતજ સેવોનારોલા દાખલ થયો, અને મરણ પામતા લોરેન્ઝોની પથારી તરફ માનપૂર્વક ગયો. લોરેન્ઝોએ તેને કહ્યું કે મારે તમારી આગળ ત્રણ પાપ કબૂલ કરવાનાં છે અને તેને માટે ક્ષમા માગવાની છે. એક તો વોલ્ટેરાને લૂટયું તે, બીજું મૉન્ટિ ડેલ્લી ફૅન્સિઉલ્લામાંથી દ્રવ્ય લીધું અને તેમ કરવાથી આટલાં બધાં મોત નીપજ્યાં તે, અને ત્રીજું પૅઝિઅના કાવતરા પછી માણસોની જે ખુનરેજી કરવામાં આવી હતી તે. આ કહેતાં તે વળી ગભરાઇ ગયો, પણ "ઈશ્વર મોટો છે," ઈશ્વર કૃપાળુ છે" એમ વારંવાર કહીને સેવોનારોલાએ તેને શાંત કરવાનો પ્રયત્ન કર્યો.

લોરેન્ઝોનું બોલવું પૂરૂં થયું કે તરતજ સેવોનારોલાએ કહ્યું, "તમારે ત્રણ વાત કરવાની છે." લોરેન્ઝોએ કહ્યું, "અને હે સાધુ પુરુષ! તે શું છે તે કહો." સેવોનારોલાનો ચહેરો બદલાઇ જઈ ગંભીર થયો અને જમણા હાથની આંગળીઓ ઊંચી કરી તે આ પ્રમાણે બોલવા લાગ્યો. "પહેલી વાત એ કે ઈશ્વરની કૃપા પર તમારે સંપૂર્ણ અને દૃઢ વિશ્વાસ રાખવો." લોરેન્ઝોએ કહ્યું "એ તો મારામાં પૂરેપૂરો છે." સેવોનારોલાએ કહ્યું કે "બીજી વાત એ છે કે જે તમે અન્યાયથી લૂટી લીધું છે તે તમારે જાતે પાછું આપવું અથવા તમારી તરફથી તમારા છોકરાઓને પાછું આપવા હુકમ કરવો એ અવશ્યનું છે." આ આવશ્યક્તાથી તેને આશ્ચર્ય

અને દિલગીરી ઉત્પન્ન થતાં દેખાયાં, તેમ છતાં પણ તેણે પ્રયાસથી પોતાની કબુલત માથું ધુણાવી બતાવી.

પછી **સેવોનારોલા** ઊભો થયો, અને મરણ પામતો બાદશાહ પોતાની પથારીમાં ભયથી કંપતો હતો, ત્યારે આ ક્ષમા આપનાર ધર્મગુરુ પોતાનું ખરું ઉન્નત સ્વરૂપ પ્રકાશી બોલ્યો, "છેલ્લી વાત એ કે તમારે ફ્લોરેન્સના લોકોને સ્વતંત્રતા પાછી આપવી." તેનો ચહેરો ગંભીર હતો, તેનો સ્વર ભયાનક જેવો હતો, અને તેની દૃષ્ટિ જાણે જવાબ વાંચવાને આતુર ન હોય તેમ લોરેન્ઝોની દૃષ્ટિ તરફ સ્થિર રહી. પણ લોરેન્ઝોએ જે કંઈ બળ ઇશ્વરે તેનામાં રહેવા દીધું હતું તે બધું એકઠું કરી પોતાનું પાસું ધિક્કાર દર્શાવી પાછું ફેરવ્યું અને તે એક પણ શબ્દ બોલ્યો નહિ. આ પ્રમાણે સેવોનારોલા એને પાપમાંથી મુક્તિ આપ્યા વિના ચાલ્યો ગયો અને લોરેન્ઝો પશ્ચાત્તાપથી વીંધાઈ તરતજ મરણ પામ્યો.

તેની પછી તેનો પુત્ર પાયરો ગાદીએ બેઠો. તે સર્વ બાબતમાં તેના પિતાથી પણ વધારે ખરાબ હતો. તેને વિદ્યા કે કળા માટે કંઇ આદર નહોતો પણ તે હલકાઇના કામમાં અને દુરાચારમાં લીન રહેતો. સેવોનારોલાએ અગાઉની પેઠે ઉપદેશ કરવાનું કામ જારી રાખ્યું. તેનો જુસ્સો વધતો ગયો, અને તેની કીર્તિ સર્વત્ર પ્રસરવા લાગી. પાયરોની સત્તાથી તેને થોડો વખત સુધી ફ્લોરેન્સમાંથી કાઢી મૂક્યો અને તેને પાઈસા, જીનોઆ અને બીજાં શહેરમાં ઉપદેશ કરવો પડ્યો. તે વળી પાછો ફ્લોરેન્સ ગયો. તેણે પોતાના મઠમાં દરિદ્રતાનો નિયમ અમલમાં આણ્યો, અને સાધુઓએ પોતાના ઉદ્યોગથી આજીવિકા પ્રાપ્ત કરવી જોઇએ એમ ફરમાવ્યું. તેણે ધર્મપુસ્તકના અધ્યયનને ખાસ ઉત્તેજન આપ્યું અને એવો હુકમ કીધો કે મારે તેમજ મારા બંધુઓએ નાસ્તિક લોકોને ઉપદેશ કરવા નીકળવું. તેના પર આપત્તિ આવી ત્યારે તેણે ફ્લોરેન્સ છોડી ઉપદેશકના કામમાં મંડ્યા રહેવાનો વિચાર કીધો.

પણ તે તો ત્યાંજ રહ્યો. લોકોએ તેને જવા દીધો નહિ. તેણે ડયુઓમોમાં મોટી ધર્મસમાજને ઉપદેશ કરવાનું કામ જારી રાખ્યું. તેણે માત્ર તે સમયના દુરાચાર વિરુદ્ધ ટીકા કીધી એમ નહિ, પણ જે ધર્માધ્યક્ષો પોતાનું કર્તવ્ય કરતા નહોતા તેમની વિરુદ્ધ પણ સખત ટીકા કીધી. તેણે કહ્યું, "તમે તેમને મસ્તક ઉપર કિંમતી રત્નથી જડીત સુવર્ણમુકુટો પહેરેલા, રૂપાના દંડસહિત, કીનખાબનો ખુલતો જામો પહેરીને પ્રભુભોજનનો વિધિ પાળવાના મેજ આગળ ઉભા રહેલા, સંધ્યાકાળની પ્રાર્થના અને બીજાં ભજનો ઘણા દબ-

દયાથી ગંભીર સ્વરે ધીમે ધીમે વાદ્ય અને ગવૈયા સાથે કરતા જુઓ છો, અને જોઈને ઘણા સ્તબ્ધ થઈ જાઓ છો. પ્રથમ ધર્માધ્યક્ષોને બેશક આટલા બધા સુવર્ણમુકુટો કે આટલા બધા પ્યાલા* નહોતા. તેઓ તો પોતાની પાસે જે હોય તે છોડી દઈ તે વડે દરિદ્રીઓને જરૂરની ચીજો પૂરી પાડી દુઃખમાંથી છોડવતા. આપણા ધર્માધ્યક્ષો દરિદ્ર લોકો પાસેથી આજીવિકા માટે અવસ્યની ચીજો પણ લેઇ લઈ, પોતાને સારૂ પ્યાલા બનાવે છે. મૂળ દેવલમાં લાકડાના પ્યાલા અને સુવર્ણના (સુવર્ણ જેવા કિમતી) ધર્માધ્યક્ષો હતા, પણ હવે દેવલમાં સુવર્ણના પ્યાલા અને લાકડાના (નિર્માલ્ય, અધમ) ધર્માધ્યક્ષો થયા છે."

પાયરો ડિ મેડિસિએ ફ્લૉરન્સમાં સર્વોપરિ અધિકાર પ્રાપ્ત કરવાના વિચારથી ખ્રિસ્તઆચાર્યવર્ય (પોપ) અને નેપલ્સના રાજાની સાથે ગાઢો સંપ કીધો; પણ તેને ખબર થઈ કે ફ્રેંચ લોકોએ ઇટલિ પર હુમલો કર્યો, ત્યારે તેણે તેમને તરતજ છોડી દીધા. મૂર લ્યૂડાવિકો મિલનનું રાજ્ય પચાવી પડ્યો, અને તેણે ફ્રાન્સના રાજાને ઇટલિ પર હુમલો કરવા અને નેપલ્સના રાજ્યને જીતી લેવાનું કામ માથે લેવા બોલાવ્યો. તે ઉપરથી ફ્રેંચ ફોજ સરહદ ઓળંગી દક્ષિણ તરફ વળી. જે શહેર અને કસ્બા તેણે જીત્યા તેને લૂટી લીધા અને દરેક પ્રકારના વિઘ્નને માર્ગમાંથી દૂર કીધું. હવે ૮ મા ચાર્લ્સ પાસે જઈ તેની સાથે સંધિ કરવાનું પાયરોને સુજ્યું. પાયરોએ સાર્ઝેનાનો અગત્યનો કિલ્લો, તેમજ પાએટ્રા સૅન્ટા કસ્બો અને પાઇ અને સાલેગ્ર્હાર્ન શહેરો તેને હસ્તગત કર્યાં.

ફ્લૉરન્સની પ્રજા રાજાની હલકાઇથી ગુસ્સે થઈ. તેણે તેને ફોજદારી અમલદારોના મહેલમાં પ્રવેશ કરવા દીધો નહિ. તેને પોતાની સહીસલામતી જોખમમાં માલમ પડી અને તે જલદી વેનિસ પાછો ફર્યો. ફ્લૉરન્સમાં સર્વત્ર હુલ્લડ થવાની તૈયારી હતી.

મેડિસિના મળતીઆઓની ઇચ્છા કોઈપણ રાજાને અધિકાર સોંપવાની હતી, પણ તમામ લોકોની મરજી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાની હતી. એ પક્ષના લોકો વચ્ચે ખૂબ અણબનાવ થવાથી તેઓ લડવાની તૈયારીમાં હતા. માત્ર સેવોનારોલાનુંજ લોકોમાં વજન હતું. તેણે તેમને ડયુઓમોમાં એકઠા કર્યા અને ત્યાં શાંત પાડવા પ્રયાસ કર્યો. તેમજ વળી તેણે તેમનામાં પશ્ચાત્તાપ, ઐક્ય, પ્રેમ, અને વિશ્વાસની વૃત્તિ પ્રેરી. આ પ્રમાણે જે બંડ કરવાની તૈયારી હતી તે શમી ગયું.

* પ્રભુભોજનની ક્રીયાને અર્થે પ્યાલા જોઇએ તે.

ફ્રાન્સના રાજાને અરજ કરવા ફ્લૉરન્સના મુખ્ય વતનીઓને પસંદ કરી વકીલ તરીકે મોકલવામાં આવ્યા, આમાં સેવોનારોલા પણ હતો. એલચીઓ ગાડીઓમાં ગયા, સેવોનારોલા હમેશની મુસાફરી કરવાની રીત પ્રમાણે ચાલતો ગયો. એલચીઓને રાજાનો સમાગમ થયો, પણ તેમનું કાર્ય સફળ થયું નહિ. ફ્લૉરન્સ પાછા આવતા તેમને રસ્તામાં સેવોનારોલા મળ્યો. તે એકલો ફ્રેંચ છાવણીમાં ગયો અને રાજાને મળ્યો; તેણે રાજાને વિનંતિ કરી લગભગ આદેશ કર્યો કે તમારે ફ્લૉરન્સ શહેર, તેની સ્ત્રીઓ, તેના વતનીઓ, અને તેની સ્વતંત્રતા તરફ માન દર્શાવવું જોઇએ. પણ તેનું બોલવું વ્યર્થ ગયું. થોડા વખત પછી તરતજ ફ્રેંચ લશ્કર ફ્લૉરન્સમાં દાખલ થયું અને તેની સામું કોઇ થઇ શક્યું નહિ. મેડિસિનો મહેલ લૂટવા અને કળાના ઘણાજ કિમતી નમુના લઇ જવા સેના તત્પર થઈ. એ કામમાં ફ્લૉરન્સના લોકો પણ તેમની સાથે સામેલ થયા અને તેઓ જે કંઇ વિરલ કે કિમતી ધારતા હતા તે સઘળું ઉઘાડેછોક લઈ ગયા કે છાનામાના હાથ મારી ગયા. આ પ્રમાણે માત્ર એક દિવસમાં અર્ધા સૈકાના કિમતી કળાસંગ્રહનો નાશ કર્યો કે તેને વિખેરી નાંખી ધૂળ કર્યો.

ફ્રેંચ સેના દક્ષિણ તરફ વળી ત્યારે ફ્લૉરન્સમાં કોઇ રાજ્યકર્તા રહ્યો નહિ. મેડિસિના પક્ષી જાણે જાદુબળથી ન હોય તેમ ગૂમ થઇ ગયા. લોકોની ઇચ્છાને દોરવાનું કામ સેવોનારોલાના હાથમાં રહ્યું. હવે પછીની રાજ્યપદ્ધતિ વિષે તેણે સભા બોલાવી એવી સૂચના કરી કે વેનિસમાં ચાલતી રાજ્યપદ્ધતિ દાખલ કરવી. તેણે કહ્યું કે તેજ માત્ર સામાન્ય નાશમાંથી બચી ગઈ છે અને તેની દૃઢતા, શક્તિ, અને કીર્તિ વધી છે. એ વિષય પર લાંબી તકરાર ચાલી, પણ આખરે એ રાજ્યશૈલી થોડા વખત સુધી સ્થાપવામાં આવી. આ પ્રમાણે એક વર્ષમાં ફ્લૉરન્સની સ્વતંત્રતા પાછી સ્થપાઇ.

સેવોનારોલાએ ઉપદેશ કરવો જારી રાખ્યો. તેણે રાજ્યમાં, દેવલમાં, અને રીતભાતમાં સુધારો કરવાનો આગ્રહ કીધો. તેણે સ્વતંત્રતાના ઉપયોગ લોકોના મન પર ઠસાવ્યા. તેણે કહ્યું, "ખરૂં સ્વાતંત્ર્ય એકજ છે, તે સુનીતિમાં જીવન નિર્ગમન કરવાનો નિશ્ચય કરવામાં રહેલું છે. જે સ્વતંત્રતાથી મનોવૃત્તિઓ આપણને વશ કરી આપણા પર જુલમ ગુજરે છે તેને કેવા પ્રકારની સ્વતંત્રતા કહી શકાય? વારૂ, ત્યારે આ ઉપદેશના ઉદ્દેશ વિષે બોલીએ તો ફ્લૉરન્સના લોકો! તમે સ્વાતંત્ર્ય ઇચ્છો છો! અરે નગરવાસીઓ! તમે સ્વતંત્ર થવા ચાહો છો? જો તેમ હોય તો બધું મૂકી દઇ ઇશ્વરપ્રેમ

રાખો, પાડોશી પર પ્રીતિ રાખો, પરસ્પર સ્નેહ રાખો અને સામાન્ય હિત ચાહો. જ્યારે તમારામાં આવો પ્રેમ અને ઐક્ય આવશે, ત્યારે તમને ખરી સ્વતંત્રતા મળશે ”

પ્રજાસત્તાક રાજ્યે જે વ્યાવહારિક ઉપયોગનાં કામો દાખલ કીધાં તેમાં કરનું કમી કરવું, ન્યાયસુધારો, અને મોન્ટિ ડિ પાએટા સ્થાપન કરી ભારે વ્યાજનો દર રદ કીધો તે હતાં, યાહુદી નાણાં ધીરનારા મહેનતુ વર્ગને નાની રકમો ધીરતા હતા તેના પર પણ ૩૨½ ટકા વ્યાજ લેતા હતા. પણ ગરીબ લોકોને થોડી મુદત સારૂ ઘણીજ દયાળુ શરતે નાણાં ધીરવાને મોન્ટિ ડિ પાએટાને એક જાહેર પેઢી તરીકે સ્થાપવામાં આવી. એ પેઢી સેવોનારોલાનાજ પ્રયાસથી સ્થપાઇ. દેશનિકાલ કરેલા ડૅન્ટિના વંશજો હવે છેક ગરીબ અવસ્થામાં આવી ગયા હતા, તેને પ્રજાસત્તાક રાજ્યે પાછા આણ્યા હતા.

એ દરમિયાન શહેરનો દેખાવ ખીલકુલ બદલાઇ ગયો. સ્ત્રીઓ કિંમતી આભૂષણો છોડી દઈ સાદો પોશાક પહેરવા લાગી. તરુણ પુરુષો વિનયી અને ધાર્મિક થયા. મધ્યાહ્નને અવકાશને સમયે વેપારીઓ ખ્રિસ્તિધર્મ પુસ્તક (બાઇબલ) નો અભ્યાસ કરતા કે એ શ્રેષ્ટ સાધુનો કોઈ ગ્રંથ વાંચતા નજરે પડતા. દેવલો સારી પેઠે ભરાયાં અને યોગ્ય પુરુષોને છૂટથી ભિક્ષા આપવામાં આવી. પણ સહુથી અજાયબ જેવું એ હતું કે જે મોટી રકમો, કોઇ કોઇ વખત તો હજારો ફ્લોરિનો,* વેપારીઓએ અને નાણાવટીઓએ અધર્મથી પ્રાપ્ત કીધી હતી તેઓ અન્તઃકરણના ખટકાથી પાછી આપી દેતા જોવામાં આવ્યા. આ બધું માત્ર એકજ માણસની સ્વસનાથી થયું.

૧૯૪૫ ના વર્ષના લેન્ટ+ નામના ઉપવાસના દિવસોમાં કીર્તન કર્યા પછી સેવોનારોલા છેક થાકી ગયો. તે હલકો ખોરાક ખાઇ જીવ્યો હતો. તેણે ઉપવાસ પ્રામાણિકપણે પાળ્યા હતા. તેની પથારી બીજી કોઈ પણ કરતાં વધારે કઠણ હતી. તેની કોટડીમાં બીજા કરતાં ઓછું રાચરચીલું હતું. તેણે સર્વ પ્રકારના ઉપયોગનો ત્યાગ કર્યો હતો. તે બીજા તરફ સખત હતો તો પોતાની તરફ એથી પણ વધારે સખત હતો. તેનું શરીર અસાધારણ દરજ્જે ગળાઇ ગયું, તેની શક્તિ દેખીતી ખુટી ગઇ, અને તેની નબળાઈ અંદરના રોગથી વધારે વધતી ગઇ. વેલેરિ કહે છે કે “એમ છતાં પણ તે સાધુની હિંમત

* એક જાતનો રૂપાનો સિક્કો. + ઈસુખ્રિસ્તના પુનરૂત્થાનના અંગનો ૪૦ દિવસનો ઉપવાસ.

એવી તો સુદૃઢ હતી કે રાજકીય લડાઇઓ ભાગ્યેજ બંધ થઇ એટલામાં તેણે જોબ વિષે ઉપદેશમાળા રચવાનું કામ માથે લીધું. તેની શારીરિક નબળાઇથી તેની માનસિક ઉન્નતિ વધી. તેની દૃષ્ટિમાંથી અગ્નિસમાન તેજ નીકળવા માંડ્યું, તેનું આખું અંગ કંપવા લાગ્યું, તેના ઉપદેશની ભાષા હંમેશના કરતાં વધારે જુસ્સાવાળી તોપણ તેનીજ સાથે વધારે કોમળ થઇ."

બર્લામૅકિ કહે છે કે "સેવોનારોલાએ એક ઘણોજ ભયંકર અને ત્રાસદાયક ઉપદેશ કર્યો, અને તે શબ્દેશબ્દ ઉતારીને ખ્રિસ્તધર્માચાર્યવર્ય (પોપ) ને મોકલવામાં આવ્યો. આચાર્યવર્ય ક્રોધાયમાન થયા અને તેમણે એક ઘણોજ વિદ્વાન્ એજ પંથના ધર્માધ્યક્ષને બોલાવ્યો અને તેને કહ્યું, "આ ઉપદેશનો જવાબ તૈયાર કરો, કેમકે તમે આ સાધુની સાથે વાદવિવાદ ચલાવો એવી મારી ઇચ્છા છે." ધર્માધ્યક્ષે જવાબ દીધો, "હું આપની ઇચ્છા પ્રમાણે વર્તીશ, પરંતુ એને જીવતા પ્રત્યુત્તર આપવા મારી પાસે સાધન જોઇએ." આચાર્યવર્યે પૂછ્યું, "શાં સાધન જોઇએ છિયે?" તેણે કહ્યું કે "તે સાધુ કહે છે કે આપણે ઉપપત્ની રાખવી ન જોઇએ અથવા જગ્યાઓ આપવામાં રૂશવત ખાવી ન જોઇએ, અને એ જે કહે છે તે ખરૂં છે." ધર્માચાર્યવર્યે જવાબ દીધો, 'તને એની સાથે શી નિસબત છે?" ધર્માધ્યક્ષે ઉત્તર આપ્યો કે "એને ઇનામ આપો, અને એની સાથે મૈત્રી બાંધો, એને રાતી ટોપી આપી સન્માન કરો કે એ ભવિષ્ય કહેતો બંધ થાય અને એણે જે કહ્યું છે તે પાછું ખેંચી લે."

૧૪૯૫ માં મેડિસિના કુટુંબના પક્ષની ફ્લૉરન્સની એક ઍરેબ્બિઍટિ નામની તકરારી લોકોની ટોળીએ સેવોનારોલાને છૂપી રીતે ઠાર કરવાની ધમકી આપી. તેઓ એમ ધારતા હતા કે એ સાધુને મારી નાંખવાથી આપણે પ્રજાસત્તાક રાજ્યનો અન્ત આણીશું. પણ આથી હથિયારબંધ ઐચ્છિક સૈનિકનું રક્ષક ટોળું તેની આસપાસ ફરી વળ્યું, અને ડયુઓમોથી સેંટ માર્કના મઠ સુધી તેની સાથે ગયું. આચાર્યવર્ય ૬ ઠ્ઠા ઍાર્જ્યા ઍલેકઝૅન્ડરે એક ટુંકું શાસનપત્ર કાઢયું કે તેણે ઉપદેશ કરવો બંધ કરવો, અને તેમાં વળી તેને અસત્ય મતનો પ્રચાર કરવા માટે નિંદ્યો. જ્યારે તેને આ પ્રમાણે ચૂપ કરવામાં આવ્યો ત્યારે ઍરેબ્બિઍટિએ કાર્નિવલ*ના ઉત્સવમાં લોકોની અનિયન્ત્રિત વૃત્તિઓ અને અપવિત્ર વિલાસને પુનરુજ્જીવિત કરવા પ્રયાસ કર્યો. સેવોનારોલાએ 'બાળ સુધારા' નામના

* 'લેંટ' નામના ઉપવાસની પૂર્વે પળાતો એક ધર્મોત્સવ.

પુસ્તકથી આ અટકાવવાનો પ્રયત્ન કીધો. તે અનુયાયીઓનાં છોકરાં એક સરઘસના રૂપમાં એકઠાં થયાં, અને ગરીબના આશ્રયને માટે સેંટ માર્કનના સાધુઓને આપવાના પૈસા એકઠા કરતું ફ્લૉરેન્સના મ્હોલ્લામાં થઇને એ સરઘસ ગયું.

આખરે આચાર્યવર્યે પોતાનો હુકમ પાછો ખેંચી લીધો અને સેવોનારોલાને અગાઉની પેઠે ઉપદેશ કરવા દીધો. ઉપદેશની ભાષા સરણી હવે પછી બદલી નાખે તો તેણે તેને 'કાર્ડિનલ'* બનાવવાનું કહ્યું. આવું કહેણ તેને મોકલવામાં આવ્યું, પણ તેણે તેની ના પાડી. બીજે દિવસે સવારે ડ્યુઓમોમાં તેણે ઉપદેશ કર્યો તેમાં કહ્યું કે "મારે કંઈ રાતી ટોપી કે, નાનો કે મોટો મુકુટ જોઇતો નથી. સાધુ પુરુષોને જે કંઇ આપ્યું છે–એટલે મોત–તે સિવાય મારે બીજા કશાની અપેક્ષા નથી. જો મારે પદવી જોઇતી હોત તો તમે સારી પેઠે જાણો છો કે હું હાલ ચીથરીઆળ જભ્ભો પહેરતો નહોત. કર્ત્તવ્યની ખાતર મારી જીંદગી અર્પણ કરવાને પણ હું તૈયાર છું."

પ્રજાસત્તાકરાજ્ય પર ભારે વિપત્તિઓ આવી પડી. પાઇસાના ઘેરાના દરમિયાન ફ્લૉરેન્સના લોકોને ઘણી આપદા પડી. મ્હોલ્લામાં કે રસ્તા ઉપર ભૂખે મરતા ગરીબ લોકો જોવામાં આવ્યા. પછી એકદમ મરકી ચાલવા માંડી અને તેથી ઘણો નાશ થયો. તે સેંટ માર્કના મઠમાં પેઠી. સેવોનારોલાએ બીકણને અને માંદાઓને ગામડે મોકલ્યા અને પોતે શ્રદ્ધાળુ અનુયાયીઓ સાથે ત્યાંજ રહ્યો. શહેરમાં દરરોજ આશરે ૧૦૦ માણસો મરવા લાગ્યાં. મરકીના ઉપદ્રવવાળાં ઘરોમાં પ્રવેશ કરવા અને મરનારાઓને માટે છેવટની ધર્મક્રિયા કરવા સેવોનારોલા હમેશ તૈયાર હતો. આશરે એક માસ વીત્યા બાદ મરકીનું જોર નરમ પડ્યું અને પ્રજાસત્તાક રાજ્યની સામાં પાછાં તરકટો શરૂ થયાં.

સેવોનારોલા ઘણુંખરૂં પોતાના મઠમાં રહેતો તે 'ખ્રિસ્તિધર્મનો વિજય' નામનો ગ્રન્થ લખવામાં અને છાપનાર પાસેથી જેમ જેમ તેના છાપા ખરડા (પ્રુફ) આવે તેમ તેમ સુધારવામાં ઉદ્યમથી રોકાયો હતો. એ ગ્રન્થમાં ખ્રિસ્તિધર્મનો આધાર તર્ક, પ્રીતિ, અને ચિદ્‌વૃત્તિ છે એમ તે દર્શાવે છે. તે આચાર્યના સંક્ષિપ્ત શાસનપત્રોનો પૂરેપૂરો રદીઓ હતો, અને શાળાઓમાં તેમજ ધર્મપ્રચારક સભામાં શાસ્ત્રીય ગ્રન્થ તરીકે ચલાવવામાં આવ્યો. એમ

* આચાર્યવર્યની મંત્રસભામાં બેસનારા ૭૦ ધર્મગુરુઓ; એમની અનુમતિથી આચાર્યવર્ય નીમાય.

છતાં પણ ૧૪૯૭ ના મે માસમાં આચાર્યવર્યે સેવોનારોલાને ખ્રિસ્તિ-સમાજમાંથી બહિષ્કૃત કીધો. તેને બહિષ્કૃત કરેલો ગણી તથા તે નાસ્તિક છે એવો તેને વિષે શક લાવી તેને કોઇપણ પ્રકારની મદદ કરતાં કે તેની સાથે કોઇપણ જાતનો સંસર્ગ રાખતાં દરેક જણને અટકાવ્યો. આવતે ગહિને દેવલમાં ન્યાતબહાર મૂકયાનો આચાર્યવર્યનો આ હુકમ ઘણી ગંભીર-તાથી પ્રસિદ્ધ કરવામાં આવ્યો. ધર્મગુરુઓ, ઘણા મઠના સાધુઓ, ધર્માધ્યક્ષ, અને ઊંચી પદવીના ધર્માધિકારીઓ સર્વે ત્યાં એકઠા થયા. આચાર્યવર્યનું સંક્ષિપ્ત સારાનપત્ર વાંચવામાં આવ્યું અને પછી દીવાઓ ઓલવી નાંખ્યા ને સર્વે અંધારામાં મુંગા બેસી રહ્યા.

ત્યાર પછી બે દિવસ રહીને જ્યારે સેંટ માર્ક મઠના સાધુઓ ભજનો ગાતા હતા ત્યારે મઠની બહાર શોર કરતા અને મઠની બારીઓમાં પથ્થર મારતા માણસોએ તેમના ભજનમાં વિક્ષેપ કર્યો. ફોજદારી અમલદારો વચ્ચે પડ્યા નહિ અને દિવસે દિવસે તોફાન વધતું ગયું. વળી પાછું દુરાચારનું રાજ ચાલવા માંડયું. દેવલો ખાલી થયાં અને દારૂની વીશીઓ ભરાવા લાગી. દેશભક્તિ અને સ્વતંત્રતાના સઘળા વિચારો જતા રહ્યા. બૉર્જીયાએ સેવોનારોલાને ખ્રિસ્તિધર્મસમાજથી બહિષ્કૃત કીધો તેનાં આ પહેલાં ફળ થયાં. એ ન્યાતબહાર મૂકયાનો હુકમ રદ કરવા ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા પણ તે નિષ્ફળ ગયા. આચાર્યવર્યે શહેરને એવી ધમકી આપી કે હું પાદરીઓને તમને ક્રિયા કરાવવા મના કરીશ અને રોમમાં વસેલા ફ્લૅારેન્સના વેપારીઓની મિલ્કત જપ્ત કરીશ. તેણે ઉમરાવોને સેવોના-રોલાને રોમ મોકલવા હુકમ કર્યો. તેઓએ જવાબ દીધો કે એ સાધુને ફ્લૅારેન્સમાંથી બહાર કાઢી મૂકવાથી શહેર બહુજ જોખમમાં આવી પડશે. તેઓએ તેને ફરીથી દેવલમાં ઉપદેશ કરવા સમજાવ્યો અને તેણે તે પ્રમાણે કર્યું. તેણે ૧૪૯૮ ની ૧૮ મી માર્ચે છેલ્લો ઉપદેશ કર્યો.

પછી લોકમતમાં ઘણો ફેરફાર થઇ ગયો. વાયુથી ફરતાં વાયુયન્ત્રની પેઠે તે એકદમ સર્વત્ર ફેલાઇ ગયો. સેવોનારોલાએ ફ્લૅારેન્સ શહેરમાં આઠ વર્ષ ઉપદેશ કર્યો હતો. તેણે લોકોને પશ્ચાત્તાપ કરવાની, એકબીજા તરફ સલાહસંપે રહેવાની, સ્વતંત્રતા માટે મથન કરવાની અને દુરાચાર અને જુગટાથી દૂર રહેવાની ચેતવણી આપી હતી. વળી તેણે તેમને ઈશ્વરની સહાયતાથી દેવલમાં સર્વ પ્રકારનો સુધારો કરવા કંઇ પણ કાળક્ષેપ કર્યા વિના તત્પર થવાને આગ્રહપૂર્વક કહ્યું હતું, અને એવા ઉપદેશથી તેને પોતાને જાતે

ઘણાં માઠાં પરિણામ ખમવાં પડ્યાં. ફ્લૉરન્સમાં અત્યારસુધી તે ઘણોજ લોકપ્રિય હતો, પણ હવે તે લોકોને ઘણોજ અપ્રિય થયો. બાજી એકદમ ફરી ગઇ. સેવોનારોલાના અનુયાયીઓ કાંતો ગૂમ થઇ ગયા હતા અથવા તો સંતાઈ રહ્યા હતા, કેમકે આખું ફ્લૉરન્સ એની તરફ વૈરભાવથી જોતું દેખાયું.

મધ્યકાળમાં* વિચિત્ર રિવાજો ચાલતા હતા તેમાંનો એક એવો હતો કે મનુષ્યે પોતાનું સત્ય અગ્નિપ્રવેશ કરી સિદ્ધ કરી આપવું. તે પ્રમાણે ફ્રાન્સિસ્કન લોકોએ સેવોનારોલાને કહ્યું કે તમે સાચા હો તો અગ્નિ-દિવ્ય ગ્રહણ કરો, જોઇએ વારૂ. સેવોનારોલાએ એ પરીક્ષાની વિરુદ્ધ મત દર્શાવ્યો, પણ તેનો ભાઈ ડોમેનિકો તે કબૂલ કરવા ખુશી હતો, કેમકે એને તે સાધુના સત્ય ઉપર ઘણો વિશ્વાસ હતો. બીજાઓ પણ તેની સાથે સામીલ થવા ખુશી હતા, પણ સેવોનારોલા તેઓ પરીક્ષા કહેતા હતા તે કેવળ નબળી અને મૂર્ખાઈભરેલી છે એમ ધારતો હતો, અને તેણે અગ્નિપ્રવેશ કરવાની ના પાડી. એનું પરિણામ તરતજ જણાઇ આવ્યું. સેંટ માર્કના મઠ પર કોમ્પેગ્નેક્કિની સરદારી નીચે લોકોના ટોળાએ હુમલો કર્યો અને તેને બાળી મૂકવાનો નિશ્ચય કર્યો. કેટલા એક સેવોનારોલાના હથિયારબંધ મિત્રો ત્યાં હતા તેમણે તે સ્થાનનું રક્ષણ કરવાની ઇચ્છા બતાવી, પણ સેવોના-રોલાએ તેમને કહ્યું કે “ મને જવા દો, કેમકે આ તોફાન મારે લીધે થયું છે. મને શત્રુવશ થવા દો.” સાધુઓએ તેને શત્રુવશ થવાની ના કહી.

ઉમરાવોએ પછી પાએઝ્ઝામાં લશ્કરની ટુકડી મોકલી. ચોપદારોએ તે મઠમાં દરેક માણસને હથિયાર મૂકી દેવાનો હુકમ કીધો અને જાહેર કીધું કે સેવોનારોલાને દેશનિકાલ કીધો છે અને તેણે બાર કલાકમાં ફ્લૉરન્સનો મુલક છોડી દેવો. મઠમાંનાં હથિયારી માણસો તેનું રક્ષણ કરવા તૈયાર થયાં અને બંને પક્ષનાં ઘણાં માણસો માર્યાં ગયાં. સેવોનારોલાએ પ્રભુપ્રાર્થના જારી રાખી. આખરે મઠમાં અને મઠ બહાર ઘણાં માણસોનો નાશ થયો જોઇ તેણે બંધુઓને અને મિત્રોને કહ્યું કે રક્ષણ કરતા બંધ થાઓ અને મઠની પાછળ પુસ્તકાલય આવ્યું છે ત્યાં મારી સાથે ચાલો.

તે વિશાળ ઓરડાની વચમાં મિકેલોઝ્ઝિના સાદા ઘુમટ નીચે તેણે બંધુઓને એકઠા કરી પ્રભુભોજનવિધિ કીધો અને તેમને પોતાનાં છેલ્લાં અને

* પાંચમા સૈકામાં રોમનરાજ્યની પડતી થઈ ત્યારથી તે ૧૫ મા સૈકાને અન્તે વિદ્યાનું પુનરુજ્જીવન થયું ત્યાંસુધીનો કાળ.

સ્મરણ રાખવા લાયક વચનો નીચે પ્રમાણે કહ્યાં:–" મારા પુત્રો ! ઇશ્વિરસમક્ષ, પ્રભુભોજનની પવિત્ર રોટલીની હજુર, અને મારા શત્રુઓ મઠમાં આવી પહોંચ્યા છે ત્યારે હું હવે મારા મત સત્ય છે એમ દૃઢતાપૂર્વક કહું છું. જે મેં કહ્યું છે તે મને ઇશ્વર તરફથી મળ્યું છે અને હું કહું છું તે સાચું છે તેનો એ સ્વર્ગમાં બેઠો સાક્ષી છે. આખું શહેર મારી વિરુદ્ધ આટલું બધું જલદીથી થઇ જશે એમ હું ભાગ્યેજ ધારતો હતો, પણ ઇશ્વરેચ્છા બળવાન્ છે. મારો છેલ્લો બોધ તમને આ પ્રમાણે છે:–શ્રદ્ધા, ધૈર્ય, અને પ્રાર્થનાને તમારા બાહુરૂપી સહાયભૂત રાખો. હું તમને ક્લેશ અને દુઃખથી છોડીને મારા શત્રુઓના હાથમાં જાઉં છું. હું જાણતો નથી કે તેઓ મારી જીંદગી લઈ લેશે, પણ એટલી તો મને ખાત્રી છે કે જીવીને પૃથ્વી પર જે કાંઇ કરવાનું મારામાં સામર્થ્ય હતું તે કરતાં મરી જઇને તમારે માટે હું સ્વર્ગમાં ઘણું વધારે કરવા શક્તિમાન્ થઇશ. ધૈર્ય રાખો, ક્રૂશને ભેટો, અને એથી તમને મોક્ષનું સ્થાન માલમ પડશે. "

લશ્કર અંદર ધસ્યું અને સૅવોનારોલાને કેદ કીધો. તેના હાથ પાછળથી બાંધવામાં આવ્યા અને ઉમરાવો પાસે તેને કેદી તરીકે લઈ ગયા. લોકો નિર્દય વૃત્તિમાં આવી ગયા હતા અને તેને મારતાં તેમને મહા મુશીબતથી અટકાવ્યા. તેના બે બંધુઓએ તેની સાથે જવાનો આગ્રહ કીધો. ઉમરાવોની અધિકારભૂમિ આગળ આવ્યા એટલે ત્રણે સાધુઓને જુદી જુદી કોટડીમાં પૂરવામાં આવ્યા. પૅલૅઝૉના કિલ્લામાં ઍલ્બરઘેટ્ટિનો નામનો ઓરડો જ્યાં કૉસ્મો ડિ મૅડિસિને થોડો વખત કેદ કર્યો હતો ત્યાં સૅવોનારોલાને પૂર્યો.

સૅવોનારોલાને તરતજ અસહ્ય શરીરવદના થાય એવી રીતે રીબાવવા માંડ્યો, તેને બાર્જેલોમાં ઉપલી કચેરીમાં અમલદારો પાસે લઇ ગયા; અને સવાલો પૂછ્યા, ધમકી આપી, અને તેનું અપમાન કર્યું. ત્યારપછી તેઓએ અમુક પ્રકારની વેદના કરવા ઊંચે ચઢાવવાના દોરડા સાથે તેને બાંધ્યો. આ જાતની અંગવેદના કરવી હોય ત્યારે એક ઊંચા વાંસને મથાળે મુકેલી ધરેડી સાથે એક દોરડું જોડવામાં આવતું. જે પુરુષને રિબાવવો હોય તેના હાથ પાછળથી બાંધતા, દોરડાનો છેડો તેનાં કાંડાંની આસપાસ વીંટાળતા, અને આ સ્થિતિમાં તેને ફાંસી દેનાર, જલદી ઉપર નીચે ખેંચતો. હાથ પાછળથી ખેંચાતા તેથી તેઓ અર્ધગોળ કાઢતા દેખાતા. આ પ્રમાણે સ્નાયુઓ ફાટી જતા અને સઘળા અવયવો વેદનાથી

કંપતા. થોડો વખત જારી રહે તો એ શિક્ષાથી ચિત્તભ્રમ અને મોત અવશ્ય નીપજતાં.

સેવોનારોલા છેક બાળપણથી નરમ અને નાજુક બાંધાનો હતો, અને હમેશના નિયમિત ભોજન, દીર્ઘ રાત્રિજાગરણ, નિરંતર ઉપદેશ, અને ભારે માનસિક વ્યથાથી તે એટલો બધો નબળો અને સહજમાં ગભરાય એવો થઇ ગયો હતો કે તેની જીંદગી એક હમેશની દુઃખનીજ સ્થિતિ કહી શકાય, અને તે માત્ર તેની દૃઢ સંકલ્પશક્તિના બળથીજ ટકી રહી હતી. વળી તેના આખરના સમયમાં જે જે બનાવો બન્યા હતા—તેને જે જોખમો ખમવાં પડ્યાં હતાં, એનાં જે અપમાન થયાં હતાં, ફ્લૉરેન્સના લોકોએ તેને તજી દીધો તેથી તેને જે શોક ઉત્પન્ન થયો હતો—તેથી તેની ચિત્તવ્યથામાં કંઇ થોડો ઘણો વધારો થયો નહોતો. આવી સ્થિતિમાં તેને આ સખત અને ક્રૂર અંગવેદના ખમવી પડી, તેને ઘણીવાર દોરડાથી ઉપર ખેંચ્યો અને એકદમ નીચે નાંખી દીધો. તરતજ તેનું ચિત્ત ભમવા લાગ્યું, તેના ઉત્તર અસંબદ્ધ થવા માંડ્યા અને આખરે જાણે આશા હોય તેમ પથ્થરના પણ હૃદયને પિગળાવે એવે સ્વરે તે બોલી ઊઠ્યો કે “ હે પ્રભુ! લઇ લે, અરે તું મારી જીંદગી લઈ લે ! ”

આખરે એ અંગવેદના બંધ કરવામાં આવી. તેને છુંદાયલો અને લોહી ચૂતો પાછો બંદીખાનામાં લઈ ગયા. રાત્રે તેને જે વેદના થતી તેનો આપણને ખ્યાલ પણ આવી શકે નહિ. પ્રાતઃકાળ થયો અને મધ્યાહ્નને સુમારે તેની તપાસણી, જે માત્ર નામનીજ હતી, તે શરૂ થઈ. તેને સવાલ પૂછવામાં આવ્યા, ને તેના તેણે જવાબ દીધા. સેવોનારોલાની વિરૂદ્ધ આપણને કંઇ જડતું નથી એવી ઉમરાવ વર્ગમાં દિલગીરી જોઈ ત્યારે એક ફ્લારેન્સના વકીલ કેક્રોમીએ કહ્યું કે “ જ્યાં કંઇ વિરૂદ્ધ કારણ હોય નહિ, ત્યાં આપણે નવું ઊભું કરવું જોઇએ. ” સાધુને અપરાધી ઠેરવાય એવી રીતે એની ચાલતી તપાસની ખોટી નોંધ લે તથા એના જવાબમાં ફેરફાર કરે તો ન્યાયાધીશોએ તે વકીલને ૪૦૦ ડ્યુકેટ+ આપવા કબૂલ કીધું.

‘ લેંટ ’ ના દુઃખમાં દિવસોમાં અને ‘ ઇસ્ટર ’ના ઉત્સવ અને આનંદના દિવસોમાં તેને દરરોજ અંગવેદના કરતા. એવી તપાસ એક માસ

+ રૂપાનો હોય તો ૪ અને સોનાનો હોય તો ૮ રૂપિયાની કિંમતનો એક સિક્કો.

પહોંચી. એક દિવસ તેને ચૌદ વાર દોરડેથી ખેંચી ખૂબ જોરથી નીચે નાંખી દેવામાં આવ્યો. તોપણ તેણે કદી પણ ધૈર્ય ખોયું નહિ. તેનું શરીર દુઃખથી કંપતું હતું, પણ તેનો નિશ્ચય ડગતો નહોતો. તેઓએ તેના પગના તળીઆને બળતા કોયલાઓના ડામ દીધા, પણ તેનો આત્મા હઠયો નહિ. વળી તેને કેદખાનામાં લઇ ગયા અને ત્યાં તે એક માસ રહ્યો.

૧૪૯૮નામે ની ૧૫ મી તારીખે આચાર્યવર્યે મોકલેલા અધિકારીઓ આવ્યા. સેવોનારોલાની ત્રીજી વાર તપાસ ચાલી. કાર્ડિનલ રેમોલિનાના હુકમથી પાછો તેને ઉઘાડો કરી જંગલી ક્રૂરતાથી રિબાવવામાં આવ્યો. તેનું ચિત્ત ભમવા માંડયું, તેણે અસંબદ્ધ જવાબ આપ્યા અને તેને પણ વકીલે બીલકુલ બદલીને લખ્યા. તેઓએ એની પાસે રિબાવનારાઓની મરજી મુજબ કહેવડાવ્યું, તોપણ તેમની મતલબ બીલકુલ બર આવી નહિ. તેની તપાસની નોંધ પર કદી ન્યાયાધીશોની સહી થઇ નથી કે તે પ્રસિદ્ધ કરવામાં આવી નથી.

અધિકારીઓ ૨૨ મી મે ને દિવસે એકઠા થયા અને અમીર વર્ગની અનુમતિથી ત્રણે સાધુઓને તેમણે મોતની શિક્ષાને પાત્ર ઠેરવ્યા. સાધુઓને તે ઠરાવ તરત કહેવામાં આવ્યો. તેઓએ તેને માટે તૈયારી કરીજ મુકી હતી. ડામેનિકોને મોતનો ઠરાવ જાણે ઉત્સવનું નોતરૂં ન હોય તેવો લાગ્યો. સેવોનારોલા તે સાંભળી ઘુંટણીએ પડી પ્રભુપ્રાર્થના કરતો માલમ પડયો. રાતને સુમારે તેને રાત્રિભોજન આપવા માંડયું, પણ તેણે તેની ના પાડી ને કહ્યું કે મારે મારા મનને મોત માટે તૈયાર કરવાની જરૂર છે.

પછી તરતજ જૅકોપો નિક્કોલિનિ નામનો એક મઠવાસી તેની કોટડીમાં પેઠો. તેણે કાળાં કપડાં પહેર્યાં હતાં અને તેનો ચહેરો કાળા ટોપથી ઢંકાયલો હતો. શિક્ષાપાત્ર થયલા અપરાધીઓની પાસે મરણ સમયે જે બૅટ્ટો—મંડળી ખુશીથી જાય છે તેમાંનો એક એ મઠવાસી હતો. નિક્કોલિનિએ સેવોનારોલાને પુછયું કે તમને ઉપયોગી થઇ પડે એવું મારાથી કંઇ થઇ શકશે ? તેણે કહ્યું "હા, અમીર વર્ગને અરજ કરો કે મને મારા બે ભાઇબંધ કેદીઓ સાથે થોડી વાત કરવા દે, કેમકે એમને મરતાં પહેલાં મારે થોડુંક કહેવાનું છે." જ્યારે નિક્કોલિનિ આ સોંપેલું કામ કરવા નીકળ્યો ત્યારે એક બેનિડિકટાઇન પંથનો મઠવાસી કેદીઓના અપરાધ શ્રવણ કરી ક્ષમા બક્ષીસ કરવા આવ્યો, અને કેદીઓએ શ્રદ્ધાથી પગે પડી એ ધર્મક્રિયા ઘણી આતુરતાથી કીધી.

ત્રણે સાધુઓ એક વાર ફરીથી ભેગા થયા. ચાળીસ દિવસ થયાં કેદખા-

નામાં રહ્યા પછી અને અંગવેદના ખમ્યા પછી આ તેઓ પ્રથમજ મળ્યા. હવે તેમના મનમાં ધૈર્યથી મોતને શરણે થવાના વિચાર સિવાય બીજો કોઇ વિચાર નહોતો. એ બંધુઓ પોતાના ઉપરી સેવોનારોલાના પગ આગળ ઘુંટણીએ પડયા, અને તેનો આશીર્વાદ મેળવ્યો. સેવોનારોલા પોતાની કોટડીમાં પાછો આવ્યો ત્યારે રાત ઘણી ગઈ હતી. પરોપકારી નિક્રોલિનિ ત્યાં હતો. પ્રીતિ અને ઉપકારના ચિહ્ન તરીકે સેવોનારોલા જમીન પર લાંબો થયો અને તે મઠવાસીના ખોળામાં સુતો. તેના મનની શાંતતા એટલી બધી હતી કે તે જાણે સ્વપ્નમાં હોય અને હસતો હોય તેવો દેખાતો હતો. પ્રાતઃકાળે તે જાગ્યો ત્યારે તેણે નિક્રોલિનિ સાથે વાત કીધી. ફ્લૉરન્સની હવે પછી કેવી અવદશા થશે તે તેણે તેના પર ઠસાવવા પ્રયત્ન કીધો.

સવારે ત્રણે સાધુઓ પ્રભુભોજનવિધિ કરવા એકઠા થયા. સેવોનારોલાએ પોતાને હાથેજ એ વિધિ કીધો. તેઓએ ખુશી અને હિંમતથી તેનો સ્વીકાર કીધો, પછી તેમને પિઍઝઝા આગળ બોલાવ્યા. રિંઘિએરા ઉપર ત્રણ ન્યાયસભા કરવામાં આવી હતી અને ત્યાં વૅસોનાનો ધર્માધ્યક્ષ, આચાર્યવર્યનો મોકલેલો અધિકારી અને ગોન્ફેલોનીઅર બેઠા હતા. પૅલેઝઝો વેક્કિઓના ચોરસ મેદાનમાં ફાંસી દાટવામાં આવી હતી. છેડે એક ભારોટીઓ ઊભો કીધો હતો અને તે પર ત્રણ દોરડાં અને ત્રણ સાંકળો લટકાવ્યાં હતાં. ત્રણ દોરડાં વડે ત્રણ સાધુઓને ફાંસી દેવાની હતી અને તેમની નીચેનો દેવતા તેમને ભસ્મ કરે તે દરમિયાનમાં તેમના શબની આસપાસ ત્રણ સાંકળો લપેટવાની હતી.

કેદીઓ પૅલેઝઝોનાં પગથીઆં ઊતર્યાં. તેમના તપખીરીઆ જભ્ભા ઉતારી લીધા અને તેમને ડીલે માત્ર પહેરણજ રહેવા દીધું. તેમના પગ ઉઘાડા હતા અને તેમના હાથ બાંધ્યા હતા. તેમને પ્રથમ વૅસોનાના ધર્માધ્યક્ષ પાસે લઈ ગયા અને તેણે તેમને કહ્યું કે તમે ધર્મભ્રષ્ટ થયા છો. ધર્માધ્યક્ષે સેવોનારોલાનો હાથ પકડયો અને કહ્યું, "હું તને યુદ્ધપ્રવૃત્ત અને વિજયી ખ્રિસ્તિમંડળમાંથી બહાર કાઢું છું." પણ તે સાધુએ તેની ભૂલ કાઢી ને કહ્યું કે "યુદ્ધપ્રવૃત્ત ખ્રિસ્તિમંડળ એમ ભલે કહો પણ વિજયી નહિ, કેમકે એ કંઈ તમારાથી થઇ શકે એમ નથી." પછી તેમને આચાર્યવર્યના અધિકારી પાસે લઈ ગયા, અને તેણે કહ્યું કે તમે ખ્રિસ્તધર્મમાં ફાટા પાડનારાઓ અને પાખંડી છો. છેવટે તેઓ ઓટ્ટો પાસે ગયા અને તેણે તેમની શિક્ષા માટે રિવાજ પ્રમાણે મત લીધા અને તે એકમતે પસાર થઈ.

હવે તેઓ ફાંસી માટે તૈયાર થયા. સાધુઓ ફાંસીની જગ્યાએ દૃઢતાથી ગયા. નિરોદ્રિ નામના ધર્મગુરુએ સેવોનારોલાને પૂછ્યું, "આ સ્વમત માટે પ્રાણત્યાગ કરતી વખતે તમારૂં મન કેવી સ્થિતિમાં છે?" તેણે જવાબ દીધો, "પ્રભુએ મારે માટે એટલુંજ કષ્ટ વેઠ્યું છે." આ શબ્દો તેના છેલ્લા હતા. પ્રથમ સૅલ્વેસ્ટ્રો સાધુને ફાંસી દીધી, પછી ડામેનિકો સાધુને ફાંસી દીધી, અને છેવટે સેવોનારોલાને તેમની વચ્ચેની ખાલી જગ્યાએ જવાનું ફરમાવ્યું. તે નીસરણીને મથાળે પહોંચ્યો અને જે લોકો ડયુઓમોમાં પૂર્વે તેના ઉપદેશનું અતિતૃષ્ણાથી પાન કરતા હતા તે લોકો તેની આવી દશા જોવાને આવ્યા હતા. તેમની તરફ તેણે નજર કરી. આ કેવો વિચિત્ર ફેરફાર! અસ્થિર મનવાળું લોકોનું ટોળું હવે તેને મારી નાંખવાને બૂમ પાડતું હતું. તેણે પોતાની ગરદન દોરડાને વશ કરી એટલે ફાંસી દેનારાએ દોરડું ફેરવ્યું. તરતજ તેનો પ્રાણ ગયો. સાધુઓના શબની આસપાસ સાંકળો લપેટી, અને નીચેના અગ્નિએ તેમને તરત બાળીને ખાખ કીધા. તેમની રાખને ગાડામાં ભરીને પોંટે વેકિઓ ઉપરથી આર્નોમાં નાંખી દીધી. આ ફાંસીનો બનાવ ૧૪૯૮ ના મે મહિનાની ૨૩ મી તારીખે સેવોનારોલાની માત્ર ૪૫ વર્ષની ઉમ્મરે બન્યો.

લ્યૂથર વર્ણવે છે કે એ પ્રૉટેસ્ટન્ટ ધર્મ માટે પ્રાણત્યાગ કરી સન્તની પંકિતમાં દાખલ થયો હતો તોપણ એ કારણને માટે કંઈ એને મોતની શિક્ષા કીધી નહોતી,* પણ એ શિક્ષાનું કારણ તો એનો સ્વાતંત્ર્ય વિષેનો અતિશય પ્રેમ હતો. એનો ઇરાદો સ્થાપિત ખ્રિસ્તિધર્મનો ત્યાગ કરવાનો નહોતો, પણ સ્વતંત્રતા અને ધર્મનાં બંધારણ મજબૂત કરી તે વિષે લોકોના મનમાં સાચા વિચાર પાછા આણવાનો હતો. આનેજ લીધે એણે સ્વમતને વળગી રહી પ્રાણત્યાગ કીધો અને આજ હેતુથી ઈશ્વર અને દેશની ખાતર એણે પોતાની જીંદગી ખોઈ. જે સુધારા વિષે એને આગ્રહ કીધો હતો તે સુધારો અમલમાં આવી સત્યરૂપ થઇ પડશે ત્યારે ખ્રિસ્તિધર્મ ખરૂં અને સંપૂર્ણ વૃદ્ધિ પામેલું સ્વરૂપ પામશે, અને ઇટલિ વળી પાછું નવો અવતાર પામેલા સુધારામાં અગ્રેસર થશે.

ફ્લૉરન્સ એક ઘણુંજ પ્રખ્યાત શહેર છે. તે મહાન્ ચિન્તકો, મહાન્

* ખરેખર કૅથોલિક મનના લોકો કરતાં પણ તે વધારે કૅથોલિક હતો. ઘણી વાર જે તહોમનો તે ધર્મોપદેશકો પર મૂકતો તેમાંનું એક એ હતું કે તેઓને પ્રભુભોજનવિધિ પર શ્રદ્ધા નથી.

કવિઓ મહાન્ કલાવેત્તાઓ, ડૅન્ટિ, ગૅલિલીઓ, લિઓનાર્ડો ડા વિન્સિ, મિકાએલ ઍન્જેલો, રફાએલ,* ડાનેટલ્લો, લ્યુકકારેલ્લા રોબ્બિયા, મેકિઆવેલ્લિ, અને બીજા ઘણા પ્રસિદ્ધ પુરૂષોનું નિવાસસ્થાન હતું. "જે દુનીઆને મોહ પમાડે છે એવું પૂતળું," ઈટલિના મોટામાં મોટા ચિત્રકારોનાં કીર્તિમંત ચિત્રો, ગૅલિલીઓનુ વેધગૃહ, ડૅન્ટિનું જન્મસ્થાન, લોરેન્ઝો ડિ મેડિસિની મરણભૂમિ, અને મિકાએલ ઍન્જેલોનું ગૃહ અને કબર ત્યાં જોવામાં આવે છે.

પણ જ્યા સેવોનારોલા આવા જુસ્સાવાળા છટાદાર ઉપદેશ કરતો તે ડયુઓમાં, સેંટ માર્કનો મઠ જ્યાં તેણે દરિદ્રતા, ધાર્મિકતા અને એ અધ્યયનમાં જીવન નિગમન કર્યું તે, અને જ્યાં તેને જુલમગારોએ હસ્તગત કર્યો ને તેણે પોતાના મતને અર્થે પ્રાણત્યાગ કીધો તે પૅલૅઝો સિગ્નોરા એ ફ્લૉરન્સમાં ઘણીજ જોવા લાયક જગ્યાએ છે. તે રહેતો હતો તે નાની કોટડી, જે વાંચતો અને જેમાંથી ઉપદેશકને આસનેથી બોધ કરતો તે ખ્રિસ્તિધર્મપુસ્તક (બાયબલ)-જે હાથમાં રખાય એવું નાનું પુસ્તક છે અને જેની બાજુ પર હાથે લખેલું અસંખ્ય ટિપ્પણ એવા ઝીણા અક્ષરમાં છે કે તેને સુક્ષ્મદર્શક યન્ત્રની મદદ વિના વાંચવું અશક્ય જેવું છે—તે સેંટ માર્કના મઠમાં આપણા જોવામાં આવે છે. આ બધું તેમજ તેની સાથે તેની છબી, તેનાં હસ્તલિખિત પુસ્તકો, તેનાં ભક્તિચિહ્નો,અને બીજાં ઘણાં મનોરંજક સ્મરણચિહ્નો ત્યાં માલમ પડે છે.

ઈટાલિયન લોકોએ ઘણો વખત થયા ફ્લૉરન્સમાંથી ડૅન્ટિને દેશનિકાલ કર્યાની શિક્ષા પાછી ખેંચી લીધી છે, અને બધાં મુખ્ય શહેરમાં તેના સ્મરણ માટે પૂતળાં ઊભાં કરી એ શિક્ષાને નિંદી છે. ત્યારે દેશભક્ત અને સ્વમતને અર્થે પ્રાણત્યાગ કરનાર સેવોનારોલાને તેઓએ શા માટે ન્યાય ન કરવો જોઇએ, અને સર્વ આવતા જમાનાના લોકો અનુકરણ કરે માટે તેનું સ્મરણ રહે એવું પૂતળું શા માટે ઊભું ન કરવું જોઇએ ? તેને માટે યોગ્ય સ્થાન ત્યાં છેજ. પૅલૅઝો વેક્કિયોનું ચોરસ ચોગાન જ્યાં ધર્મસ્વાતંત્ર્ય અને મનુષ્યજાતિની સ્વતંત્રતા માટે તેણે આવી બહાદુરીથી પ્રાણત્યાગ કર્યો તેજ.

---

* ફ્લૉરન્સના તાબાના સંસ્થાનમાં જન્મેલો.

## પ્રકરણ ૭.

### નાવિકો.

ઇંગ્લંડ! તું વિજયી સમુદ્રથી પરિવેષ્ટિત છે, અને તે સમુદ્રનો પહાડી કિનારો સમુદ્રદેવ વરૂણનાં વિચિત્ર મોજાંને પાછાં હટસેલે છે

ફૉકનર.

પણ, અરે તું કીર્તિમંત અને રમ્ય સમુદ્ર! તું આરોગ્ય, આનંદ, અને આશીર્વાદનો હેતુ છે. હું તારી ગર્જના ગભીરતાથી અને ખુશીથી સાંભળું છું. તે ગર્જના મને રે'વડાવે છે, તેમજ મારામાં આનંદ પણ ઉત્પન્ન કરે છે, તારી તળે જે પ્રિયજનો દટાઇ ગયા છે તેને માટે શોક કરાવે છે, અને જે ઇશ્વરે મૃત્યુ સર્જ્યું છે તેને વિષે આનંદલીન કરે છે.

યૂરિડાઇસનો કૅપ્ટન હેર.

મછવાના આગલા વક્ર ભાગમાં બીજી દુનિયાની બક્ષીસ સમાયલી છે. મછવો ન હોત તો આ શ્વેત અને શોકજનક સમુદ્રના જેવું મજબૂત કેદખાનું બીજું કયું થાત? પણ મછવાના આગલા વક્ર ભાગનાં પાટીઆં જે ખીલાઓ સાંધે છે, તે દુનિયાની પ્રજાઓ વચ્ચે બંધુભાવ દૃઢ કરે છે. તેનું લોઢું સ્વર્ગમાંથી વિજળી ખેંચવા કરતાં પણ વધારે પરાક્રમ કરે છે, તે પૃથ્વી પર સર્વત્ર સ્નેહભાવ ઉત્પન્ન કરે છે

રસ્કિન.

---

સમુદ્રે શરામાં શરાજ મનુષ્યોને કેળવ્યા છે. સમુદ્રવૃત્તિનાં જોખમથી મનુષ્યને હિંમતની કેળવણી મળે છે, અને માત્ર હિંમતથીજ નહિ પણ કર્ત્તવ્યની ઊંડી સમજણની પણ કેળવણી મળે છે. નાવિકની જીંદગી, ધૈર્ય, ચપળતા અને ધ્યાનની બનેલી છે. તે જંજાળ અને જોખમદારીથી ભરપૂર છે. તે કંઇ કીનારા પરની જીંદગી જેવી નથી કે જ્યાં દિવસનું કામ પૂરું થાય એટલે માણસ નિર્ભય શયન કરે અને ઊંઘી જાય.

નાવિકે દિવસે અને રાત્રે હમેશ જાગ્રત રહેવું જોઇએ. લાંબી સફરમાં પવન શાંત હોય અને પાણીમાં તોફાન ન હોય ત્યારે નાવિક પોતાની ઓરડીમાં નિરાંતે બેસી શકે, પણ તોફાન થઈ આવે છે અને દરીઆ સંક્ષુબ્ધ બને છે ત્યારે તેને ચારે તરફ નજર રાખવી પડે છે અને ચપળ રહેવું પડે છે. સઢ બાંધી લઇ તેનો વિસ્તાર નાનો કરવો પડે છે અથવા તો વહાણનો માર્ગ બદલવો પડે છે. કદાચ રાત્રિનો સમય હોય તો નાવિકને સઢને ટોચે ચઢવું પડે છે. તે એકલો જાય છે અને તેનો જીવ જોખમમાં રહે છે. પવનનો

સપાટો તેને ઉથલાવી પાડે, વહાણની સાથે એકાએક મોજું જોરથી અથડાઈ તેને ધ્રુજાવી દૂર ફેંકી દે, અને તોફાનને લીધે અને અંધારાને લીધે તે પડે તે પણ સંભળાય નહિ. વહાણ તો અગાઉની પેઠે ચાલ્યું જાય છે.

ઉઘાડા મછવામાં અને જમીન ન દેખાય એટલે સુધી પહેલાં, માણસે દરીઆની સફર કીધી હશે ત્યારે તેને પોતાની નવી સ્થિતિ જોઇને અતિશય ભય ઉત્પન્ન થયો હશે. આસપાસ કંઇ નહિ, ઉપર આભ અને નીચે સમુદ્ર, પોતાની અને મોતની વચ્ચે માત્ર એક પાટીઉં. એ કેવું ભયાનક દર્શન! આ પહેલા નાવિકના હૃદયમાં જુમ્મેદારી અને હિમ્મતની કેવી નવીન લાગણી ઉત્પન્ન થઇ હશે! કિનારા પરના મનુષ્યોને પણ દરિયો એક મહાન્ કેળવણી આપનાર છે. ડૉક્ટર આર્નોલ્ડ કહેતો કે દરિયાના પ્રથમ દર્શનથી જેટલાં બુદ્ધિશાળી બાળકનાં લક્ષણ ખીલે છે તેટલાં બીજા કશાથી ખીલતાં નથી. ડોક્ટર ચૅનિંગ બાળક હતો ત્યારે ન્યૂપોર્ટમાં દરિયા કિનારે ઘણો વખત ગાળતો. તેણે પછી કહ્યું છે કે 'કિનારાની કેળવણીથી મારા ચારિત્ર્ય બંધારણમાં જેટલી મદદ મળી તેટલી બીજા કોઇપણ પ્રદેશની કેળવણીથી મળી નથી.' કેટલાક દરિયાને પાણીનો વિશાળ ભંડાર ગણે છે. પર્વતના શિખર પરથી દરિયા પર નજર કરનારને તે મર્યાદારહિત લાગે છે. જમણી અને ડાબી બંને બાજુ તરફ પાણી સિવાય કંઇ નથી. હવા શાન્ત હોય ત્યારે મોજાં ધીમે ધીમે રેતી પર તમારા પગને સ્પર્શ કરવા આવે છે. પછી તેમાં વમળ થઇને કિનારા પર જોરથી પાણી ઉછાળતાં ભારે ગબડતાં મોજાં સાથે તોફાનથી પાણી કિનારા પર આવે છે. કોઇક વખત તે શાંત હોય છે અને બિલાડીની પેઠે ધીમો નાદ કરે છે, અને કોઇક વખત તોફાની થાય છે અને ચિત્તાની પેઠે ઘુરકે છે. દરિયો કંઇપણ સ્મરણ રાખતો નથી. તે ખડબચડા ખડક પર વહાણના ચૂરેચૂરા કરી નાખે છે અને પછી પોતાનું કૃત્ય સ્મરણ કર્યા વિના જેમ કોઇ મનુષ્ય નિદ્રાવશ થઇ સ્વપ્નની અસ્પષ્ટ અવસ્થામાં હોય તેમ થોડો શાંત અને થોડો ક્ષુબ્ધ થાય છે. જેરિમીએ કહ્યું છે કે "શોકમાં મનુષ્યનું મન જેમ સંક્ષુબ્ધ રહે છે તેમ સમુદ્ર તોફાનથી વ્યાકુળ રહે છે. તે કદી પણ શાંત હોતો નથી." તે મનુષ્યમંડળ અને કાળની મર્યાદાને ગળી જાય છે. તે અનન્તતા સાથે સંબંધ ધરાવે છે. તે સદાકાળ શોકજનક ગર્જના કાઢ્યા જ કરે છે.

પણ સમુદ્રને મનુષ્ય જાતિના સુધારા સાથે ગાઢો સંબંધ છે. દરિયાની સફર કરનારાઓની સંભાળ રાખવામાં ઇંગ્લંડ બીજી બધી પ્રજા કરતાં શા

માટે ચઢીઆતું છે ? તેનું કારણ એ કે આપણે એક નાવિક પ્રજા છિયે, અને એજ કારણથી આપણે વેપારી પ્રજા પણ છિયે. આપણા કિનારાની આસપાસના માછીઓ, આપણો હમેશનો માછલાંનો જથ્થો પૂરો પાડે છે, તેમને માટે તેમજ મોટી આગબોટો જીંદગીની અવસ્યની ચીજોની અને સુખ આપનાર પદાર્થોની આપણી દરરોજની ખોટ પૂરી પાડવા, અમેરિકા, ચિન, હિંદુસ્તાન, અને યુરોપખંડના બંદરો તરફ જાય છે તેને સારૂ પણ આપણે આપણા નાવિકોના ઘણા દેવાદાર છિયે. આપણા દેશની આસપાસ સમુદ્ર ન હોત તો કદાચ આપણી પ્રજા કદી પણ મોટી થઇ ન હોત; એટલું તો ખરૂંજ કે તે એક સ્વતંત્ર અને મોટી પ્રજા તો નજ થઇ હોત.

આપણા દેશ અને યુરોપખંડની વચ્ચે ઊંડી ખાડી આવી છે તેથી બીજા દેશોમાં જે લોકો ઉપર ધર્મસંબંધી બાબતમાં મતભેદ માટે જુલમ ગુજારવામાં આવ્યો હતો તે બધાને આપણો દેશ આશ્રયસ્થાન થઈ પડ્યો હતો. બસેં વર્ષ ઉપર 'નૅન્ટ્સનું શાસન' *રદ કરવામાં આવ્યું ત્યારે ફ્રાન્સના ઉત્તમ વેપારી લોકોએ આપણા દેશમાં આશ્રય લીધો અને તેથી આપણા દેશને ઘણો લાભ થયો; કેમકે એ ફ્રાન્સમાંથી નાસી આવેલા લોકો તરફથી ઉદ્યોગ અને કારીગરીની બાબતમાં જે અનેક પ્રકારનો બોધ આપણને મળ્યો તેને લીધેજ ઘણે અંશે આપણી હાલની વેપારની શ્રેષ્ઠતા છે. વેપારજ આપણા નૌકાસાધનને પુષ્ટિ આપે છે. વેપારજ પરદેશથી આપણો ખોરાક આપણે કિનારે લાવે છે. એટલુંજ નહિ, પણ વેપારજ દુનિયાને સુધારવાનું કારણ થઇ પડે છે.

લિવર્પૂલમાં ભાષણમાં સર સૅમ્યુઅલ બેકરે કહ્યું કે આફ્રિકામાં ધર્મપ્રચાર કરવાનું ઉત્તમ સાધન ત્યાંની પ્રજાને વેપારનો બોધ આપવો એજ છે. ત્યાંના વતનીઓમાં સામાન્ય રીતે મનુષ્યમાં જેટલું બુદ્ધિબળ જોવામાં આવે છે તેટલું છે. તેથી તેઓ પોતાની સ્થિતિને જેથી લાભ થાય એમ તેમને લાગશે તે સાંભળશે. જંગલી પ્રજાને વેપારથી જેટલો લાભ થાય તેટલો બીજા કશાથી થઇ શકે નહિ; કેમકે એથી પોતાના દેશની જમીન પેદા કરી શકશે તે પદાર્થો પોતાના દેશમાંજ ઉત્પન્ન કરવાનો ઉદ્યોગ કરતાં તેઓ શીખશે; અને પોતાના દેશની પેદાશને બદલે, જે જુદા જુદા પદાર્થો હાલ તેઓ જાણતા પણ નથી, પણ જેનો ઓળખ્યા પછી તેમને હમેશ ખપ

* જેથી ફ્રાન્સના પ્રૅાટેસ્ટંટ લોકોને સ્વેચ્છા પ્રમાણે ધર્મ પાળવાની છૂટ મળી હતી.

પડશે અને જેથી તેમના આવશ્યક પદાર્થની સંખ્યા વધશે તેવા પદાર્થો પરદેશથી લાવતાં શીખશે.*

નવા દેશોની શોધ કોલમ્બસથી માંડીને ક્પ્ટેન કૂક પર્યંત નાવિકોએજ કરી છે. એમ ધરાય છે કે આઈસ્લાન્ડના લોકોએ પ્રથમ ઉત્તર અમેરિકા શોધી કાઢયો, પણ તેઓએ ત્યાં સંસ્થાન કીધાં નહિ. કોલંબસ અને અમેરિકેનસેજ પોતાની શોધ પ્રથમ દુનિયાને પ્રસિદ્ધ કીધી. કોલમ્બસ પછી ફિરંગી લોકો અને વલંદા લોકો મોટામાં મોટા શોધકો થયા. ફેર્નાન્ડો મૅગેલેને પ્રથમ દુનિયાની પ્રદક્ષિણા કીધી. કોલમ્બસે અમેરિકા શોધી કાઢયો ત્યારે મૅગેલેન માત્ર વીસ વર્ષનો હતો. તેણે પહેલી સફર આફ્રિકા અને ઇંડીસ તરફ કીધી. પછી તેણે દક્ષિણ અમે-

---

* બીજે પ્રસંગે સર રેમ્યુઅલ બેકરે કહ્યું કે "મુસાફર તરીકે આપણે એક કર્ત્તવ્ય કરવાનું છે, અને એ કર્ત્તવ્ય ઈંગ્લંડનેજ કરવાનું છે એમ કહી શકાય. મુસાફરો માત્ર અપ્રસિદ્ધ દેશોમાં જાય છે એટલુંજ નહિ, પણ તેઓ પાછા ફરે છે ત્યારે તેઓ એવી ખબર લાવે છે કે તે વેપારના સંબંધમાં આ દેશને અગત્યની થઇ પડે છે. મેં હમેશ જોયું છે કે કોઇપણ મુસાફર ગમે તેવી ભારે આપદા અને દુઃખ વેઠે તોપણ જે દેશમાં તે ગયો હોય તેની વેપારના સંબંધમાં કિમતી થઇ પડે એવી કોઈપણ સ્વાભાવિક પેદાશ તે શોધી કાઢે કે તેથી એનો પ્રવાસ –જે પ્રથમ પ્રવાસ છે–તેને અનુસરીને સાહસિક વેપારીઓ તે દેશ જાય તોજ તેની શોધ કીમતી થઇ પડે, નહિતર એની શોધ બીલકુલ નકામી છે. છેલ્લા થોડા સૈકામાં કાંઇ નહિ, તો એલિઝાબેથના રાજ્ય પછી ઈંગ્લંડે પૃથ્વીને સુધારવામાં જે ભાગ લીધો છે તેથી આપણે બેલાશક મગરૂર થઇ શકીએ. અમેરિકાની નવી દુનિયા તેમજ ઑસ્ટ્રેલિયા લગભગ અંગ્રેજ લોકોએજ વસાવ્યાં છે, અને પૃથ્વીના જુદા જુદા ભાગોમાં અંગ્રેજી બોલનારી પ્રજાનો અતિશય ફેલાવો જોઇને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. મુસાફરોની શોધોના કરતાં વેપારીઓનાં સાહસનાં આ વધારે પરિણામ છે, અને અત્યારસુધી જંગલી દેશો કેવી રીતે ધીમે ધીમે સુધરે તેનું એ પરિણામો ભવિષ્ય સૂચવે છે. વલંદા અને ફિરંગી લોકો મોટામાં મોટા મુસાફરો અને શોધકો હતા, પણ એ મુસાફરોની શોધો મનુષ્ય જાતિને હમેશ કામની થઇ પડી તે સંપૂર્ણ રીતે નહિ તોપણ ઘણે અંશે વેપારીઓના સાહસને લીધેજ છે, અને જે થોડું બન્યું તે કર્યા પછી હું આ દેશમાં આવ્યો છું ત્યારે મને સંપૂર્ણ ખાતરી થઈ છે કે મધ્ય આફ્રિકાના સ્વાભાવિક સાધનોને પોષી વધારવાનું કામ ઇંગ્લંડ માથે લે તો અત્યારસુધી જંગલી પ્રજાથીજ વસેલા દેશોને ધીમે ધીમે સુધારાની મર્યાદામાં આવવાનો સમય બહુ દૂર નહિ રહે, અને એ કામ માત્ર વેપારથીજ થશે.

રિકા તરફ સફર કીધી. તે ગિનિ અને બ્રાઝીલને કિનારે સફર કરતો રાયો ડિ જનેરોના ઉપસાગરમાં ગયો. તે દક્ષિણ તરફ ગયો અને મૅગેલનની સામુદ્રધુની શોધી કાઢીને ત્યાંથી પૅસિફિક સમુદ્રમાં ગયો.

વલંદા લોકો પણ શોધ કરવામાં ઘણા સાહસિક હતા. કુંયે જવાનો માર્ગ શોધવાનો પ્રયાસ કરતાં ઉત્તર ભૂશિર આગળનાં જોખમ બૅરેન્ટ્ઝના હાથ નીચે એ લોકોજ પ્રથમ ખમ્યા. આનું પરિણામ એજ થયું કે તેઓએ નોવા ઝેમ્બ્લાનો ટાપુ શોધી કાઢ્યો. વલંદા નાવિકો દક્ષિણ તરફ ગયા, અને તેમણે ઑસ્ટ્રેલિયા ( ન્યુ હૉલંડ ) વૅન ડીમનનો પ્રદેશ, અને મેલેશિયન સમુદ્રના દીપો શોધી કાઢ્યા.

ગુડ હોપ ભૂશિર આગળ થઈને હિંદુસ્તાન જવાના માર્ગની વાસ્કોડિગામાએ કીધેલી શોધ વેપારને લગતા ઇતિહાસમાં એક નામાંકિત બનાવ થઈ પડી. એથી પાશ્ચાત્ય પ્રજાઓને દૂર આવેલા પૂર્વના દેશો તરફ જવાનો સમુદ્રમાર્ગ માલમ પડ્યો. વલંદા લોકો પણ કહે છે કે એ શોધ અમે કીધી છે. તેઓ કહે છે કે એ ભૂશિરને માર્ગે પ્રથમ હાઉટમૅન નામના ભાઈઓ હિંદુસ્તાન ગયા, અને હિંદુસ્તાન સાથે વેપાર કરવાનો તે સમયે એકલીજ હક્ક ધરાવતી હતી તે પ્રસિદ્ધ મોટી 'ડચ-ઇંડિયા કંપનિ'નો તેમણે પાયો રચ્યો અને તેથી હૉલંડના નાના પ્રજાસત્તાક રાજ્ય નૌકાસમૂહ, સંસ્થાન, અને વેપારની બાબતમાં આટલો બધો અગત્યનો પ્રભાવ મેળવ્યો.

અંગ્રેજ લોકો હજી વેપારી થયા નહોતા. વેપાર પશ્ચિમ દિશા તરફ ગયો હતો, પણ ઇંગ્લંડ પહોંચ્યો નહોતો. એ દેશમાં માત્ર અસિદ્ધ* પદાર્થોજ ઉત્પન્ન થતા હતા. ઇંગ્લંડનું ઊન પણ વણાઈને લૂગડાં થવા માટે બેલ્જીયમ મોકલવામાં આવતું હતું. ઇંગ્લંડમાં પુષ્કળ નાવિકો હતા, પણ વેપાર નહોતો તેથી તેમને વહાણ હાંકવાની રોજી મળતી નહોતી. તોપણ તેઓ ઘણા યુદ્ધપ્રિય હતા. પરદેશ સાથે જમીન પર યુદ્ધ ન ચાલતું હોય, ત્યારે તેઓ માંહોમાંહે લડવાને દરીએ જતા હતા. પાસે પાસે આવેલા લોએસ્ટૉફ્ટ અને યારમાઉથ બંદરોના લોકો વારંવાર પરસ્પર યુદ્ધ કરતા હતા. પ્રસંગે પ્રસંગે થોડું ચાંચિયાનું કામ કરતાં પણ તેઓ બીતા નહોતા. તેઓ દરીએ જવાની હિંમત ધરતા હતા અને પોતાનાં બંદરો પાસેથી જે વહાણો જાય તેને કબજે કરતા હતા.

* રૂ, ઊન, વગેરે સ્વાભાવિક સ્થિતિમાં હોય તેવા પદાર્થો; તેને કાંતી, વણી વાપરવા લાયક કીધેલા નહિ.

એલિઝાબેથના સમય પહેલાં ઇંગ્લંડમાં મહાન્ નાવિકોનો વર્ગ ઉત્પન્ન થયો નથી. ડ્રેક, રૅલી, હૉકિન્સ, અને અસંખ્ય પરાક્રમી નાવિકોનો ઇતિહાસ દરેકને માલૂમ છે. તેઓ જાણે આંધળા, અંધારામાં ફાંફાં મારતા ન હોય તેમ ઘણાંજ નાનાં હોડકાંઓમાં બેસી અજાણ્યાં દરિયામાં સફર કરતા અને નવા દેશો શોધી કાઢતા. એ દેશો પછીના વખતમાં તેમના વંશજોના સ્વદેશ થઈ પડયા છે. તે વખતે સ્પેન અને ઇંગ્લંડ વચ્ચે યુદ્ધ ચાલતું હતું અને અંગ્રેજોને પોતાના શત્રુઓ સાથે જમીન પર તેમજ દરીઆમાં ઘણી સખત લડાઈઓ થઈ. આ પ્રમાણે એક બહાદુર નાવિકવર્ગ ઉત્પન્ન થયો અને કેળવાયો; અને જ્યારે યુરોપની પ્રજામાં બળવાનમાં બળવાન્ સ્પૅનીઅર્ડ લોકોએ અજય્ય નૌકાસૈન્ય ૧ ( ઇન્વિન્સિબલ આર્મેડા ) વડે ઇંગ્લંડ પર હુમલો કીધો ત્યારે એવા વીર પુરુષોની ઇંગ્લંડને ઘણી જરૂર હતી. દેશ, ધર્મ, કીર્ત્તિ, અને સ્વાતંત્ર્ય માટે ઇતિહાસમાં જે મોટામાં મોટાં યુદ્ધ જોવામાં આવે છે તેમાંનું આ એક હતું.

તે સમયના ઇતિહાસમાં જે સમુદ્રવીરો ઘણાજ બહાર પડી આવેલા જણાય છે તેમાંનો એક સર ફ્રાન્સિસ ડ્રેક છે. મોટલિ એને વિષે એમ કહે છે કે સોળમા સૈકાના મહાન્ અનુકરણ કરવા લાયક, વીરપુરુષોમાંનો એ એક હતો ડ્રેક એક સંપૂર્ણ નાવિક હતો, તે મૂળ ગરીબ સ્થિતિનો હતો. તે એક નાના વહાણમાં અમુક કરારે અમુક મુદ્દત સારૂ શીખાઉ તરીકે રહ્યો હતો અને ત્યાં તે ખલાસીનો ધંધો શીખ્યો. એ વેપારી વહાણનો ટંડેલ મરી ગયો ત્યારે એ વહાણ પોતાના શીખાઉ ગુમાસ્તાને વારસામાં આપ્યું. સાંકડાં સમુદ્રમાં થોડી મુદ્દત સુધી કિનારે કિનારે વહાણ હંકાર્યા પછી નૌકાધ્યક્ષ હૉકિન્સ સાથે સફર કરવામાં તેણે પોતાની કષ્ટે મેળવેલી કમાઈ જોખમમાં નાંખી. તેને સ્પૅનિઅર્ડ લોકોએ કેદ કર્યો અને તે મરતો મરતો બચ્યો. સ્પૅનિઅર્ડ લોકોની સામા તેની ત્યાર પછીની સ્વારીઓ પ્રસિદ્ધ રીતે ફતેહમંદ નીવડી.

સ્પેનના રાજાએ સ્પેનનાં બંદરોમાં થઇને અંગ્રેજી વહાણો, અંગ્રેજો, અને તેમના માલને જવાની મના કીધી, ડ્રેક ૭ હથિયારબંધ વહાણ સહિત સમુદ્રમાં નીકળ્યો અને તેણે સૅન્ટ ડૉમિંગો કાર્થાજીના, અને સેંટ ઑગસ્ટાઇન જીતી લીધાં. નાસ્તિકોમાં અગ્રેસર* ઇંગ્લંડને પાયમાલ

૧ એ નૌકાસૈન્ય એવું મોટું હતું કે સ્પેનિયર્ડ લોકોએ તેને ગર્વથી 'અજય્ય' ( જીતાય નહિ એવું ) નામ આપ્યું.

* ઇંગ્લંડ પ્રોટેસ્ટંટ દેશોમાં અગ્રેસર હતું, તેથી રોમન કેથોલિક જાતનો ફિલિપ તેને નાસ્તિકોમાં અગ્રેસર ગણતો હતો.

કરવા ર જો ફિલિપ, સ્પેન અને પોર્ટુગલ, નેપલ્સ અને સિસિલિ, જીનોઆ અને વેનિસનાં એકઠાં કીધેલાં વહાણોનું દરિયામાં હંકારી શકાય એવું મહાન્ નૌકાસૈન્ય તૈયાર કરતો હતો. રોમના ખ્રિસ્તિઆચાર્યવર્યે ફિલિપની આ સ્વારીનું કલ્યાણ ઇચ્છયું હતું. જુદી જુદી ભાષાઓમાં ભવિષ્યવાણીઓ સંભળાઈ કે ૧૫૮૮ નું વર્ષ ' સર્વ વર્ગના લોકોને ઘણુંજ નાશકારક અને અનિષ્ટસૂચક ' થશે: અને હવે એવું માલમ પડયું કે આ મહાન્ સાહસિક નૌકાસૈન્ય ઇંગ્લંડ પર હુમલો કરવા માટેજ સજ્જ થયું છે. તોપણ ઇંગ્લંડ આથી કંપ્યું નહિ. સમસ્ત પ્રજા એકચિત્ત અને એકવિચાર થઈ. સઘળા પંથના લોકો, પ્રૉટેસ્ટંટ તેમજ રોમન કૅથોલિક, આથી એકઠા થઇ ગયા. આ સમયે શેકસપીઅર જીવતો હતો. ઇંગ્લંડની સ્વતંત્રતાનો નાશ કરવાના આ સાહસિક પ્રયાસ વિષે તેણે કથન કીધું છે તેનો સાર નીચે પ્રમાણે છેઃ—

" દુનિયાના ત્રણે ખુણાના લોકો શસ્ત્રસહિત સજ્જ થઈ આવશે તોપણ અમે તેમને નાશ ઉત્પન્ન કરીશું. જો માત્ર ઇંગ્લંડના લોકો પોતાની ભૂમિ પ્રતિ પ્રામાણિક રહેશે તો આપણે કોઇપણ કારણથી પસ્તાવો કરવો પડશે નહિ. "

ડ્રેકે સ્પેનની યોજનાનો સમૂળ નાશ કરવાનો નિશ્ચય કર્યો. ચાર રાણીનાં વહાણ અને ચોવીસ લંડનના વપારીઓએ પૂરાં પાડેલાં વહાણો લઇને તે પ્લિમથથી નીકળ્યો. ૧૫૮૭ ના એપ્રિલના આરંભમાં અંગ્રેજી નૌકાસૈન્ય કેડીઝના બંદરમાં પેઠું અને ઇંગ્લંડ પર હુમલો કરવાને નક્કી કરેલાં વહાણો પર તૂટી પડયું. એમાંના કેટલાક તો તે વખતે જે મોટામાં મોટું કદ ગણવામાં હતું તેવા કદનાં હતાં. એક ૧,૫૦૦ *ટનનું, બીજું ૧,૨૦૦ ટનનું અને બાકીનાં કેટલાંક ૧,૦૦૦ અને ૮૦૦ ટનનાં હતાં. ડ્રેકે બધું મળીને ૧૦,૦૦૦ ટનનાં વહાણનો તેમાંના સર્વ પદાર્થ સહિત નાશ કીધો. બે રાત અને એક દિવસ સુધી તેણે પોતાનું કામ જારી રાખ્યું, એટલે સ્પેનના લડાઈનાં વહાણોમાં તળીએ કે બાજુએ બાકાં પાડયાં, તેને લૂટી લીધાં, ખાલી કીધાં, અને બાળી મૂકયાં. તેણે એ બંદર છોડયું તે પહેલાં ૧૫૦ વહાણો બળતાં હતાં અને કેડીઝની દિવાલો અને કિલ્લાઓ ઉપર તેના ચળકતા ભડકાનો પ્રકાશ પડતો હતો.

* ૨,૨૪૦ પાઉંડ અથવા ૨૮ મણનું વિલાયતી તોલ.

ઇંગ્લંડ પાછાં ફરતાં રસ્તામાં ડ્રેકે બીજાં ૧૦૦ વહાણ કબજે કરી તેનો નાશ કીધો, તેમાંનો થોડો માલ લીધો અને ખલાસીઓને કેદ કીધા. વળી તેણે અસાધારણ મૂલ્યના મ લથી બનેલું એક મોટું સ્પેનનું ઝાઝ પકડયું. એ પણ તે પોતાની સાથે ઇંગ્લંડ લઈ ગયો. તેણે કબૂલ કીધું કે મેં કંઇ ભારે પરાક્રમ કીધું નથી, અને સ્પેનનાં બેહદ બળ અને ભારે તૈયારીઓ વિષે તેણે સરકારને ચેતવણી આપી. તેણે કહ્યું, "થોડા વખતમાં શસ્ત્ર અને ખોરાક સહિત સારી પેઠે સજ્જ થઈ ૪૦,૦૦૦ માણસ આપણા દેશ તરફ આવશે અને તેમની સામા થવાનાં સાધન તૈયાર કરવા ઇંગ્લંડ જેટલો ઉદ્યોગ કરશે તેટલો ઓછો છે."

નૌકાસાધનને અજય્ય બનાવવા ફિલિપે જેટલા બન્યા તેટલા ઉપાયો કીધા. તેણે એ નૌકાસૈન્યની પાછળ લગભગ ૫૦,૦૦૦ ડયુકેટ ખરચ્યા હતા, તે ઉપરાંત ૨૦ લાખ ડયુકેટ અણીને વખતે વાપરવા તૈયાર રાખ્યા હતા. એ નૌકાસૈન્ય ૧૩૬ વહાણનું બનેલું હતું. તે સમય સુધીમાં જે વહાણો બંધાયાં હતાં તેમાં આ અતિશય મોટામાં મોટાં હતાં. તેમાં ૩૦,૦૦૦ સ્પેનિશ પાળા અને નાવિકો, પવન ન હોય ત્યારે વહાણોને હલેસાં મારવા ૨૦,૦૦૦ ગુલામો, અને ધર્મવિચારણ સભાના ૯૦ મઠવાસીઓ ધર્મગુરુઓ, અને વિશ્વાસુ પુરુષો હતા. આ મોટા સૈન્ય ઉપરાંત એ નૌકાસૈન્યને મદદ કરવા ઇસારો મળે કે તરત જ વહાણ પર ચઢી બેસવાને તૈયાર ૩૦ હજાર માણસના લશ્કરની સામા અંગ્રેજી નાવિકોને બાથ ભીડવાની હતી. નૌકાસૈન્ય ઇંગ્લંડ તરફ જવા નીકળ્યું તે પહેલાં આચાર્યવર્ય ૫ મા સિક્સ્ટસે તીવ્ર આજ્ઞાપત્ર પ્રસિદ્ધ કીધું. તેમાં એલિઝાબેથના પર તું અનૌરસ છે ને રાજ્યને બીનહકે પચાવી પડી છે એવાં તહોમત મૂકયાં. ફિલિપને ખ્રિસ્તિધર્મ રક્ષકનો ઇલકાબ આપી એને રાજ્ય વિધિપૂર્વક આપ્યું અને એવો હુકમ કીધો કે "એ રાજ્યને રોમના ખંડિયા રાજ્ય તરીકે તમારા અધિકારમાં રાખવું." હવે ઇંગ્લંડને તાબે કરવાને સર્વ સામગ્રી તૈયાર થઈ અને અજય્ય નૌકાસૈન્ય ચાલતું થયું.

૧૫૮૮ની ૨૯ મી જુલાઇએ લિઝર્ડ ભૂશિરથી દૂર પહેલાં વહાણો નજરે પડયાં. ઘણો વખત થયાં તેની આશા રાખવામાં આવી હતી. લિઝર્ડથી ફૅલ્માઉથ, ડૉડ્મન, ગ્રિબ્બિન અને રેમ ભૂશિરો સુધી દિવાદાંડીના

× ૧,૫૦૦ ટન ગાય એવડું.

ભયસૂચક ભડકાઓ પ્રકાસ્યા; શત્રુ નજરે પડે એટલા પાસે આવ્યાની ખબર **પ્લિમથમાં** આવી ત્યારે ડ્રેક સોબતીઓ સાથે દડાનો ખેલ રમતો હતો; પણ સાંજ પડી તે પહેલાં ૬૦ ઉત્તમ ઇંગ્રેજી વહાણ શત્રુની સામા થવા **પ્લિમથ** બંદરમાંથી ખસેડવામાં આવ્યાં. તેઓ ઇંગ્લંડની ખાડી આગળ ગયાં. બીજે દહાડો થયો ત્યાંસુધી તેઓ ગંજાવર **સ્પેનિશ** વહાણોને ધુમસમાં જોઇ શક્યા નહિ. એકબીજે દિવસ ગયો એટલે તેમને પરસ્પર સમાગમ થયો.

ઇંગ્લંડના નૌકાસૈન્યના અધિપતિઓ **ડ્રેક**, **હૉકિન્સ**, અને **ફ્રૉબિશર** હતા. તેઓમાં સંપૂર્ણ જ્ઞાન, કસાયલી સહનશીલતા, કૌશલ્ય, અને પરાક્રમ હતા. તેઓએ સર્વ પ્રકારનો ભય જોયો હતો અને તે પ્રસંગે દેશના રક્ષણને અર્થે દરેક પ્રકારનું દુઃખ સહન કરવા તત્પર હતા.પ્રથમ યુદ્ધમાંજ તેમની સત્તા જણાઇ આવી. તેઓએ પોતાનાં વહાણ શત્રુના વહાણથી પવનની દિશાએ રાખ્યાં, શત્રુઓ પર તોપોનો માર ચલાવ્યો અને ઇચ્છામાં આવે ત્યારે શત્રુના હાથમાં ન આવે એટલે દૂર નાસી જતા. નાનાં નાનાં અંગ્રેજી વહાણો જેમ ધારે તેમ સહેલથી ખસેડાતાં હતાં, તે સ્પેનનાં ભારે, મુશ્કેલાઇથી ખસેડાય એવાં, ઝાઝની આસપાસ ફરતાં અને જેમ ચાલતાં તેમ સ્પેનનાં વહાણમાં તેમાંથી ગોળીનો બ્હાર કરવામાં આવતો.સ્પેનિઅર્ડ લોકોની ઇચ્છા અંગ્રેજ લોકોની સાથે સામાન્ય યુદ્ધ કરવાની હતી, પણ અંગ્રેજી લોકોએ તેમ કરવા દીધું નહિ. તેઓ શત્રુઓના પર માત્ર માર ચલાવતાં અને તેઓ નાસતા કે તેની પાછળ ધસતા. આ પ્રમાણે દોડતાં કિનારે કિનારે **પ્લિમથ** છોડીને ગયા ત્યાંસુધી યુદ્ધ ચાલ્યા કીધું, પણ **પ્લિમથ** આગળથી અંગ્રેજી વહાણની મદદે વહાણો અને માણસો આવ્યાં. રાત પડી ત્યારે દિવાદાંડીમાંથી ભયસૂચક ભડકા પ્રકાશવા માંડયા કે યુદ્ધ કર્યાં થાય છે તેની હમેશ ખબર પડે. સ્પેનિઅર્ડ લોકોનાં વહાણો માંહોમાંહે અથડાયાં અને એક વહાણને એક ફ્લેમિંગે તોપને ગોળે ઉડાવી મૂકયું. અજય્ય નૌકાસૈન્યનો પૃષ્ઠભાગ રક્ષણ કરનારૂં એક વહાણ અશક્તિમાન્ થયું, અને રાત પડી ત્યાંસુધી ફ્રૉબિશર હૉકિન્સે, તેના પર તોપનો માર ચલાવ્યો, પણ બીજે દહાડે સવાર થઇ ત્યાંસુધી તે ડ્રેકના હાથ નીચેના 'રિવેન્જ' નામના વહાણને તાબે થયું નહિ.

**સ્પેનનું** નૌકાસૈન્ય ડેવન અને ડૉર્સેટને કિનારે થઇને યુદ્ધ કરતું જતું હતું અને ઇંગ્લંડનું નૌકાસાધન તેમની પાછળ પડતું હતું, ત્યારે જમીન-પરના લોકો અતિશય ચિન્તાથી જોતા હતા. દરેક નાના બંદર આગળથી તેઓ ગયા તે દરેક બંદર આગળ, **ડાર્ટમાઉથ, ટીનમાઉથ,** ...

અને વીમાઉથ આગળ, એ યુદ્ધમાં ભાગ લેવા માણસ અને ખોરાકથી ભરેલા મછવાઓ નીકળી આવ્યા અને નાનાં વહાણો, તેમાં ઘણે ભાગે વેપારી વહાણો, તેમની મદદે દરીઆમાં ધસ્યા. સ્પેનનું નૌકાસૈન્ય પોર્ટ્‌લૅન્ડ બિલ અને સેંટ આલ્બન ભૂશિરની વચ્ચેના ઉપસાગરમાં પહોંચ્યું એટલે પવન ઇશાન તરફનો થયો અને હવે સ્પૅનિઅર્ડ લોકોનાં વહાણ અંગ્રેજી વહાણોથી પવનની દિશામાં આવ્યાં. અંગ્રેજ લોકોએ વહાણની દિશા ફેરવી સમુદ્ર તરફ ચલાવ્યાં, પણ તેમના પર સ્પૅનિઅર્ડ લોકોએ તરતજ તૂટી પડી ખૂબ જોરથી હુમલો કીધો. અંગ્રેજ લોકોનાં વહાણોમાંથી એક પછી એક તેમની સામું થયું; પણ સ્પૅનિશ લોકો હમેશ હુમલો કરતા અને હમેશ નાશી જતા પ્રતિપક્ષીઓને સામાન્ય યુદ્ધમાં રોકવા ફાવી શક્યા નહિ કે તેમનાં વહાણમાં પ્રવેશ કરી હુમલો કરી શક્યા નહિ. આ પ્રમાણે તોપની ગર્જના કિનારા તરફ ગઈ. એક પછી એક યુદ્ધ થયાં પણ એકે પરિણામકારક થયું નહિ.

સ્પૅનિશ નૌસાધન કૅલેના નાંગરણ તરફ જતાં રસ્તામાં વાઈટ ટાપુ આગળ થઇને ગયું. કિનારેથી માણસ અને ખોરાકીની મદદ મળી તેથી અંગ્રેજી નાવિકો પણ તેમની પાછળ ધીમે ધીમે ગયા. તેઓ લૉર્ડ હેન્રિસીમોર અને તેની ૧૬ માણસની ટુકડી ડન્જનેસ અને ફૉકસ્ટોનની વચ્ચે હતી તેમની સાથે ભેગા થવાની વાટ જોતા હતા. તેમની સાથે ભેગું થયું કે અંગ્રેજી નૌકાસૈન્ય કૅલે આગળ ગયું અને ત્યાં તેને સ્પૅનિશ નૌસાધન અર્ધચંદ્રાકારમાં નાંગરેલું માલમ પડયું. સ્પૅનિશ નૌકાસૈન્ય નેધર્લાન્ડમાંથી ૩૦ હજાર હથીઆરબંધ અનુભવી શૂરાઓની વાટ જોતું હતું. એલેકઝૅન્ડર ફાર્નેસ નામનો અતિ શૂરો સ્પૅનિશ સરદાર તમામ સ્પેનના લશ્કરને ઇંગ્લંડની રાજધાનીમાં વિજયનો ડંકો કરી લઇ જવાનો હતો. પણ સ્પૅનિશ નૌસાધન લશ્કરની વાટ જોતું હતું તે નકામું હતું. ડચ અને ઝિલાંડના નૌસૈન્યોએ એકઠાં થઈને નેધર્લાંડનાં સઘળાં બંદરો રોક્યાં અને તેથી એક નાની હોડી પણ ત્યાંથી જવા પામી નહિ.

અંગ્રેજી નૌસાધનના સરદાર લૉર્ડ હાવર્ડે જુદી જુદી ટુકડીના સરદારોને મસલત કરવા બોલાવ્યા. હવે સ્પેનિશ નૌસાધન પર હુમલો કરવાનો સર્વેએ નિશ્ચય કીધો તે સમયે મધ્યરાત્રી થઈ હતી. દરીઆમાં પાણી કાળાં દેખાતાં હતાં અને દૂર ગર્જના સંભળાતી હતી. તરતજ સળગી ઉઠે એવા પદાર્થથી ભરેલાં ૭ વહાણો શત્રુઓના વહાણ તરફ મોકલવામાં આવ્યાં. સ્પે-

નિઅર્ડોમાં એકાએક અતિશય ધાસ્તી ઉત્પન્ન થઇ. સમગ્ર નૌસાધનમાંથી પોકાર થવા માંડયો. દરેક દોરડું કાપી નાંખવામાં આવ્યું, અને વહાણો ઘસડાવા માંડયાં. મોટાં મોટાં ઝાઝો એક બીજા સાથે ગુંચવાવાં. કેટલાંક સળગતાં વહાણોથી બળી ગયાં. સ્પૅનિશ નૌકાસાધનમાંનું મોટામાં મોટું અને અતિ સુંદર 'કૅપિટેના' નામનું વહાણ ઘસડાતું ઘસડાતું કિનારે ગયું અને તેને ફ્રેંચ લોકોએ લઇ લીધું. સવાર થઈ ત્યારે સ્પેનનાં નૌસૈન્યમાંના થોડાંક વહાણો નબળાં થઇ નકામાં પડી ગયાં, પણ ઘણો ભાગ દરીઆમાં ચાલતો થયો અને નેધર્લાંડનાં બંદરો તરફ જતો દેખાયો. અંગ્રેજ લોકો નાંગર ઉપાડી તેમની પાછા પડયા. તેઓ સ્પેનનાં નૌસાધનને ગ્રેવેલાઇન્સથી દૂર મળ્યા અને તરતજ તેમણે તેના પર હુમલો કીધો. તેઓએ મોખરાની ટુકડી તોડી અને સ્પેનના સેનાપતિના વાવટાવાળાં વહાણો પર હુમલો કીધો. તેમણે ગોળીના બારથી તેમાં ખૂબ ગાબડાં પાડયાં, તેના સઢ અને દોરડાંના ફાડી કાપલે કાપલા કીધા અને તેને નૌસૈન્યના મુખ્ય ભાગ તરફ હડસેલી મૂકયાં. તેમનાં ચાર વહાણો એક બીજા સાથે અથડાઇ ભાંગી ગયાં. અંગ્રેજ લોકોએ ૭ ૭ કલાક યુદ્ધ જારી રાખ્યું, પણ સ્પૅનિઅર્ડ લોકોના પાસે આવવાના પ્રયાસને હમેશ નિષ્ફળ કીધો. યુદ્ધ પૂરૂં થયા પહેલાં ત્રણ સ્પૅનિશ વહાણો ડૂબી ગયાં, અને બીજાં ઘણાં ભાંગી જઇ નકામા પડી હૉલૅંડની નાશકારક રેતીની ખડક તરફ તણાતાં ગયાં. સોળ ઉત્તમમાં ઉત્તમ સ્પૅનિશ વહાણોનો નાશ થયો અને ચારથી તે પાંચ હજાર સુધી યોદ્ધાઓ મરી ગયા, પણ અંગ્રેજ લોકોનું એક પણ વહાણ નાશ પામ્યું નહિ અને સોથી વધારે યોદ્ધાઓ મરણ પામ્યા નહિ.

હવે પવન ખૂબ જોરથી વાતો હતો અને વહાણોને રક્ષિત બાજુથી વિરુદ્ધ કિનારે ઘસડી લઇ જતો હતો. એ જોઇને સ્પૅનિશ નૌસાધનના અધિપતિ મેડિના સિડોનિઆએ પાછા ફરવાનો હુકમ કીધો. પછી અજય્ય નૌકાસૈન્ય વાયવ્ય કોણ તરફ ખુલ્લા સમુદ્રમાં તણાયું. લૉર્ડ હાવર્ડ તેમની પાછળ થોડું અંગ્રેજી નૌસૈન્ય લઇને ગયો અને બાકીનાં વહાણોમાં દારૂગોળા ખુટયા હતા તેથી તે થેમ્સ નદી તરફ ગયાં. એક ભયંકર પવનનો સપાટો નીકળ્યો. દક્ષિણ તરફનો પવન ચાર તુતકના સ્પૅનિશ વહાણોને શીતળ, ભયંકર, અને અન્નહીન ઉત્તર સમુદ્ર તરફ તાણી લઇ ગયો. હાવર્ડ ફ્રૉર્થના અખાત સુધી તેમની પાછળ ગયો. તેથી વધારે તેમની પાછળ જવું નકામું હતું. શત્રુઓ પવનની સત્તામાં આવ્યા હતા. નબળાં પડેલાં

વહાણો એક પછી એક ડૂબી ગયાં. તેઓ એકએકથી દૂર તણાઇ ગયાં. કેટલાંક નાર્વેના ખડકવાળા કિનારા પર અથડાઇ ભાંગી ગયાં. તેઓ દક્ષિણ તરફ વહાણો હંકારી શકયા નહિ. ઇંગ્લંડની ખાડીમાં થઇને જવાનો રસ્તો રોકયો હતો. તેઓથી સ્કૉટ્લંડ અને આયર્લંડના પશ્ચિમ કિનારાની આસપાસ થઇનેજ સ્પેન જવાય એમ હતું, પણ એ રસ્તે વહાણ હંકારવાં એ ઘણું ભયંકર હતું. પશ્ચિમ સમુદ્ર પહોંચવાનો પ્રયાસ કરવામાં ઘણાં સ્પેનિશ વહાણો શેટ્લંડ અને ઑર્કની દ્વીપ ઉપર અથવા તો સ્ટ્રૉન્સા અને પેન્ટ્લંડનાઃઅખાતની ભયંકર રેલમાં ખડકોમાં ભાંગી ગયાં.

વળી એકવાર પશ્ચિમ સમુદ્રમાં આવ્યા એટલે હેબ્રિડીસ અને સ્કૉટ્લંડની પશ્ચિમના ખડકવાળા ટાપુઓ આગળનાં જોખમો વટાવવાનાં હતાં. વહાણ હંકારવાની રત જતી રહી હતી અને તોફાનને વખતે પશ્ચિમ તરફથી મોજાં ભયંકર જુસ્સાથી આવે છે. સ્કૉટ્લંડ અને આયર્લંડના કિનારાઓ ભાંગેલાં વહાણોના કકડાઓથી છવાઇ ગયલા માલમ પડયા. દુઃખનો વૃત્તાન્ત કહેવાને થોડાજ સ્પેનિઅર્ડ લોકો જીવતા રહ્યા. માત્ર કિનારા ઉપર ભાંગેલા વહાણના ઘસડાયલા લાકડાના ઢગલાથીજ કેટલાં બધાં વહાણનો નાશ થયો તે જણાઇ આવતો હતો. તોપણ એટલું જાણવામાં આવ્યું છે કે અધિપતિ ઓકવેન્ડોના મોટા ચાર તૂતકવાળા વહાણ સહિત ૩૮ સ્પેનિશ વહાણો આયર્લંડના કિનારા પર ભાંગી ગયાં. તે પરનો લગભગ દરેક આદમી નાશ પામ્યો. બાકી રહેલું સ્પૅનિશ નૌસાધન નાશની સ્થિતિમાં સ્પેન પાછું ફર્યું. વહાણોને એટલું બધું નુકસાન થયું હતું કે હવે પછી ઉપયોગ માટે બીલકુલ નકામાં થયાં હતાં. *

ફિલીપે આવું નૌસાધન મોકલવાનું સાહસ કદી ફરીથી કર્યું નહિ. તો-

+ એક વહાણ વાવાઝોડાથી ભાગેલી ટેકરીની કરેટીથી થયલા ફેર નામના દ્વીપ ઉપર અથડાઈ ભાંગ્યું હોય એમ ધરાય છે. તેમાંના કેટલાક ખલાસીઓ બચ્યા હશે, કેમકે આજ પણ એ દ્વીપવાસીઓમાં સ્પૅનિશ લોહીનો અંશ જોવામાં આવે છે.

* જો નાવિકોએ બહાદુર બચાવ ન કર્યો હોત તો સ્પૅનિશ નૌસાધને જય મેળવ્યો હોત એ સંભવિત હતું. જેમ હાલ છે તેમ તે સમયે પણ દેશના રક્ષણનું ઉત્તમ સાધન નૌકાસૈન્યજ હતું. એલિઝાબેથ રાણી પાસે ઝાઝું લશ્કર નહોતું, તેમજ યુદ્ધના પ્રસંગને માટે રાખેલું લશ્કર પણ નહોતું. તે માત્ર ૪,૦૦૦ ઐચ્છિક સૈનિકો જમાવી શકી. રાણી ટિલ્બરીમાં આ મુકીજર સૈનિકોને મળી તે પહેલાં તો સ્પૅનિશ નૌસાધન હારી ગયું હતું, અને નાઠું પડી ઉત્તર સમુદ્રમાં

પણ પોતાના અમેરિકન સંસ્થાનો સાથે વ્યવહાર જારી રાખવાને માટે તેમજ સ્વદેશ આવતાં સુવર્ણથી ભરેલાં વહાણોને જાળવવા માટે નૌસૈન્ય ટકાવી રાખવાની તેને જરૂર હતી. ઇંગ્લંડ અને હૉલંડ સ્પેનની સાથે યુદ્ધ જારી રાખ્યું હતું તેથી એ દેશોનાં નૌસૈન્ય વચ્ચે વારંવાર લડાઈઓ થતી હતી. જે સુવર્ણથી ફિલિપ ઇંગ્લંડ અને હૉલંડના સ્વાતંત્ર્યનો નાશ કરવા તેમની સામા યુદ્ધ ચલાવતો હતો તે સુવર્ણ તેની પાસેથી લઈ લેવા સારૂ ઇંગ્લંડ અને હૉલંડના નાવિકો સ્પેનનાં મોટાં ચાર તૂતકનાં સુવર્ણથી ભરપૂર વહાણોને તાકયા કરતા હતા.

ઇંગ્લંડના સમુદ્રવીરોએ ઘણાં પરાક્રમનાં કામ કીધાં છે. દાખલા તરીકે એલિઝાબેથ રાણીના સમયમાં ઉપનૌકાધિપતિ સર રિચર્ડ ગ્રેન્વિલે જે છેલ્લું યુદ્ધ કર્યું તે વિષે વિચાર કરો. સ્પૅનિશ લાપ્લાટાના નૌસૈન્યને માર્ગમાં અટકાવવા તેને એઝોર્સ મોકલ્યો હતો. સ્પેનના રાજા ફિલિપને આ સાહસની ખબર પડવાથી એ પ્રયાસ નિષ્ફળ કરવા અને સુવર્ણથી ભરપૂર વહાણોને બંદરમાં લાવવા તેણે ૫૩ વહાણનું બનેલું બળવાન્ નૌસાધન મોકલ્યું. બન્ને પક્ષનાં નૌસૈન્યો સામસામાં થયાં. તેમાં ૬ ઇંગ્લંડનાં વહાણો અને ૫૩ સ્પેનનાં હતાં. સ્પેનનું ચઢીઆતાપણું એટલું બધું હતું કે લૉર્ડ હાવર્ડની સરદારી નીચેનાં પાંચ અંગ્રેજી વહાણોને શત્રુવશ થવાની જરૂર પડી. 'રિવેન્જ' નામના જે જૂના વહાણમાં સર ફ્રાન્સિસ ડ્રેકે સ્પેનના અજય્ય નૌસાધનની સામા ઇંગ્લંડની ખાડીમાં યુદ્ધ કીધું હતું તે 'રિવેન્જ'માં સર રિચર્ડ ગ્રેન્વિલ ટકયો રહ્યો હતો. તે શત્રુને શરણ થયો નહિ, તે આખા સ્પૅનિશ નૌસૈન્યની સામા ટકી રહ્યો.

તેની પાસે માત્ર ૧૦૦ જ માણસો હતાં, પણ તે તેના જેવાજ શૂરા હતા. બાર કલાક સુધી સ્પૅનિઅર્ડ લોકોએ આ નાશને માટે નિર્મેલા વહાણમાં દારૂગોળાનો માર ચલાવ્યા કીધો. તેઓએ તેની અંદર પંદર વાર પ્રવેશ કીધો, પણ તેમને દૃઢ શૌર્યથી પાછા હાંકી કાઢ્યા. સર રિચર્ડ બે વાર ઘાયલ થયો. તેને નીચે લઇ ગયા અને તેને માથામાં બીજી ગોળી વાગી અને જે શસ્ત્રવૈદ્ય તેના ઘાને પટ્ટીઓ મારતો હતો તે તેની પાસેજ ગોળી

---

પસાર થયું હતું. અંગ્રેજી નૌકાસૈન્ય સ્પેનિશ નૌકાસાધનમાંનાં યોદ્ધાઓને ઇંગ્લંડમાં ઉતરતાં ન અટકાવી શક્યું હોત તો તે લોકોએ લંડન શહેર લૂંટવા ધાર્યું હતું તે તેમને હાથ આવ્યું હોત. આ પ્રમાણે ઇંગ્લંડનું રક્ષણ માત્ર નાવિકોએજ કીધું છે.

વાગવાથી મરણ પામ્યો. આવી નિરાધાર સ્થિતિમાં તેણે એવી સલાહ આપી કે શત્રુને તાબે થવા કરતાં વહાણને ડુબાવી દેવું; પણ ઘણાખરા ખલાસીઓ એ મતની વિરુદ્ધ થયા અને 'રિવેન્જ' પરથી શરણે થયાના ચિન્હ તરીકે નિશાન ઉતારવામાં આવ્યું. એ એકલાજ વહાણને હજી સુધી સ્પૅનિઅર્ડ લોકોએ લીધું હતું. પણ સઘળી બાજુથી વાગેલી ગોળીથી તે એટલું બધું નુકસાની થયું હતું કે તેને તરતું રાખી શકાયું નહિં, અને તે બે દિવસમાં ડૂબી ગયું.

આ પરાક્રમી પુરુષનું મોત એની જીંદગીના જેટલુંજ ઉત્તમ પ્રતિનું હતું. એણે કહ્યું, " હું રિચર્ડ ગ્રેન્વિલ આનંદી અને શાન્ત મનથી મરણ પામું છું, કારણ કે જેવી રીતે ખરા યોદ્ધાએ પોતાના દેશ, રાણી, ધર્મ. અને કીર્ત્તિ માટે પોતાનો પ્રાણત્યાગ કરવો જોઇએ તેવીજ રીતે મેં મારૂં જીવન પૂરૂં કર્યું છે. જેવી રીતે દરેક પરાક્રમી યોદ્ધાઓની વર્ત્તવાની ફરજ છે તેવીજ રીતે વર્ત્તવાની છેલ્લી કીર્તિ પાછળ મૂકી મારો આત્મા શરીરમાંથી ખુશીથી જાય છે." આ પ્રમાણે બહાદુર સર રિચર્ડ ગ્રેન્વિલ મરણ પામ્યો.

સત્તા અને વેપાર સાધારણ રીતે સાથેજ જોવામાં આવે છે. જ્યારે કોઇ દેશનો વેપાર જતો રહે છે, ત્યારે તેની સત્તા પણ જતી રહે છે. બંનેને પરસ્પર આધાર છે. અર્વાચીન સમયમાં પહેલું મોટું વેપારી રાજ્ય વેનિસનું હતું. હાલ એ શહેર ગરીબ સ્થિતિમાં છે તોપણ ગ્રૅન્ડ કૅનાલની બાજુ તરફ જે મોટા રોનકદાર મહેલો રહ્યા છે તે એની પૂર્વની સ્થિતિ દર્શાવે છે. લેપૅન્ટોના યુદ્ધ પછી વેપાર એથી પણ વધારે પશ્ચિમ દિશા તરફ ગયો. પછી દક્ષિણ તરફ વેપારનું મથક જીનોઆ થયું, અને ઉત્તર તરફ જર્મનિના હૅન્સ શહેરો થયાં. જ્યારે હૉલંડ રાહિન નદીના કાદવમાંથી ભાગ્યેજ બહાર નીકળવા પામ્યું હતું તે વખતે પણ વિસ્તારમાં નાનો પણ બેલ્જીઅમ દેશ યૂરોપમાં મોટામાં મોટી પેદાશવાળા દેશોમાંનો એક હતો.

પણ ર જા ફિલિપના રાજ્યમાં આલવાની ક્રૂરતાથી બેલ્જીઅમના વેપારનો નાશ થયો. સ્પેનનું રાજ્ય અત્યારસુધી નવી દુનીઆ, જર્મનિ, ઇટલિ, અને નેધર્લાંડના પર જુલમ ગુજારતું હતું, તે યૂરોપમાં હાસ્યપાત્ર થયું. હૉલંડે તેને હરાવ્યું, અને તેનાં વહાણોને નસાડી મૂકયાં. હૉલંડ વેપારનું મોટું મથક થયું અને સ્પેનનો વેપાર ધીમે ધીમે નિયમિત રીતે મંદ થયો અને તે છેવટે આપણે હાલ જોઇએ છિયે તેવો ગરીબ દેશ થઈ ગયો.

હૅાલંડની પછી ઈંગ્લંડ પણ વેપારમાં આબાદ થયું. એ બંને દેશના લોકો એકજ વંશમાંથી ઊતરેલા નાવિક લોકોને દુનીઆના ઈતિહાસમાં તેઓએ એક નવોજ નામાંકિત સમય આરંભ્યો. વહાણો, સંસ્થાને, અને વેપાર, એ તેમનું નિત્ય વચન હતું. તેમણે નવા દેશો વસાવ્યા, અને દુનીઆમાં જુદે જુદે સ્થળે સંસ્થાનો સ્થાપ્યાં. ફ્રાન્સ, સ્પેન, હૅાલંડ, અને ઇંગ્લંડ સર્વ દેશોએ ઉત્તર અમેરિકામાં સંસ્થાનો સ્થાપ્યાં; પણ સર્વેનાં સ્થાપેલાં સંસ્થાનોમાંથી બાકી રહેલાં હાલ જોવામાં આવે છે, તોપણ ઈંગ્લંડનાં બીજા બધા દેશો કરતાં વધારે છે. કૅનેડા, ઉત્તર અમેરિકા, ઑસ્ટ્રેલિઆ, ન્યૂઝિલૅાંડ, કેપ ઑવ્ ગુડ હોપ, અને ઇંડિયાના ટાપુઓમાં અંગ્રેજી ભાષા બોલાય છે, અને એક બીજા સૈકામાં એ દુનીઆમાં સર્વથી વધારે સ્થળે બોલાતી ભાષા થશે. આ સઘળું વહાણ અને નાવિકોનું પરિણામ છે.

યૂરોપનાં રાજ્યમાં ઉથલપાથલ ઉત્પન્ન કરે એવા મોટા યુદ્ધના દર્મિયાનમાં નેપોલિયને યૂરોપનાં તમામ બંદરો રોકી એકેમાં અંગ્રેજી વહાણોને દાખલ થવાં દીધાં નહિ. ઇટલિમાં નેપલ્સથી ફ્રાન્સમાં ટૂલુનથી, સ્પેનમાં કેડીઝથી, હૅાલંડ, ડેન્માર્ક અને જર્મનિના અને કિનારાની આસપાસ, બાલ્ટિક સમુદ્રમાં ડેન્ટ્ઝિગ સુધી તમામ બંદરો રોકવામાં આવ્યાં. નેપોલિયન અંગ્રેજી નૌકાસૈન્યને ધિક્કારતો હતો. પણ તે ભૂમધ્ય સમુદ્રમાં થઇને તેની પાછળ પડયું અને એને એબૂકર આગળ પકડયો. તેણે બોલોન આગળ એનાં સપાટ તળીઆનાં વહાણોનો નાશ કીધો, અને અનેક યુક્તિઓ નિષ્ફળ કરવા કોરન્ના, ટૅારીસ વીડ્રાસ, અને બેલ્જીઅમમાં લશ્કરો ઉતાર્યા. નેપોલિયન અંગ્રેજી નૌકાસૈન્યે કીધેલા નુકસાનનું વેર લેવા કદી ચૂક્યો નહિ.

તોપણ અંગ્રેજી નૌકાસૈન્ય પોતાની સત્તા સર્વત્ર બતાવી આપી. તેના અધિપતિઓ ઘણા શૂરા હતા અને તેમાં સર્વથી શૂરો નેલ્સન હતો. તે અસાધારણ બુદ્ધિમાન્ પુરુષ હતો. તેની દૃષ્ટિ ખુલી હતી અને તે જે કામ કરતો હતો તે જુસ્સાથી કરતો હતો. તેને લાગ્યું કે ઇંગ્લંડની હયાતિ પણ જોખમમાં છે, અને તેનું રક્ષણ કરવું એ મારૂં કામ છે અને કર્તવ્ય છે. જ્યારે તે દરિયામાં રહેતો ત્યારે ઇંગ્લંડનાં સ્ત્રીપુરુષો પોતે સહીસલામત અને શાંત છે એમ ધારતાં. તે શક્તિમાન્ અને શૂરો નાવિક હતો એટલુંજ નહિ પણ તેના પરાક્રમી આત્મામાં દેશભક્તિની શુદ્ધ જ્વાળા પ્રદીપ્ત હતી, અને તેના ધર્મનો સાર હોમરના નીચે લખેલા શબ્દોમાં કહી શકાયઃ—

"જન્મભૂમિ માટે લડવું એજ ઉત્તમ શુભ ચિન્હ છે."

તેનું જીવન એક કલ્પિત વાર્તારૂપ હતું. તેના દોષ પણ ઇશ્વરદત્ત શક્તિ અને ગુણના જેવાજ અદ્ભુત હતા; તોપણ તે દુનીઆમાં મહાન્ શુર પુરુષોમાંનો એક કહેવાશેજ. જે છેલ્લા શબ્દો તે બોલ્યો તે આ પ્રમાણે હતાઃ- "મેં મારૂં કર્ત્તવ્ય કીધું છે; હું તેને માટે ઇશ્વરની સ્તુતિ કરૂં છું."

આપણા નાવિકો આપણા દેશમાંજ જોવામાં આવે એવા વિશિષ્ટ નાવિકો છે; અને જે નાવિક પ્રજા સ્વાભાવિક પ્રેરણાથીજ વેપારને માટે ઇચ્છા ધરાવે છે, જેની ટેવ પર વેપાર અસર કરે છે, અને જે, દ્વીપમાં સર્વથી નિરાળી રહેવાથી એક ખાસ અને વિચિત્ર જાતની બની છે એવી ભાવિક પ્રજાની પરાપૂર્વથી ચાલી આવતી દંતકથાથી એ નાવિકોનાં લક્ષણ બંધાયલાં છે. પ્લૂટાર્કે જે સર્વ પુરુષોનાં ચિત્રો આપ્યાં છે તે ચિત્રસમુદાયમાં ડ્રેક, ગ્રેન્વિલ, કોલિંગવુડ, કે નેલ્સનને માટે આપણા મનમાં વિચાર ઉત્પન્ન કરે એવું એક ચિત્ર નથી. આપણા નાવિકો વિલક્ષણ પુરુષો છે અને તે આપણા દેશમાંજ જોવામાં આવે છે. લિવર્પૂલમાં લૉર્ડ સૅન્ડને તેમનાં લક્ષણનું વર્ણન કર્યું છે તે જુઓ. વેપારી નાવિકો થવાની કેળવણી લેનારા છોકરાઓની મોટી સંખ્યા સમક્ષ તે ભાષણ કરતો હતો. તેણે કહ્યું, "પ્રથમ પંક્તિના અંગ્રેજ નાવિક થવું એ કરતાં શું ઉત્તમ થઈ શકે? અને અંગ્રેજ નાવિકનું ચારિત્ર્ય ઉત્તમ પંક્તિનું શાથી હોઈ શકે? હું તો કહું છું કે તેણે વિશેષે કરીને પ્રામાણિક થવું જોઇએ, શુરા થવું જોઇએ, માયાળુ હોવું જોઇએ, નબળા લોકો તરફ વિવેકી થવું જોઈએ, અને ઇશ્વર અને સ્વભૂમિ પ્રત્યેનું પોતાનું કર્ત્તવ્ય કરવા નિશ્ચિત થવું જોઇએ. જે પુરુષો પોતાને માટે નહિ પણ આસપાસના લોકો માટે પ્રથમ વિચાર કરે છે, અને જેઓ કર્ત્તવ્ય કરી પરિણામને માટે ઈશ્વર પર વિશ્વાસ રાખે છે તેઓજ સર્વથી સુખી જીવન નિર્ગમન કરે છે. એજ જીંદગીમાં ઉત્તમ વસ્તુપ્રાપ્તિ છે. એજ રીતે શ્રેષ્ઠ અંગ્રેજી ચારિત્ર્ય બંધાયાં છે.

મહારાણીજીએ નાવિક બાળકોને ઇનામ આપવાની જે ચાલ રાખી છે તે આ પ્રમાણેઃ—

ઉપરીઓને આનંદથી આજ્ઞાધીન રહેવું, આત્માભિમાન અને સ્વતંત્રતાવાળું ચારિત્ર્ય રાખવું, નિર્બળ પ્રતિ દયા રાખવી અને તેમનું રક્ષણ કરવું, અપરાધ ક્ષમા કરવા તત્પર રહેવું, બીજાઓને સમજવી મનમેળ

છોડાવી પોતાની તરફ લઇ લેવાની ઈચ્છા રાખવી, અને મુખ્યત્વે કરીને નિ:શંક ધર્મપરાયણતા અને દઢ સત્યતા રાખવી.

આવા વિચાર જો મનમાં આણી કાર્યમાં મૂકવામાં આવે તો તેથી મનુષ્યનું નીતિવર્ત્તન દરેક પ્રકારના જીવનમાં લગભગ પૂર્ણ કળાએ પહોંચે.

નાવિક વહાણ પ્રત્યે પ્રામાણિક રહે છે, અર્થાત્ તેને દઢતાથી વળગી બને ત્યાં લગણ છોડી દેતા નથી. ભયને સમયે તેનો સર્વથી છેલ્લો ત્યાગ કરનાર ટંડેલ હોય છે. વહાણ અગ્નિ કે તોફાનથી જોખમમાં આવે ત્યારે ટંડેલ પ્રથમ તે માંહેની સ્ત્રીઓ અને છોકરાંને સહીસલામત રાખવા તરફ નજર રાખે છે, પછી બીજાં માણસોની સહીસલામતી તપાસે છે, પછી પોતાના માણસોની અને છેવટે પોતાની. આવી સ્થિતિમાં સદ્‌ગુણની પેઠે હિંમત કોઇ પણ પ્રકારના ઇનામની અપેક્ષા રાખતી નથી. સમુદ્રમાં કે જમીન ઉપર પોતાનો સ્તુતિવાદ થાય એમ નાવિક ઇચ્છતો નથી. 'મેં આત્ર મારૂં કર્ત્તવ્ય કીધું છે' એજ વિચારને નાવિક સર્વોત્તમ સ્તુતિ ગણે છે. ભયથી મનુષ્યને ઉંચામાં ઊંચા ગુણો દર્શાવી આપવાનો પ્રસંગ મળે છે. ઘણાં માણસોના જીવ જોખમમાં હોય ત્યારે તેને બચાવવાનો દરેક પ્રયત્ન કરવામાં મનુષ્યની આબરૂ રહેલી છે. હિંમતવાન મનુષ્ય ભયનું ખરૂં સ્વરૂપ સમજી શકે છે, તોપણ તેથી તે બીતો નથી, પણ મર્દાઇથી તેની સામા ટક્કર લે છે. જીવતાં જેવી શાંતતા તેનામાં હોય છે તેવીજ શાંતતાથી તે મોતને મળવા તૈયાર રહે છે.

રાજાના વહાણનો ટંડેલ આખર સુધી વહાણ પર રહ્યાના ઘણા પ્રસિદ્ધ દાખલામાંનો એક રિઉ નામના સરદારનો છે. તેનું 'ગાર્ડિયન' નામનું વહાણ ભર દરીએ હતું ત્યારે ધુમસને વખતે બરફના તરતા ડુંગરામાં ઘસડાયું. વહાણ ભાંગી જવાની તૈયારી હોય એમ ભાસ્યું. તેમાંથી પાણી કાઢી નાંખવાને માણસોએ બંબા ચલાવવાનું કામ બીલકુલ અટકયા વગર જારી રાખ્યું. તોપો, ખોરાકનો સંગ્રહ, છરાના ગોળા વગેરે જે કંઇ નાંખી દેવાથી વહાણ હલકું થવાનો સંભવ હોય તે સઘળું વહાણ પરથી નાંખી દેવામાં આવ્યું. બીલકુલ વિરામ લીધા વિના, બચવાની આશા વગર, ૪૮ કલાક કામ કર્યા પછી 'મછવાઓ' એવી બૂમ પડી. રિઉના નોકરે તેને પૂછ્યું કે તમે ક્યા મછવામાં જવાના છો કે હું તમારી પાસે તેમાં બેસું. રિઉએ જવાબ દીધો કે 'હું તો વહાણમાંજ રહેવાનો છું. બનશે તો તેને બચાવીશ, અને ન ચાલતાં જરૂર પડશે તો તેની સાથે ડૂબી જઇશ.'

થોડા ખલાસીઓ સાથે મછવાઓ ચાલતા થયા તે પહેલાં રિઉએ

દરિયાઇ મુકદ્દમા ચુકવનારી સભાને કાગળ લખ્યો, તેમાં તેને આ અકસ્માત્ બનાવની ખબર કીધી, અમલદારો અને માણસોની વર્તણુકનાં વખાણ કર્યા, અને છેવટે તેમની રજા માગી, કેમકે 'હવે આ દુનિયામાં મારો ઘણા કલાક રહેવાનો કંઇ સંભવ દેખાતો નથી.' મછવાઓ હંકારાયા અને રિઉ આસરે અર્ધા ખલાસીઓ સાથે વહાણમાં રહ્યો. ઘણાખરા મછવાઓ ડુબી ગયા, પણ વહાણ ટકી રહ્યું. આઠ અઠવાડીયાં સુધી બહાદુરી ભરેલા ધૈર્ય અને વહાણ ચલાવવાની અતિશય ચતુરાઇથી 'ગાર્ડિયન'ને તરતું રાખ્યું. છેવટે તે ડચ મગરમચ્છ પકડનારાં વહાણને રસ્તે ચહડ્યું, અને એ લોકોએ તેને દોરડે વતી ઘસડીને ટેબલ ઉપસાગરમાં પાછું હડસેલ્યુ. પછી એ ટંડેલ રિઉ કોપનહેગનના યુદ્ધમાં વહાણમાંથી બહાદુરીથી લડતાં મરણ પામ્યો.

પ્રમાણિકપણું અને કર્તવ્ય તે શું એ સમજવાની જેને ટેવ પડી હતી એવા સાધારણ વેપારી વહાણના ટંડેલનો વળી બીજો દાખલો લો. અમે મર્હૂમ ટંડેલ નોલીસ વિષે કહીએ છિયે. તેને ગ્લૅડ્સ્ટન નેપોલિયનના કરતાં પણ 'વધારે મોટો' પરાક્રમી ગણે છે, કારણ કે તેનું જીવન સ્વાર્થબુદ્ધિથી બીલકુલ દૂષિત થયું નહોતું. તેની જીંદગીની મોટામાં મોટી બીના નીચે પ્રમાણે છે-'નાર્થ્ફલીટ' નામના વહાણનો તે ટંડેલ હતો અને તે વહાણ સ્વદેશ તજી પરદેશમાં વસવા ઇચ્છનારાઓની મોટી સંખ્યાને લઇને લંડનથી હોબર્ટ ટાઉન જવાનું હતું. તેને ડન્જનેસથી દૂર નાંગરેલું હતું. રાત્રે અગીઆર વાગ્યા હતા અને ઘોર અંધારું હતું. આવતાં જતાં વહાણોને ચેતવવા માટે વહાણમાં દીવા બળતા હતા. એજ સમયે તરતજ 'મ્યુરિલ્લો' નામનું સ્પૅનિશ વહાણ તેની જોડે અથડાવાથી તેના તળીઆમાં મોટું બાકું પડ્યું. તે એકદમ ડુબવા માંડ્યું. સ્પૅનિશ વહાણ ગોખરાના ને પાછલા ભાગની વચ્ચે થઇને પાછું ફર્યું અને લગાર પણ મદદ આપવાનું કહ્યા વગર ૩૦૦ થી વધારે માણસોને મરણ પામતાં મુકીને જલદીથી સટકી ગયું. ટંડેલ નોલીસે બંબા ચલાવી પાણી કાઢી નાંખવાનો હુકમ કીધો અને ભયનાં ચિહ્નો દર્શાવ્યાં. વહાણ ડુબે છે એમ જ્યારે માલૂમ પડ્યું ત્યારે ઉતારૂઓમાં ઘણો ગભરાટ પેદા થયો અને સ્ત્રીઓમાં અતિશય દુઃખનાં ચિહ્નો જોવામાં આવ્યાં. મછવાઓ નાંખવામાં આવ્યા અને અધિપતિએ હુકમ દીધો કે બૈરાં અને છોકરાંને એકદમ માંહે ઉતારવાં; પણ મછવામાં ઊતરવા માટે માણસોનો ખૂબ ધસારો થયો, અને નોલીસે હાથમાં પિસ્તોલ લઇને કહ્યું કે જે પહેલો મરદ બૈરાં છોકરાંઓને મછવામાં ઊતરતાં અટકાવશે તેને હું

ગોળીથી ઠાર કરીશ. એક મરદ આગળ ધસી આવ્યો. તેને પગમાં ગોળી મારી નિર્બળ કરવામાં આવ્યો. હવે બૈરાં છોકરાં માંહે ઉતર્યાં. બે મછવાઓ ઉતારૂઓથી ભરપુર થઇ હંકારાયા. વહાણુ જલદી નીચે જતું હતું, તેની આસપાસ મોજાં અથડાતાં હતાં, અને આખરે તે ડુબી ગયું. તે પરાક્રમી ટર્ડેલ વહાણુની સાથે ડૂબી ગયો. તેની સ્ત્રીનું લગ્ન થોડા વખત ઉપરજ થયું હતું, તે તથા બીજાં ૮૫ માણુસો બચ્ચાં. એ પુરૂષ વિષે એક કવિએ કાવ્ય રચ્યું છે તેનો સાર નીચે પ્રમાણે છેઃ—

"પોતાની તરતજ પરણેલી આનંદી સ્ત્રી, તેનું પ્રીતિસર્વસ્વ હતું, તેને મૂકીને તેણે દ્દઢતાથી સમુદ્રમાં ડૂબી જવું પસંદ કીધું; કેમકે એ પોતાનું કર્ત્તવ્ય છે એમ તે સમજતો હતો. અરે મારી પ્રિય જન્મભૂમિ ! તું આવા પુરુષોને કેળવે છે ! હું એ જોઇને હર્ષનાદ કરૂં છું અને આનંદાશ્રુ નાંખું છું. તું એવાજ પુરૂષને હમેશ કેળવ, મારા પ્રામાણિક પુત્રનું કાર્ય સફળ કર."

જ્યારે આસરે ચૌદ વર્ષ ઉપર બિસ્કેના ઉપસાગરમાં ૨૨૦ ઉતારૂ સહિત 'લૅંડન' નામનું વહાણ ડૂબી ગયું, ત્યારે આખા દેશમાં લોકોના મનમાં ઘણોજ સંક્ષોભ ઉત્પન્ન થયો. વહાણમાં જોઇએ તે કરતાં વધારે બોજો ભર્યો હતો. ઘણીજ ધીમી પવનની લહેર વખતે પણ દરીઆનાં મોજાં તેનાં તૂટક પર અથડાતાં હતાં. તે વખતે વહાણમાં આટલોજ બોજો ભરાય એવો નિયમ નહોતો. વહાણુના લોભીઆ માલિકોની સામા પ્લિમ્સોલે પોતાનું યુદ્ધ આરંભ્યું નહોતું. પણ ખલાસીઓમાં ૨૧ ખલાસીઓ ડચ હતા અને તેમણે કામ કરવાની ના પાડી. તે ખલાસીઓ સિવાયના બાકીનાઓની તેમજ ઉતારૂઓની વર્તણુક વખાણવા લાયક હતી. વહાણમાંના અતિશૂર પુરૂષોમાં પ્રસિદ્ધ, શોકપર્યવસાયી નાટક* ભજવનાર ૫ મો ગસ્ટાવસ બ્રૂક હતો. તેણે વહાણને તરતું રાખવા સર્વ સામર્થ્ય અજમાવ્યું. તેણે પાણી કાઢી નાંખવાના બંબા પર દહાડો ને રાત કામ કર્યા કીધું. તે ઉઘાડે પગે, ટોપી વગર, માત્ર રાતું ક્રિમિઆના લોકો પહેરે છે તેવું ખમીસ, અને પાટલુન પહેરી તૂતક પર ફરતો હતો. તે એક બંબા પરથી બીજા બંબા ઉપર મોતનો ભય રાખ્યા વગર કામ કરવા જતો અને આગબોટ ડૂબ્યાનાં પહેલાં ચાર કલાક અગાઉ એને છેલ્લો જોયો ત્યારે એ ઘણા શાન્ત ચિત્તથી પોતાના સાથીના એક અર્ધદ્વારને ટેકવીને ઉભો હતો. બચેલા ઉતારૂમાંના એકે એને

* જે નાટકનું પરિણામ શોકજનક હોય, જેને જોઇ હૃદય પરમશોક પામે એવું કરૂણરસપ્રધાન નાટક.

જોયા હતા. તેણે કહ્યું 'તેણે અદ્ભુત ઉદ્યોગ કીધો, અને ખરૂં કહીએ તો એ વહાણમાંના કોઈપણ માણસના કરતાં વધારે બહાદુરીથી તેણે મહેનત કીધી હતી.

બિચારા વેપારી નાવિકોનો કોઇ મિત્ર થતો નથી; એવા નિરાધાર પુરુષોનો પક્ષ ખેંચવાનું પ્લિમ્સોલને શી રીતે મન થયું તે વાત તેણે વર્ણવી છે. "એક પ્રસંગે તોફાની હવામાં મેં થેમ્સથી રેડકાર સુધી સફર કીધી હતી; હું સુભાગ્યે સરકારની દેખરેખવાળી ઊતારૂઓની આગબોટમાં હતો તેથી મારે જે મુકામે જવું હતું ત્યાં સહીસલામત પહોંચ્યો. પણ રસ્તામાં અમે ત્રણ ખડક પર અથડાઈ ભાંગી ગયેલાં વહાણો પાસે થઇ ગયા અને એક ડૂબેલા વહાણના ડોલ જોયા. એવું બન્યું હતું કે એ વહાણમાંના ત્રણના ખલાસીઓ એકે એક મરી ગયા હતા. મારી સ્ત્રી મારી રાહ જોતી હતી અને તેનું મન લાંબો વખત સુધી વાટ જોવાથી ભયંકર ચિન્તામાં હતું. તે પ્રસંગે મને આ ડૂબી મુએલા માણસોની સ્ત્રીઓ વિષે વિચાર આવ્યો કે એ બાપડીઓ તેમના સ્વામીને માટે વાટ જોતી હશે, પણ હવે તેઓ તેમને કદી પણ મળનાર નથી. તે દિવસથી આ અટકાવી શકાય એવા નૌકાભંગ વહાણના માલીકોના અતિશય લોભથીજ (વહાણમાં ખૂબ ભાર ભરવાથી) થાય છે તે અટકાવવા મેં મારો આત્મા, કાળ, અને દ્રવ્ય સર્વ અર્પણ કરી ઉદ્યોગમાં મચવાનો નિશ્ચય કર્યો અને તે આજ દિન સુધી હું ચલાવું છું." પ્રજાના અન્ય વર્ગને કાયદાથી જે રક્ષણ મળે છે તેજ રક્ષણ નાવિકોને પણ હાલ મળે છે ત્યારે પ્લિમ્સોલને એના કામમાં મદદ કરવાને જેની ઇચ્છા હોય તે ભલે નીકળી આવે, પણ નાવિકોના રક્ષણનું કામ માત્ર આરંભવાની જ નહિ પણ પૂર્ણ કરવાની પણ શાબાશી તો હમેશ એનેજ અવશ્ય મળશે.

ખુશ્કીના લશ્કરના સેનાપતિ અને સીપાઇઓ વચ્ચે જેટલું સ્નેહબંધન રહે છે તે કરતાં તરીના લશ્કરના અધિપતિ અને તેના ખલાસીઓ વચ્ચે કદાચ વધારે સાધારણ સ્નેહબંધન રહે છે; કારણ કે તેઓ 'એકજ મછ-વામાં હોય છે.' તેઓ વચ્ચે વધારે નિકટનો સંબંધ હોય છે. તેઓ એક બીજાને વધારે સારી રીતે ઓળખે છે. તેઓ પરસ્પર વધારે પ્રીતિ રાખે છે. પ્રસંગ આવે ત્યારે તેઓ એક બીજાનો જીવ ઉગારવા અદ્ભુત રીતે તૈયાર થાય છે. આ લખીયે છિયે ત્યારે અમારા જાણવામાં બે અજાયબ જેવા વૃત્તાન્તો આવ્યા છે:—

' ધિ ઇન્વિન્સિબલ' નામની રાણીની આગબોટ ૧૮૮૦ના ફેબ્રુઆરીમાં એલેક્ઝૅન્ડ્રિયાથી એબ્રુકર ઉપસાગર સુધી જતી હતી ત્યારે ' આગબોટમાંથી એક માણસ પડી ગયો' એવી બૂમ આખી આગબોટમાં ફેલાઇ ગઇ. તરતજ બચાવને માટે બોયાં નાંખવામાં આવ્યાં. એન્જીનો ફેરવી નાંખ્યાં, અને વર્ણવી પણ શકાય નહિ એટલા થોડા વખતમાં મછવાઓ પાણીમાં નાંખવામાં આવ્યા. એ દરમિયાનમાં પડી ગયેલો માણસ પાણી માપવાનો મરગ બહાર પાણીમાં હતો તેને પકડતો દેખાયો અને તેથી પાણીમાં ઘસડાયો. તેના હાથમાંથી મરગ છૂટી ગયો, અને કેવળ મુડદાની પેઠે તે વહાણના પાછલા ભાગ તરફ તણાયો.

માન્ય એ. વ. ક્રિમૅન્ટલ નામનો નૌકાધિપતિ તૂતક પર હતો, તેણે જોયું કે બચાવવામાં એક ક્ષણનો વિલંબ થશે તો આ ડૂબતો માણસ નક્કી નાશ પામશે. ટોપી, ડગલો, બુટ, અને જે સઘળું તેણે પહેર્યું હતું તેવોને તેવોજ તે આગબોટ ઉપરથી પાણીમાં કૂદી પડયો. જોઇએ તે કરતાં એક ક્ષણ પણ તે વહેલો પહોંચ્યો નહોતો; કારણ કે અતિશય પ્રયત્ન કરી જે ઠેકાણે તે માણસ ડૂબ્યો હતો ત્યાં તે પહોંચ્યો ત્યારે તેને તે પાણીમાં કેટલોક ઊંડો ગયેલો માલુમ પડયો. તેણે ડૂબકી મારીને તેને લગભગ મરી ગયેલો ખેંચી કાઢયો. તે અધિપતિ પાસે ભારે બોજો હતો તેથી તેને ખૂબ થાક લાગ્યો અને તે માણસને પાણીની ઉપર રાખવાની તેને કંઇક મુશ્કીબત લાગી. પછી ઉપાધિકારી મૂર અને તે લુહારનો સોબતી કનિંગહામ બને તેની મદદે વહાણમાંથી કૂદી પડયા, અને મછવાઓ આવી પહોંચવાથી ચારે માણસોને માંહે ખેંચી લીધા અને સહીસલામત વહાણમાં લઇ લીધા. તે બચાવેલા માણસને લાગલોજ માંદા માણસની કોટડીમાં લઇ ગયા. ત્યાં તેને તરત શુદ્ધિમાં આણ્યો, અને તે બહાદુર રક્ષણ કરનાર થોડો વખત આરામ લઇ તરતજ હતો તેવો તનદુરસ્ત થયો.

૧૮૭૮ ના નવેમ્બરમાં 'મીર્ઝતી' નામના ફ્રેન્ચ વહાણના બળતા ખલાસીઓને બચાવવામાં 'અન્નેબેલા કલાર્ક' નામના વહાણના ટંડેલ શાર્પ અને જૉન મૅકિન્ટોશની વર્તણૂક આનાથી ઓછી હિંમતવાળી કે સ્વાર્પણવાળી નહોતી. બેયોનીથી દૂર એડૂર નદીમાં બે વહાણો પાસે પાસે હતાં. 'મીર્ઝતી'માં ભૂમિતૈલ (પેટ્રોલિયમ)* ભરેલું હતું. કેટલુંક ભૂમિતૈલ સળગી ઊઠયું, અગ્નિથી પીપો ફાટી ગયાં અને તરતજ વહાણ સળગી ગયું. તૂતકમાંથી

* કેટલાક ખડકમાંથી નીકળતો શિપ્રદાહી પ્રવાહી પદાર્થ.

પાણી કાઢવાનાં બાકાંમાંથી સળગતું ભૂમિતેલ દરીઆમાં ગયું અને 'ગ્રીલ્ટની'ને તરતજ અગ્નિ ચારે તરફ વ્યાપી ગયો. કેટલાક ખલાસીઓ વહાણમાંથી કૂદી પડયા, પણ કેટલાક અગ્નિ અને પાણીના બેવડા જોખમથી બીને માંહેજ રહ્યા.

'ઍન્નેબેલા ક્લાર્ક'ના ખલાસીઓએ પીપો ફૂટયાં તેનો ભડાકો સાંભળ્યો અને અગ્નિની જવાળા હવામાં ખૂબ ઊંચી ગયલી જોઈ. આ ભય છતાં બે માણસોએ બળતા ફ્રેંચ લોકોને બચાવવાનો નિશ્ચય કીધો. ટંડેલ શાર્પ મછવામાં કૂદ્યો અને વહાણનો સુથાર મૅકિનટૉશ તેની પાછળ પડયો. તેઓ અગ્નિસમુદ્રમાં થઇને હલેસાં મારતા મારતા 'ગીલ્ટી' તરફ ચાલ્યા. તેમનાં લુગડાં ભસ્મ થયાં; હાથ અને બાહુ બળી ગયા, પણ તેઓ તે વહાણ આગળ પહોંચ્યા અને ફ્રેંચ ખલાસીઓને બચાવી તેમને સહીસલામત પાછા 'ઍન્નેબેલા ક્લાર્ક'માં લઇ આવ્યા. તેથી આપણી મહેનત સફળ થઇ એમ તેઓએ વિચાર્યું. આ ઘણુંજ ભારે પરાક્રમ હતું અને એથી ઊંચામાં ઊંચા પ્રકારની આત્માર્પણવૃત્તિ અને સ્વાર્થત્યાગવૃત્તિ જણાઈ આવી. આ પરાક્રમ કંઈ દ્રવ્ય માટે કીધું નહોતું કે કીર્તિ માટે કરવામાં આવ્યું નહોતું. માત્ર કર્ત્તવ્ય સમજીનેજ, અને જેવી રીતે પોતાના આત્મા માટે પોતે પ્રયત્ન કરે તેવીજ રીતે બીજાને માટે કરવાનું ધારીનેજ, આ પરાક્રમ થયું હતું. પણ આ બેમાંના એક માણસે ઉદાર કૃત્યથી જીવનપર્યન્ત પોતાની જાતને ખરાબ કીધી તે જોઇને ઘણો શોક ઉપજે છે. તે વહાણના સુથાર જૉન મૅકિનટૉશના હાથ અને બાહુ એવા ભયંકર રીતે બળી ગયા કે પોતાના ધંધાનું કામ કરવાને તે બીલકુલ અસમર્થ થઇ ગયો. તેને પોતાને ઘેર ઍન્ડૉસાનમાં લઇ ગયા; અને ત્યાં આજ લગણ તે માંદો જીવે છે. એ તો ખરી વાત છે કે દરીઆમાં લોકોના જાન બચાવ્યા તેને માટે રાણી તરફથી પ્રથમ વર્ગનો બ્રાંઝ × ધાંતુનો ચાંદ, ફ્રેન્ચ સરકાર તરફથી સોનાનો ચાંદ, અને લૉર્ડ્સ તરફથી પણ એક ચાંદ તે ટંડેલને તેમજ વહાણના સુથારને આપવામાં આવ્યો. પણ હમેશને માટે અશક્ત થયેલો માણસ ચાંદ ઉપર પોતાની જીવિકા ચલાવી શકે નહિ. આવા પરાક્રમી વીરને આજીવિકાનાં સાધન પૂરાં પાડનાર શું કોઇ પણ નથી ?

અમેરિકામાં એક એના જેવોજ દાખલો બન્યો; પણ સુભાગ્યે તે માણસે જય મેળવ્યો તે સમયેજ તે મરણ પામ્યો અને તેથી તેને આશ્રયને

× તાંબું, કલઇ, અને જસત એ ત્રણ ધાતુની બનેલી મિશ્ર ધાતુ.

માટે લોકોને વિનંતિ કરવાની જરૂર રહી નહિ. ઈરી સરોવરમાં એક આગબોટ ચાલતી હતી એવામાં તેમાં આગ લાગી. આગબોટમાં ૧૦૦થી વધારે માણસો હતાં. પૈડાં આગળ મેનર્ડ નામનો માણસ કામ કરતો હતો તેણે પોતાનું કર્ત્તવ્ય દૃઢતાથી કીધું. ઉતારૂઓના જીવ બચાવવા વહાણને જલદીથી કીનારે લઈ જવું એ તેનો ઉદ્દેશ હતો. અગ્નિ વહાણમાં પ્રસર્યો અને છેવટે તેની પાસે આવ્યો. તેનાં લુગડાં બળી ખાખ થયાં. તે ભયંકર રીતે સળગી ઉઠયો. પણ તેણે પોતાનું કામ છોડયું નહિ, તે પૈડાંને વળગી રહ્યો. આખરે વહાણને કિનારે પહોંચાડયું. માંહેના તો ૧૦૦ માણસો બચ્યા, પણ તે સુકાની મરી ગયો. શૌર્યથી બીજાઓના જાન બચાવવામાં તેણે પોતાનો જીવ ખોયો.

ડૂબતા કે બળતા વહાણ પરના માણસો વૉટર્લૂના જેવોજ મોટો જય મેળવી શકે. 'બર્કનહેડ' × નામના વહાણ પરના ખલાસીઓ અને સીપાઈઓની ઉત્તમ વર્તણુંક કોને યાદ નથી? દક્ષિણ સમુદ્રમાં સૅરાહ સૅન્ડસ નામના વહાણ પરની ૫૪ મી પાયદળ ટુકડીની વર્તણુક પણ એથી ઓછી બહાદુરી ભરેલી નહોતી. 'આગ લાગી' એવી બૂમ વહાણમાં પડી કે તરતજ માણસો પોતપોતાની જગ્યાએ કામ કરવા મંડી ગયા, આગ પાસે જઇ હોલવવાનો દરેક પ્રયત્ન કરવામાં આવ્યો, પણ તે નિષ્ફળ ગયો. વહાણને બચાવવાને ઘણામાં ઘણું કરી શકાય એવું એજ હતું કે પાછલા ભંડારમાંથી કોઠાર ખાલી કરવો, પણ માણસો કામે લાગ્યાં ત્યારે દારૂગોળાના બે પીપો ફાટવાનો કડાકો થયો અને તેથી મુખ્ય ડોલ અને પાછલા ભાગની વચ્ચેનો ડાબા પાસાનો ભાગ ઊડી ગયો અને મુખ્ય દોરડાંથી તે પાછલા ભાગ સુધી આગ ફેલાઈ. સુભાગ્યે એ ધડાકાથી તુતકો વચ્ચેના આંતરાને કંઇ નુકસાન થયું નહિ, અને તેથી ખલાસીઓએ સળગેલા ભાગ પર પાણીનો માર એવો તો સારી રીતે ચલાવ્યો કે તેથી આગ વહાણના વચલા ભાગની પેલી મેર પ્રસરવા પામી નહિ. તરાપાઓ તૈયાર કીધા અને મછવાઓને ઘણાજ સારા બંદોબસ્તથી દરીઆમાં નાંખ્યા. સ્ત્રીઓને અને છોકરાંઓને તેમાં બેસાડયાં અને સિપાઇઓ જાણે કવાયત ન કરતા હોય એવીજ નિયમિત રીતે તુતકો પર એકઠા થયા. તેમને ખાસ કામ સોંપવામાં આવ્યાં, તેમાં મુખ્યત્વે કરીને અગ્નિ હજી પણ વહાણ બાળી નાંખવાની ધાસ્તી ઉત્પન્ન કરતો હતો તેને હોલવી નાંખવાનું કામ હતું.

× જુઓ 'જાતમહેનત' પૃ૦ ૪૦૫.

તેઓએ બે દિવસ સુધી કશાથી પણ ડગે નહિ એવી હિમતથી આગ હોલવવાનું મથન કીધું અને આખરે તેને હઠાવી. પણ આગ શમી ત્યારે વહાણુ અર્ધું ભાંગ્યું હતું. પવન નીકળ્યો અને બહાદુર ખલાસીઓ અને સીપાઇઓને જાણે દરીઆમાં ગરક કરવાને ન હોય તેમ મોજાંઓ ખૂબ ઊંચાં આવવા માંડયાં. પણ સર્વે નાવિકો પોતાને કર્ત્તવ્ય સ્થળે સ્થિર રહ્યા. તેમણે વહાણુને ભાંગી ન જાય માટે તળીએથી દોરડાં બાંધ્યાં, અને મુખ્ય ડોલ અને પાછલા ભાગની વચ્ચેના ડાબા પાસાના ભાગમાં એક મોટું ગાબડું હતું તેને સડ અને ધાબળીથી બંધ કીધું. જીવન મારેનું આ ભારે મરણીઆ થઇને કીધેલું મથન અટકયા વગર ચાલુ રહ્યું, એટલામાં આખરે દરીઓ લગાર ઠેકાણે આવ્યો તેથી તેઓ વહાણુને સડ બરાબર રાખી પવનને માર્ગે ચલાવી શકયા. ટડેલ કૅસલની હમેશ જારી સૂચના પ્રમાણે આઠ દિવસ વહાણુ હંકાર્યા પછી તે ભાંગેલું વહાણુ એક પણ માણસનું ચયા વિના મૉરિશિયસ પહોંચ્યું.

જ્યારે મુસાફર નૉરિચમાં મુખ્ય દેવળમાં જાય છે અને વેદિ અને કઠેરાની વચ્ચેના ભાગમાં લટકાવેલા જીર્ણ થતા વાવટા વિષે પૂછે છે ત્યારે ધર્માધ્યક્ષનો છડીદાર જાણીતી મગરૂબીથી તેને કહેછે કે એ ૫૪ મી ટુકડી, 'ડૅારસ સૅન્ડસ' સૈનિકોના વાવટા છે. એ ટુકડીનાં ખુશ્કીની લડાઇનાં પરાક્રમ ઘણાં મોટાં છે તોપણ તેને માટે એક શબ્દ પણ કહેવામાં આવતો નથી. તેનું દરીઆઈ પરાક્રમજ તેનું મુખ્ય કીર્તિસ્થાન છે. હમેશ એમજ રહો.

બીજે પ્રસંગે એક લશ્કરની ટુકડીથી ભરેલું વહાણુ સળગ્યું અને ૨૮૦ માણસ મરણ પામવાનેજ સર્જાયાં છે એમ જણાયું ત્યારે નસીબની ચીઠ્ઠીઓ નાંખી. તે પ્રમાણે એક કુંવારા અમલદારને મછવામાં બેસવાનો અધિકાર મળ્યો. તેણે સ્ત્રી અને કુટુંબવાળા બીજા અમલદારના લાભમાં પોતાનો પ્રાણુભાગ કરવાની માગણી કીધી. તેની માગણી સ્વીકારવામાં આવી અને જે સર્વે થોડા વખતમાં અનન્તકાળ સાથે જોડાઇ જવાના હતા તેમની સાથે તે કુંવારો અમલદાર જોગે ચયા. આ તે ખરા શૂરત્વનો–જોડીદાર અમલદાર વધારે જવાબદાર હતો અને પોતાના કરતાં બીજા સારૂ જીવવાની તેને વધારે જરૂર હતી, તેવા અમલદારને સારૂ મરવાની તત્પરતાનો–આ તે દાખલો ખરો.

તોફાની અને ક્ષુબ્ધ દરીઓ વહાણુને સહુથી વધારે જોખમકારક નથી. એ તો ભયંકર ખડકનો કિનારો છે. જ્યારે વહાણુમાં જરૂરની ચીજો સારી રીતે ભરેલી હોય છે, સ્ટીમ્ પ્રશાસ્ત રહે એટલેજ, ભાર ભારેલો હોય છે, અને જેટલા

જોઈએ તેટલા ખલાસીઓ હોય છે, ત્યારે સફ્રી ગોદીમાં જેવું સહીસલામત છે તેવુંજ ખુલ્લા સમુદ્રમાં પણ છે. નીકળતી વખતે કિનારો છોડે છે કે પાછું ફરતી વખતે કિનારાની પાસે આવે છે ત્યારે જ તેનું ભાંગવાનું જોખમ રહે છે. એજ કારણથી નાવિક સ્વદેશ તરફ સફર કરી વહેલો આવી શકે માટે આપણા કિનારાની આસપાસ બધી તરફ દીવાદાંડીઓ ઊભી કરેલી છે. જે પુરુષો તારા વગરની અંધારી રાત અને શીઆળાના તોફાની પવનની રતમાં સફર કરી રહી સ્વદેશના કિનારાની સમીપ આવ્યા હોય છે, અને દિનપ્રતિદિન મુલતવી રાખેલી જમીન ઉપર પહોંચવાની આશા અને અજાણ્યો ભય ને આકસ્મિક નૌકાભંગની ધાસ્તી એ બે વૃત્તિઓ વચ્ચે નાવિકના મનમાં યુદ્ધ થાય છે તેનો જેમને અનુભવ હોય છે તેમના સિવાય એ દીવાઓનો ફાયદો બીજું કોઇ જાણી શકતું નથી. જે દીપો કિનારાનું રક્ષણ કરે છે અને જેને નાવિકો સ્થિર પ્રકાશ, રંગ, અથવા તો નિયમિત વખતે ગુપ્ત થવાથી ઓળખી કાઢે છે તે દીપો નાવિકોને ભૂશિર કે ખરાબાથી દૂર રહેવાનું ચિહ્ન સૂચવે છે તેમજ તેનું પ્રથમ દર્શન જે મુકામે વહાણને જવું છે તે મુકામે પહોંચવા કયે રસ્તે જવું તે નિશ્ચયથી બતાવી તેમના હૃદયમાં આનંદ ઉત્પન્ન કરે છે.

દીવાદાંડી બાંધવાનું કામ સમુદ્રના ભારેમાં ભારે જોખમમાંનું એક છે. ઇંગ્લંડના દક્ષિણ કિનારા ઉપર જે પહેલી દીવાદાંડી બાંધી હતી તે લાકડાની બાંધી હતી. સ્મૉલ્સ ઉપરની દીવાદાંડી અને એડિસ્ટોન પરની બે પહેલી દીવાદાંડીઓ એવી હતી. સ્મૉલ્સ બ્રીસ્ટલની ખાડીમાં એક નાનો ખડક છે અને એવન કે સેવર્ન નદી તરફ જનારાં વહાણો એ ખડક પર ઘણો વખત થયાં ભાંગી જતાં. એ ખડકની સામા પ્રથમ યત્ન કરવામાં આવ્યો તે બહાદુરી ભરેલો હતો. ત્યાંથી આસરે વીસ માઇલને છેટે ભૂખંડ પર આવેલા સોલ્વામાં કૉર્નિશ ખાણ ખોદનારાનું ટોળું એકઠું થયું. તેઓ હોડીમાં બેસીને ત્યાં જવા નીકળ્યા. તેમનો પ્રથમ હેતુ પથ્થરમાં ખાડા કરી તેમાં લોઢાના થાંભલા દાટવાનો હતો. તેમણે હોડીમાંથી ખડક પર ઊતરી ખડકમાં લાંબો લોઢાનો સોટો દાખલ કીધો. એટલામાં હવા એકાએક તોફાની થઇ. તે હોડી ભાંગી ન જાય માટે તેને ફેરવી નાંખવી પડી. ખડક પરનાં માણસો અર્ધા દાટેલા સોટાને વળગી રહ્યાં, અને મનુષ્ય જાતિની દૃઢતા અને અતિશય જોરથી અથડાતા સમુદ્ર વચ્ચે એક ભારે યુદ્ધ જામ્યું. તેઓ સોટાને આખી રાતથી તે વહાણું સુધી અને આખા દિવસથી તે રાત સુધી એ પ્રમાણે ત્રીજા દિવસ સુધી દૃઢતાથી વળગી રહ્યાં. એટલામાં તોફાનનું જોર

નરમ પડયું અને તેઓ બચ્યા. તેઓ પાછા કામે વળગ્યા; કડી અને પકડવાના સળીઆ ખડકમાં નાંખ્યાં કે દરીઆનાં પાણી ચઢે ત્યારે તે માણસો તેની સાથે અથડાય. આખરે સ્મૅાલ્સ ઉપર લાકડાના થાંભલાનું કામચલાઉ ગુલામોને રહેવાનું સ્થાન બાંધવામાં આવ્યું. લગભગ ૧૦૦ વર્ષ સુધી એ દીવાદાંડી નાવિકોને ચેતવણી આપતાં દીપસહિત ઊભી રહી. આખરે એક મજબૂત અડદીઆ પથ્થરનો મિનારો ઊભો કીધો. મનુષ્ય પ્રયત્નનો વિચાર કરતાં એ નિત્યસ્થાયી થયો છે એમ કહી શકાય.

પ્લિમથની સામુદ્રધુનીના આગલા ભાગના દરીઆમાં ઘણે દુર એડિસ્ટોનની દીવાદાંડી બાંધવામાં વિન્સ્ટૅન્લી, રૂડિઆર્ડ, અને સ્મીટને કંઇ ઓછી હિંમત દર્શાવી નથી. આમાંના પહેલા બેની બાંધેલી નાશ પામી. એક તો ૧૭૦૩ ના નવેમ્બરની ૨૬ મી તારીખે ભયંકર તોફાન થયું તેમાં તણાઇ ગઇ, અને બીજી આગથી નાશ પામી; કેમકે બંને લાકડાની હતી. પછી સ્મીટન આવ્યો. તેણે નિશ્ચય કીધો કે દીવાદાંડી પથ્થરની અને મજબૂત અડદીઆ પથ્થરની બાંધવી; પણ ટ્રિનિટિ હાઉસના×સભાસદોએ એવા વિચારને પુષ્ટિ આપી કે એડિસ્ટોન પર લાકડા સિવાય બીજું કશું રહેવાનો સંભવ નથી. પરંતુ આખરે સ્મીટને પોતાનું ધાર્યું પાર પાડયું અને છેવટે પથ્થરની દીવાદાંડી બાંધવાનો ઠરાવ થયો.

સ્મીટન પ્લિમથ ગયો. જે મકાન બાંધવાનો તેને વિચાર થયો હતો તેને માટે જગ્યા જોવા તેણે સફર કીધી. ખડકોની ટોચ ઉપર મોજાં ખૂબ જુસ્સાથી અથડાતાં હતાં તેથી તે વહાણમાંથી ખડક પર ઉતરી શક્યો નહિ. ત્રણ દિવસ રહીને તે એડસ્ટોન ઉપર ઊતરવામાં ફત્તેહ પામ્યો. ત્યાં માત્ર બે આગલા બાંધનારાઓએ દાટેલાં લોઢાનાં ખામણાં તેને માલમ પડ્યાં. તેણે બીજી વખત એ ખડક પર પહોંચવાના પ્રયાસ કીધા. પણ મોજાંઓએ તેને પાછો હડસેલ્યો. તેનો છઠ્ઠો પ્રયત્ન સફળ થયો અને પાણી ઊતર્યાં ત્યારે તે ત્યાં ઊતરી શક્યો. પછી તેણે જે દીવાદાંડી બાંધવાની હતી તેનું સર્વ પ્રકારનું ચોક્કસ માપ લીધું. આ ઇંજનેરને જે જે સંકટો ખમવા પડ્યાં તે સઘળાં વર્ણવાની જરૂર નથી, કેમકે તેનું વર્ણન ક્યારનું થઇ ગયું છે.÷

× નાવિકોને પરવાનો આપીને, દીવાદાંડીઓ બંધાવીને અને બીજી એવી રીતે વેપાર અને સમુદ્રયાત્રાને ઉત્તેજન આપવા સ્થપાયેલી લંડનની એક સભા.

÷ 'ઇંજનેરનાં જીવનવૃત્તાન્ત' ગ્રન્થ ૨ જો, જુઓ.

એક પ્રસંગે સ્મીટન અને તેના કારીગરો વહાણુ ભાંગી ગયા જેવું થવાથી મરણુ પામવાની તૈયારીમાં હતા. તેઓ પ્લિમથ પાછા આવતા હતા ત્યારે પવનનું જોર વધતું જઇ આખરે તોફાની પવન વાવા લાગ્યો 'નેપ્ચૂન' નામનું તેમનું વહાણુ ફ્રોવી તરફ હંકારેલું હતું, અને તેને તોફાની ચીણવાળા મોટાં મોજાંમાં સપડાઇ જવાની તૈયારી હતી. તેનો માર્ગ બદલાઇ ગયો અને મોજાં છેક તેના તૂતક પર અથડાવા માંડ્યાં. સવારે જમીન દષ્ટિમર્યાદાની બહાર જતી રહી, અને બિસ્કેના ઉપસાગર તરફ તે વહાણુ તણાતું હતું. ચાર દિવસ ભર દરિયામાં તોફાનથી ઘસડાયા પછી તેઓ આખરે લૅન્ડસએન્ડ પહોંચ્યા અને છેવટે પ્લિમથની સામુદ્રધુનીમાં તેમણે વહાણુ નાંગર્યું.

સ્મીટન દીવાદાંડીના બધા બાંધકામ પર દેખરેખ રાખતો હતો. કોઇ પણ ભયના કામમાંથી એનાં માણસો હઠી જતાં, તો એ તરતજ બહાર પડતો અને મોખરાના સ્થાનને 'કીર્તિનું સ્થાન' કહી તે પોતે લેતો. ખડકોમાં પડવાથી તેના હાથનો અંગુઠો ઉતરી ગયો, ત્યારે તેને ઠેકાણે લાવવાનું કામ પોતેજ કરવાનો નિશ્ચય કીધો. તેને જુસ્સાથી ખેંચીને યોગ્ય સ્થળે પાછો ચઢાવ્યો અને ત્યાર પછી તે મકાનનો વચલો પથ્થર બેસાડવા તે મચી પડ્યો. કામ પૂરૂં થયું ત્યાં સુધી નિયમિત રીતે ચાલ્યા કીધું. સ્મીટન પોતાનું કામ ટકાઉ અને નિત્યસ્થાયી થાય એમ ઇચ્છતો હતો. તેણે કહ્યું છે કે 'આના જેવા બાંધકામના ઉપયોગ અને લાભ વિષે ચિન્તન કરતી વખતે એ કેટલી મુદત સુધી ટકવું જોઇએ અને કયાં સુધી હયાતીમાં રહેવું જોઇએ તે વિષેના મારા વિચારો એક-બે જમાનાની હદમાં સંકુચિત થતા નથી, પણ વિસ્તાર પામી સંભવિત અનન્તતા તરફ નજર કરે છે.' અરે! મનુષ્યની ઇચ્છા કેવી વિફળ થઇ શોચનીય થાય છે! એડિસ્ટોનની દીવાદાંડી ૧૨૦ વર્ષના તોફાનોની સામા ટકી રહી છે, તોપણુ તેના રક્ષણુનાં સાધન તોડી પાડવાની તૈયારી થાય છે અને એક નવી દીવાદાંડી ઊભી કરવાનું કામ શરૂ થાય છે. તે ખડકના જેવીજ સ્થિર રહી છે. રે, ખરેખર ખડકથી પણુ વધારે સ્થિર રહી છે,-કેમકે મોજાં જોરથી અથડાવાથી જે ખડક પર તે બાંધી છે તેજ પાયામાંથી ઉખડી જાય છે પણુ એ તો અતિસ્થિર રહી છે—તોપણુ નવી દીવાદાંડીને તેણે અવશ્ય પોતાનું સ્થાન આપવું જ પડશે અને જે કંઈ રહેશે તે માત્ર સ્મીટનના બાંધકામના શેષરૂપ રહેશે. તોપણુ સ્મીટને ભારે કામ ઉઠાવ્યું. તે પછીની બધી દીવાદાંડીઓ માત્ર સ્મીટનની દીવાદાંડીનાં રૂપાન્તર છે.

નવી એડિસ્ટોન દીવાદાંડીના પાયાનો પથ્થર ૧૮૭૯ ના ઑગસ્ટની ૧૯

મી તારીખે ચણવામાં આવ્યો. સ્મીટનની પછી કીર્તિમાં અને બહાદુરીમાં તેના જેવો ડગ્લાસ થયો છે. એ તેના જેવોજ કુશળ અને શૂરો હતો. દીવાદાંડીના પાયા રચતાં એણે સમુદ્રમાં ઘણાં જોખમો ખાળ્યાં છે. બિશપના ખડક આગળ એના પર પુષ્કળ પાણીનો ધસારો થયો તેથી એ લગભગ ડૂબી ગયો. સ્મીટનની પેઠે એ પણ ભયથી પાછો હઠતો નથી. એનાં માણસો એને હમેશ અનુકરણ કરવા લાયક ગણે છે. એડિસ્ટોનમાં નવી દીવાદાંડીનો પાયો નંખાયા પહેલાં થોડે દહાડે દરીઆનાં પાણી જુસ્સાથી અથડાતાં હતાં તોપણ તેઓ કામ કરતાં જારી રહ્યાં. ભરતી ચઢી ત્યારે ઉછળતાં મોજાંથી તેઓ બધાં એકી વખતે ખડક પરથી ઘસડાઇ જતાં જણાયાં. શરીર લગણ ભીનાં, એક પર એક ટેકવીને વહાણ પર તેઓ સર્વે સહીસલામત થયાં ત્યાંસુધી ગયાં.

મર્હૂમ જેમ્સ વૉકર, સી. ઇ. એ મોટો ડગ્લાસ, પણ એક મોરો દીવાદાંડીનો બાંધનાર હતો. તેને ડ્યૂક ઑવ્ વેલિંગ્ટનનું ઓળખાણ કરાવ્યું. વૉકરે કહ્યું, 'આ માણસ આપ સાહેબના જેટલાંજ યુદ્ધ લડ્યો છે, પણ એણે કદી એક પણ માણસનો જીવ ખોવડાવ્યો નથી.' તે ડ્યૂકે કહ્યું, 'એવું મારાથી કહેવાતું હોત તો કેવું સારૂં!' ખરેખર દીવાદાંડીના બાંધનારાઓને દિનપ્રતિદિન હમેશ જે શારીરિક ભયનું જોખમ રહે છે તેના કરતાં ક્રૂર યુદ્ધોમાં વિજય મેળવવામાં અને હુમલાનાં ફત્તેહમંદ પરિણામ લાવવામાં મુખ્ય સેનાધિપતિને ઓછાં શારીરિક ભયની ધારતી રહે છે, મુખ્ય ઇજનેર હમેશ મોખરે થાય છે. કામ આરંભતી વખતે ખડક પર કૂદનાર પણ પહેલો તેજ હોય છે. અને કામ પૂરૂં થયું કે ખડક છોડનાર પણ છેલ્લો તેજ હોય છે. જે બાપડા મજુરો તેની યોજના સફળ કરવામાં રોકાયલા હોય છે તેમનામાં તે પોતાના દાખલાથી હિંમત પ્રેરે છે, અને તેનીજ પેઠે તેઓ તે સ્થાનનાં ખાસ ભય વેઠવાને ટેવાય છે.

હાલના સમયનાં ઘણાં બહાદુરી ભરેલાં કામોમાંનું એક આસરે ચાળીસ વર્ષ ઉપર સ્કેરિવોરની દીવાદાંડી બાંધી છે તે છે. સ્કેરિવોરની ટેકરીની હાર સ્કૉટલંડના પશ્ચિમ કિનારા ઉપર ટિરીના ટાપુની સામા દરિયામાં દૂર આવેલી છે. આ સ્થળે ઘણાં વહાણો ભાગ્યાં હતાં અને તે વહાણોના બારીક કકડા સિવાય બીજું કશું કિનારે પહોંચવા પામ્યું નહોતું. સ્કેરિવોર આગળ દીવાદાંડી બાંધવાનો ઉત્તર તરફની દીપસ્થાપન મંડળીએ નિશ્ચય કીધો. બાંધતા પહેલાં માપ લેવાનું શરૂ કરવાનો એલન સ્ટીવન્સનને હુકમ મળ્યો,

અને એ માપણી તે છેક ૧૮૩૫ માં પૂરી કરી શકયો. ત્યાર પછી ત્રણ વર્ષ રહીને બાંધવાનું કામ શરૂ થયું. પ્રથમ તો થોડો વખત નીભે એવો ઈજનેર વગેરેને માટે મુકામ બાંધવાનો હતો. આ મુકામ માટે મિનારાના આકારના સ્તંભો સિવાય બીજું કંઇ થયું નહિ તે પહેલાં મજુરો ખડક છોડી જતા રહ્યા અને બધું બાંધકામ બીજે દહાડે સવારે ધસડાઇ ગયું. બીજે વર્ષે એ કામ ફરી શરૂ થયું. ૪૨ ફૂટનો પાયો રચવાનો ખાડો ખોદ્યો અને ૧૮૪૦ માં મુકામ ફરીથી બંધાયો અને તેમાં ઇજનેર અને તેનાં માણસો ખુશીથી રહ્યાં.

તે બહાદુર સરદાર કહે છે કે "અહિં પહેલે મહિને અમારા ઓરડાઓમાં પાણી ભરાઈ જવાથી અમે બહુ દુઃખ વેઠયું. એક પ્રસંગે કિનારા કે આગબોટ સાથે વ્યવહાર વગર અમારે ચૌદ દિવસ રહેવું પડયું. એમાંનો ઘણો વખત, જ્યાં સુધી અમારી નજર પહોંચે ત્યાંસુધી વિસ્તીર્ણ શ્વેત ફીણ સિવાય અમે બીજું કશું જોયું નહિ, તેમજ પવનનો સુસવાટ ને મોજાંની ગર્જના, કોઈ કોઇ વખતે તો એટલી બધી મોટી થતી હતી કે કોઇ પણ માણસ બોલે તે સાંભળી શકાતું નહિ. એ ગર્જના સિવાય બીજું કશું સંભળાતું નહિ. આવો દેખાવ અને અગાઉના મુકામનું ખંડીઅર, અમારાથી વીશ વાર પણ નહોતું, તે જોઈને અમારા મનમાં ભવિષ્યના ઘણાજ નિરાશાજનક વિચારો આવે એ યોગ્ય હતું. એક ભારે તોફાની મોજું અમારા મુકામ સાથે જોરથી અફળાયું, તેણે મારા ખાટલાને દીવાલથી અંદરના ભાગમાં હિંચકાની પેઠે ડોલાવી મૂકયો. તે સાંભળીને તરતજ મારી ઉપરના ઓરડામાંનાં માણસોએ એક ભયંકર ચીસ પાડી તેથી તેમાંના ઘણાખરા અવાજ અને ધ્રુજારીથી ચમકી ઉઠીને, આખું મકાન દરીઆમાં તણાઈ ગયું એવો વિચાર મનમાં આણી, સુવાના ઓરડામાંથી ભોંય પર કૂદી પડયા. એવા ભારે મોજાથી એક દિવસ રાત્રે હું જાગી ઊઠયો એટલે મારા મનમાં ભયની અનિશ્ચિત લાગણી એકાએક આવી તે મને સારી પેઠે યાદ છે."

તોફાન નરમ પડયું, એટલે જે ઇજનેરો લગભગ ખોરાક વગર હતા તેમને તેમનો સંગ્રહ પૂરો કરી આપ્યો અને તેઓ અગાઉની માફક કામે વળગ્યા. પછી ભારે પથ્થરોને ત્યાં આણી યોગ્ય સ્થળે બેસાડયા. ૭ વર્ષ કામ ચાલ્યું ત્યારે દીવાદાંડી પૂરી થઇ; અને ૧૮૪૪ ના ફેબ્રુઆરીની ૧ લી તારીખે પશ્ચિમ કિનારે નાવિકોને પ્રથમ દીપદર્શન કરાવવામાં આવ્યું.

તોપણ ભારે તોફાનોમાં કિનારે પહોંચતાં નાવિકને મદદ કરવાને આવ-

શ્યક વસ્તુઓમાંની દીવાદાંડી માત્ર એક છે. ખડકવાળા કિનારા ઉપર મોજાંનો ઉછળાટ અને ગર્જના એવાં તો ભારે થાય છે કે મનુષ્યોનો નાશ કરવાને તોપખાનાના ભડાકા કદી પણ કરવામાં આવ્યા હશે તેને પણ તેઓ ડુબાવી દે છે. દીવાદાંડી ખુલ્લું બંદર બતાવી શકે, પણ એ ખુલ્લા બંદરમાં પેસી શકાય ? વરસો વરસ પ્રસિદ્ધ થતો નૌકાભંગ દર્શાવતો દરિયાઇ નકશો કોઇ જોશે તો તેને માલમ પડશે કે ન્યૂકૅસલથી તે લંડન સુધી કોયલાનાં વહાણોને જવાને રસ્તે પૂર્વ કિનારા પર વધારેમાં વધારે નૌકાભંગ થાય છે. ઇંગ્લંડને ઇશાન કિનારે વિશેષે કરીને ટાઇનમાઉથની પાસે નૌકાભંગનાં ચિહ્નો સૌથી વધારે છે. તેથી એજ ભાગના રહીશે પ્રથમ, જીવનનૌકાની + યોજના શોધી કાઢી એ અજાયબ જેવું નથી. ડૂબે નહિ અને પોતાની મેળે સીધો થઇ જાય એવા મછવાની યુક્તિ શોધી કાઢનાર પ્રથમ પુરૂષ તે દક્ષિણ શીલ્ડ્સનો હેન્રિ ગ્રેટહેડ હતો. વળી લંડનના હેન્રિ લકિને પણ ડૂબતાં મનુષ્યોના જીવ બચાવવાને માટે ડૂબી ન જાય એવી હોડી તૈયાર કીધી. બૅમ્બરો પાસેના કિનારાથી દૂર ફર્ન ટાપુઓ આવ્યા છે, ત્યાં વારંવાર નૌકાભંગ થતા હતા; તેથી ધર્મોપદેશક ડૉક્ટર શાર્પ, તે વખતે કિલ્લામાં રહેતો હતો, તેણે લકિનને એક નાની માછલાં પકડવાની હોડીની જીવનનૌકા બનાવવા કહ્યું. તેણે તે પ્રમાણે કરી આપી અને જે વર્ષમાં વાપરવામાં આવી તેમાં કેટલીક જીંદગીઓ તે હોડીએ બચાવી, તોપણ જીવનનૌકા હજી સાધારણ વપરાશમાં આવી નહિ. બૅમ્બરોમાં માછલાં પકડવાની હોડીની જે જીવનનૌકા બનાવવામાં આવી તેજ હજી લગણ થઇ હતી, બીજી જીવનનૌકા થઇ નહોતી.

૧૭૮૯ માં ન્યૂકૅસલનું 'એડવેન્ચર' નામનું વહાણ ટાઇન નદીને કિનારે ભાંગ્યું. એ નદીના મુખ આગળ હર્ડસેન્ડમાં ભયંકર મોજાંની વચમાં ભાંગેલું વહાણ પડ્યું હતું, ત્યારે તેમાંના ખલાસીઓ એક પછી એક કિનારાથી ત્રણસેં વારને છેટે તેના દોરડા ઉપરથી પડી ગયા. આ બનાવ હજારો પ્રેક્ષકોની સન્મુખ બન્યો, તોપણ તેમાંનો એક પણ તેમની મદદે જવાની હિંમત ધરી શક્યો નહિ. આવાં ભયંકર મોજાંમાં સાધારણ રચનાવાળી કોઇ પણ હોડી કે માછલાં પકડવાનો મછવો ટકે નહિ. આ દુષ્ટ બનાવથી લોકોના મનમાં ભારે લાગણી ઉશ્કેરાઇ હતી. તેવામાં એક સભા નીમાઇ અને 'દરીઆનાં જોખમો, તેમાં વિશેષે કરીને ખડક પર અથડાતાં

+ વહાણ ભાગે ત્યારે તેમાંના માણસોને બચાવવાને ખાસ બાંધણીનો મછવો.

મોજાંનાં જોખમોની સામા ટક્કર લેવાને સમર્થ' જીવનનૌકાના ઉત્તમ નમુના માટે ઇનામ આપવાનું પ્રસિદ્ધ કીધું. સભાએ બે નમુના પસંદ કીધા, એક વીલિયમ વુડહેવનો અને બીજો હેન્રિ ગ્રેટહેડનો. શીલ્ડ્સ સભાએ ગ્રેટહેડના નમુના પ્રમાણે પોતાની ચપટા તળીઆની નીચી હોડીનો આકાર રાખ્યો તેથી તેને ઇનામ આપ્યું, પણ તેણે કોર્કના+ લાકડા વડે હોડીને વધારે હલકી અને તરી શકે એવી કરવાની સૂચના વુડહેવના નમુના પરથી લીધી. ખરેખર જીવનનૌકાની અતિકૌશલ્યવાળી યુક્તિ આજ છે અને વુડહેવને ઇનામમાં ભાગ લેવાનો હક્ક હતો. વુડહેવ પ્રથમ ચિતારો હતો અને પછી સેંટ હિલ્ડાના દેવળમાં કારકુન હતો. કબરસ્તાનમાં તેની યાદગીરી માટે દેવડી ઉભી કરવામાં આવી છે તેને મથાળે તેણે બનાવેલી જીવનનૌકાનો નમુનો કાઢ્યો છે; વળી વેદી અને કોરાના ભાગની વચ્ચે દિવાના લોલકપર એના નમુનાને લટકાવ્યો છે; અને સાઉથ શીલ્ડ્સના મફત વાંચવાની છૂટવાળા પુસ્તકાલયમાં (ફ્રી લાયબ્રેરીમાં) તેનો બનાવેલો નમુનો જાળવી રાખ્યો છે. 'મનુષ્યજાતિને અમૂલ્ય સુખનું સાધન, જીવનનૌકાની પ્રથમ યોજના કરનાર એ હતો એવું હક્ક બતાવનારૂં વચન એની સ્મરણાર્થે રચેલી દેવડી ઉપર લખ્યું છે.

ગ્રેટહેડની રચનાવાળી અને વુડહેવની કૉર્કની યુક્તિવાળી જીવનનૌકા ટાઇનના મુખ આગળ લગભગ ૨૦૦ માણસની જીંદગી બચાવવાનું સાધન થઇ પડી. બીજી જીવનનૌકા ડ્યૂક ઑવ્ નૉર્થમ્બર્લાંડે બનાવવાનો હુકમ કીધો અને તેની મરામતને માટે વાર્ષિક રકમ આપી. વળી ડ્યૂકે એક બીજી જીવનનૌકા ઓપોર્ટો માટે બનાવરાવી. ઉમ્પરટરે સેંટએન્ડ્રુઝને માટે એક બનાવવાનો હુકમ આપ્યો અને ત્યાં તે ઘણાંની જીંદગી બચાવવામાં સાધન ભૂત થઇ. ૧૮૦૩ ની સાલ પૂરી થઇ તે પહેલાં ગ્રેટહેડે ૫ સ્કૉટલાંડને માટે, ૮ પરદેશને માટે, અને ૧૮ ઇંગ્લંડને માટે એ પ્રમાણે ૩૧ થી ઓછી જીવનનૌકા બાંધી નહોતી. ગ્રેટહેડની જીવનનૌકામાંની જૂનામાં જૂની જે હાલ વપરાય છે તે ૧૮૦૨ માં બંધાઈ હતી. રેડકાર ભયંકર ખડકોથી વીંટાયલી જગ્યા છે, તેના ખલાસીઓના કબજામાં એ જીવનનૌકા છે. હલકી ને તરી શકે એવી છે તેજ કારણથી નહિ, પણ ખલાસીઓની બહાદુરીથી પણ એ જીવનનૌકાએ ઘણાના જીવ ઉગાર્યા છે.*

+ એક જાતનું ઘણુંજ હલકું લાકડું. એના બુચ બને છે.

* આ સુંદર જુની હોડી જોઈને મહૂંમ લૉર્ડ સ્ટ્રેફોર્ડ ડિ રેડક્લિફે કેટલીક

જીવનનૌકામંડળી હવે એક રાજકીય અને દેશીય સભા થઇ છે. મૅનિંગ નામના ટંડેલના તોપના સાહિત્યસહિત એ મંડળી વરસોવરસ હજારો વહાણુ ભાંગવાથી ડૂબતા ખલાસીઓને બચાવે છે. હાલ એ મંડળી પાસે ૨૫,૦૦૦ બહાદુર ખલાસીઓ સાથે ૩૦૦ થી વધારે મછવાનું ભવ્ય પ્રાણુરક્ષક નૌસાધન છે. એની હયાતીમાં એણે ૨૭,૦૦૦ થી વધારે માણુસોને નૌકાભંગના જોખમોમાંથી બચાવ્યાં છે. ઊગારેલા પુરુષોની સ્ત્રીઓ અને છોકરાંને આથી કેટલું સુખ થયું તે વિષે વિચાર કરો.

એ નાવિકોએ જે બહાદુરી ભરેલી નોકરી બજાવી છે તેનું સવિસ્તર વર્ણુન કરવું એ અશક્ય થાય. એ રાષ્ટ્રીય સભાની જીવનનૌકાઓમાં મર્હુમ એ. વ. ટૂક આર. એ. નામના પુરુષે બક્ષેલી 'ટનકૂક' નામની એક છે. એ માણુસ જર્મન વંશનો હતો, માટે એ નૌકાનું નામ એવું રાખ્યું હતું. તેને ૧૮૬૫ માં ડીલ આગળ મૂકવામાં આવી હતી. તેણે પણ ૧૬૧ જાન બચાવ્યા છે, અને ૭ વહાણોને નાશમાંથી બચાવવામાં મદદ કરી છે. એ વૃદ્ધ કળાવેત્તા મોતની તૈયારીમાં હતો ત્યારે એની જીવનનૌકાનાં માણુસો ઘણુંજ હિંમતનું કામ કરતા હતા.

૧૮૭૯ ના ડિસેમ્બરની ૨૮ મી તારીખે રવિવારે એક વાગે ડીલથી આસરે ૭ માઇલને છેટે ગુડવિન્સ ઉપર સાઉથ સેન્ડસ લાઇટશિપમાંથી એક તોપે એવી સૂચના આપી કે એક વહાણુ સહિત શીણુવાળાં મોજાંમાં ગરક થયું. તે સમયે વાયવ્ય કોણુમાંથી ખૂબ તોફાની પવન વાતો હતો અને બીજા સ્થળને મુકાબલે રક્ષણુસ્થાન ડાઉન્સમાં પણુ વહાણોને બે લંગરથી નાંગરેલા હતા. કેટલાક કહેતા હતા તે પ્રમાણે પવન એવો હતો કે 'તમારા દાંત પણુ તમારા મોંમાંથી બહાર ખેંચાઇ નીકળે.' દેવલોમાંથી ધર્મસમાજો ટોળાબંધ બહાર નીકળતી હતી ત્યારે તે લોકોનાં છતરો પવનથી ફાટી

કવિતાઓ બનાવી છે, તેમાંની છેલ્લીનો સાર નીચે પ્રમાણે છેઃ—

" ડૂબતાં બચેલા માણુસોની બૂમો (અને તેમની સંખ્યા કેટલી બધી છે તે વર્ત્તમાનપત્રમાં વાંચી શકાય), આપણી સ્ત્રીઓ અને છોકરા અવર્ણનીય લાગણીથી જે અશ્રુપાત કરતાં હતાં તે, માણુસને અતિશય વિપત્તિમાં જે દયા દર્શાવવામાં આવે તેની યાદદાસ્તી, એ બધું એકઠું થઈ પ્રિય જુની જીવનનૌકાનો પક્ષ કરતું ભાસે છે. જીવનનૌકાના ખલાસીઓની બહાદુરી અને વરસો વરસ કેટલાં બધાં માણુસોની જીંદગી તેઓ બચાવે છે તે વિષે જેને વાંચવાની ઈચ્છા હોય તેણે 'જીવનનૌકાનું ચોપાનીઉં' અને 'જીવનનૌકા અને તેના કામનો ઈતિહાસ' જોવો.

ગયાં અને તેઓ જેમ બને તેમ જલદી ઘેર ગયા. પણ નાવિકો કિનારાપર હતા. ઘંટનાદે એવી સૂચના આપી કે જીવનનૌકા પુરતાં માણસો સાથે તૈયાર કરવી, અને તે ખલાસીઓએ એ હુકમ બહાદુરીથી અમલમાં આણ્યો. ઉપનૌકાપતિ રૉબર્ટ વાઇલ્સ સાથે ૧૪ માણસો તે મછવામાં બેઠાં. જબરા હલેસાથી તેઓએ તે જીવનનૌકાને ઉભા કિનારા પરથી ઉછળતાં મોજામાં ઊતારી. તેઓ આ જોખમભરેલું કામ કરવા નીકળ્યા ત્યારે કિનારા પર ઘણો લાંબો વખત સુધી હર્ષનાદ થયો.

ગુડ્‌વિન સૅન્ડસ પર ખરૂં જોઈએ તો ત્રણ વહાણો હતાં. તેમાંનાં એકના ખલાસીઓ વહાણને છોડી દઈ મછવામાં ઊતરી પડયા અને માર્ગેટ પહોંચ્યા એટલે તેમના વહાણના કકડે કકડા થઈ ગયા. બીજું વહાણ સાંકડું બેડોલવાળું હતું અને ડેન લોકોનું હોય એમ ધરાતું હતું તે ગૂમ થઇ ગયું અને તેમાંનાં સઘળાં માણસો ડુબી મુઆં. ત્રીજું વહાણ રહ્યું હતું તે 'લીડા' નામનું જર્મન વહાણ હતું અને ન્યુ યૉર્કથી ભૂમિતૈલ ( પેટ્રોલિયમ ) ના ડબ્બાઓ લઈ બ્રેમેન જતું હતું. જીવનનાકાના ખલાસીઓ ગુડ્‌વિન્સ આવ્યા ત્યારે તેમણે જોયું કે એ મોટું વહાણ ચારે તરફથી ફીણવાળાં તોફાની મોજાંથી વિંટલાઇ વળેલું છે. સૅન્ડસનો નઠારામાં નઠારો ભાગ–સાઉથર્પિટ જ્યાં અતિશય શાંત દિવસે પણ મોજાં જોરથી અફળાય છે, ત્યાં તે વહાણ મજબૂત ચોંટી ગયું હતું. ખલાસીઓએ ધાર્યું કે ફીકર નહિ, ગમે તે થાય તોપણ એ વહાણની પાસે તો જવુંજ. પાસે ગયા ત્યારે તેમને માલમ પડયું કે મુખ્ય ડોલ અને મધ્યભાગનો ડોલ કપાઇ ગયા છે, માણસો હવાથી રક્ષણ કરે એવાં સ્થાનને વળગી રહ્યાં છે, અને તેમની ઉપર જોરાવર મોજાંઓની વિસ્તીર્ણ હાર અતિશય જુસ્સાથી ધસારો કરે છે.

આ મોતના મોંમાં આવેલા વહાણની પવનની દિશાએ 'બૅન્કૂક' લગારેક ચાલ્યું અને ખલાસીઓએ લંગર નાંખી તેની પાસે જવાને દિશા બદલી. જો દોરડું તૂટે અને જીવનનૌકા વહાણ સાથે ખૂબ જોરથી અથડાય તો એક પણ માણસ જીવી શકે નહિ. પણ તે જીવનનૌકાના ખલાસીઓએ કહ્યું, ' આપણે એ લોકોને બચાવવાને બંધાયલા છિયે, ' અને એ જાતિના લોકોમાં જે ધૈર્ય જોવામાં આવે છે તે ધૈર્યથી, 'મનુષ્યજાતિ જે કંઇ કરી શકે તે સર્વ કરવાની હિંમત ધરીને, ' તેઓએ પોતાનો મછવો મરગ નાંખી શકાય એટલો તે ભાંગેલા વહાણની પાસે લાવવામાં સર્વ શક્તિ એકઠી કરી અજમાવી. ભયંકર મોજાં છેક હલેસાં મારનારની બેઠકની પાટલી સુધી મછવો પાણીથી ભરાઇ જાય એવી રીતે મછવામાં અને તેમની ઉપર ફરી વળતાં હતાં તેથી તેઓ

હડસેલાયા અને હાંફી ગયા, તોપણ બીજું મોજું આવતું જોઇ ઉપનૌકાપતિ બોલી ઊઠયો, 'ચલાવો, ભાઇઓ.' તેઓએ તે પાટલી પકડી અને દમ પણ લેવાતો નહોતો એવી સ્થિતિમાં પ્રિય જીવન સારૂ તેને બે હાથે પકડી રાખી. પણ એક ભારે મોજું આવ્યું તેથી તે મછવો વહાણ સાથે જોરથી અથડાયો અને તેના આગલા હવાના સ્થાન સાથે પછડાયો તેથી સર્વની સહીસલામતી માટે તેઓને જીવનનૌકાની દિશા બદલી દૂર લઇ જવાની જરૂર પડી.

વળી તેઓ પાછા આવ્યા. આખરે તે વહાણ પર મરગ નાંખવામાં આવ્યો, અને તે માંહેના ખલાસીઓને એકેકને અને બબ્બેને તે જીવનનૌકામાં લીધા. એ પ્રમાણે છેલ્લો માણસ બચ્યો એટલે તે બહાદુર ઉપનૌકાપતિ બોલી ઊઠયો, 'આગલો સડ ઊભો કરો અને દોરડું કાપી નાંખો.' એમ કીધું અને ૩૪ પુરુષોનો સુંદર બોજો લઇને તે જીવનનૌકા કિનારા તરફ ચાલી. આ બચેલા ખલાસીઓમાંના એકને 'વૅન્કૂકે' અગાઉ બેવાર બચાવ્યો હતો. તેણે આગલા બચાવનો વૃત્તાન્ત વર્ણવીને સોબતીઓને ઉત્તેજન આપ્યું. એ પ્રમાણે આખરે ચારે તરફથી ઊછળતાં મોજાંથી ઘેરાયેલી જીવનનૌકાએ બેબાકળા બનેલા અને આભારી જર્મન લોકોને ડીલબીચ ઉપર ઉતાર્યા. ત્યાં તોફાન ન હતું તેમ છતાં પણ આશ્ચર્ય પામતાં અને આભારી અંતઃકરણવાળા લોકોનાં ટોળેટોળાં તેમને મળવા આવ્યાં હતાં. એડવર્ડ ડબલ્યુ કૂક 'ધન્ય છે' એવી કીર્તિ સાંભળવાને જોઇએ તેટલું જીવ્યો. તે સાત દિવસ રહીને મરણ પામ્યો, પણ તેનું સારૂં કૃત્ય તેની પછી જીવતું છે, અને બીજાઓને દાખલા તરીકે કામ લાગશે.

આપણા કિનારાની ચારે તરફ ફરતી જીવનનૌકાના ખલાસીઓ વરસોવરસ આવાં બહાદુરીનાં હજારો કામો કરે છે. કોઇ વહાણ કે માછલાં પકડવાની નાની હોડી પણ દરીઆમાં સપડાયલી માલમ પડે કે તેઓ કશાથી પણ મદદ કરવામાં અટકતા નથી. તેઓ પોતાનો મછવો દરીઆમાં ઉતારે છે, અને નિર્દય તોફાન વારંવાર પાછા હડસેલે છે, તોપણ તેઓ ફરી પ્રયત્ન કરે છે, અને આખરે તે બહાદુર નૌકાને હડસેલીને દરીઆમાં હંકારે છે. કોઈ વખત તેમનો મછવો ખડકો સાથે અથડાય છે, પણ તરત ઠેકાણે આવે છે અને દયાનું કામ કરવા આગળ ચાલે છે. થોડા વખત ઉપર 'રેડકાર' જીવનનૌકા એક માછલાં પકડવાની હોડીના ખલાસીઓને બચાવવા દરીઆમાં ચાર માઇલ દૂર ગઇ, અને તે જીવનનૌકાના ખલાસીઓ પોતાના કાર્યમાં ફત્તેહ પામ્યા.

એજ વર્ષમાં ફ્રેઝર્બર્ગ આગળ તે ખુલ્લા બંદરની પવનની દિશાએ

કેટલીક ખડકો પર 'ઑગસ્ટા' નામનું સાંકડું બૅડોલવાળું વહાણ ભાંગી ગયું. તેના ખલાસીઓને બચાવવા ભયંકર અને તોફાની પવનના સપાટામાં એક જીવનનૌકા નીકળી પડી. ખલાસીઓ ઊગર્યા પછી તે નૌકાના કકડે કકડા થઇ ગયા. પણ હજી સુશીબતનો છેડો આવ્યો નહિ. એમ માલમ પડયું કે હલેસા મારનારાઓ અતિશય બળ વાપરે છે તોપણ પવનના સપાટાની સામા બંદરના મુખ તરફ તે જીવનનૌકા લઇ શકાતી નથી. લંગર નાંખ્યું પણ બેઠું નહિ, તે જીવનનૌકા ખડકો સાથે અથડાઇ અને તોફાની મોજાં તેના પર ધસ્યાં. ઉપનૌકાપતિએ દોરડું કાપી નાંખવાનો હુકમ કીધો, કારણ કે તેણે ધાર્યું કે આવી હલકી અને તરી શકે એવી નૌકાને ઊછળતો દરીઓ ખડક પર એટલે બધે દૂર ધસડશે કે તે પરનાં માણસો બચી જવાને શક્તિમાન્ થશે. આ પ્રમાણે જીવનનૌકા ભાંગેલા વહાણની દશાએ પહોંચી હતી, તોપણ ત્યાંહેંનાં બધાં ૧૭ માણસોને તે સખત મજબૂત ખડક પર ઘસડી ગઇ, તેથી બધા ખલાસીઓ બચ્યા.

આત્માર્પણનો એક વિશેષ દાખલો નીચે પ્રમાણે છે. માર્ચ મહિનામાં એક દિવસ રવિવારની સાંજે તોફાની પવન વાતો હતો ત્યારે, લોકો ગ્રેટ યારમાઉથમાં દેવલમાંથી બહાર નીકળતા હતા. તેવામાં તેમણે ગ્રોમિ સૅન્ડ ઉપરના વહાણમાંથી ભયની સૂચના આપનારી તોપ ફોડવામાં આવી તે સાંભળી. તે વહાણ રેતીના કિનારા પર ચોંટી ગયું હતું અને તેના પર મોજાં ખૂબ જોરથી ઊછળી ગર્જના કરતાં હતાં. ખલાસીઓ તરતજ કિનારે પહોંચ્યા અને એક નાવડું દરીઆમાં ઉતારવાની તૈયારી કીધી. મોજાંમાંથી હોડકું હંકારવા તોફાની પવન બંધ થવાની તેઓ વાટ જોતા હતા તેવામાં એક કિનારા પરનો જુવાન માણસ દોડતો દોડતો આવ્યો અને તે નાવડાના ખલાસીઓમાંના એકને હડસેલો મારી તેની જગ્યા પરથી ઉઠાડી મૂકયો. તેણે કહ્યું, 'નહિ નહિ, જૅક, આ વખત એમ નહિ ચાલે. હું પરણ્યો છું માટે તું ત્રણવાર તો મારે બદલે જઇ ચૂકયો છે. સતનો જય છે, માટે હુંજ મારો વારો ભરીશ.' મછવો ઉતાર્યો અને તે મોજાં વટાવી ચાલતો હતો એટલામાં એક ભારે ફીણવાળા મોજાએ તેને ઊંચકી તદન ઉથલાવી નાંખ્યો. નવ ખલાસીઓ ડૂબી ગયા તેમાંનો એક પેલો નવો પરણેલો પુરુષ, જેણે પોતાના મિત્રને પોતાને ઠેકાણે જવાની ના કહી હતી, તે હતો. એક ક્ષણ પણ વિલંબ કર્યા વિના બીજું હોડકું દરીઆમાં ઉતારના તૈયાર કરવામાં આવ્યું. તેને દરીઆમાં હડસેલ્યું, પણ હવે તે વહાણને બચવાનો સમય રહ્યો નહોતો. સૅન્ડ ઉપરનું વહાણ કકડે કકડા થઇ ગયું અને તેમાંના સર્વ ખલાસીઓ મરણ પામ્યા.

---

## પ્રકરણ ૮.

### યોદ્ધાઓ.

હું અધિકારીઓના હાથ નીચે છું અને મારા હાથ નીચે યોદ્ધાઓ છે; હું આ માણસને કહું છું કે જા એટલે તે જાય છે, અને બીજાને કહું છું કે આવ એટલે તે આવે છે, વળી મારા નોકરને કહું છું કે આ કર એટલે તે કરે છે.

સેન્ટ મેથ્યુમાં ૧૦૦ યોદ્ધાનો અધિપતિ.

એ મારૂં નસીબ, અથવા તો ખરેખર કહીએ તો એ મારૂં કર્ત્તવ્ય છે. આપણામાંનો મોટામાં મોટો પણ પોતાને કર્ત્તવ્ય સ્થળે ચોકીઆત છે.

વ્હાઇટ મેલ્વલ.

આપણા કુટુંબના અર્થે, આપણા મિત્રના અર્થે, આપણા ઇશ્વરને અર્થે, આપણા દેશને અર્થે અને આપણી જાતને અર્થે જે માણસોની ખુનરેજી થાય છે તે તો ઠીક થાય છે, પણ બાકીનાનું કારણ મિથ્યા ગર્વ છે, બાકીના અપરાધ છે.

બર્ક.

હું અત્રે મારૂં કર્ત્તવ્ય કરવાને આવ્યો; અને મારા પોતાના દેશ પ્રત્યે મારૂં કર્ત્તવ્ય કરવા સિવાય બીજા કશામાં મને સંતોષસુખ મળતું નથી અને મળી શકે પણ નહિ.

પોર્ટુગલમાં વેલિંગ્ટન.

---

યોદ્ધાનું જીવન કર્ત્તવ્યનું જીવન છે. તેણે આજ્ઞાનુસારી, નિયમશીલ, અને હમેશ કાર્યતત્પર રહેવું જોઇએ. રણશિંગડાના નાદથી તેને બોલાવે ત્યારે એણે આવવુંજ જોઇએ. કોઇ જોખમવાળા સાહસ પર જવ તો તેને હુકમ થાય, ત્યારે તેણે જવુંજ જોઇએ. તેનાથી કામ કરવા, ન કરવા વિષે વાદવિવાદ કેરાય નહિ. તેને તોપના મોંમાં જવાનો હુકમ કરવામાં આવે તોપણ તેને હુકમ માનવોજ પડે.

જે લક્ષણોથી મનુષ્યત્વ આવે છે તેમાંનાં કેટલાંક આજ્ઞાધીનતા, તાબેદારી, નિયમશીલતા અને હિંમત છે, અને એજ લક્ષણોથી ખરો યોદ્ધો બને છે. યોદ્ધાઓમાં પરસ્પર વિશ્વાસ, ખરોખર હુકમ પાળવાનો ગુણ, અને જે સર્વે તેની ઉપર હોય તે બધાને આજ્ઞાધીન રહેવાના ગુણ હોવા જોઇએ. રસ્કિન કહે છે કે "યોદ્ધાઓ ક્રોધશીલ અને તરેહવાર પ્રકૃતિના પુરૂષો છે, અને માત્ર નિયમશીલતાને લીધેજ તેઓમાં સંપૂર્ણ જોર અને

શક્તિ આવે છે. જે માણસો અન્ય સ્થિતિમાં કેવળ સુસ્તી અને કુચ્છંદમાં પડી ગયાં હોય તેઓ જે નોકરી તેમના ઉદ્યોગને પ્રેરે છે અને નિયમમાં મૂકે છે તેથી દુર્ગુણ તજી ઉચ્ચ પ્રકારનું જીવન ગાળવા સમર્થ થાય છે."

જયમાં કે પરાજયમાં યોદ્ધાને હમેશ પોતાને નીમેલે સ્થાનેજ રહેવું પડે છે. તેણે હમેશ જાગ્રત રહેવું જોઇએ. જે સૈન્યની તે ચોકી કરતો હોય તેનો એક ક્ષણની બેપરવાઇથી પણ નાશ થાય. યોદ્ધાએ હમેશ સ્વદેશીઓની સહીસલામતી માટે પ્રાણત્યાગ કરવા તત્પર રહેવું જોઇએ. ઊંચી પાયરી પર આળસુ રહેવાથી મોત નીપજે છે.

યોદ્ધાએ ઉતાવળા અને ચાલાક રહેવું જોઇએ. તેણે હમેશ તત્પર રહેવું જોઇએ. 'તત્પર રહો' એ લૉર્ડ લૉરન્સનું નીતિવાક્ય હતું. ૪ થા હેન્રિની હિંમત અને ચપળતાથી સાધનની ન્યૂનતા પૂરાઇ જતી હતી. ડક ડિ મેયેને તેની પાછળ ૨૫,૦૦૦ માણસો સાથે આવતો હતો તેની સામા તેણે માત્ર ૫,૦૦૦ માણસ સાથે ટક્કર લીધી, અને બંને લશ્કરની સંખ્યામાં આટલો બધો ફેર હતો તોપણ તે આકર્વીસનું યુદ્ધ જીત્યો. આ અસાધારણ પરિણામ ઘણું કરીને બે સેનાપતિનાં આત્મલક્ષણમાં ફેરફાર હતો તેને લીધે ઘણે અંશે હતું. મેયેનેને જેટલો વખત ખાતા થતો હતો તેનાથી ઓછો તેને ઉંઘવામાં જતો હતો, અને તે બનાત ઘણી થોડી ફાડતો હતો પણ બૂટનું ચામડું ઘણુંજ ફાડતો હતો. × એક વખત હેન્રિની સમક્ષ એક માણસ મેયેનની કળા અને હિંમતનાં વખાણ કરતો હતો. હેન્રિએ કહ્યું, " તમે ખરું કહો છો. એ મહાન્ સેનાપતિ છે, પણ કામ કરવામાં હું હમેશ તેનાથી પાંચ કલાક આગળ રહું છું." હેન્રિ સવારે ચાર વાગે ઉઠતો હતો, અને મેયેને આસરે દશ વાગે ઉઠતો હતો. આથીજ એનાં લક્ષણ અને પરાક્રમમાં ફેરફાર થયો.

સેનાપતિ ટરેનને યોધ્ધાઓ દેવતા તરીકે પૂજતા. તે તેમનાં સર્વ સંકટોમાં ભાગ લેતો અને તેઓ તેના પર પૂર્ણ વિશ્વાસ રાખતા. ૧૬૭૨ માં બ્રૅન્ડબર્ગના * ઇલેક્ટર સાથે લડાઇ કરવા તેને સૈન્યસહિત જર્મનિ મોકલ્યો. તે સમયે ભર શિયાળો હતો, અને કાદવ કીચડવાળા રસ્તાઓ ઘણાજ વિકટ અને કંટાળો ઉપજાવે એવા હતા. એક વખત લશ્કર કાદવ કીચડવાળી

× અર્થાત્, તે ઘણું સુઇ રહેતો નહોતો કે તેથી બનાત ફાટે, પણ જાગ્રત રહી ઉદ્યમમાં પગ કસતો તેથી બૂટ વધારે ફાડતો.

* જર્મનિમાં જે અધિકારીઓને બાદશાહ નીમવાનો હક્ક હતો તેમાંનો એક.

પોચી જમીનમાં થઈને મહામુશીબતથી કૂચ કરતું હતું, ત્યારે કેટલાક નવા દાખલ થયલા યોદ્ધાઓએ બબડવા માંડ્યું, પણ વધારે જુના યોદ્ધાઓ બોલ્યા, "ખાતરી રાખજો કે ટરેનને આપણા કરતાં પણ આપણી વધારે ફીકર છે, આજ ક્ષણે આમાંથી આપણો શી રીતે મોક્ષ કરવો તે વિષે તે વિચાર કરે છે. આપણે ઉંઘીએ છિયે ત્યારે તે આપણી રખવાળી કરે છે. તે પિતાસમાન છે અને તેની ધારણામાં આપણે સમજી શકીએ નહિ એવું કંઈ મોટું પ્રયોજન ન હોય, તો આ શ્રમ પડે એવે સ્થળે આપણને લઈ જાય નહિ." આ શબ્દો તે સેનાપતિએ છુપી રીતે સાંભળ્યા. તેણે કહ્યું કે, 'આ સંભાષણથી જેટલી ખુશી મને ઉત્પન્ન થઇ તેટલી બીજા કશાથી કદી પણ ઉત્પન્ન થઇ નથી.' જે સેનાપતિ સાથે તેને યુદ્ધ કરવાનું હોય તેના ગુણ શોધી કાઢવામાં ટરેન ઉતાવળો હતો. ફ્રાન્ડનાં યુધ્ધોમાં રાજકીય સેનાનો તે સરદાર હતો, ત્યારે કોન્ડે તેનો પ્રતિપક્ષી સેનાધિપતિ હતો. લડાઈ થઇ ત્યારે તે ગેરહાજર હતો એમ સંભળાય છે. તોપણ જેવી રીતે હુમલો કરવામાં આવ્યો તે ઉપરથી ટરેનને એકદમ ખબર પડી કે કોન્ડે પાછો ફર્યો છે. તેણે કહ્યું, "હા કોન્ડે અહિં છેજ." શત્રુની કુશળ હિલચાલ કોઇ પ્રવીણ પુરૂષથી દોરાયલી છે એમ તેને માલમ પડયું.

ફ્રેન્કોપ્રશિયન * યુદ્ધ પછી જર્મનિના એક કવિએ વૉન મોલ્ટકેની અતિશય સ્તુતિ કીધી, તેમાં તેણે એમ પ્રતિપાદન કીધું કે પ્રશિયાના આ પ્રસિદ્ધ સેનાધિપતિની સાથે સરખાવતાં હેનિબોલ અને એલકઝેન્ડર, નેપોલિયન અને માર્લબરો માત્ર નિઃસત્વ યોદ્ધાઓ છે. વૉન મોલ્ટકેએ એ કાવ્યગ્રન્થની પહોંચ મોકલી અને તે કવિના કાગળનો ઘણા વિનયથી પ્રત્યુત્તર આપ્યો. તેણે પોતાના સ્તુતિકારને કહ્યું કે વિપત્તિની કસોટીથીજ ખરેખરા મહાપુરૂષો જણાઈ આવે છે. તેણે કહ્યું, "આપણને ઘણી ફત્તેહ મળી છે. એને નસીબ કહો કે દૈવયોગ કહો,સુભાગ્ય કહો કે ઈશ્વરી ઇચ્છા કહો, એકલા મનુષ્યકૃત્યથી જય મળ્યો નથી. જે સ્થિતિ આપણે પેદા પણ કરી શકતા નથી અને નિયમમાં પણ રાખી શકતા નથી તેવી સ્થિતિનાં આવા મોટા વિજયો મુખ્યત્વે કરીને પરિણામ છે." ઉત્તમ પણ કમનસીબ આચાર્યવર્ય એડ્રિયને પોતાની કબર પર નીચે લખેલા શબ્દો કોતરાવ્યાઃ—

"જે સમયમાં તે જીવતો હોય તેના પ્રમાણમાં ઉત્તમમાં ઉત્તમ મનુષ્યનું પણ કૃત્ય કેવું ભિન્ન પ્રકારનું છે! સ્થિતિના અજય્ય પ્રભાવને લીધે અતિ

* ફ્રાન્સ અને પ્રશિયા વચ્ચેનું યુદ્ધ.

સમર્થ પુરુષો પણ એકથી વધારે વાર નિષ્ફળ થયા છે અને ઓછી શક્તિવાળા પુરુષોએ સ્થિતિના બળે કરીને જય સંપાદન કીધો છે."

યોદ્ધામાં સ્વાહિતનો ભોગ આપવાની હિંમત હોવી જોઇએ. ૧૭૬૦ના વર્ષની પાનખર ઋતુમાં ૧૫ મા લુઇએ જર્મનિમાં એક સેના મોકલી. માર્ક્વિસ ડિ કેસ્ટ્રીસે ૨૫,૦૦૦ માણસોનું સૈન્ય રેનબર્ગ તરફ મોકલ્યું. તેણે કલૈસ્ટર કૅમ્પ આગળ મજબુત છાવણી કીધી. ૧૫મી ઑક્ટોબરની રાતે એક નવા અમલદાર કેવેલિઅર ડિ ઍસસને શત્રુના લશ્કરની સ્થિતિ તપાસવા મોકલ્યો. તે પોતાનાં માણસોથી થોડે દૂર એક જંગલમાં એકલો ગયો. તેને તરતજ માલુમ પડ્યું કે મારી આસપાસ શત્રુના સૈનિકો વિંટલાઈ વળ્યા છે. તેના બંદુક પરના ભાલા તેની છાતીમાં ભોંકાયા, અને તેના કાનમાં એક માણસે કહ્યું, "તું સહેજ પણ શબ્દ કરીશ તો મરણ પામીશ." ક્ષણવારમાં તે પોતાની સ્થિતિ સમજી ગયો, કે શત્રુઓ ફ્રેન્ચ છાવણી પર છાપો મારવા આવતા હતા. જેટલો ઊંચો શબ્દ તે કાઢી શકયો તેવે શબ્દે તે બોલી ઊઠયો, "સમાલજે ઓવર્ન ! શત્રુઓ અહિં આવ્યા છે." આ શબ્દોથી તેનું પરિણામ નકી થયું. તેને તરતજ કાપી નાંખ્યો પણ તેના મોતથી લશ્કર બચ્યું. છાપો નિષ્ફળ ગયો અને શત્રુઓ પાછા ફર્યા.

એમ કહેવાય છે કે સઘળા દેશમાં યુદ્ધસમયમાંજ સલાહશાન્તિની કળાઓ ઘણી આબાદીએ પહોંચી છે અને વિદ્વાન્ પુરુષોની બુદ્ધિ ઘણુજ ચમત્કારથી ઝળકી રહી છે. × આને માટે કદાચ સંશય લાગે,પણ ગ્રીસનો દાખલો લો. સોક્રેટીસ, ઇસ્કિલસ, સોફોકલીસ, અને ઝેનોફોન એ સર્વે પુરુષો પ્રથમ પોતાના દેશનાં યુદ્ધો લડયા, અને પછી સાહિત્યને તેમણે કીર્તિમંત કીધું. રોમની કીર્તિ જ્યારે પૂર્ણ કળા પામી, ત્યારે ત્યાં પણ એવીજ સ્થિતિ હતી. રાજાધિરાજ સીઝર રોમનો મોટામાં મોટો યોદ્ધો તેમજ મોટામાં મોટો લેખક હતો. હોરેસ કવિ પણ જુવાનીમાં યોદ્ધો હતો અને તેને બ્રૂટસે મોટા સૈન્યની સરદારી સોંપી હતી.

નામાંકિત પુરુષો—કવિઓ, ગ્રન્થકારો અને તત્ત્વવેત્તાઓ—જેઓએ યોદ્ધાઓ તરીકે દેશની સેવા બજાવી છે અને દરીઆમાં તેમજ જમીન ઉપર, સ્વદેશમાં તેમજ પરદેશમાં યુદ્ધ કીધાં છે, તેવા પુરુષોની આટલી બધી ગંખ્યા જોઇને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. કદાચ એમ પણ હોય કે આજ્ઞાધીનતા, કવાયત, અને નિયમશીલતા, યોદ્ધાના જીવનના આત્મરૂપ છે, તે ગુણો

× બ્રૂસકૃત 'શ્રેષ્ઠ અને ઐતિહાસિક ચિત્રો,' ગ્રન્થ ૨ જો, પૃ૦ ૨૦૭.

મનુષ્યનાં લક્ષણ ઉપર બળવાન્ અને અમુક પ્રકારનું રૂપ આપે એવી અસર ઉત્પન્ન કરે છે અને ખરા બુદ્ધિપ્રભાવ ઉત્પન્ન કરવામાં જરૂરની નિયમિત એકાગ્રતાની શક્તિને પરિપૂર્ણ કરે છે.

કુમ્પેલિડનોના યુદ્ધમાં સૈનિક તરીકે ડૅન્ટી હાજર હતો, અને ત્યાં ગ્વેલ્ફ ઘોડેસ્વારોને મોખરે તે બહાદુરીથી લડયો. કદાચ આ કારણથી અને બીજાં કારણોથી પણ તેને પછી ફ્લૉરન્સમાંથી દેશનિકાલ કીધો. અરણ્યવાસી પીટર, ક્રૂઝેડના ÷ યુદ્ધમાં અગ્રેસર હતો, તે તરુણાવસ્થામાં સૈનિક હતો,અને કાઉન્ટ ડિ બોલોને ફ્લૅન્ડર્સના લોકો સામા યુદ્ધ કીધું તેમાં તેના હાથ નીચે તેણે નોકરી કીધી હતી. તે સૈનિક તરિકે પ્રસિદ્ધ થયો નહિ,તેથી તેણે નોકરી છોડી. પછી તે પરણ્યો અને તેને કેટલાંક છોકરાં થયાં. તેની સ્ત્રી મરી ગઇ તેથી તે દુનીઆ તજી મઠમાં ગયો અને પછી અરણ્યવાસી થયો.તેણે જેરૂસલમની જાત્રા કીધી અને ત્યાંથી પાછો આવ્યા પછી જાત્રાળુઓને સૅરેસન લોકો દુઃખ દેતા હતા તેની ખબર સર્વત્ર પ્રસિદ્ધ કીધી. તેણે આખા યૂરોપમાં ઉપદેશ કીધો અને પ્રથમ ક્રૂઝેડમાં લાખ માણસોની મોટી સંખ્યાની આગેવાની કીધી. તેમાંના ભગભગ બધા નાશ પામ્યા, પણ ત્યાર પછી બીજી ક્રૂઝેડો થઇ.

આપણા પોતાના દેશના કવિઓમાં ચૉસરે ૧૩૫૯ માં ૩ જા એડ્વર્ડે ફ્રાન્સ પર ચઢાઇ કીધી ત્યારે તેના હાથ નીચે સૈનિક તરીકે નોકરી કીધી હતી. રૅટેન શહેર આગળ તેને યુદ્ધકેદી કરવામાં આવ્યો અને ત્યાં તે કેટલોક વખત સુધી કેદખાનામાં રહ્યો. જ્યૉર્જ બુકેનને, જુવાન હતો ત્યારે, સ્કૅાટિશ લસકરમાં સાધારણ સિપાઇ તરીકે નોકરી કીધી, અને ૧૫૨૩ માં વૉર્કના કિલ્લા પર હુમલો કીધો ત્યારે ત્યાં હાજર હતો. બેન જૉન્સને હૉલંડમાં સાધારણ સિપાઇ તરીકે નોકરી કીધી. ત્યાં વળી સર ફિલિપ સિડની પણ હતો, તેની મરતી વખતની ઉદાર વર્તણૂક ઇતિહાસમાં વર્ણવેલી ઉત્તમ વસ્તુઓમાંની એક છે. ×ઍલ્ગર્નૉન સિડની આદરિશ યુદ્ધમાં

÷ સૅરેસન લોકોની પાસેથી પૅલેસ્ટાઇન લેવા ખ્રિસ્તિ લોકોને તેમની સાથે યુદ્ધ કરવાં પડયાં તે.

× જ્યારે ઝટ્ફેનના રણક્ષેત્રમાં સર ફિલિપ સિડની નાશકારક ઘા વાગેલો પડયો હતો અને પુષ્કળ લોહી નીકળવાથી તૃષાતુર થયો, ત્યારે તેણે કંઇક પીવાનું માગ્યું. તે તેને તરત જ આણી આપવામાં આવ્યું. જેવો તે સીસો મોંએ લગાડતો હતો તેવો જ તેણે તેમથી લઇ જતા એક સિપાઇને તે તરફ નજર કરતો

ઘોડેસ્વારની ટુકડીનો સરદાર હતો. ડેવેનન્ટ અને લવ્લેસ ૧લા ચાર્લ્સના હાથ નીચે સરદાર હતા; અને વિધર્સ રાષ્ટ્રીય પરિષદના સૈન્યમાં મેજર* હતો. બનિયન કૉમનવેલ્થની × નોકરીમાં સાધારણ સિપાઈ હતો. ઑટ્વેએ ફ્લૅન્ડર્સમાં લશ્કરમાં ઘોડાની પાયગામાં ઝુંડો ઉપાડનાર અમલદાર તરીકે સેવા બજાવી હતી અને ફાર્કુહર અર્લ ઑવ્ ઓરેરિની ટુકડીમાં અખત્યારી સિપાઇ હતો.

હૉર્સ ગાડર્સમાં + સાધારણ સીપાઇ તરીકે સ્ટીલ દાખલ થયો;પણ તેના ઉપરીઓને તેની યોગ્યતા તરતજ માલૂમ પડી અને તેને વાવટો ઊંચકનાર અમલદારની પદવીએ ચઢાવ્યો. તેણે નેમરના ઘેરામાં અને પછી વેન્લૂના ઘેરામાં વિશેષ ખ્યાતિ મેળવી. કોલરિજ બંદુકથી લડનાર સવારોની ટુકડીમાં સાધારણ સિપાઇ તરીકે દાખલ થયો, પણ તેના ઉપરી અધિકારીએ તેને ઊંચી પદવીએ વધારવાને બદલે નોકરી છોડવામાં મદદ કીધી.કોલરિજે એક મિત્રને કહ્યું,"થોડો વખત સુધી હથિયાર ધારણ કીધાં અને મારા નામની પાછળ 'સાધારણ સીપાઇ' લખ્યું તેથી, (પણ બરોબર કહીએ તો નામની પાછળ નહિ, પણ બીજા નામની પાછળ મેં 'સાધારણ સીપાઇ' લખ્યું, કેમકે મને એકદમ મારૂં નામ પૂછ્યું ત્યારે મારૂં નામ ભૂલી જવાથી મેં 'કંબરબૅક' કહ્યું; અને ખરેખર મારી મનોવૃત્તિઓ સવારની નોકરીને એટલી તો ઓછી અનુકૂળ હતી કે મને ખાતરી છે કે મારા ઘોડાનો પણ એવોજ અભિપ્રાય હતો) હું મારૂં જીવન કોઈક વખત સ્ટીલના જીવન સાથે સરખાવું છું, પણ અરે, તેનાથી તે કેવું જુદું છે !"

જોયો. સર ફિલિપે આ જોઇને પોતે પીતા પહેલાં તે સીસો માથા આગળથી લઇ લીધો અને તે બાપડા સિપાઇને આપી આ પ્રમાણે કહ્યું કે "તારે પાણી પીવાની જરૂર હજી મારા કરતાં વધારે છે." ત્યાર પછી થોડે દિવસે આર્ન્હીમમાં સર ફિલિપ મરી ગયો. એક ઘાયલ થયેલા ડૅનિશ સિપાઇની સ્વાર્થત્યાગવૃત્તિ પણ લગભગ એવીજ ઉમદા હતી. એક ઘાયલ સ્વીડનનો રહીશ તેની પાસે સૂતો હતો તેને લાકડાના પાત્રમાંથી દારૂ પીવાને આપ્યો, અને તેમાંથી પીવાની વિનંતિ કરી. જવાબમાં તેણે ખભામાં પિસ્તોલ મારી. તે ઉપર તેને કહ્યું. "હવે હું તને શિક્ષા કરીશ; મારો વિચાર તને આખું પાત્ર આપી દેવાનો હતો, હવે હું માત્ર અધુંજ આપીશ."

* લશ્કરી ખાતામાં એક અમલદાર છે.

× ૧ લા ચાર્લ્સને ફાંસી દીધા પછી જે રાજ્યપદ્ધતિ ઈંગ્લંડમાં થોડો વખત ચાલી તેનું નામ.

+ ટુકડીનું નામ.

આ પુરુષો ઉપરાંત વર્જીલકૃત જ્યૉર્જીકસનો ભાષાન્તરકર્ત્તા અને કવિ થયો તે પહેલાં સોથબી બન્દુકથી લડનાર સવારોની ૧૦મી ટુકડીમાં અમલદાર હતો. ગ્રન્થકાર થયો તે પહેલાં વિલિયમ કૉબેટ સિપાઈથી પાયદલના સારજન્ટ મેજરની પદવી સુધી વધ્યો. એફ. આર. લી. આર. એ. નામના પુરુષે દૃષ્ટિગોચર પ્રદેશની ચિત્રકળા તરફ ધ્યાન આપ્યું તે પહેલાં ૫૬ મી પાયદળની ટુકડીમાં અમલદાર તરીકે નોકરી કીધી હતી; અને સર રોડરિક મર્ચિસન અર્વાચીન ભુસ્તરવિદ્યાનો એક પ્રસિદ્ધ વેત્તા થયો તે પહેલાં એનેસ્કિલ્લિંગ + ડ્રેગુનનો નાયક હતો.

જે સુંદર જમાનામાં સ્પેનમાં વિદ્યાવૃદ્ધિ થઇ તે જમાનામાં તેના સઘળા કવિઓ અને મહાન્ ગ્રન્થકર્ત્તાઓ યોદ્ધા અને સાહસિકો હતા, અને દેશમાં તેમજ પરદેશમાં, ખુસ્કીની તેમજ તરીની લડાઇઓ લડ્યા હતા. લોપ ડિ વેગા સ્પેનના અજય્ય નૌસાધનમાં યોદ્ધો હતો. ઘણાજ થોડા બચી સ્વદેશ જવા પામ્યા તેમાંનો એ એક હતો. એણે સ્વદેશ જઇ ઘણાં નાટકો રચ્યાં અને પછી ધર્મોપદેશક અને ધર્મવિચારણ સભામાં વિશ્વાસુ પુરુષ થયો. મહાન્ સર્વેન્ટીસ યોદ્ધો હતો અને જમીન તેમજ દરીઆમાં લડાઈઓ લડ્યો હતો. લ્પૅન્ટોના યુદ્ધમાં તેણે બહાદુરી બતાવી ખ્યાતિ મેળવી; ત્યાં તેને એક જૂની ઢબની નાની બંદુકથી ત્રણ ઘા વાગ્યા, બે છાતીમાં ને એક હાથમાં. એ ઘાથી તે જીવ્યો ત્યાંસુધી અશક્ત થયો. પણ તેણે જાતે પાછળથી કહ્યું તે પ્રમાણે "ભાલાથી કદી પણ કલમ બુઠ્ઠી થતી નથી" અને અવશિષ્ટ જીવનકાળમાં પોતાનો મહાન્ ગ્રન્થ 'ડૉન કિવઝોટ' લખ્યો.

કૅલ્ડેરન નામનો બીજો સ્પેનનો યોદ્ધો નાટક રચનાર અને પછી ધર્મોપદેશક થયો. મેન્ડોઝા ડિ સૅન્ટિલ્લાના નામનો એક મહાન્ સ્પેનનો યોદ્ધો ૨ જા જુઆનના દરબારમાં ઘણોજ છટાદાર વિદ્વાન્ ગણાતો હતો; અને બોસ્કન, મોન્ટિમેયર, ગાર્સિલેસો, અને એર્સિલ્લા પ્રસિદ્ધ યોદ્ધા તેમજ મહાન્ ગ્રન્થકર્ત્તા હતા. *

---

+ બંદુકથી લડનાર સવારની ટુકડી.

* ગોન્ઝેલો ડિ કોર્ડોવાએ ઉભા કીધેલા સ્પેનના છેલ્લા પાયદળ સૈન્યનો એકે એક માણસ લઢાઇ પણ હઠ્યા વગર કે હાર ખાધા વગર સને ૧૬૪૩ માં રોક્રોના યુદ્ધમાં હાર્યો અને સર્વે કતલ થયા. આખી ટુકડી નિયમિત ક્રમમાં મરણ પામેલી માલમ પડી. પેનિન્સ્યુલર યુદ્ધમાં સ્પેનના પાયદળથી આ કેવા જુદા પ્રકારનું સૈન્ય હતું! ને પાયદળને તો વ્યવસ્થામાં રાખવું પણ અઘરૂં હતું. એક પ્રસંગે ડ્યૂક ઑવ્ વેલિંગટને તેમાંના ૧૦,૦૦૦ માણસોને નાસી જતા જોયા. તેઓ અદૃશ્ય થયા ત્યાંસુધી દોડ્યા ગયા.

સ્પેનનો પ્રસિદ્ધ પુરુષ સર્વેન્ટીસ અને પોર્ટુગલનો પ્રસિદ્ધ પુરુષ કેમોએન્સની વચ્ચે અમુક સાદૃશ્ય છે. બંને યોદ્ધાઓ અને વિદ્વાનો હતા. સર્વેન્ટીસે યુદ્ધમાં ડાબો હાથ ખોયો હતો, અને કેમોએન્સે જમણી આંખ ખોઈ હતી. બંને મરણ પામ્યાં અને તેમનાં હાડકાં મૃત્તિકારૂપ થયા પછી ઘણે લાંબે વખતે તેઓ પ્રસિદ્ધિ પામ્યા. સર્વેન્ટીસ ક્યાં જન્મ્યો હતો તે જાણવામાં નથી. મૅડ્રિડ, એસ્કિવિયસ, સેવાઇલ અને લ્યુસેના એની જન્મભૂમિના માન માટે સ્પર્ધા કરે છે. આપણને તેની જન્મભૂમિની ખબર નથી તો ફીકર નહિ. તે ઘણો ગરીબ મરી ગયો. તેને જે સ્થાને દાટવામાં આવ્યો તે પણ યાદ નથી, અને તેના શબનો કંઈ પણ સત્કાર થયો નથી.

. થોડા વખત ઉપર પોર્ટુગીઝ લોકોએ પોતાના શ્રેષ્ઠ કવિ કેમોએન્સને મરી ગયાને ત્રણસેં વર્ષ થયાનો ઉત્સવ અતિશય ખુશાલીથી કીધો. લિસ્બનમાં વરઘોડાઓ નીકળ્યા, વાજાં વાગ્યાં, વાવટાઓ ઉડયા, અને એ પ્રમાણે સર્વત્ર આનંદ વર્તી રહ્યો. તોપણ ૩૦૦ વર્ષ ઉપર કેમોએન્સ ત્યાં ભુખ્યો મરી ગયો અને તેની પાસે તેના શબ પર ઢાંકવાને ચીથરૂં પણ ભાગ્યેજ હતું. આ શી રીતે બન્યું? કેમોએન્સ શૂરો યોદ્ધો અને મહાન્ કવિ હતો. લશ્કર સાથે સ્યૂટામાં ચાકરી પર હતો ત્યારે તેણે ઘણી બહાદુરી બતાવી. જીબ્રાલ્ટરથી દૂર દરીઆઈ લડાઈમાં તેણે કમનસીબે એક આંખ ખોઈ. પણ તેને કાંઇ ઇનામ મળ્યું નહિ, તેમજ પદવી પણ ચઢાવ્યો નહિ. લિસ્બન પાછો આવ્યા પછી તરતજ તે હિંદુસ્તાન જવા વહાણમાં બેઠો અને 'લ્યુસીઅડ' નામનો ગ્રન્થ રચી સફરના કંટાળાભરેલા વખતમાં તેણે આત્માને આનંદ પમાડયો. હિંદુસ્તાનમાંથી તે ચીનમાં મકાઓ ગયો. ગોઆ પાછો આવતાં મેકન નદીના મુખ આગળ તેનું વહાણ ભાંગ્યું. તે કિનારે પહોંચ્યો. એક હાથમાં તેણે પોતાની કવિતાનું હસ્તલિખિત પુસ્તક ઝાલ્યું, અને બીજે હાથે તર્યો. તેણે પોતાનું સર્વસ્વ ખોયું. તે લિસ્બન પાછો આવ્યો ત્યારે મરકી ચાલતી હતી. હમેશની પેઠે તે સમયે તે ઘણો ગરીબ હતો. ત્યાર પછી બે વર્ષે 'લ્યુસીઅડ' કાવ્ય પ્રસિદ્ધ કરવામાં આવ્યું. લોકોએ તેને ઘણા હોંસથી વાંચ્યું. ત્યાંના જુવાન રાજાએ પાંચ પાઉંડની કિંમતનું પેન્શન બાંધી આપ્યું. પણ કેમોએન્સ માંદો પડયો, તેને પેન્શન આપવામાં આવ્યું નહિ, દરબારે તેનો અનાદર કીધો અને તેને લોકોની ઉદારતાથી પોષણ કરવું પડયું. તેનો નિમકહલાલ નોકરજ તેનો એકલો મિત્ર હતો. તે રાતે અન્ન માગવા છૂપો નીકળતો. ૧૫૮૦માં કેમોએન્સ ઇસ્પિટાલમાં મરી ગયો અને

પદવીમાં જે અવકાશ મળતો તે નેત્રશાસ્ત્રના અભ્યાસમાં ગાળતો. નીપ્સી રસાયનશાસ્ત્રના અભ્યાસમાં પ્રવૃત્ત થયો, અને વિશેષે કરીને પ્રકાશની રાસાયનિક ક્રિયા જેમાંથી અન્તે આલેકચિત્રકળા (ફોટોગ્રાફી)ની શોધ થઇ, તેનો અભ્યાસ તેણે શરૂ કીધો ત્યારે તે ફ્રેંચ બંદુકથી લડનાર સ્વારની ૧ લી ટુકડીમાં ઉપસેનાપતિ+ તરીકે નોકરી કરતો હતો. જે અભ્યાસક્રમથી એમ ઉાઝ પરિણામે ફ્રેંચ ઇન્સ્ટિટ્યૂટમાં અર્થશાસ્ત્ર અને નીતિશાસ્ત્રનો અધ્યાપક થયો તેનો ઉપક્રમ કરતાં પહેલાં કેટલાંક વર્ષ સુધી સાધારણ યોદ્ધા તરીકે તેણે નોકરી કીધી હતી. પદાર્થવિજ્ઞાની લેમાર્કે પણ ફ્રેંચ સૈન્યમાં યોદ્ધા તરીકે ઘણાં વર્ષ સેવા બજાવી હતી, અને સેનાનાયક બ્રોગ્લીના હાથ નીચે શાર્યથી ઘણી ખ્યાતિ પામ્યો હતો. યુદ્ધમાં ઘાયલ થવાથી અને તબીયત સારી ન હોવાથી તેને સૈન્ય છોડવાની જરૂર પડી. ત્યારપછી જે વિદ્યાવિષય સાથે તેનું નામ આટલું બધું એક રૂપ થયું છે અને જેમાં તે આટલી બધી કીર્ત્તિ પામ્યો છે તે વિષયના અભ્યાસમાં તે લીન થયો. કરોડ વગરનાં પ્રાણીઓ વિષે તેનો ઇતિહાસ તેનો ઉત્તમ કીર્ત્તિસ્તંભ છે, કેમકે તે પ્રાકૃતિક વિજ્ઞાનના વિષયમાં ઘણોજ ઊંડો અને સંપૂર્ણ ગ્રન્થ ગણાય છે.

ફ્રાન્સના વિદ્વાન્ પુરુષોમાં "નીતિસૂત્ર" માં વર્ણવેલો ડિ લા રોચફ્રોકોલ્ડની પ્રથમ કારકીર્દી યોદ્ધાની હતી અને ફ્રાન્ડેનાં યુદ્ધોમાં બોર્ડોના ઘેરામાં અને સેંટ એન્ટોઇનની લડાઈમાં સખત ઘાયલ થયો હતો. "ઋજુ સંભાષણ" નો કર્ત્તા પૉલ લુઇ કુરિઅર રાહિન ઉપર પ્રજાતંત્ર રાજ્યના સૈન્યમાં નોકર હતો અને પાછળથી તોપખાનાના અમલદાર તરીકે ઇટલિમાં તેણે નોકરી બજાવી હતી. તે ગ્રીક ભાષાનો અભ્યાસ કરતો હતો ત્યારે તેની ગેરહાજરીમાં એક દિવસ હલકા ઓજારવાળો એક ઓસ્ટ્રિયન સ્વાર તેનું હોમરનું પુસ્તક ચોરી ગયો તે જોઇને તેને કેટલી બધી દિલગીરી થઇ તે એક પત્રમાં વર્ણવે છે.

સર્વ કાળમાં યુદ્ધ નિર્દયતાનાં કૃત્યથી સંયુક્ત છે. વિજયપ્રાપ્તિના ગાંડા તોફાનમાં શહેરો લુટાયાં છે, દેશો ઉજડ કરાયા છે, અને અસંખ્ય લોકોના પ્રાણ ગયા છે. મધ્યયુગમાં યુદ્ધની ક્રૂરતા કેટલેક અંશે દૂર કરવા શસ્ત્રધારી પદ્ધતિ* યોજવામાં આવી. શસ્ત્રધારીનાં કર્ત્તવ્યોનો અધિકાર પ્રાપ્ત થવા માટે

---

+ સેનાપતિથી ઉતરતો અમલદાર.

* યૂરોપમાં મધ્ય યુગમાં 'ફ્યૂડલ સિસ્ટમ' (અમુક પ્રકારનો જમીનને લગતો ધારો) ચાલતો હતો તે સમયમાં વિધિપૂર્વક અભિષેક કરી જેને સરદાર બનાવતા

માણસને આજ્ઞાધીનતા અને સભ્યતાની ટેવ પાડતા. તેને અશ્વવિદ્યા અને ભાલો વાપરવાની કળા શિખવતા, અને સ્ત્રીમંડળમાં રાખી કોમળતા, વિનય, અને દયાભાવ શિખવવામાં આવતાં. પુખ્ત ઉમ્મરે પહોંચે એટલે તેને શસ્ત્રધારી તરીકે વિધિપૂર્વક અભિષેક કરતા. આ પદ્ધતિ સાથે ધર્મ પણ જોડાયલો હતો. એજ કારણથી શસ્ત્રધારી શૂરવીરને બરોબર ઉપવાસ, દેવલમાં રાત્રિજાગરણ, જળસંસ્કાર* પાપસ્વીકાર+ અને પ્રભુભોજનવિધિ× કરવાં પડતાં. આ પ્રમાણે ઘણા શૂરવીરોમાં શૌર્યનું ઊંચું ધોરણ અને ખરી અમીરાઇ દાખલ થયાં.

ઘોડેસ્વાર બેયર્ડ સત્સશીલ, અને ભય અને નિન્દા રહિત શૂરા શસ્ત્રધારી તરીકે હમેશ વર્ણવવામાં આવ્યો છે. બેયર્ડ ૧૪૭૬ માં ડોફિનિમાં બેયર્ડના કિલ્લામાં જન્મ્યો હતો. તેણે લશ્કરી ખાતામાં નોકરી કરવાનું પસંદ કીધું અને રાજાની નોકરીમાં દાખલ થતા પહેલાં શસ્ત્રધારી શૂરવીર તરીકે ક્યાં ક્યાં અને કેવી રીતે વર્ત્યો તે વૃત્તાન્ત વર્ણવવાની જરૂર નથી. તેણે મુખ્ય નોકરી ઈટલિમાં ૧લા ફ્રાન્સિસના હાથ નીચે ટોનીવર્ડમાં, મિલનમાં, જીનોઆમાં, પેડૂઆમાં, વિરોનામાં, લા બાશિયામાં, અને બ્રેશિયામાં બજાવી. બ્રેશિઆના ઘેરામાં તે હુમલો કરનારાઓનો અગ્રેસર હતો. તે તે કિલ્લા પર કૂદ્યો,- અને તેને જંગમાં ભયંકર રીતે ભાલો વાગ્યો, કેમકે ભાંગેલી ભાલાની અણી તેના માંસમાં રહી. તેણે કહ્યું, "શહેર તો જીતાયું પણ હું તેમાં પ્રવેશ કરનાર નથી. હું તો મરણતોલ ઘાયલ થયો છું." જ્યારે નેમોર્સના ડ્યૂકને એવી ખબર થઈ કે પહેલો કિલ્લો જીતાયો, પણ બેયર્ડને નાશકારક ઘા વાગ્યો, ત્યારે પોતાને ઘા વાગે ને જેટલી દિલગીરી થાય તેટલીજ તેને થઇ. તે બોલી ઉઠ્યો, "ચાલો મારા ભાઈઓ અને મિત્રો, ચાલો આપણે આ ઘણો પ્રવીણ શસ્ત્રધારી, જેવો કવચિતજ અગાઉ થયો હશે, તેના મોતનું વેર લઇએ." બ્રેશિયા જીતી લીધું અને વેનિશિયન લોકોને ત્યાંથી કાઢી મૂક્યા.

ફ્રેંચ લોકો તે શહેર લૂંટવાની તૈયારીમાં હતા ત્યારે જે ઠેકાણે મરણ પામેલા અને મરણ પામતા લોકો પડેલા હતા તે ઠેકાણે બેયર્ડને ઊંચકી

---

તેને 'નાઇટ' કહેતા. તે શસ્ત્ર ધારણ કરતો, ભારે પરાક્રમો કરતો, અને સ્ત્રીઓ પ્રતિ વિનય દર્શાવતો. એ પદ્ધતિનું નામ શસ્ત્રધારી પદ્ધતિ.

+ ખ્રિસ્તિ ધર્મમાં દાખલ થવાનો સંસ્કાર. * કરેલાં પાપ ધર્મગુરૂ સમક્ષ કબૂલ કરવાનો વિધિ. ÷ ખ્રિસ્તિ ધર્મનો સંસ્કાર.

લીધો અને એક લાકડાના બારણા ઉપર પાસેમાં પાસે આવેલા ઘરમાં લઇ ગયા. તે ઘર જે ગૃહસ્થનું હતું તે પોતાની સ્ત્રી અને બે જુવાન અને સુંદર પુત્રીઓને ઈશ્વરની સંભાળ તળે મૂકી નાસી ગયો હતો. તે સ્ત્રીએ જાતે બારણું ઉઘાડયું અને બેયર્ડનો સત્કાર કીધો. મરણ પામે છે એમ ધારવામાં આવ્યું હતું તોપણ આ ઘર લૂંટવાની સિપાઓને રજા ન આપવી એવો હુકમ કરી શકયો એટલી તેનામાં શક્તિ રહી હતી અને તેમની મિલ્કત લૂંટવાથી તેમને જે નુકસાન થાય તે ભરી આપવાનું તેણે માથે લીધું.

તે સ્ત્રીએ બેયર્ડને એક સુંદર ઓરડામાં લેવડાવ્યો અને ત્યાં તેના મોં આગળ પગે પડી તેને કહ્યું, "અમીર સાહેબ, આ ઘર અને એમાં જે કંઇ રાચરચીલો છે તે સર્વ હું આપને અર્પણ કરવા માગું છું. એ સર્વ યુદ્ધના નિયમ પ્રમાણે આપનું છે. હું માત્ર એકજ મહેરબાની યાચું છું કે આપ મારી અને મારી છોકરીઓની જીંદગી અને કીર્ત્તિ બચાવશો." બેયર્ડમાં બોલવાની પણ ભાગ્યેજ શક્તિ હતી, તોપણ તેણે કહ્યું, "મને આ ઘા વાગ્યો છે-તેમાંથી હું બચીશ કે નહિ તે મને ખબર નથી, પણ જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી તમને કે તમારી પુત્રીઓને કદી ઈજા થશે નહિ મારાથી જેટલું બનશે તેટલું માન અને માયાળુપણું દર્શાવવાનું હું તમને વચન આપું છું. પણ હાલ ઘણુંજ જરૂરનું કામ કરવાનું છે તે એકે મારે માટે કોઇ ડાકટરની મદદ મેળવવી અને તે જલદી."

તે સ્ત્રી એક સિપાઇ સાથે એક શસ્ત્રવૈદ્યને શોધવા ગઈ. તે જેવો આવ્યો તેવો તેણે તે ઘા તપાસ્યો. તેને માલમ પડયું કે ઘા નાશકારક નથી. નેમૂર્સ ડયુકે પણ પોતાના શસ્ત્રવૈદ્યને મોકલ્યો, અને કંઈક ઘાના મલમપટા કરવાથી અને કંઈક માવજતથી સેવા કરવાથી બેયર્ડને તરત સારૂં થવા માંડયું. એ દર્મિયાનમાં તેણે તે સ્ત્રીને પૂછ્યું કે તમારો ધણી કયાં છે? ગદ્‌ગદ્ કંઠે વિલાપ કરી તેણે જવાબ દીધો કે "તે જીવતો છે કે મરી ગયો છે તે હું જાણતી નથી, પણ હું ધારૂં છું કે તેણે મઠમાં આશ્રય લીધો છે." તેના આશ્રયસ્થાનની ખબર પડી ત્યારે બેયર્ડે તેને પાછો પોતાને ઘેર લાવવા એ ધન્વી અને તે ઘરના કારભારીને મોકલ્યા, પછી તેને ખાતરી કરી આપી કે જ્યાંસુધી આ રોગી ઘરમાં છે ત્યાંસુધી તમે સહીસલામત છો અને તમારૂં રક્ષણ થશે.

જ્યારે શસ્ત્રવૈદ્યે તેને ખાતરીપૂર્વક કહ્યું કે તમારો ઘા રૂઝાયો છે અને તમારા ચાકરની મદદથી મારા મલમ વડે. આ બહારનું ચાઠું સહેલથી રૂઝ

જશે ત્યારે બેયર્ડે હમેશની ઉદારતા પ્રમાણે તે શસ્ત્રવૈદ્યને ઇનામ આપ્યું અને બે દિવસમાં લસ્કરમાં જવાનો નિશ્ચય કીધો. રક્ષણ માટે બેયર્ડને શો બદલો આપવો જોઇએ તે વિષે તે ગૃહસ્થ તથા તેની સ્ત્રીએ વિચાર કીધો, ત્યારે તેમણે પોતાની પાસે જે કંઇ હતું તે સર્વ એકઠું કીધું. એક ઘણી સુશોભિત પેટીમાં તેમણે ૨,૫૦૦ ડયુકેટ મૂકયા. તે સ્રી બેયર્ડના ઓરડામાં ગઇને તેને નમી. તે ભલા શસ્ત્રધારીએ તેને ઊઠવાની જરૂર પાડી અને જ્યાં સુધી પોતાની પાસે તે બેસે નહિ ત્યાં સુધી તે કહે તે સાંભળવાની ના પાડી.

તેણે કહ્યું, "અમીર સાહેબ! અમારૂં શહેર લૂંટાતું હતું તે દર્મિયાન ઇશ્વરે મહેરબાની કરી અમારે ઘેર આવા ઉદાર શસ્ત્રધારીને મોકલ્યા. તેથી હું જીવીશ ત્યાંસુધી ઇશ્વરનો ઉપકાર માનીશ; અને મારો સ્વામી અને છોકરાં હમેશ આપને રક્ષક દેવદૂત જેવા વિચારશે, અને અમારી જીંદગી અને અમારી કીર્ત્તિ આપને લીધે બચ્યાં છે એ હમેશ યાદ રાખશે. અમે કબૂલ કરીએ છિયે કે અમે તમારા કેદી છિયે, જે કંઇ આ ઘરમાં છે તે સર્વસહિત, આ ઘર વિજયના હક્ક પ્રમાણે આપનું છે. પણ આપે અમને એટલી બધી ઉદારતા અને મોટું મન દર્શાવ્યાં છે કે હું આપની પાસે એટલું માગવા આવી છું કે અમારા પર દયા કરો અને જે થોડી ભેટ હું આપને આપવા માગું છું તેથી સંતુષ્ટ થાઓ."

તેણે તે પેટી રજુ કીધી અને બેયર્ડને તેમાં જે હતું તે દર્શાવ્યું. તેણે કહ્યું, "એમાં કેટલું છે?" તે સ્રીએ જવાબ દીધો, "સાહેબ માત્ર ૨ ૫૦૦ ડયુકેટ છે, પણ જો આપને એટલાથી સંતોષ ન થતો હોય તો, આપને જે રકમ લેવાની ઇચ્છા હોય તે કહી બતાવો, અને અમે તે મેળવવા પ્રયાસ કરીશું." બેયર્ડના મનમાં સોના કે રૂપાનો વિચાર નહોતો. તેણે તરતજ જવાબ દીધો, "તમે મને ૧,૦૦,૦૦૦ ડયુકેટ આપવા માંગતા હો તોપણ હું તમારે ત્યાં આવ્યો છું, ત્યારથી જે પ્રીતિ તમે મને દર્શાવી છે અને તમારા આખા કુટુંબે તમારા સમાગમનો જે લાભ મને આપ્યો છે તેના જેટલા કિંમતી હું તે ડયુકેટને ગણું નહિ."

વળી તે સ્રી તેને પગે પડી અને આંખમાં આંસુ લાવી તેને તે ભેટ સ્વીકારવા વિનંતિ કરી. તેણે કહ્યું, "જો આપ એ લેવાની ના કહેશો તો હું દુનિયામાં સર્વથી અભાગીઅણ સ્ત્રી છું એમ સમજીશ." બેયર્ડે જવાબ દીધો, "તમારી આટલી બધી ઇચ્છા છે તો હું એ સ્વીકારૂં છું, પણ હું તમને વિનંતિ કરૂં છું કે તમે તમારી પુત્રીઓને અહિં મોકલો કે હું તેમની

રજા લઉં." બેયર્ડે ડયુકેટના ત્રણ વિભાગ કર્યા,બે, હજાર હજારના, તે એક, પાંચસેનો. તે જુવાન કુમારિકાઓ આવી ત્યારે તેઓ એને નમી પડી; પણ એણે તેમને ઊઠાડી અને પોતાની પાસે બેસાડી.

તેમાંની મોટીએ કહ્યું, "સાહેબ, આપના સમક્ષ આપ જે બે જુવાન કુમારિકાઓ જીંદગી અને આબરૂ માટે આપની દેવાદાર છે, તે બેને જુઓ છો. જીવીશું ત્યાંસુધી આ લોકમાં તેમજ પરલોકમાં આપને એનો બદલો વાળવા ઈશ્વરની વિનંતિ કરી યાચવા સિવાય બીજી રીતે અમારો ઉપકાર આપને દર્શાવવાને અમે સમર્થ નથી તેને માટે અમે દિલગીર છિયે."

. બેયર્ડના મન પર લગભગ રોવું આવે એવી અસર થઈ અને મદદ અને રમણીય સમાગમ માટે તેમનો ઉપકાર માન્યો; કેમકે તેઓ એની દરરોજ સોબતીયણ હતી અને એના ઓરડામાં કામકાજ કરીને અને વાંસળી વગાડી અને ગાઇને તેમણે એને આનંદ પમાડયો હતો. તેણે કહ્યું, " તમે જાણો છો કે યોદ્ધાઓ પાસે સાધારણ રીતે જુવાન સ્ત્રીઓને બક્ષીસ આપવાનાં રત્નો હોતાં નથી. પણ તમારી માએ મને હમણાંજ પેલા તમે જુઓ છો તે ૨,૫૦૦ ડયુકેટ સ્વીકારવા જરૂર પાડી છે. હું તમને દરેકને તેમાંના ૧,૦૦૦ કન્યાદાનમાં આપું છું અને જે ધન રહિત મઠોને આ લૂંટથી ઘણુંજ નુકશાન થયું છે તેમાં બાકીના ૫૦૦ વહેંચી આપવા હું ધારૂં છું."

આ પ્રમાણે એ બાબતનો નિવેડો આવ્યો અને તે આખા કુટુંબને હર્ષનાં આંસુ આવ્યાં અને તેણે તેનો ઉપકાર માન્યો. બેયર્ડ ગયો ત્યારે ખરા ખ્રિસ્તિ શસ્ત્રધારીમાં જેવો આનંદ, સૌજન્ય, અને સ્વાર્થત્યાગવૃત્તિ હોવાં જોઇએ તેવી વૃત્તિસહિત તે ગયો.

આ વખતને સુમારે આચાર્યવર્ય જુલિયસે બેયર્ડને ધર્મસૈન્યનો સેનાધિપતિ કરવા કહ્યું. આનો બેયર્ડે જવાબ દીધો કે " મારે માત્ર સ્વર્ગમાં એક ઉપરી છે અને તે ઇશ્વર છે, અને પૃથ્વી પર એક ઉપરી છે અને તે ફ્રાન્સનો રાજા છે. અને હું કોઇ બીજાની કદી નોકરી કરનાર નથી."

ઘણાં યુદ્ધ અને સાહસિક કાર્યમાં બેયર્ડે હમેશ રાજભક્તિ અને શૌર્ય દર્શાવ્યાં, તે પછી તેને મિલન પાસે રેબેકમાં મોતનો ઘા વાગ્યો. ૧ લા ફ્રાન્સિસના માનીતા સેનાપતિ બોનિવેટે કદાચ ઇર્ષ્યાથી તેને ઘણે જોખમ ભરેલે સ્થાને મૂક્યો. ત્યાં પોતાનું કર્ત્તવ્ય કરતો હતો ત્યારે સ્પેનિયર્ડ લોકોએ તેના પર બંદુક ફોડી. બેયર્ડને ગોળી કમ્મરની આરપાર વાગી તેથી

તેની કરોડ ભાંગી ગઇ. તેને ઘા લાગ્યો ત્યારે તે બોલી ઉઠયો, "અરે ઇશ્વર, હું મરાયો છું." પછી તેણે તરવારના વાંકા હાથને શૂળીસહિત ઇસુખ્રિસ્તની મૂર્તિ સમજી ચુંબન કર્યું.

તેના મિત્રોએ તેને લડાઇમાંથી દૂર કરવા ઇચ્છયું. તેણે કહ્યું, "ના, મારી આખરને વખતે મારી જીંદગીમાં પહેલેજ વખતે શત્રુને હું મારી પીઠ બતાવવા ઇચ્છતો નથી." તેણે હુકમ કીધો કે મને ઝાડ તળે લઇ જાઓ. હજી તેનામાં "ઘસારો કરો" એટલું બોલવાનું જોર રહ્યું હતું. તેણે કહ્યું, "મારૂં મુખ શત્રુ તરફ રાખી મને મરવા દો," તેની આસપાસ ઉભેલા સાથીઓ આંસુથી ન્હવાઇ ગયા. તેણે કહ્યું, "ઇશ્વરની ઇચ્છા મને પોતાની પાસે લેવાની છે. તેણે મને આ દુનિયામાં જોઇએ તેટલી લાંબી મુદ્દત રાખ્યો છે, અને મારી યોગ્યતા કરતાં મને વધારે દયા અને કૃપા દર્શાવી છે... હું તમને સર્વને વિનંતિ કરૂં છું કે મને છોડી જતા રહો, નહિ તો મને ધાસ્તી રહે છે કે તમને કેદી કરશે અને તે મને બીજું શોકનું કારણ થશે. હું મરી જાઉં છું. તમે કોઇ પણ પ્રકારે મને મોતમાંથી મુક્ત કરી શકવાના નથી."

પછી એને કેદ પકડવા સ્પૅનિયર્ડો પાસે આવ્યા. પેસ્કેરાના માર્કિવૅસે × કહ્યું. "લૉર્ડ મેયર! મરણ પામ્યા વગર મારાથી જેટલું લોહી ખોઇ શકાય તેટલું મારામાંથી નીકળ્યું હોત અને તમને સારી તનદુરસ્તીમાં કેદી કીધા હોત તો કેવું સારૂં! મેં શસ્ત્ર ધારણ કીધાં છે ત્યારથી તમારી બરોબરીઓ જોયો નથી." માર્કિવૅસે મરણ પામતા શૂરા પુરુષને દરેક પ્રકારની સભ્યતા અને સત્કાર દર્શાવ્યાં. પણ બુર્બોનના કૉન્સ્ટબલે સ્પેનના રાજાધિરાજના હાથ નીચે નોકરી લેવા પોતાના રાજા અને દેશનો ત્યાગ કીધો હતો, તે ત્યાં આવ્યો અને જ્યારે તેણે કહ્યું, કે "અયે બેયર્ડ! મને તમારી કેટલી બધી દયા આવે છે!" ત્યારે બેયર્ડ ખાટલામાંથી ઊંચા થઇ ધીરે અવાજે તેને જવાબ દીધો," અમીર સાહેબ! હું આપનો ઉપકાર માનું છું. મને મારી દયા આવતી નથી. હું પ્રામાણિક માણસ તરીકે મરણ પામું છું. હું મારા રાજાની નોકરી બજાવતો મરી જાઉં છું. તમારો રાજા, તમારો દેશ, અને તમારા સોગનની વિરૂદ્ધ તમે હથિયાર ગ્રહણ કીધાં છે, તેથી તમારી દયા આવવી જોઇએ." પછી થોડો વખત રહીને તે મરણ પામ્યો.

બેયર્ડ મરી ગયા પછીજ ૧ લા ફ્રાન્સિસને એ શૂરવીર શસ્ત્રધારીની ખોટ સમજાઇ. પ્રામાણિક અને ઉદાર મનુષ્યોને સેનાપતિપણું આપવાને

× એક જાતના અમીર. યૂરોપના મધ્યયુગમાં રાજાનો મોટો અધિકારી.

બદલે ફ્રાન્સિસે તે માનીતાઓને આપ્યું હતું. તે રાજાએ ઘણુંજ મોઠું કહ્યું, "આપણે એક મહાપુરૂષ ખોયો છે. એના નામથીજ, એના લશ્કરથી શત્રુઓ બીતા અને માન આપતા; ખરેખર, એને આપવામાં આવ્યા હતા તે કરતાં વધારે ફાયદાઓ અને વધારે ઊંચાં કામોને એ યોગ્ય હતો." પેવિયાના યુદ્ધમાં ૧ લા ફ્રાન્સિસે "કીર્ત્તિ સિવાય સર્વ ખોયું" ત્યારે તેને એ પુરૂષની ખોટ ઘણી વધારે લાગી. તેણે કહ્યું, "જો શસ્ત્રધારી બહાદુર અને અનુભવી બેયર્ડ જીવતો હોત અને મારી પાસે હોત તો તેની હાજરીજ સો સેનાપતિની બરોબર થાત. અરે શસ્ત્રધારી બેયર્ડ ! મને તારી કેવી ખોટ પડે છે! તું જીવતો હોત તો હું અત્રે ન હોત." પણ રાજાના શોકનો સમય વીતી ગયો હતો. બેયર્ડ મરી ગયો હતો અને રાજા જાતે કેદ પકડાયો હતો.

બેયર્ડ મર્દાની, મહાત્મા, અને પવિત્ર હતો. તે નિષ્કલંક, નિર્ભય, ન્યાયી,ઉદાર,દયાળુ, અને સત્યશીલ હતો. સંકટ દૂર કરવાને સમયે હમેશ તેની હિંમત વૃદ્ધિ પામતી. દ્રવ્યવાન્ પુરૂષો સજ્જન ન હોય તો તે તેમને ધિક્કારતો. જે દ્રવ્ય તેણે મેળવ્યું તે સર્વ તેણે વહેંચી આપ્યું. તે પાડોશીને ચાકરીથી કે દ્રવ્યથી મદદ કરવા કદી ના પાડતો નહિ, અને એ કામ હમેશ છુપી રીતે અને દયાભાવથી કરતો. તેના વિષે એમ કહેવાય છે કે તેણે સોથી વધારે નબાપી નમ્ર અને સાદી છોકરીઓને પરણાવી અને સ્ત્રીધન આપ્યું. વિધવાઓને તેની મદદ અને દિલાસો મેળવવાની હમેશ ખાતરી હતી. જેઓએ તેના હાથ નીચે નોકરી કરી તેની તરફ તે ઘણોજ માયાળુ હતો. કોઇક હથિયારબંધ સિપાઇ ઘોડા પરથી પડી ગયો હોય તો તેને તે ફરી ઘોડા પર ચઢાવતો, કોઇકને પોતાનાં લુગડાં આપતો, અને કોઇનું દેવું પોતે વાળતો. કોઇ પણ જીતેલા દેશમાં તેના સિપાઇઓએ જે કંઇ લીધું હોય તેની કિંમત આપ્યા વિના તે તે દેશમાંનું ઘર કદી છોડતો નહિ. ખુશામતીઓ તરફ શત્રુવટ રાખવાની તેણે પ્રતિજ્ઞા લીધી હતી અને પારકાની બદગો કરવાનું તે અતિશય ધિક્કારતો હતો. તેના સદ્ગુણો બાલ્યાવસ્થામાં પ્રકાશ્યા અને જેમ જેમ તે મોટો થયો તેમ તેમ વૃદ્ધિ પામતા ગયા. છેવટે તેને એવી કીર્ત્તિ મળી કે દૂરમાં દૂર કાળની હવે પછીની પ્રજા તેને માન આપશે અને તેનાં વખાણ કરશે. +

+ બેયર્ડની તલવાર સર જૅન પી. બોઇલ્યૂ બેરોનેટના કબજામાં છે, એ વાત કદાચ કહેવી જોઇએ. એ શસ્ત્રધારી વીરે ૮ મા હેન્રિને સુવર્ણ વસ્ત્રની ભૂમિ (ફીલ્ડ ઑવ્ ધ કૉલ્થ ઑવ્ ગોલ્ડ) આગળ જે ઢાલ આપી તે વિન્ડસરના કિલ્લામાં પહેરેગીરના ઓરડામાં છે.

સ્વદેશ રક્ષણ માટે યુદ્ધ કરવું હમેશ માનવંતુ ગણાયું છે. પરદેશ જીતવા માટે યુદ્ધ કરવું એ ઘણે ભાગે અપકીર્તિમાન્ ગણાય છે, તોપણ એ યુદ્ધ સુધારાનો ફેલાવો કરે છે એવું ડોળ કરી વારંવાર બચાવ કરવામાં આવે છે. એવી સ્થિતિમાં ગીધ પક્ષીના જેવા ક્રૂર પુરુષો મુખ્ય ત્વજ્યી હોય છે. એ સ્વદેશભક્તિ ઉચ્ચ આવેશ અને ઉદાર વિચારથી પરિપૂર્ણ મનોગુણ છે. એ દેશની સ્વાર્થનિરપેક્ષ પ્રીતિમાંથી ઉદય પામે છે. આર્નોલ્ડ વોન વિંકલરીડે સેમ્પૅકનું યુદ્ધ કર્યું તેને માટે, બ્રૂસે બૅનોકબર્નનું યુદ્ધ કર્યું તેને માટે, અને હોફર ઇન્સ્બ્રુક આગળ લડયો તેના માટે, કોના મનમાં દીલસોજીની લાગણી થતી નથી? તેમનાં કૃત્ય ઉત્કૃષ્ટ હતાં, તેમનું અનુકરણ કરવાના વિચારથી પણ દેશીઓનાં મન ઉન્નતિ પામ્યાં છે. તેમણે કર્ત્તવ્ય વિષે પોતાની પાછળ જે વિચાર મૂકયો છે તે કદી ભૂલી જવાનો નથી.

વળી સ્વદેશભક્તિ જગત્પ્રસિદ્ધ સાર્વજનિક ઉપકારવૃત્તિથી કોઇ પણ પ્રકારે વિરુદ્ધ નથી. જે પુરુષની મનોવૃત્તિઓ સ્વાર્થમાંજ લય પામે છે અને જે પોતાનો વખત ભોગવિલાસ, નાદાની અને બેપરવાઇમાં ગુમાવે છે તેના કરતાં જે પુરુષનું હૃદય ગૃહ અને પિતૃભૂમિની પ્રેમગ્રન્થિથી વિંટલાયલું છે તે પુરુષમાં શુદ્ધ મનોભાવ, ઉગ્ર લોકદાઝ અને તીવ્ર ઉદ્યમવૃત્તિ વિશેષ હોવાની યોગ્યતા છે. સૃષ્ટિરૂપી શૃંખલામાં+ હું એક ગ્રન્થિરૂપ છું, અને મારા પોતાના સ્વદેશને માટે ગમે તેટલી પ્રીતિ હોય તોપણ આખી દુનીઆ પ્રીતિ અને દયાનાં કૃત્યને અર્થે મારે માટે ખુલ્લી છે એવો વિચાર દરેક પુરુષે ગ્રહણ કરવો જોઇએ.

સ્વદેશનાયક અને સ્વદેશરક્ષક વૉશિંગ્ટનના જીવનમાં દેશભક્તિ, ઔદાર્ય, અને પરાક્રમ પરિપૂર્ણતા પામે છે. તે અઢારમા સૈકાના મોટામાં મોટા પુરુષોમાંનો એક હતો, અને શુદ્ધભાવ, અને વિશ્વાસનીયતાથી* તે જેટલો ઉત્કૃષ્ટતાએ પહોંચ્યો હતો તેટલો બુદ્ધિબળથી નહિ. તે અંગ્રેજી વંશમાંથી ઉતરી આવ્યો હતો એ તેને સુંદર વારસો મળ્યો હતો. ડર્હામ પરગણામાં વસેલા એક અંગ્રેજ કુળમાં તે જન્મ્યો હતો. ત્યાંથી ૧૬૫૭ માં એના ઘરડા વરડાઓ સ્વદેશ છોડી અમેરિકા ગયા અને વર્જીનિયામાં વસ્યા.

જ્યૉર્જ વૉશિંગ્ટનનું ચારિત્ર્ય એવું સુંદર હતું કે નાની ઉમ્મરમાં તેને ભારે જુમ્માવાળી અને વિશ્વાસવાળી જગ્યાઓએ નીમ્યો. ૧૯ વર્ષની

+ સાંકળ, આંકડી. * બીજા વિશ્વાસ રાખી શકે એવી યોગ્યતા.

ઉમ્મરે તેને વર્જીનિયાનો એક લશ્કરી અમલદાર બનાવ્યો અને મેજરની પદવી આપી. શક્તિ પર વિશ્વાસ રાખી તેને નીમનારને તેણે કદી છેતર્યા નહિ; કારણ કે તે હમેશ ચાલાક, આજ્ઞાધીન, અને સ્વધર્મશીલ+ હતો.. ૨૩ વર્ષની ઉમ્મરે, ફ્રેન્ચ લોકોની સામા પશ્ચિમ પ્રાંતના રક્ષણને માટે જે અંગ્રેજી લશ્કર એકઠું થયું હતું તેને મદદ કરવા વર્જીનિયામાં લશ્કર ઊભું કર્યું હતું તેનો તેને *કર્નલ અને સેનાધિપતિ નીમવામાં આવ્યો. તેને માત્ર જય મેળવવાથી કેળવણી મળી નહોતી, પણ પરાજયથી પણ મળી હતી; કેમકે તેથી તેની કદી ડગે નહિ એવી હિંમત બહાર નીકળી આવતી.

વૉશિંગ્ટનનું જીવનવૃત્તાન્ત એટલી બધી વાર લખાયું છે કે તે વિષે વધારે કહેવાની જરૂર નથી. માત્ર જે ઇમાનદારી, સ્વાર્થત્યાગવૃત્તિ, અને શુદ્ધ ઉદ્દેશથી પોતાના દેશને પરાધીનપણામાંથી મુક્ત કરવા અને સ્વતંત્ર કરવાનું કામ તેણે માથે લીધું અને બરોબર પૂરૂં કીધું તેજ ગુણો વિષે બોલવું જરૂરનું છે. કોઇ પણ માણસ તેનાથી વધારે પવિત્ર, વધારે સ્વાર્થત્યાગી થઈ શકે નહિ. વિજય વખતે તે આત્મવૃત્તિને નિયમમાં રાખતો, અને પરાજય વખતે ડગતો નહિ. સર્વ પ્રસંગે તે મોટા મનનો અને શુદ્ધ હૃદયનો હતો. વૉશિંગ્ટન સરદારમાં સૌથી વધારે વખાણ શેનાં કરવાં; ઉત્કૃષ્ટ ચારિત્ર્યનાં, કે ઉગ્ર દેશભક્તિનાં કે પવિત્ર વર્ત્તણુકનાં, તે જાણવું અઘરૂં છે.

સેનાધિપતિની પદવીનું રાજીનામું આપતી વખતે કેટલાક રાજ્યોના અધિકારીને તેણે ભાષણ કીધું, તેને અન્તે કહ્યું કે "હું હમેશ ઇશ્વરની પ્રાર્થના કરૂં છું કે તમને અને તમારી સત્તા નીચેના રાજ્યને પવિત્ર રક્ષણમાં રાખે, અને નગરવાસીઓના હૃદયમાં એવી ઉર્મી પ્રેરે કે તેથી તેઓ ઉપરી અધિકારીઓને માન આપવામાં અને સરકારને આજ્ઞાધીન રહેવામાં ટેવાય, અને એક બીજાને માટે, આખા યુનાઇટેડ સ્ટેટ્સના વતની ભાઇઓ માટે, અને વિશેષ કરીને તેમના સાથીઓએ રણક્ષેત્રમાં નોકરી બજાવી છે તેને માટે, ભ્રાતૃસ્નેહ અને પ્રીતિ તેમના મનમાં આવે, અને છેવટે તે આપણા પર અતિશય કૃપા કરી આપણા સર્વના મનમાં એવું વલણ કરે કે તેથી આપણે ન્યાય કરીએ, દયા પર પ્રીતિ રાખીએ, અને જે પ્રેમવૃત્તિ, નમ્રતા, અને શાંત સ્વભાવ આપણા સુખરૂપ ધર્મના સર્જનાર દૈવપુરુષનાં લક્ષણો હતાં અને જે ગુણોમાં એના દાખલાનું નમ્ર અનુકરણ કર્યા વિના આપણે સુખી

+પોતાનું કર્ત્તવ્ય કરવાની જેને ટેવ પડી છે તે.

* ફોજની એક પલટણનો મુખ્ય સરદાર.

પ્રગ્ન થવાની કદી પણ આશા રાખી શકાએ નહિ તે ગુણોથી હમેશ વર્તીએ." વૉશિંગ્ટનના આ શબ્દો કેવા સાદા, સાચા, અને સુંદર છે!

યોદ્ધાઓના જીવન વિષે બોલીએ. ડયૂક ઑવ્ વેલિંગ્ટન વિષે કહ્યા વિના એ હેવાલ પૂરો કરવો અશક્ય છે. તે ઇંગ્લંડમાં બેયર્ડ જેવો હતો. તેનો પહેલો અને છેલ્લો શબ્દ કર્તવ્ય હતો. તેના જીવનનું મુખ્ય નીતિધોરણ કર્તવ્યજ હતું. જાહેર તેમજ ખાનગી વર્તનમાં તે પ્રત્યક્ષ સત્ય સ્વરૂપ હતો. સરકારી નોકર તરીકે તેનો માત્ર એકજ ઉદ્દેશ હતો; તે એ કે સ્વદેશને શક્તિ અને ચતુરાઈથી જેટલો લાભ આપી શકાય તેટલો આપી સેવા બજાવવી. માન કે અધિકાર મેળવવાની ઇચ્છાથી તે કદી પણ પ્રેરાયો નહોતો. તેને કીર્ત્તિલોભ નહોતો. તે માત્ર પોતાનું કર્ત્તવ્ય બજાવીજ સંતુષ્ટ રહેતો હતો.

તેનું પ્રથમ કામ પલટણનાં અમલદાર તરીકે પોતાનો ધર્મ સમજવાનું હતું, અને પલટણની સરદારી મેળવ્યાને તેને ઘણો વખત થયો નહિ એટલામાં તે પલટણ લશ્કરી ખાતામાં શ્રેષ્ટ કવાયતવાળી થઇ. તેને જે કંઈ કરવાનો હુકમ થતો તે ઉદ્યોગથી અને નિયમસર કરતો. વખત, એક એવી મુદ્દત છે કે તેમાં કંઇ પણ કરવુંજ જોઇએ અને તે ખરા ભાવથી અને ચપળતાથી કરવું જોઇએ એમ તે સમજતો હતો. એક બીજી બાબતમાં તે સર્વથી શ્રેષ્ઠ હતો. તે આજ્ઞાધીનતા હતી. હિંદુસ્તાનમાં તેણે મોટા સૈન્યોની સરદારી કીધી હતી અને ઘણાં યૂરોપનાં રાજ્યોની બરાબર ક્ષેત્રફળવાળા મુલકોનો રાજ્યકારભાર ચલાવ્યો હતો. ત્યાંથી તે પાછો આવ્યો ત્યારે તેને સસેક્સમાં એક મોટી પાયદળ ટુકડીનો સરદાર નીમ્યો. તેના મોંમાંથી કદી પણ ફરિયાદ કે નાખુશીનો શબ્દ નીકળ્યો નહિ, અને સ્થિતિના ફેરફાર માટે તેને મશ્કરીમાં મ્હેણું મારવામાં આવ્યું ત્યારે તેણે કહ્યું, "મેં રાજાનું લુણ ખાધું છે અને એ જે કંઇ કરવાને મને ફરમાવે તે કરવું મારી ફરજ છે."

એના અભિપ્રાય પ્રમાણે રાજ્યની સત્તા તે રાજાની સત્તા. રાજા માત્ર પ્રજાની કીર્ત્તિનુંજ મૂળ નથી પણ જે સઘળા હક્ક અને વિશેષ અધિકાર પ્રજા ભોગવે છે તેનું પણ મૂળ છે. પણ નમ્રમાં નમ્ર અમીરનો તાબેદાર જેટલો કાયદાથી અને રીવાજથી ઘેરાયલો છે તેટલોજ રાજા ૧ણુ છે. ૧ લા ચાર્લ્સના વખતના ઉત્તમ રાજપક્ષી (કૅવલીઅર્સ)ની પેઠે રાજસત્તાને દેશમાં મોટામાં મોટી સ્થાપિત સંસ્થા ગણી તેને માટે તે દરેક પ્રકારનું જોખમ માથે લેવા તૈયાર હતો.

તેની હિંમત વિષે બોલવાની જરૂર નથી. તોપખાના અને પાયદળથી લડવામાં આવે છે તેવા જમાનામાં સેનાપતિને જોખમને સ્થળે જાતે રહેવાની જરૂર નથી. તેને નાયકનું કામ કરવાનું છે અને ગફ જેમ ચિલિઆનવાલા ના યુદ્ધમાં સાધારણ સિપાઇઓમાં ભેગો થઈ હાથમાં તલવાર લઇ લડયો તેમ તેનું કામ કંઇ જાતે લડવાનું નથી. તોપણ કોઇ પણ ભયને સ્થળે કે હુમલો કરતી ટુકડીને મોખરે તેની હાજરીની જેટલી વાર જરૂર પડતી તેટલી વાર તે બહાદુરીથી પોતાના પંડને જોખમમાં મૂકતો.એસેની લડાઇમાં લડતાં તેના બે ઘોડા મરી ગયા. ડૂરો નદી ઉપર તેની આસપાસ ફ્રેન્ચ ઘોડેસ્વારની ટુકડી વીંટલાઇ વળી અને તેણે હાથમાં તરવાર લઇ તેઓમાં થઇને રસ્તો કીધો. સેલામાન્કામાં તેની બાધ કચરાઇ અને ટોપીમાં થઇને તેને ગોળી વાગી. નેપીઅરે કહ્યું છે, કે "સેલામાન્કાનું યુદ્ધ જે દિવસે થયું તે દિવસથી સાંજે જ્યાંસુધી નજર પહોંચે ત્યાંસુધી તોપોના ભડાકા અને બૂમ બંદુકો એકઠી થઇ ફૂટતી તેના અજવાળાથી તેણે જે સર્વ જીત્યું હતું તે ખુલ્લું જણાઇ આવતું હતું ત્યારે હું તેની સાથે હતો. તે એકલો હતો. તેના કપાળ પર વિજયનો પ્રકાશ પડી રહ્યો હતો, તેની દૃષ્ટિ ઉતાવળી અને તીક્ષ્ણ હતી, પણ તેનો અવાજ શાન્ત અને મધુર પણ હતો."

ડ્યુકનું ધૈર્ય અલૌકિક હતું. ૧૮૧૦ માં ટોરિસ વીડ્રાસ આગળ મેસીનાના લશ્કરથી ઘેરાઇ ગયો હતો ત્યારે તેના પોતાનાજ અમલદારોએ તેની વિરૂદ્ધ બંડ જેવું કીધું. તેઓ ઈંગ્લંડ જવા વારંવાર. હક્ક બતાવી રજા માગતા હતા. તેણે કહ્યું, "આજ ક્ષણે અમારામાંના સાત સાધારણ અમલદારો સ્વદેશ ગયા છે કે જાય છે; અને મારા અને કેમ્પબેલના સિવાય લશ્કરની સાથે આવેલામાંના અમલદારોમાં આ દેશમાં કોઈ નથી. આમાંના કેટલાકની ગેરહાજરીનું પરિણામ એ થયું છે કે છેલ્લી યુદ્ધક્રિયામાં મારે ઘોડેસ્વારના તેમજ મોખરાની પલટણના સરદાર અને બે કે ત્રણ ટુકડીઓના નાયક થવું પડયું છે અને તે કોઈ વખતે એકજ દિવસે."

સ્વદેશમાં વર્ત્તમાનપત્રોએ ડ્યૂકનો વિરુદ્ધ પક્ષ પકડયો અને તેને નિંદ્યો. તેના શત્રુઓએ કહ્યું, "તેણે યુદ્ધ કરવાનું જોખમ માથે લેવાની હિંમત ધરી નહિ." એ વિચિત્ર પુરૂષો, લંડન શહેરના લોર્ડ મેયર અને કોમન કાઉન્સિલે રાજાને પત્ર લખી એવી વિનતિ કરી કે ડ્યૂકની રીતભાતની તપાસ થવી જોઇએ. આમની સલાહે તેની વર્તણુંક માટે નાખુશી બતાવી. મન્ત્રિમંડળ શું કરવું તે વિષે અનિશ્ચિત રહ્યું. તોપણ વેલિંગ્ટન ટોરિસ

વીડ્રાસમાં પોતાની પદ્ધતિનેજ વળગી રહ્યો. તેની મદદે માત્ર અંગ્રેજી લશ્કર હતું, કેમકે પોર્ટુગીઝ લશ્કર ભાગ્યેજ કંઇ પણ મદદ કરતું હતું. અંગ્રેજી વર્તમાનપત્રોમાં તેની વિરુદ્ધ જે આરોપો મૂકવામાં આવ્યા તે વિષે તેણે કહ્યું, કે "હું આશા રાખું છું કે ગ્રેટબ્રિટનના લોકોના અભિપ્રાયોના પર વર્તમાનપત્રનાં વચનોથી અસર થતી નથી અને એ વચનો એ વિષય પર પ્રજાનો અભિપ્રાય કે વિચાર દર્શાવતાં નથી. તેટલા માટે હું (જેને બીજા કોઇ માણસ કરતાં આ પ્રકારનાં આબરૂને બટ્ટો લગાડનાર વચનો માટે ફરિયાદ કરવાને વધારે કારણ છે ) તેની લગાર પણ દરકાર રાખનો નથી, અને મારે વિષે અને મારા હુકમ વિષે જે અસંખ્ય જુઠાણું અને ખોટી દલીલો જ્યાબંધ છપાયાં છે તેની વિરુદ્ધ કે તેના જવાબમાં કંઇ પણ લખાણુ કરવા મેં કોઇને અધિકાર આપ્યો નથી." માનવંતા લૉર્ડ મેયર અને કૉમન કાઉન્સિલની ધમકી વિષે તેણે માત્ર એટલુંજ કહ્યું કે "તેઓની મરજીમાં આવે તેમ કરે, હું અહિંની બાજી રમાશે ત્યાંસુધી છોડી દેનાર નથી."

ટૉરીસ વીડ્રાસ આગળ લશ્કરી બાંધકામ ઊભું કરવામાં આવ્યું હતું તેની પાછળ છાવણી કરી રહેલા અંગ્રેજી લશ્કરે ફ્રેન્ચ લોકોને હરાવ્યા. ફ્રેન્ચ લોકોને આખરે નાસવાની જરૂર પડી. ડયૂક તેમની પાછળ પડયો. નાસવામાં થોડી અડચણ નડે માટે તેઓએ તોપ અને બીજાં યુદ્ધસાહિત્યના ઘણા ભાગનો નાશ કીધો. તેમણે ગામડાંના લોકોને મરજી મુજબ લૂટી લીધા અને મારી નાંખ્યા. ઘણા ગામડીઆઓએ ફ્રેન્ચ હુમલો કરનારાને મૈત્રી દર્શાવી નહોતી તેટલાજ કારણ માટે તેમને મારી નાંખી તેમનાં મુડદાં રસ્તાની બંને બાજુ તરફ લટકાવેલાં માલુમ પડયાં. ફ્રેન્ચ લોકોનો પાછા ફરવાનો માર્ગ તેમણે બાળી મૂકેલાં ગામડાંમાંથી નીકળતા ધુમાડાથી અંકિત હતો. તે ડયૂકે મૅસીનાની સેનાને રૂયૂએન્ટીસ ડિઓનોરો આગળ પકડી પાડી તેનો સંપૂર્ણ પરાજય કીધો. પછી તેણે ઍલમીડા જીતી લીધું. સિઉડૅડ રોડ્રિગો અને બૅડજોઝ ઉપર હુમલો કીધો. માર્મોન્ટને સેલામાન્કા આગળ હરાવ્યો, અને મૅડ્રિડમાં પ્રવેશ કીધો. નવાઇની વાત એ છે કે સ્પૅનિશ સેનાપતિ મિરેન્ડાના હાથ નીચે સહાયક અમલદાર ૪૩ થી ઓછા નહોતા, પણ વેલિંગ્ટને મૅડ્રિડમાં વિજયપ્રવેશ કર્યો ત્યારે તેની સાથે લાર્ડ ફિટ્ઝ્રૉય સમર્સેટ નામનો માત્ર એકજ અમલદાર હતો.

વેલિંગ્ટન જે દેશમાં થઇને જતો હતો તે દેશના લોકો તરફ અતિશય દયાભાવ દર્શાવતો હતો. સ્પેનિયર્ડ લોકોને અંગ્રેજી લશ્કર કરતાં

પોતાનાંજ લશ્કરની વધારે ધારતી હતી. સ્પૅનિશ લશ્કર જ્યાં જાય ત્યાં લૂટફાટ કરતું હતું, પણ અંગ્રેજી લશ્કરને તેમ કરવાની મના હતી. તોપણ અંગ્રેજી લશ્કરને દ્રવ્ય અને સ્થાન ફેરફાર કરવાનાં સાધનની તંગીથી અતિશય અડચણ પડતી હતી. વેલિંગ્ટનનું લશ્કર મૅસીનાની પાછળ પડયું ત્યારે સિપાઇઓએ કાઉન્ટ ફ્રાસ્ટેલ્લો મેલ્હોરની જમીનમાંથી કેટલાંક લાકડાં બળતણ માટે લીધાં. સેનાપતિઓમાં કવચિતજ જોવામાં આવે એવી ઉદારતાથી ડ્યૂકે પોતાના ગરીબ સિપાઇઓએ લીધેલાં લાકડાંની કિંમત પોતાની પાસેથી આપી તેણે કહ્યું, "લશ્કરના સ્વાર્થની સંભાળ તેમજ તેની સાથે કમનસીબ રહેવાસીઓ માટે દયાની લાગણીથી ચારા અને બીજી દરેક વસ્તુનો અમર્યાદ નાશ થતો અટકવો જોઇએ."

સ્પૅનિશ યોદ્ધાઓએ અંગ્રેજી લશ્કર તરફ ભિન્ન ભિન્ન પ્રકારે, મુખ્યત્વે કરીને ટેલાવીરાના યુદ્ધ પછી, શત્રુભાવ દર્શાવ્યો ત્યારે ડયૂકે એવો હુકમ કર્યો કે "શાંત પ્રજા તરફ જેમ બને તેમ અતિશય દયાથી વર્ત્તવું જોઇએ." સ્પૅનિશ લશ્કર ફ્રાન્સમાં દાખલ થયું ત્યારે તેણે તરત લોકોને લુંટી લેવા અને મારી નાંખવા માંડયા. આ વાત માલૂમ પડી કે ડયૂકે તેમને સ્પેન પાછા જવાનો હુકમ કીધો અને તેમના વગર ઓર્થેઝનું યુદ્ધ લડયો. તેણે ડોન ફ્રીઅરને કહ્યું, "હું એટલો બધો નીચ નથી કે લૂટની રજા આપું. તમારા સીપાઇઓ લૂટફાટ કરે એવી તમારી ઇચ્છા હોય તો તમારે બીજો કોઈ સેનાપતિ નીમવો જોઇએ."

વેલિંગ્ટનને સ્વદેશમાં બરોબર પુષ્ટિ મળતી નહોતી. હાથ નીચેનાં માણસોને પરાક્રમનાં કામ માટે ઊંચી પદવીએ ચઢાવી માન આપવાની સત્તા નહોતી. ફ્રેન્ચ અમલદારોને પોતાનાં માણસોને ઊંચી જગ્યાઓ આપી ઉત્તેજન આપવાની સત્તા હતી, પણ વેલિંગ્ટન કોઇ પણ અમલદારને બહાદુરી માટે વધારી શકતો નહોતો. તમામ ઊંચી પદવી આપવાનું કામ ઇંગ્લંડમાં હૉર્સ ગાર્ડસ કરતા હતા, અને જે કદી પણ બ્રિટન છોડી પરદેશ ગયા નહોતા તેમને આઇબીરીઅન દ્વીપકલ્પના યુદ્ધના શૂરવીરોથી ઊંચી પદવીએ ચઢાવામાં આવ્યા હતા. લેફટેનન્ટ કર્નલ કલેચરે ટૉરિસ વીડ્રાસના લશ્કરી બાંધકામની આસપાસ ખાડી ખોદી હતી, અને સિઉડૅડ રોડ્રિગો, બૅડજોઝ, બર્ગોસ, અને સેલામાન્કાને ઘેરો ઘાલવામાં આગેવાની કરી હતી. તે ત્રણ વરસ પછી સેન સેબેશીઅનની ખાડીમાં છરાનો ગોળો વાગવાથી મરણ પામ્યો ત્યારે પણ લેફ્ટેનન્ટ કર્નલનીજ પદવી પર

હતો. વળી બહાદુર અને કદી પણ થાકે નહિ એવા લેફટેનન્ટ કર્નલ વૉટર્સે ડયૂરાના સાંકય પ્રદેશમાં ૧૮૦૯ માં જે પદવી મેળવી હતી તેજ પદવી ૧૮૧૫ માં વૉટર્લૂના યુદ્ધમાં તે ધરાવતો હતો. તોપણ જે સરકારી લખાણ વેલિંગ્ટન કરતો તેમાં તે હમેશ તેમની કિમતી નોકરી વર્ણવતો.

સિપાઈઓની સ્થિતિ સુધારવા તે અવિરત પ્રયાસ કરતો હતો. તેની તેઓ ખૂજ જાણતા હતા અને જીંદગી બચાવવાની તેની અતિશય કાળજીથી તેમનાં મન પર અસર થઇ હતી. તેઓ તેનાં નિષ્પક્ષપાત, સત્ય, ન્યાય, અને નિઃસ્વાર્થતાની સ્તુતિ કરતા હતા. તેણે અમલદારોમાં તેમજ સિપાઇઓમાં બેહદ વિશ્વાસ પ્રેર્યો. તેણે શિક્ષા કીધી તેના કરતાં ઘણુંજ વધારે મનુષ્યોને ક્ષમા કીધી. લશ્કરની કવાયત જારી રાખવી એ આવશ્યક હતું પણ જેઓ ભૂલ કરતા તેમને વિષે હમેશ બની શકે તેટલો તેમના લાભમાં તે વિચાર બાંધતો. કોઈ અમલદાર શત્રુ સમક્ષ ખરાબ રીતે વર્ત્તતો ત્યારે તેના પર કામ ચલાવવા લશ્કરી ન્યાયસભાને સોંપી દેવાને બદલે તે એવી વિનંતિ કરતો કે એ કમનસીબ માણસનું રાજીનામું કબૂલ કરવું. તે કહેતો કે "એની દુનીઆમાં નિન્દા થાય તેના કરતાં એ નોકરી દે તે હું વધારે પસંદ કરૂં છું." એક પ્રસંગે એક કવાયત શિખવનાર હવાલદાર પોતાની ટુકડીનો પગાર લઇ નાસી ગયો. આ દુષ્કૃતનું મૂળ એક સ્ત્રી હતી. તેણે તેને છેતરી એ અપરાધ કરાવ્યો હતો. આ વાત બની તે પહેલાં તે માણસનું ચારિત્ર્ય ઉત્તમ હતું. ડયૂકે તેને ક્ષમા કીધી. તે ફરીથી અખત્યાર વગરનો અમલદાર થયો. તેને અખત્યાર આપવાની ડયૂકે ભલામણ કીધી, અને પાછળથી તે દ્વીપકલ્પની સેનામાં કામદાર વર્ગનો ઉત્તમ અમલદાર થયો.

વેલિંગ્ટન હાથ નીચેનાં માણસો જોડે અતિશય સભ્યતાથી વર્ત્તતો. શાંતતા, સભ્યતા, અને મોહ ઉત્પન્ન કરે એવી રીતભાત ઊંચા કુળમાં જન્મ્યાથી કે સ્વાભાવિક ઉન્નત ચારિત્ર્યથી ઉત્પન્ન થાય છે, તે ગુણો ડયૂકમાં ઊંચે દરજ્જે પહોચ્યા હતા. તેના હુકમમાં તે કદી હુકમની ભાષા વાપરતો નહોતો, પણ માત્ર વિનંતિ અને પ્રાર્થનાની ભાષાનો ઉપયોગ કરતો હતો. અમલદારોની સાથે વાતચિતમાં તે તેમને વિનંતિ કરતો હતો કે તમારે તમારા હાથ નાચેના માણસો સાથે કઠોર વચન વાપરવાં નહિ. તે કહેતો કે "એવી જાતનાં વચનોની જરૂર નથી, તે કદાચ મનુષ્યને કારી ઘા જેવા લાગે પણ તે કદી તેને ખાતરી કરી આપતાં નથી."

યુદ્ધમાં પ્રવૃત્ત હોય ત્યારે પણ તેને પોતાનાં માણસો માટે અતિશય

બચાવ્યા. ટૅલાવેરાના યુદ્ધ પછી કવેસ્ટાના સિપાઈઓને ઘાયલ થયલા ફ્રેન્ચ લોકોને મારી નાંખતા અને તેમના અંગ કાપી નાંખતા અટકાવવાને અંગ્રેજ લોકોને તેમની સાથે ઝપાઝપી થઇ. ફૅાઇડિયાન્ડ કહ્યું છે કે "અમને પરાક્રમને માટે એટલું બધું માન છે કે અમે લૅાર્ડ વેલિંગ્ટનને વખાણ્યા વિના રહેતા નથી. ખરેખર પોર્ટુગલમાં અમારા લશ્કરે પાછી પાની કરી, ત્યારે એને પાસે જીવતો લાવવામાં આવે, તેવા દરેક ફ્રેંચ કેદી માટે બે ગિનિ આપવાનું વચન આપતા એ મહાન્ અને માન પામેલા પુરુષને જોઇને અમારા મન પર એટલી બધી અસર થઇ કે અમારી આંખમાંથી આંસુ પડયાં."

એ ડયૂકની બધી કારકીર્દી એ જાતની વર્ત્તણુકથી ભરપૂર છે. હિંદુસ્તાનમાં એણે ઘાયલોમાં માલમ પડેલા ડુન્ડિયાના પુત્રને સાજો કરાવ્યો અને ઉછેર્યો. સેનાપતિ ફ્રૅન્સેશિને સ્પૅનિયર્ડ લોકોએ રોગીષ્ટ બંદીખાનામાં સડીને મરી જવા નાંખ્યો હતો, તેને છોડવવામાં એણે હાથ ઘાલ્યો. એણે જુવાન મૅસ્કરહૅનસને, અને સ્પેનના રાજવની નિર્દયતાને ભોગ થઇ પડેલા ઘણા પુરુષોનો ઉદ્ધાર કીધો. ઘાયલ થયલા ફ્રેંચ સિપાઇઓ અને જે શત્રુના સિપાઈઓ ઓપોર્ટો ખાલી કર્યા પછી યુદ્ધના દૈવયોગથી એના હાથમાં આવ્યા તેમનું પોર્ટુગીઝ સિપાઇની ક્રૂરતાથી એણે ઘણી કાળજીથી રક્ષણ કર્યું. એણે કહ્યું, "યુદ્ધના નિયમ પ્રમાણે તેમને મારી તરફથી રક્ષણ મેળવવાનો હક છે, અને મેં તેમનું રક્ષણ કરવાનો નિશ્ચય કર્યો છે." એણે ફ્રેન્ચ શસ્ત્રવૈદ્યને સુલ્ટના લશ્કરના માંદા માણસો પાસે જવાની અને રખવાળ સાથે સહકારીઓની છાવણીમાં જવાં આવવાની રજા આપી.

એવીજ માનવંતી રીતે તે શત્રુઓ સાથે પણ વર્ત્તા જાણતો હતો. જ્યારે ડુન્ડિયા વાઘને કટારના ઝટકાથી ઠાર કરી તેની સાથેના યુદ્ધનો અન્ત આણવો એવી સૂચના તેને કરવામાં આવી, ત્યારે તેણે તે સૂચના તિરસ્કારપૂર્વક ના કબૂલ કરી. વળી સ્પેનમાં સૂલ્ટના સૈન્યમાં બંડ થવાનો સંભવ જણાયો, અને એ બંડને પુષ્ટિ આપવા ડ્યૂકને વિનંતિ કરવામાં આવી, ત્યારે તેણે એ વાતની તેવીજ દઢતાથી ના કહી. તેણે વિચાર્યું કે શક્તિ અને પરાક્રમથીજ લાભ મળવો જોઇએ તે લાભ લશ્કરી બંડની મારફતે પ્રાપ્ત કરવો એ મને પોતાને તેમજ જે પક્ષનો હું હિમાયતી છું તે પક્ષને પણ અયોગ્ય છે.

એસ્લિંગનો શાહજાદો ટોરીસ વીડ્રાસમાં હતો ત્યારે તે અંગ્રેજી લશ્કરી બાંધકામ તપાસવાને ઇંતેજાર થયો. તે એક અંગ્રેજી તોપખાનાની

અંદર થઇને ગયો, અને એક નીચી બાગની દિવાલ ઉપર ઊભા રહી દુર્બીન વડે તે તપાસ્યું. અંગ્રેજી અમલદારોએ તેને દીઠો અને તેઓએ તે સેનાધિપતિના હાથ નીચેના કામદાર વર્ગને સામટી તોપો છોડી ગભરાવી નાંખ્યો હોત, તોપણ તેમ કરવાને બદલે તેને પોતાની ભયભરેલી સ્થિતિથી વાકેફ કરવા તેમણે માત્ર એકજ ગોળી મારી. તે ગોળી એવી તો ચોકસાઇથી મારી કે જે દિવાલ પર તે શાહજાદાનું દુર્બીન ગોઠવ્યું હતું તે દિવાલ તૂટી પડી. આ સભ્ય રીતે ખબર આપવામાં આવી તે મૅસીના સમજ્યો તેણે તોપોના અવાજથી તે તોપખાનાનો સત્કાર કર્યો અને ફરીથી ઘોડા પર ચઢી બેસી દોડી ગયો.

વૉટર્લૂમાં વેલિંગ્ટન પણ એવીજ રીતે વર્ત્યો. તે ડ્યૂક ફ્રેંચ લોકોની સૈન્યવ્યવસ્થા તપાસતો હતો, ત્યારે એક તોપખાનાનો અમલદાર તેની પાસે ઘોડો દોડાવતો આવ્યો અને જે સ્થાને નેપોલિયન તેના હાથ નીચેના કામદાર વર્ગ સહિત ઊભો હતો તે બતાવીને તેણે કહ્યું કે " હું ગોળી મારૂં તો સહેલથી મારી ગોળી તેમને પહોંચી શકે અને મને ખાતરી છે કે એમાંના કેટલાકને હું ઠાર કરી શકીશ. " તે ડ્યૂકે જવાબ દીધો, " ના, ના, મોટા યુદ્ધમાં લશ્કરના અધિપતિઓને, પરસ્પર ગોળી મારવા સિવાય બીજું કંઇક કરવાનું છે. "

નેપોલિયનના રાજ્યની પડતી આવ્યા પછી તેને મારી નાંખી તેનું કાંસલ કાઢવાની સૂચનાને વેલિંગ્ટને નિરસ્કારપૂર્વક ના કબૂલ કરી. તેણે કહ્યું, " એવા કૃત્યથી પછીની પ્રજામાં આપણી અપકીર્ત્તિ થાય. આપણે માટે એવું કહેવાય કે એ લોકો નેપોલિયનના જીતનાર થવાને યોગ્ય ન હતા. " સર ચાર્લ્સ સ્ટુઅર્ટને તેણે લખ્યું કે " બ્લૂચર એને મારી નાંખવા ઇચ્છે છે; પણ મેં તેને કહ્યું છે કે હું દલિલ દાખલાઓ આપી એમ કરતાં વારીશ અને સામાન્ય એકમતથી એને જે શિક્ષા કરવી હોય તે કરવી, એમ આગ્રહ કરીશ. મેં વળી એને કહ્યું છે કે ખાનગી મિત્ર તરીકે હું તમને સલાહ આપું છું કે એવું નીચ કર્મ કદિ પણ કરવું નહિ; અને આપણે બંનેએ આ યુદ્ધવ્યવહારમાં એવો તો કીર્તિમંત ભાગ લીધો છે કે હવે ફાંસિયાનું કામ કરીશું નહિ. અને મેં એવો નિશ્ચય કર્યો છે કે રાજાઓની ઇચ્છા એને મારી નાંખવાની થાય તો તેમણે એક ફાંસી દેનાર નિમવો, પણ તે ફાંસી દેનાર હું કદી પણ થઇશ નહિ. "

નેપોલિયનની જીંદગી બચાવવાની ડ્યૂક ઑવ્ વેલિંગ્ટને કાળજી

રાખી તેના બદલામાં જે દુષ્ટ પુરુષ એ ડયૂકને મારી નાંખવાનો પ્રયાસ કરે તેને ૧૦,૦૦૦ ફ્રેન્કનો વારસો આપવા કહેવું એ કેવું વિચિત્ર !

ડયૂક સત્યશીલ હતો અને હાથ નીચેનાં માણસો પણ તેવાંજ દેખાય એમ તે ઇચ્છતો હતો. ૧૮૦૯ માં તેણે સરદાર કિલ્લરમૅનને લખ્યું કે "જ્યારે અંગ્રેજ અમલદારો નાશી જવાનો પ્રયાસ નહિ કરીશું એવી પ્રતિજ્ઞા કરશે, ત્યારે તમારે ખાતરી રાખવી કે તેઓ પોતાની પ્રતિજ્ઞા પાળશે. હું તમને ખાતરી કરી આપું છું કે કોઇપણ વિરુદ્ધ વર્ત્તશે તો તેને પકડી તમારી પાસે તરતજ પાછો મોકલતાં હું આંચકો ખાઇશ નહિ."

તે ડયૂક મોટા મનનો હતો. લાંચથી તે વશ કરી શકાતો નહિ કે ધમકીથી ત્રાસ પામતો નહિ. તેને હલકી જગ્યા આપવા માંડી, ત્યારે તેણે કહ્યું, "મને તમે હુકમ કરો, અને હું તમારો હુકમ માથે ચઢાવીશ." તેનામાં આજ્ઞાધીનતા, પ્રામાણિકપણું, અને ઇમાનદારી સંપૂર્ણતા પામ્યાં હતાં. તે સ્વાર્થનો કશો પણ વિચાર કરતો ન હતો, પણ પરકલ્યાણનોજ વિચાર કરતો હતો. તેનામાં ઇર્ષ્યાનો અંશ પણ ન હતો. પોતાની કીર્ત્તિ વધારવાને માટે તે બીજાઓને વખોડી તેમની કીર્ત્તિ ઓછી કરતો ન હતો. જેટલો તે પોતાની આબરૂ માટે સાવચેત રહેતો હતો તેટલોજ અમલદારોની આબરૂને માટે પણ રહેતો હતો. જેમ બર્ગોસમાં થઇ તેમ જો કંઇપણ ભૂલ થાય તો તેનો બધો દોષ તે પોતાનેજ માથે લેતો. ઈંગ્લંડમાં ગ્રેહામ, હિલ, અને ક્રૉફર્ડની ઉપર જે બટ્ટા મૂકવામાં આવ્યા તેની વિરુદ્ધ તેણે તેમને પુષ્ટિ આપી. પરકૃત અન્યાય અને નિન્દાને ધિક્કારી કાઢવાને સમર્થ થઇ શકે એવો તેનામાં દૃઢ નિશ્ચય અને પ્રૌઢ મન હતાં. જ્યારે મૅડ્રિડના સુધરાઇ ખાતાએ (મ્યુનિસિપૅલિટિએ) તેને શાબાશી આપી, ત્યારે નોકરી બજાવી હતી તેને માટે પોતે કંઇ શાબાશી લીધી નહિ, પણ કહ્યું કે "યુદ્ધનાં પરિણામ ઇશ્વરના હાથમાં છે."

પણ વેલિંગ્ટનના સર્વ સુલક્ષણોમાં મોટામાં મોટું એ હતું કે તે પોતાનું કર્ત્તવ્ય હમેશ સમજતો. તેના ચારિત્ર્યનો એ મુખ્ય ભાગ હતો. એજ પ્રાધાન્ય ચલાવનાર અને આજ્ઞાકારી અંશ હતો અને એને બીજું સર્વ આધીન રહેતું. જે કંઇ પોતાનું કર્ત્તવ્ય સમજતો તે પ્રામાણિકપણે કરવું અને કર્ત્તવ્ય છે માટેજ તેમ કરવું એ તેનો દૃઢ નિશ્ચય હતો, અને એમ કરવા તે હમેશ ઇચ્છતો. તેના જીવનનો એકજ ઉદ્દેશ હતો, તે એ કે યોદ્ધા તરીકે પોતાનું કર્ત્તવ્ય કરવું, અને સર્વ બળથી, સર્વ જોખમ વેઠીને, બની શકે

એવી ઉત્તમ રીતે, સર્વ શક્તિ વાપરીને, સર્વ સાધનો યોજીને; અને અન્તે વિજય થાય એવી રીતે કરવું. એકજ વર્તન ધોરણને સ્પષ્ટ રીતે સમજવાથી અને સમાનતાથી સર્વ પ્રસંગે તેનેજ અનુસરવાથી ચારિત્ર્યમાં કેવું ઐક્ય, સાદાઇ, અને બળ આવે છે તે જોવું એ બોધકારક છે+ એના જીવનવૃત્તાન્તને અન્તે બ્રાયલમોન્ટ કહે છે કે "અર્વાચીન કાળમાં ઉત્પન્ન થયલા પુરુષોમાં તે મોટામાં મોટો હતો; કારણ કે તે સર્વથી વધારે પ્રામાણિક હતો. બ્રિટિશ રાજ્યની નોકરી કરનારાઓ અને પુષ્ટિ કરનારાઓમાં તે ડાહ્યામાં ડાહ્યો અને સર્વથી વધારે વફાદાર પુરૂષ હતો.

શક્તિવાન્ પ્રજા શી રીતે બને છે તેનો આ એક દાખલો છે. પ્રશિયા નેપોલિયનના કબજામાં હતું, તેમાં રાજ્યતંત્ર કંઈ નહોતું, અને એ દેશ ફ્રેંચ રાજ્યનો માત્ર ખંડીઓ હતો, ત્યારે વોન સ્ટીન સ્વદેશનું રક્ષણ કરવા બહાર પડયો. ૧૮૦૭ના ઑક્ટોબરમાં સ્ટીનના મનમાં પ્રજાને સ્વાતંત્ર્ય આપી દેશને સ્વતંત્ર બનાવવાનો વિચાર આવ્યો. એની યુક્તિનો સાર આ અદ્‌ભુત શબ્દમાં સમાયલો હતો કે "કે રાજ્યને વિસ્તારરૂપી મહત્ત્વમાં નુકસાન થાય તેનો બદલો તેણે વૃદ્ધિ થાય એવી શક્તિથી વાળવો જોઇએ." તેણે કહ્યું કે "રાજ્યનું ખરૂં બળ તેના અમીર વર્ગમાં રહેલું નથી, પણ સમગ્ર પ્રજામાં રહેલું છે. કોઇ પણ પ્રજાને ઉન્નતિમાં લાવવી હોય, તો જે વર્ગના લોકો જુલમથી સપડાયલા હોય તેમને પરાધીનતામાંથી મુક્ત કરી સ્વતંત્રતા અને સ્વામિત્વનો અધિકાર આપવા અને કાયદાનું રક્ષણ સર્વ વર્ગને સરખું મળે એમ કરવું. ખેડુતને ગુલામગીરીના બંધનમાંથી મુક્ત કરો; કેમકે સ્વતંત્ર મહેનતુ વર્ગજ પ્રજાને સફળ પુષ્ટિ આપે છે. જે જમીન ખેડુત ખેડતો હોય તેનું સ્વામિત્વ તેની પાસેથી છીનવી લીધું છે તે તેને પાછું આપો; કેમકે સ્વતંત્ર જમીનદારજ ઘરનું ને દેશનું રક્ષણ કરવામાં હિંમતવાન્ છે. અનિયંત્રિત અધિકારીઓ અમુક પદાર્થ વેચવાનો ખાસ હક્ક અમુક પુરૂષોનેજ આપવાનો અને લોકોને બાલ્યાવસ્થામાં રાખવાનો પ્રજા પર જુલમ ગુજારે છે તેમાંથી પ્રજાને મુક્ત કરો;કેમકે દુકાન અને જાહેર મંડળીમાં સ્વતંત્રતાથીજ જર્મનિના પ્રાચીન પૌરજનો, તેઓએ ધારણ કોધેલી પ્રૌઢ સ્થિતિ પામ્યા હતા. જમીનદાર અમીરોને શિખવો કે પરગણામાં અને રાજ્યમાં સ્વાર્થરહિત નોકરી બજાવવાથી અમીર વર્ગની યોગ્ય પદવી જાળવી શકાશે, પણ કરમાંથી મુક્ત રહેવાથી અને બીજા ગેરવાજબી વિશેષ હક્ક ભોગવવાથી એ પદવીનો ગ્રામ

+ વેલિંગ્ટન વિષે ધર્મોપદેશક ટૉમસ બિન્નિ જે કહે છે તે જુઓ.

તે નાશ થશે. અનિયન્ત્રિત અધિકારીએ માત્ર મિથ્યા પાંડિત્ય દર્શાવનારૂં ગ્રન્થજ્ઞાન મેળવવાને બદલે અને બીજી બધી ચીજો કરતાં પોતાના અધિકારનો આચાર બરોબર પાળવાને અને પગારને વધારે કિંમતી ગણવાને બદલે, લોકોના સ્વભાવનો અભ્યાસ કરવો જોઇએ, મીલનસાર થવું જોઇએ, અને સમયના ખરેખરા વાસ્તવિકપણાને અનુકૂળ થાય એવા ધારા કરવા જોઇએ. "

આવી યુક્તિને અનુસરીને સ્ટીન વર્ત્યો. અમીરોને નુકશાન ભરી આપી ગુલામ રાખવાની પદ્ધતિ રદ કરવામાં આવી. કાયદાની દૃષ્ટિએ જુદા જુદા વર્ગના લોકો વચ્ચે જે ભેદભાવ ગણ્યો હતો તે કાઢી નાંખવામાં આવ્યો. ચહેર સુધરાઇને લગતી પદ્ધતિ દાખલ કીધી. પ્રશિયાના તરુણ પુરૂષોને ધીમે ધીમે તોપણ સર્વત્ર શસ્ત્રવિદ્યાની કેળવણી આપવામાં આવી. એ દર્મિયાનમાં નેપોલિયનને ખબર થઇ કે 'એક સ્ટીન' પ્રશિયાને પાછી ઉચ્ચ સ્થિતિમાં આણવાના પ્રયાસમાં રોકાયલો છે, કે તરતજ ૧૮૦૮ માં સ્ટીનને પોતાની પદવીનું રાજીનામું આપી ઓસ્ટ્રિયામાં આશ્રય લેવાની જરૂર પડી. પણ તેની યુક્તિઓ તેની પછીના અધિકારી કાઉન્ટ વોન હાર્ડેનબર્ગે ખંતથી અમલમાં આણી. ત્યાર પછી થોડો વખત રહીને લીપ્સિકનું યુદ્ધ થયું, અને તેમાં નેપોલિયનના લશ્કરને ફ્રાન્સ તરફ હાંકી કાઢ્યું. સ્ટીનની કેટલીક યુક્તિઓ પાર ઉતારવામાં આવી નહોતી, અને રાષ્ટ્રીય સભામાં પ્રજાને પ્રતિનિધિ આપવાની શૈલી એણે સૂચવી હતી, તેને આગળ પર મુલતવી રાખવામાં આવી; તોપણ ગુલામગીરી રદ કરવામાં આવી, અને પ્રશિયાના ભવિષ્યના ઉદયનો પાયો રચાયો. અતિ દૃઢ પ્રકૃતિવાળો અને મોટામાં મોટો રાજદ્વારી પુરુષ, એના જેવો પ્રશિયામાં કવચિતજ ઉત્પન્ન થયો હશે, એવી ખ્યાતિ પોતાની પાછળ મૂકીને સ્ટીન ૧૮૩૧ માં મરણ પામ્યો.

આસરે ત્રણ વર્ષ ઉપર, બર્લિનમાં સ્ટીનના સ્મરણાર્થ ઊભું કીધેલું પૂતળું ખુલ્લું કરવામાં આવ્યું, ત્યારે ધર્મશાસ્ત્રના અધ્યાપક ડૉક્ટર નીસ્ટે એ વીર પુરૂષે પ્રશિયા માટે જે જે મોટાં કૃત્યો કીધાં હતાં તે યાદ દેવડાવ્યાં. તેણે કહ્યું, "એ મહાપુરૂષે સિદ્ધ કીધું છે કે ધર્મજ માત્ર નીતિવર્ત્તનનું ખરૂં મૂળ છે, વિષયવિલાસ, આળસ, અને લાભ અને દ્રવ્યની પ્રીતિની વિરુદ્ધ થવામાં સ્વદેશભક્તિ અને પડોશી પર પ્રેમભાવ સિવાય બીજા કોઇ પણ ગુણ સફળ થઇ શકે નહિ, અને જ્યાં સુધી સ્વતંત્રતા જળવાય ત્યાંસુધી તેને મુકાબલે રાજ્યધારાને લગતી શૈલિઓ અને આચારો ધ્યાનમાં

લેવા લાયક વિષય નથી. આવા ઉપદેશને માટે આપણે જે પુરૂષોનો આભાર માનવાનો છે તે પુરૂષ માત્ર બોધ આપી જાણતો હતો એટલુંજ નહિ, પણ પોતે તે પ્રમાણે કરી બતાવતો હતો. તેનાં કૃત્યનો આધાર સ્વદેશભક્તિ, ઉદ્યોગ, સત્ય, અને શ્રદ્ધાથી સંપૂર્ણ એવું ચારિત્ર્ય હતું. ઇશ્વરનો ભય તેનામાં પરિપૂર્ણ હતો અને તેજ કારણથી સર્વ પ્રકારના મનુષ્યભયથી તે મુક્ત હતો. મોટાં કાર્ય કરવાની ધારણા બાંધતો હતો અને ગમે તે સંકટ આવે તોપણ તેને દૂર કરી તે ધારણા પાર પાડવામાં કદી પણ આચકો ખાતો નહોતો, એવો એ મહાપુરૂષ વારંવાર વર્ત્તનધોરણ રચીને સંતોષ પામતો હતો અને તેને અમલમાં આણવાનું કામ તેમજ ઉપાયો અને સાધનોને સાવચેતીથી પસંદ કરવાનું કામ બીજાઓને માટે રહેવા દેતો હતો. ભય, અવિશ્વાસ, સ્વાર્થીપણું, અને ખોટા દેખાવ—એ બધાની વિરૂદ્ધ ઉચ્ચ પ્રકારના ક્રોધથી પરિપૂર્ણ, જરૂર હોય ત્યાં ગર્વિષ્ટ, તોછડો, અને આજ્ઞાપક એવો એ પુરૂષ લોકોના ભલભલેલા વિચારો અને વ્યવહારમાંથી નીકળી ગયેલા રિવાજોની સામા બહાદુરીથી લડ્યો હતો. આ એક ઇશ્વરની દયાળુ યોજના હતી કે આપણામાં ઐક્ય આણનાર જવાહીર અને રત્નરૂપ આ મહાન્ **સ્ટીન** એક મજબુત અને સખત હીરા જેવો હતો, અને સુધારકમાં આવશ્યક ગુણો, સખતાઇ, અને શક્તિ, એ બંને તેના લક્ષણમાં હતાં. વળી આ દેવલોક પામેલા રાજદ્વારી પુરૂષનું સ્મરણ આણવાને આપણે આ પૂતળું ઊભું કર્યું છે તેથી આપણે કંઇ ખુશી થવાની જરૂર નથી; કેમકે અર્વાચીન **જર્મનિ**ની સર્વ પ્રકારની સ્થાપિત મંડળીઓ એના મનોગુણની છાપ ધારણ કરે છે. તેમજ આ સ્મરણચિહ્ન કીર્તિસૂચક છે એવી પણ મગરૂબી કરવા આપણે ઇચ્છતા નથી. કીર્તિના વિચારને પણ એનો શુદ્ધ આત્મા, એનાં સર્વ લખાણ, અને એનાં સર્વ કૃત્યો તદ્દન ધિક્કારતાં હતાં. નહિ, નહિ, એનો કબરલેખ જેમ સાદી ડોળ વિનાની ભાષામાં જણાવે છે તેમ, આ સ્મરણચિહ્ન કંઇ કીર્તિસૂચક નથી, પણ ઉપકારસૂચક છે; કંઇ જયસૂચક નથી, પણ કૃતજ્ઞતા સૂચક છે."

આપણે આ જમાનાના પુરૂષોએ, આપણી નજર તળે પ્રજાને સતેજ થતી જોઇ છે. ચાળીસ વર્ષ ઉપર **ઈટલિ**ના ખરામાં ખરા સ્તુતિકારોને પણ તેનું ભવિષ્ય ઘણું દુઃખદાયક ભાસતું હતું, જે સ્વરાજ્યશક્તિ થોડા વખત ઇટલિના પ્રજાતંત્ર રાજ્યોનું કીર્તિસ્થાન હતું તે ક્ષીણ થઇ ગયેલી ભાસતી હતી. એવું ધારવામાં આવતું હતું કે લોકોએ જૂના રાજકીય ગુણો ખોયા હતા. **નેપોલિયન**ની સત્તા ભાંગી પડી, ત્યારે ઈટલિના નાના નાના આપ-

અખત્યારી રાજકર્ત્તાઓની સત્તા નીચે ઘણા વિભાગો થયા, અને એ સત્તાધારીઓએ લોકોના પર ઘણા જુલમથી રાજ્ય કર્યું. છેક ૧૮૪૮ નું વર્ષ થયું ત્યારે સાર્ડિનિયાનો રાજા ચાર્લ્સ ઍલ્બર્ટ બહાદુરીથી આગળ પડયો, અને તેણે કાયદાના બંધારણને અનુસરીને રાજ્યતંત્ર ચલાવવાના વિચારો દઢતાથી પ્રતિપાદન કીધા. તેજ વર્ષમાં આખા યૂરોપમાં ભારે ઉથલપાથલ કરનારૂં મોટું યુદ્ધ પ્રસરી રહ્યું. પૅરિસના મહોલ્લામાં શત્રુને આવતા અટકાવવાને મોટા કોટ રચવામાં ,આવ્યો, અને લુઈ ફિલિપ ઇંગ્લંડ નાસી ગયો. બર્લિનમાં લોકો અને સૈન્ય વચ્ચે મહોલ્લામાં લડાઈ થઈ અને તે શહેર પર ઘેરો ઘાલ્યો હોય એવી સ્થિતિમાં જાહેર કરવામાં આવ્યું. પોલંડમાં બંડ થયું અને તે ભયંકર કતલ થયા પછી શમ્યું. પ્રેગ શહેરના લોકોએ ઑસ્ટ્રીઅન લોકોની સામા બંડ કીધું. મેસિના ઉપર નેપલ્સના રાજાએ છરાના ગોળાનો માર ચલાવ્યો. ખ્રિસ્તિ ધર્મનો આચાર્યવર્ય (પોપ) ગેએટામાં નાસી ગયો, અને રોમન પ્રજાસત્તાક રાજ્ય સ્થાપન થયું. મિલનની પ્રજા ઑસ્ટ્રીઅન લોકોની સામા થઈ અને તેમને હાંકી કાઢયા. વેનિસે પણ અનુકરણ કીધું, અને ડેનિયલ મેનિના હાથ નીચે કામચલાઉ રાજ્યતંત્ર સ્થાપવામાં આવ્યું.

ચાર્લ્સ ઍલ્બર્ટ મિલનના લોકોની મદદે ગયો. ઑસ્ટ્રીઅન લોકોએ એને અતિશય જુસ્સાથી ટયુરિન તરફ હાંકી કાઢયો. નોવેરા આગળ હરાવ્યો, અને બળવો કીધેલા પ્રાન્તોનો પાછો કબજો કીધો. રાજાએ પોતાના પુત્ર વિક્ટર ઈમૅન્યુઅલના લાભમાં રાજ્યગાદીનો ત્યાગ કીધો. તરુણ રાજાએ રાજ્યાસન ગ્રહણ કીધું, ત્યારે તેણે પોતાની તરવાર ઑસ્ટ્રીઅન છાવણી તરફ દર્શાવીને કહ્યું, " ઇશ્વર સમક્ષ કહું છું કે ઇટલિ રહેશે. " તે વખતે તે મિથ્યાભિમાનસૂચક બડાઇ લાગી. તોપણ એનું ભવિષ્ય સાચું પડયું. સેનાપતિ રેડેટ્‌સ્કિએ એને સૂચવ્યું કે તમારા પિતાએ પ્રજાને જે ધારાબંધારણમાં વિશેષ હક્ક આપતી સનદ બક્ષી છે તે તમે રદ કરો, અને પ્રજાને અંકુશમાં ને અપ્રસિદ્ધિમાં રાખવાની ઑસ્ટ્રીઅન રાજ્યનીતિને અનુસરો. તે તરુણ રાજાએ એ સૂચનાને નાકબૂલ કીધી, અને કહ્યું કે " આવી શરતને અનુમતિ આપવા પહેલાં માત્ર એક રાજ્ય નહિ, પણ હજાર રાજ્યો તજી દેવા હું તૈયાર છું. સેવોયનું કુટુંબ દેશનિકાલનો માર્ગ જાણે છે, પણ અપકીર્ત્તિનો માર્ગ જાણતું નથી." રેડેટ્‌સ્કિ વિજેતા હતો, તોપણ તેણે આ તરુણ રાજાનું મહત્ત્વ કબૂલ કીધું. તેણે કહ્યું, 'આ માણસ મોટા મનનો છે, એ આપણને પુષ્કળ ઉદ્યોગી અને જાગ્રત રાખશે.'

એ રાજાને સમર્થ રાજકારભારીઓની સહાયતા અને પુષ્ટિ હતી. નેવારાના યુદ્ધ પછી દુઃખના દિવસો આવ્યા તેમાં કેવરે કહ્યું કે "દરરોજ જીવ્યા તે લાભ સમજવો." રશિયા સાથે યુદ્ધ થયું, ત્યારે સાર્ડિનિયાનો રાજા ૧૫,૦૦૦ પાળા ક્રિમીઆમાં મોકલે એ બહાદુરીનું કામ લાગ્યું. સાર્ડિનિયાનું પાયદળ ખાડીમાં કાદવમાં અથડાય છે એવી ખબર કેવરને કરવામાં આવી, ત્યારે તેણે કહ્યું, "ફીકર નહિ, એ કાદવમાંથીજ ઇટલિની ઉન્નતિ આવવાની છે." આ રાજાની સત્તા વધતી જોઇને ઑસ્ટ્રિયાના રાજાને ક્રોધ ઉત્પન્ન થયો અને તેણે તમારી પ્રજાએ હથિયાર છોડી દેવાં, નહિ તો તમારી સાથે તરત યુદ્ધ કરીશું એમ સાર્ડિનિયાના રાજાને હુકમ કર્યો. વિક્ટર ઈમેન્યુઅલે જાહેરનામું કાઢ્યું. તેણે કહ્યું, આસ્ટ્રિયાનું રાજ્ય આપણી સરહદ પર લશ્કર વધારે છે, અને આપણા મુલક પર હુમલો કરવાની ધમકી આપે છે; કેમકે અહિં વ્યવસ્થાસહિત સ્વતંત્રતા સર્વત્ર પ્રસરેલી છે,આહ શક્તિથી પ્રજા પર રાજ ચલાવાતું નથી, પણ રાજા અને પ્રજા વચ્ચે એકમત અને પ્રેમબન્ધથી રાજ્ય ચાલે છે, અને ઇટાલિયન લોકોના શોકધ્વનિના અહિં પ્રતિધ્વનિ થાય છે. વળી આપણે માત્ર સ્વરક્ષણ માટેજ શસ્ત્ર ધારણ કર્યાં છે, તોપણ ઑસ્ટ્રિયાના અધિકારીઓ આપણને એમ ફરમાવવાની હિંમત ધરે છે કે તમે તમારાં હથિયાર મૂકી દો અને અમને વશ થઇ શરણે થાઓ. આ અપમાનકારક માગણીને જેવો યોગ્ય ઉત્તર મળવો જોઇએ તેવોજ મળ્યો છે. મેં તેને ધિક્કારી કાઢી નાકબૂલ કીધી છે............યોદ્ધાઓ શસ્ત્ર સજી દો."

અધિરાજ નેપોલિયને સહાયકારી સાર્ડિનિયાના રાજાનો પક્ષ લીધો અને ઑસ્ટ્રિયાની સામા યુદ્ધ કરવાનું જાહેર કીધું. યુદ્ધ શરૂ થયું, અને ઑસ્ટ્રિયન લોકો મોન્ટેબેલ્લો, પેલેસ્ટ્રો, મૅજેન્ટા, મૅલિગ્નૅનો, અને સોલ્ફેરિનો આગળ હાર્યા ગયા. વિલ્લાફ્રૅન્કાના તહનામાથી લડાઇની મુદતનો અન્ત આવ્યો, અને લોમ્બાર્ડિ, ટસ્કનિ, પાર્મા, અને બોલોનાનાં રાજ્યો ઉત્તર ઇટલિ સાથે જોડી દેવામાં આવ્યાં. પછી ગેરિબાલ્ડિએ પહેલ કાઢી અને સિસિલિ પર હુમલો કીધો. તે એક પછી એક સંગ્રામમાં જીત્યો, અને દક્ષિણથી જતી આગગાડીમાં પહેલા વર્ગના ઉતારૂ તરીકે માત્ર એકલોજ નેપલ્સમાં તેણે પ્રવેશ કર્યો. આવી રીતે અગાઉ કદી પણ કોઇ રાજ્ય જીતવામાં આવ્યું નહોતું. પણ સમય પરિપક્વ થયો હતો, અને લોકો

ઇટલિના ઐક્યના પક્ષમાં હતા. વેનેશિયા અને રોમ આ પ્રજાના કરારમાં સર્વથી છેલ્લાં દાખલ થયાં.

જુદાં જુદાં રાજ્યો ભેગાં થઇ ઇટલિ એક રાજ્ય થયું. ઐક્ય પામેલી પ્રજા નવીજ પ્રજા થઇ. હાલ તે યૂરોપમાં મોટાં રાજ્યોમાંનું એક છે. થોડાં વર્ષ થયાં ઇટલિનું રાજ્ય દુનિયાની રંગભૂમિ પર ભવિષ્યના મહત્ત્વની આશા ઉત્પન્ન કરતું બહાર પડી આવ્યું છે. આ વાતને અમે ૧૯ મા સૈકાનો એક મોટામાં મોટો નીતિવિજય સમજીએ છીએ. પ્રજાઓ કંઈ એક દિવસમાં જન્મ પામતી નથી; પણ એક થયેલી પ્રજા તરીકે શ્રેષ્ઠ હક્ક જાહેર કરવાની અને ઘણી પેઢી થયાં યુદ્ધ અને રાજ્યની ઉથલપાથલમાં પણ એજ સર્વોત્તમ વિશેષાધિકારનો દાવો કરવાની તૈયારી કરતી પ્રજાનો આ એક દૃષ્ટાન્ત છે.

યોદ્ધાઓના અને સ્વદેશભક્તના જીવન દૃષ્ટાન્તસહિત બતાવવામાં અમારે યુદ્ધની ક્રૂરતા ભૂલી જવી ન જોઇએ. યૂરોપમાં સર્વ દેશમાં જાથુ સૈન્યો છે. થોડાં વર્ષ થયાં મનુષ્યઘાતક યન્ત્રો, જેવાં કે, પોલાદની ખોભણુવાળી તોપો, 'મિની,' 'ગૅટ્લિંગ' અને માર્ટિની હેન્રિની તોપો, નાવનાશક યન્ત્ર, અને બીજાં યુદ્ધને લગતાં યન્ત્રો યોજવામાં અને બનાવવામાં શસ્ત્રશોધકો મંડ્યા છે. દરેક પ્રજા એકબીજાની તપાસ રાખતી રહે છે, અને કંઇ પણ સહેજ ચીઢાવવાનું કારણ મળે કે વૈરભાવ તૃપ્ત કરવાને માટે, કે શ્રેષ્ઠતા પ્રાપ્ત કરવા, કે વિજય મેળવવા, યુદ્ધ કરવા તૈયાર હોય છે. ફ્રાન્સ, જર્મની, અને રશીઆમાં આવીજ સ્થિતિ છે.

છેલ્લું યૂરોપી યુદ્ધ પૂર્વ દિશામાં થયું. રશિયનો તુર્ક લોકો પર ધસી આવ્યા અને ઘણો વિકરાળ સંગ્રામ થયા પછી તેમણે તુર્ક લોકોને છેક કૉન્સ્ટૅન્ટિનોપલના કિલ્લામાં નસાડી મૂકયા. સૈન્યવ્યવસ્થા, લશ્કરનો ધસારો, યોદ્ધાના મનમાં અતિશય આવેશ, પરાક્રમનાં કામો, અને વિજય પછીની કીર્તિ, આ સઘળો યુદ્ધનો આડંબર થઇ રહ્યા પછી રણક્ષેત્ર કેવું ભાસે છે તે વિષે આપણે વિચાર કરીએ. ૧૮૭૯ નાં મે મહિનામાં શિપ્કાનો સાંકડો રસ્તો જોવા સરદાર સ્કોબેલોફની જોડે રોઝ ગયો+. રોઝ કહે છે કે શિપ્કાનાં ગામડાં પાસે સરદાર સ્કોબેલોફ તંબુમાંથી બહાર આવ્યો, અને

+ વિ. કિનેર્ડ રોઝકૃત "સેનોવા અને શિપ્કાની ફરી મુલાકાત." જુઓ 'જેન્ટલ્મૅન્સ મૅગેઝીન.'

એની સાથે એની હાથ નીચેના બધા અમલદારો ભેગા થયા એટલે એની આજ્ઞા પ્રમાણે એના સ્થાનકોની સવિસ્તર તપાસ અમે શરૂ કીધી. અમે થોડાં પગલાં ચાલ્યા એટલે ચાર વિશાળ શાખાવાળાં 'બીચ' નામના ઝાડની છાયામાં ઉભું કીધેલું લાકડાનું એક ક્રૂશ(+ આવો આકાર) અમે જોયું. સેનાપતિએ તરત પોતાની ટોપી ઉતારી, અને અમે બધાએ પણ એનો દાખલો લીધો. તે થોડી મિનિટ સુધી ચૂપ ઉભો રહ્યો. ત્યાંથી ફરીને તે સેનાપતિએ મને કહ્યું, " તે એક વીર પુરુષની કબર છે, અને યુદ્ધને દિવસે મેં તે ક્રૂશને તેની કબર ઉપર દાટવાનો ખાસ હુકમ કીધો કે એથી એનું છેલ્લું વિશ્રાન્તિ-સ્થાન જણાઇ આવે. તે માત્ર પંદર અને સોળ વર્ષની વચ્ચેની વયનો છોકરો હતો અને રશિયામાં સારા કુળમાં જન્મ્યો હતો. લડાઇ ચાલતી હતી તે દરમિયાનમાં લશ્કરી જુસ્સાથી અને પવિત્ર રશિયાનું સૈન્ય ,જે ધર્મપક્ષને માટે લડતું હતું તેથી ઉશ્કેરાઇને તે નિશાળ અને ઘેરથી નાસી ગયો, અને યુદ્ધને સ્થાને આવ્યો. પ્લીવ્ના આગળ મને મળ્યો એટલે મેં તેને ઐચ્છિક સૈનિક તરીક કબૂલ કીધો, અને ઓસ્મનપાશાના કિલ્લા પર મોટો હુમલો કરી પાછળથી તેને છતી લીધો. તે પ્રસંગે તે બહાદુરીથી અને સારી રીતે લડ્યો. સેનોવામાં તેણે ૩૨ મી ટુકડીની સરદારી કીધી, અને તેમની ફરજ મધ્યમાં આવેલા, છેલ્લો આશ્રય લેવાય એવા કિલ્લા પર હુમલો કરવાની હતી. યુદ્ધની ઝનુનથી અને ભયની સંપૂર્ણ બેદરકારીના આવેશથી તે શૂરા છોકરાએ પોતાનાં માણસોને તરત ઘણાંજ પાછળ મૂક્યાં અને ગોળીના બારમાંથી બચતો બચતો આગળ ધસ્યો અને કિલ્લામાં પેઠો તેવો માત્ર બાયનેટ* ભોંકાવાથીજ મરણ પામ્યો. એનું છવન ટૂંકું પણ પરાક્રમી હતું."

પરાક્રમ તો આવું હતું; હવે પરિણામ જુઓ. રોઝે કહ્યું, તે ઝરો ઓળંગીને અમે નાના દ્વીપકલ્પ પર આવેલા મધ્ય આશ્રયદુર્ગમાં પેઠા, અને કેવો ભયંકર દેખાવ જોયો! તે દુર્ગદ્વારની આસપાસ સર્વત્ર જાણે યુદ્ધ થોડાજ દિવસ પર થયું હોય તેમ, વીખરાયલા, ભાંગેલા ગોળાના ડબ્બાઓ, છરાના ગોળાના કકડા, અને સૈન્યના સમાનવસ્ત્રનાં ચીથરાં જોયાં. પણ અંદરનો ઘોર દેખાવ જોવાની મેં ભાગ્યેજ ધારણા રાખી હતી. હજારો માણસોને ત્યાં જલદી દાટી દીધા હતા; પણ વરસાદ અને બરફથી ઢીલી માટી તણાઇ ગઇ હતી, વરૂઓ અને કુતરાઓએ બાકીનું કામ પૂરું કીધું હતું, અને તે આશ્રયદુર્ગની ફરસબંધી પર માણસનાં હાડકાંનો ભારો, એકઠો થયલો, ઢગ

*બંદૂકની નળી પર ભાલા જેવું બેસારેલું હોય છે તે.

વીખરાયલો હતો. બરડાનાં હાડકાં, હાથ અને પગનાં હાડકાં, તડકા અને વરસાદથી સફેદ થઈ ગયલી ખોપરીઓ સાથે વિચિત્ર રીતે એકઠાં થઇ ગયાં હતાં. જુઓ, આ જીવ વગરનાં મોં શ્વાસ વિના કેવાં દાંતીઆ કરે છે! તમે બધા જે સ્થિતિમાં છો તેને હસી કાઢી તિરસ્કાર ન કરતાં હોય એવાં એ લાગે છે, તોપણ તમે જે સ્થિતિમાં છો તેવીજ સ્થિતિમાં તેઓ પણ હતાં.' યુદ્ધ થઈ રહ્યા પછી તરતજ જ્યારે પૃથ્વી પર બીજી તરેહની માટી ઢંકાયલી હોય છે, 'ઘોડેસ્વાર, અને યોદ્ધો શત્રુ અને મિત્ર, સર્વ ગોંધાઇ ગયલા અને ઢગલાબંધ જોવામાં આવે છે,' ત્યારે રણક્ષેત્ર પર સ્વારી કરવાથી મનને કમકમાટ ઉત્પન્ન થાય છે તે મેં અનુભવ્યો છે, પણ તે દર્શન લડાઇનાં તોફાન અને ભય જતાં રહ્યા પછી સોળે મહિને આ દેખાવ જેવો ભયંકર અને ઘોર દીઠો તેથી અર્ધું પણ ભયભીત કે વિકરાળ નહોતું. આ માંસ અને મુડદાંનાં ઘર તરફ અમે જોતા હતા ત્યારે સરદાર સ્કોબેલોફે મને કહ્યું, કે "આજ કીર્ત્તિ કે!" મેં જવાબ દીધો, 'સરદારજી, બધું વિચારતાં,

"રુધિરના સમુદ્ર કાઢવા કરતાં એક આંસુને સુકવી નાંખવામાં (એક પણ પુરુષને દુ:ખથી મુક્ત કરવામાં) વધારે પ્રામાણિક કીર્ત્તિ સમાયલી છે'."

તેણે જવાબ દીધો કે 'તમે કહો છો તે ખરું છે, તોપણ હું તો યોદ્ધા સિવાય બીજો કોઇ નથી.'"



## પ્રકરણ ૯.

## સુકૃત્યરૂપી શૌર્ય.

લોહસ્ત પર લોહમય હસ્ત.

ફ્રેંચ કહેવત.

જે દુઃખ વેઠતો નથી તે જય પ્રાપ્ત કરતો નથી.

ઇટાલિયન કહેવત.

જે ઉદ્યમ કરે છે તે વિઘ્ન વશ કરે છે.

સ્કૉચ નીતિસૂત્ર.

આ દુનીઆમા કર્ત્તવ્યનો માર્ગ તે પર દુનીઆમા મોક્ષનો માર્ગ છે.

યાહુદી પંડિત.

કેમકે, આપણામાના કોઇનું જીવન સ્વાર્થને માટે નથી, તેમજ કોઈનું મરણ પણ સ્વાર્થને માટે નથી.

સેંટ પૉલ.

---

પ્રાચીન કાળમાં શૌર્ય અને સદ્‌ગુણ પર્યાયશબ્દ હતા. શાર્યને માટે લૅટિન ભાષામાં જે શબ્દ હતો તેનો અર્થ યોગ્યતા, અને કિંમત થતો હતો, અર્થાત્ ઊંચા પ્રકારના કામમાં ઉપયોગી થઇ પડે એવી શક્તિ કે બળ. જે જાતિભાઇઓની સારામાં સારી સેવા બજાવે છે, જે તેમને ઉચ્ચ સ્થિતિમાં આણે છે, અને જે તેમનું રક્ષણ કરે છે તે સર્વથી વધારે શૂરો છે.',

વળી એક માનસિક શૌર્ય છે, અને તે ચિત્તવૃત્તિનું, પ્રામાણિકપણાનું, આત્મદમનનું, સ્વાર્થપરિત્યાગનું, અને દુનિયાની નિંદા લેખવ્યા વિના જે ખરૂં લાગે તેજ કરવાની હિંમત ધરવાનું છે. એ શૌર્યનું મુખ્ય ચિહ્ન ઉદાર હૃદય છે, અર્થાત્, એવું શૌર્ય ઉદાર હૃદયવાળા પુરુષોમાં હોય છે. સહનશીલતા અને ઉદ્યોગ, અને ખરૂં શૌર્ય જે યોગ્યતા તેના આત્મરૂપ છે.

રણક્ષેત્રરૂપી રંગભૂમિમાં જે શૌર્ય દર્શાવવામાં આવે છે તે ઊંચામાં ઊંચા પ્રકારનું છે. બંદુક પરના ભાલા સામસામા અથડાતા હોય અને તોપોનો બાર ગાજી રહ્યો હોય તે પ્રસંગે સ્વાભાવિક રીતે મનુષ્યને શૌર્યનાં કૃત્ય કરવાની પ્રેરણા થાય છે, અને સ્વદેશના કલ્યાણને અર્થે પોતાનો પ્રાણ તજવા તેઓ તત્પર થાય છે. શાબાશ છે તેમને !

સ્ત્રીઓનો અધિકાર સહન કરવાનો અને ક્ષમા કરવાનો છે તેથી તેઓ પુરુષના જેટલીજ સહનશીલતા માટે સમર્થ છે. યુદ્ધની લેહીશેહાણુની વાર્તાઓમાં, એક સ્ત્રીએ પોતાના પ્રિયની સાથે યુદ્ધમાં જવાને પુરુષનો પોશાક પહેર્યો, તે મરણ પામ્યો ત્યારે તેની પાસે તે ઉભી રહી, અને પછી તેના શબથી જુદા પડવા કરતાં મરણ પામવું તેણે વધારે પસંદ કર્યું. તે સ્ત્રીની વાર્તા કરતાં આપણા હૃદયમાં વધારે દયા ઉત્પન્ન કરે એવી કદાચ બીજી કોઇ નથી. દુનીઆદારીના આવા કેટલા બધા યોદ્ધાઓ જીવનરૂપી દુર્ગમ યુદ્ધમાં હમેશ પ્રવૃત્ત થાય છે, હમેશ અમુક સ્થાન પ્રાપ્ત કરવા પ્રયાસ કરે છે અને તે કદી મેળવવા પામતા નથી. દરિદ્રતારૂપી તોપથી કપાઇ મરે છે, જે સ્થાન પ્રાપ્ત કરવા જાય છે ત્યાંથી તેમને દૈવ હડસેલી કાઢે છે અને હરાવી પાડે છે, અને નિરાશ અને નાઉમેદ જેવા થાય છે તોપણ તે સ્થાન પ્રાપ્ત કરવા ફરી ધસારો કરે છે!

જેવાં હિંમતનાં કામથી રણવીર પ્રેરાય છે. તેવાં કોઇ પણ પ્રકારનાં કાર્યથી ખ્રિસ્તિ ધર્મવીર પ્રેરાતો નથી. જે રંગભૂમિ પર એને પોતાનાં પરાક્રમ દર્શાવવાનાં છે તે પ્રથમ હુમલો કરવાનું કે લડાઇ કરવાનું સ્થાન નથી, પણ દુઃખ સહન કરવાનું અને સ્વાર્થપરિત્યાગનું છે. એની છાતી પર કોઈ પણ તારા ચળકતા નથી કે એના ઉપર કોઇ પણ વાવટા ઊડતા નથી. વળી ઘણી વાર બને છે તેમ એ પોતાનું કર્તવ્ય કરતાં મરણ પામે છે; ત્યારે એનો પ્રજા તરફથી ધન્યવાદ થતો નથી કે ભભકાથી એની પાછળ શોક દર્શાવાતો નથી, માત્ર એની કબર પર લોકો મુંગાં અશ્રુપાત કરે છે, એજ એને દયાનાં ફૂલનો બદલો મળે છે.

મનુષ્યને આબરૂ, કીર્ત્તિ કે વિજયને માટે ઇશ્વરે સરજ્યો નથી, પણ દુનિયા આપી શકે તેના કરતાં કંઇ પણ વધારે ઊંચું અને મોટું ઇનામ મેળવવાને માટે સરજ્યો છે. જેરિમિ ટેલર કહે છે કે "ઇશ્વરે મનુષ્યને અહિ પૃથ્વી પર અલ્પકાળ આપ્યો છે, તેમ છતાં પણ એ અલ્પકાળ ઉપર અનંત સ્થિતિનો આધાર છે. આપણે યાદ રાખવું જોઇએ કે આપણે ઘણા શત્રુઓ જીતવાના છે, ઘણાં સંકટો ખાળવાનાં છે, ઘણું જોખમ વેઠવાનું છે, ઘણાં વિઘ્ન વશ કરવાનાં છે, ઘણાં આવશ્યનાં કામો કરવાનાં છે, અને ઘણું કલ્યાણ કરવાનું છે."

આત્માર્પણ, ખ્રિસ્તિ ધર્મનો આધારભૂત અંશ છે. ઉત્તમ પુરુષો અને સ્ત્રીઓ કદી પણ સ્વાર્થ શોધનારાં નહોતાં. તેઓએ કીર્ત્તિ કે પ્રસિદ્ધિની

અપેક્ષા રાખ્યા વિના આત્મા બીજાને અર્પણ કીધો છે. મેં મારૂં કર્ત્તવ્ય કીધું એવું ગ્નાન થાય તેજ તેઓ ઉત્તમ ઇનામ સમજ્યાં છે. તોપણ જેમની તેઓએ સેવા બજાવી છે તેમની તરફથી 'ધન્ય છે' એવું સાંભળ્યા વિના ઘણા ચાલ્યા જાય છે. "બીજા તમારા જેવી સરાહગત કરે એમ તમે ઇચ્છતા હો તેવીજ સરાહગત તમે તેમની કરો" એ આજ્ઞા અનન્ત પ્રસંગે લાગુ પડે છે, તોપણ વિશેષે કરીને જેઓ સમૃદ્ધિમાં હોય છે કે બેદરકાર હોય છે તેઓને તો એ ધર્મ બજાવવો સહેલો લાગતો નથી.

આપણે સમજી શકીએ તો જીવનમાં એક પણ જરૂર વગરની ચીજ નથી; આપણે જોઇ શકીએ તો જીંદગીનો આપણો એક પણ અનુભવ પ્રયોજન વિનાનો નથ. વિપત્તિ પણ ઘણીખરી વાર મનુષ્યજાતિના ઉત્કૃષ્ટ ગુણોની સર્વથી વધારે નિશ્ચિત કસોટી છે. જર્મનિના પ્રસિદ્ધમાં પ્રસિદ્ધ કવિએ કહ્યું છે કે "જેણે પોતાનું ભોજન અશ્રુસહિત કીધું નથી, જેણે પથારીમાં રુદન કરતાં ઘણી દુઃખદાયક રાત્રિ ગાળી નથી, તેને હજી ઇશ્વરી શક્તિનું ભાન નથી." દુઃખદાયક બનાવો બને છે ત્યારે આપણી પરીક્ષા કરવાને અને કસોટી પર ચઢાવવાનેજ કદાચ ઇશ્વર તેમને આપણી પાસે મોકલે છે. પરીક્ષાને સમયે આપણે દૃઢ રહીએ તો જે મન કર્ત્તવ્યને અનુસરીને વર્ત્તવાથી હમેશ સંતોષ પામે છે તે મનમાં એ એ દૃઢતાથી શાંતિ આવે છે.

જે કામ કરે છે અને જે કામ કરવાનો સંકલ્પ રાખે છે તે સર્વને સુફલ કરવાની જોગવાઈ મળી આવે છે. કલ્યાણ કરવાને આતુર આત્મા બીજાના હૃદયમાં પ્રવેશ કરી શકે છે. ધૈર્ય અને આગ્રહ સર્વ વિઘ્નો દૂર કરી શકે છે. કેટલા બધા પુરુષો; અને કેટલી બધી સ્ત્રીઓ પણ મનુષ્યનાં વિના મરણ પામવા સ્વેચ્છાથી તત્પર થાય છે! તેઓ દરિદ્ર લોકોની મુલાકાત લેવામાં મંડ્યા રહે છે, તેઓ માંદા માણસોની માવજત રાખે છે, તેમને માટે કષ્ટ વેઠે છે, ચેપી રોગ ગ્રહણ કરે છે અને છેવટે તેથી મરણ પામે છે. આ પ્રમાણે ઘણા લોકોએ પોતાના પ્રાણ કર્ત્તવ્ય અને દયાની ખાતર ખોયા છે. તેમને પોતાનાં કાર્ય માટે પ્રીતિ સિવાય કંઇ બદલો મળ્યો નથી. પોતાને માટે નહિ પણ પારકાને માટે દુઃખ સહન કરવું એ હમેશ પવિત્ર છે.

ક્રીટના તત્વજ્ઞાની અને કવિ એપિમીનાઇડીસને* મરકી અટકાવવા

* એવું ધરાય છે કે એને સેંટ પૉલે ટાઇટસ...ત્યે, પોતાના પત્રમાં (૧:૧૨) સૂચવ્યો છે.

ઍથન્સ બેલાવ્યો હતો. તે ત્યાં ગયો અને મરકીને ઉપદ્રવ અટકાવવામાં સફળ થયો, પણ પોતાના નિવાસસ્થાન નોસ્સસના રહેવાસી પ્રત્યે ઍથીનિયન લોકોની મહેરબાની ઉપરાંત બીજું કંઇ પણ ઇનામ લેવાની ના પાડી.

અસલના વખતમાં મરકી એ ભયંકર રોગ હતો. લોકો તેનાથી નાસી જતા હતા. તેઓ એક બીજાથી આઘા નાસી જતા હતા. મરકીના ઉપદ્રવથી પીડાતાને વારંવાર લોકો છોડીને ચાલ્યા જતા અને તેઓ એકલા મરી જતા તોપણ ઘણા ઉદાર મનના અને દયાળુ પુરૂષ અને સ્ત્રીઓ એ રોગ અટકાવવાને માટે પ્રાણત્યાગ કરવા તૈયાર થતા. આસરે ૩૦૦ વર્ષ ઉપર મિલન શહેરમાં મરકી ઉભરી નીકળી, મુખ્ય ધર્માધ્યક્ષ કાર્ડિનલ ચાલ્સ બોરોમીઓ તે વખતે (૧૫૭૬ માં) લોદીમાં રહેતો હતો. ઉપદ્રવથી સપડાયલી જગ્યાએ જવાને તેણે તરતજ ઇચ્છા જણાવી. તેના હાથ નીચેના પાદરીઓએ તેને સલાહ આપી કે તમારે રાહ જોવી. તેણે જવાબ દીધો, " નહિ, ધર્માધ્યક્ષનો ધર્મ ભક્તજન માટે પ્રાણત્યાગ કરવાનો છે તે તેમને જોખમના સમયમાં તજી શકે નહિ. " તેઓએ જવાબ દીધો, "હા, તેમના પક્ષમાં રહેવું એ વધારે ઉંચી પદ્ધતિ છે. " તેણે કહ્યું, " શું, ઉંચી રીત પકડવી એ ધર્માધ્યક્ષનું કર્ત્તવ્ય નથી ? " એ પ્રમાણે તે મિલન ગયો.

મરકી આશરે ચાર મહિના ચાલી. એ દર્મિયાનમાં તે કાર્ડિનલે જાતે માંદા માણસની, તેમને ઘેર, ઇસ્પિટાલમાં, અને બીજે દરેક સ્થળે, મુલાકાત લીધી. તેણે તેમની તપાસ રાખી, તેમને અન્ન અને ઔષધ આપ્યાં, અને મરતી વખતે છેલ્લી ક્રિયા પણ પોતેજ કીધી. જે દાખલો તેણે કરીને બતાવ્યો તેનું અનુકરણ તેના હાથ નીચેના પાદરી વર્ગે કર્યું, અને તેમણે તેના જેટલી આત્માર્પણ વૃત્તિથી લોકોની બરદાસ કીધી. આ પ્રમાણે જ્યાંસુધી છેલ્લો માણસ મરી ગયો અને છેલ્લો માણસ સારો થયો ત્યાંસુધી તે ભલો મુખ્ય ધર્માધ્યક્ષ પોતાની ધર્માધ્યક્ષ તરીકેની ખાસ ફરજ બજાવવા પાછો ગયો નહિ.

એ કાર્ડિનલ બીજી બાબતમાં પણ માનપાત્ર છે. દરિદ્રનાં છોકરાની કેળવણી માટે રવિવારશાળા જેઓએ પ્રથમ સ્થાપી તેમાંનો એ એક હતો. તેણે કહ્યું, "વિશ્રાન્તિદિવસ મનુષ્યને માટે બનાવ્યો છે, અને મનુષ્યને કંઇ વિશ્રાન્તિદિવસને માટે સરજ્યો નથી. " જેમ બીજે કોઇ દિવસે કરી શકાય તેમજ તે દિવસે પણ દરેક સુકૃત્ય કરી શકાય. તે કાર્ડિનલ મહોલ્લામાંથી

છોકરાંને રવિવારે પાછલે પહોરે મિલનના દેવલમાં પોતાની પાસે બોલાવતો અને લખતાં વાંચતાં શીખવતો. તેઓ કિતાબની ચોપડીઓ અને પથ્થરપાટીઓ લઇ જતાં અને એ જે બોધ કરતો તે તેના પર ઉતારી લેતાં. એના પાદરીઓએ એને મદદ કીધી, અને એ સ્થાપિતશાળા લોકપ્રિય થઈ. ૩ ० વર્ષ થઇ ગયાં છે તોપણ કાર્ડિનલ બોરોમીઓની રવિવારશાળા હજી પણ ચાલતી છે. ૧૮૭૯ ની વસંતઋતુમાં આ ગ્રન્થકારે છોકરાંને પથ્થરપાટી અને પુસ્તક સહિત રવિવારશાળામાં બોધ લેવા દેવળમાં એકઠાં થતાં જોયાં.

એ કાર્ડિનલે પોતાની બધી આવક શાળાઓ અને વિદ્યામન્દિરો બાંધવામાં અને દયા અને પ્રેમનાં કામો કરવામાં વાપરી. એના જમાનામાં નિર્દયતા ખૂબ જોસમાં હતી અને તેનું જોર નરમ પાડવા એનાથી બને તેટલા ઉપાય એણે યોજ્યા. એણે પોતાના વર્ગમાંજ સુધારો કરાવાનો આરંભ કીધો. એણે પાદરી વર્ગમાં અને મુખ્યત્વે કરીને મઠવાસી પંથોમાં સુધારો અમલમાં આણવાનો પ્રયાસ કર્યો. ઉમિલિટેટિ પંથના લોકો પોતાના વિષયી આચરણને લીધે લોકોને નિન્દા કરવાનું ઘણું કારણ આપતા હતા તેમનામાં વધારે સારી જીવનવૃત્તિ દાખલ કરવા મહેનત કીધી. તે કાર્ડિનલ મોટા દેવલમાં ગરીબ છોકરાંને વાંચતા શિખવતો હતો તેથી તેને તેમણે સરખો નિન્દાપાત્ર ગણ્યો. તેને વિશ્રાન્તિદિવસ, પવિત્ર દેવલ, અને ઉપદેશકવર્ગને અપવિત્ર કરનાર ગણવામાં આવ્યો. + તેની રવિવારશાળાને એક "ભયંકર નૂતન પદ્ધતિ"ગણવામાં આવી. ઉમિલિટેટિ પંથીઓએ પ્રભુભોજનના મેજ આગળ કાર્ડિનલ હોય ત્યારે તેને ગોળાથી ઠાર કરવા એક માણસને પૈસા આપ્યા."તમારાં હૃદયને

---

+ એક અમેરિકન ગ્રન્થકાર કહે છે કે "આજ પણ જો કોઇ પુરૂષ રવિવારશાળાનું કામ એવા વિસ્તારથી અને મોટા પાયા પર કરવા પ્રયાસ કરે તે છોકરાના બધા જીવનને લાગુ પડે—અને ક્રાઇસ્ટે કીધું 'પ્રમાણે કામ કરવાની માત્ર એ એકજ વ્યાવહારિક અને ફતેહમંદ રીત છે—તો તેની સર્વત્ર નિન્દા થાય. દાખલા તરીકે તે પોતાના પુસ્તકાલયમાંથી સારા નીતિ સુધારે એવા વ્યાવહારિક ગ્રન્થો પૂરા પાડી અનીતિના ગ્રન્થો તરફ લોકોની પ્રીતિ અટકાવવા પ્રયાસ કરે, કે પોતાની શાળામાં કામ સોંપનાર મંડળી નીમી આળસુ, ભટકવાની ટેવ દૂર કરવા પ્રયાસ કરે તો વરતજ વિશ્રાન્તિદિનના રક્ષણ કરનારાઓ અને ધર્મપુસ્તકના અભ્યાસરક્ષકો જાગ્રત્ થાય છેઃ કારણ કે ધર્મનું ડોળ કરનાર માણસોને ઈશ્વર સમક્ષ ઉભા રહેનાર માણસની કોઇ પણ જમાનામાં કદી પણ ખોટ પડી નથી. અરે પવિત્ર પંથના ભાઇઓ ! તમારી અડચણકારક જાતનો કદી પણ સમૂળ નાશ નહિ થાય !"

પીડાવાહ્દેશો માં, તેમજ તમે ભય રાખશો માં" એવી મતલબની કવિતા ગાયકમંડળ ગાતું હતું તેજ ક્ષણે મારાએ ઉઘાડેછોક તે કાર્ડિનલને બંદુકથી ગોળી મારી. તેને તે ગોળી પીઠ પર વાગી, પણ તેણે રેશમો અને ભરત ભરેલો ખૂલતો જામો પહેર્યો હતો, તેણે તે ગોળાથી તેનું રક્ષણ કીધું અને તે ગોળી જમીન પર પડી. તે કાર્ડિનલ બહાદુર અને દૃઢ નિશ્ચયવાળો હતો. તેની આસપાસના બધા ગભરાયા, ત્યારે તે પોતે મુંગો પ્રાર્થના કરતો જારી રહ્યો.

મરકીનો વિજય પાછો પકડીએ. જ્યારે લોકોને ખરાબ ખાવાનું મળતું અને તંદુરસ્તીના આવશ્યક નિયમોને તદ્દન ગણકારવામાં નહોતા આવતા, ત્યારે આ દેશમાં એ ઉપદ્રવ વારંવાર આવતો. લંડનમાં શેરીઓ સાંકડી અને ગંદી હતી, પવનની બરોબર છૂટ નહોતી, અને પાણી બરોબર પૂરૂં પાડવામાં આવતું નહોતું, ત્યાં મરકી ઘણી નાશકારક નીવડતી. એ છેલ્લી ૧૬૬૫ માં દેખાઇ, અને લંડનની વસ્તી હાલ છે તેનાં કરતાં છઠ્ઠે હિસ્સે પણ નહોતી, ત્યારે એ ઉપદ્રવથી ૧,૦૦,૦૦૦ માણસો નાશ પામ્યાં. લંડનમાંથી તે ગામડામાં ફેલાઈ. ઘણા લોકો એ રોગ જ્યાં ચાલતો હતો ત્યાંથી નાસી ગયા, તોપણ ઉત્તમ પ્રકારનું સ્વાર્પણ કરનારા દૃષ્ટાન્તભૂત ઘણા પુરૂષો મળી આવ્યા. યૉર્કનો અધ્યક્ષ મૉર્ટન એમાંનો એક હતો. તેણે સ્વાર્થનો કંઇ પણ વિચાર કીધો નહિ, પણ પોતાના ભક્તમંડળનેજ માટે વિચાર કીધો. ગરીબ લોકોને રહેવાને માટે એક મહામારીરક્ષકાલય* અથવા ઇસ્પિતાલ ઉભી કરવામાં આવી; તેમને કંગાલ ઘરોમાંથી ત્યાં લાવ્યા અને સંભાળથી તેમની બરદાસ લીધી. સંભાળ રાખનારાઓ મેળવવા મુશ્કેલ પડતા, તોપણ તે અધ્યક્ષ હમેશ ત્યાં રહેતો. યોદ્ધાની પેઠે તે પોતાને કર્ત્તવ્યસ્થળે હમેશ રહેતો.અન્નની જરૂર હોય ત્યારે તે પોતે સવાર થઇ ગામડામાં પોતાને ખેતરે જતો, અને અનાજના કોથળાઓ ઘોડા પર મૂકી તેમને માટે લાવતો. જે જોખમમાં પોતે જાતે જતો તે જોખમમાં પોતાના નોકરોને જવા દેતો નહિ, અને ઘોડા પર પોતે જાતેજ જીન બાંધતો અને છોડતો; એટલુંજ નહિ, પણ એક છુપું બારણું કરાવ્યું હતું તેમાંથી ખેતરના લોકો સાથે ભેગો થયા વિના જા આવ કરી શકતો. આ પ્રમાણે રોગ યૉર્કમાંજ રહી. તે અધ્યક્ષ આત્મદમન કરનાર, ઉદાર વૃત્તિવાળો, અને સંપૂર્ણ રીતે સાધુ પુરૂષ હતો. તેની આવક વધી ત્યારે તેણે તે સઘળી ધર્માદા કામમાં, પરોણાગત કરવામાં અને દરેક

* મરકીથી રક્ષણ કરનાર ઘર.

સત્કાર્યની વૃદ્ધિ કરવામાં વાપરી. ખરેખરી ભક્તિ અને ખ્રિસ્તિઓમાં જોઈએ એવી પરોપકાર બુદ્ધિનું એક સંપૂર્ણ કાર્યરૂપ તેનું જીવન હતું.

લંડનમાં સિડનહામ અને ઘણા ખરા દાક્તરો નાસી ગયા, પણ કેટલાક આત્મસંયમી પુરૂષો રહ્યા એમાંનો એક દાક્તર હોજીસ હતો. તે પોતાને કર્ત્તવ્યસ્થળે વળગી રહ્યો હતો. તેણે માંદા માણસોની પાસે સતત જવાનું જારી રાખ્યું. અંતઃકરણ કામ પસંદ કરે તે સિવાય આત્મસંયમી ઉદ્યોગથી તેને બીજો કંઇ લાભ મળ્યો નહિ. દ્રવ્ય જતું રહેવાથી તે દુર્દશામાં આવી પડયો. કરજને લીધે તેને લડ્ગેટના કેદખાનામાં કેદ કીધો, અને ત્યાં તે ૧૬૮૮ માં મરણ પામ્યો. મરકીના છેલ્લા ઉપદ્રવ વિષે તે ઉત્તમ વર્ણન મૂકી ગયો છે.×

અમે કહી ગયા તે પ્રમાણે લંડનથી મરકી ગામડાંમાં પ્રસરી. ઘણાં દૂરનાં ગામડાંનાં સ્થાનોમાં એવી જગ્યાઓ બતાવાય છે કે ત્યાં એમ કહે છે કે, "તેઓએ મરકી દાટી દીધી." દાખલા તરીકે ડર્બિ પરગણામાં ઇયૅમના દૂરના ભાગમાં એક દરજીને લંડનમાંથી મોકલેલી લુગડાંની પેટી મળી. દેવતા આગળ તેને સુકવતો હતો ત્યારે તે માંદો પડયો અને ચોથે દહાડે મરકીના ઉપદ્રવથી મરી ગયો. રોગ ફેલાયો. તે ગામના રહેવાસીઓ માત્ર ૩૫૦ જ હતા, તેમણે સર્વેએ ગામડું છોડી બીજે સ્થળે જવાનો વિચાર કીધો, પણ ધર્મોપદેશક વિલિયમ મોમ્પેસ્સનની બહાદુરીથી તેઓ પોતાનો વિચાર અમલમાં આણતા અટકયા. તેણે લોકોને આગ્રહપૂર્વક કહ્યું કે તમે જશો તો રોગને સર્વત્ર ફેલાવશો, તેથી તેઓ રહ્યા. તેણે પોતાનાં છોકરાંને મોકલી દીધાં, અને નાજુક સ્ત્રીને પણ મોકલી દેવા ઈચ્છયું, પણ તે ધણીની પાસે રહી.

મોમ્પેસ્સને આસપાસના ભાગોમાં મરકી ફેલાય નહિ માટે તે ગામને નિરાળું કરવાનો નિશ્ચય કીધો. અર્લ ઑવ્ ડેવનશાયરે સર્વ આવશ્યક ચીજો, ખોરાક, ઔષધ, અને બીજી જરૂરની ચીજો, પૂરી પાડી. લોકો દેવળમાં એકઠા ન થાય માટે તેણે ખુલ્લી જગ્યામાં ઉપદેશ આપવા માંડયો.

× એ મરકી વિષેનાં વર્ણનોમા ઉત્તમ જાતિનું વર્ણન ડીફોનું લખેલું છે. તે ૧૭૨૨ માં પ્રસિદ્ધ થયું; અને જણાય છે તે પ્રમાણે, સત્તાવાર વર્ત્તમાનપત્રો અને ખાનગી અને જાહેર લેખ પરથી તે ગોળવેલું છે; પણ સર્વથી ઉત્તમ વર્ણન ૧૬૭૨માં જે દાક્તર હોજીસે પ્રસિદ્ધ કીધું અને જે અંગ્રેજીમાં ભાષાન્તર ૧૭૨૦ માં દાક્તર જૉન ક્વિન્સિએ કીધું તે છે.

ખીણમાં એક ખડકને તેણે વાંચવાની મેજ તરીકે પસંદ કીધી, અને લોકો તેની સામા લીલા ઢોળાવ પર ગોઠવાતા, તેથી તેને સ્પષ્ટ સાંભળી શકતા.

સાત મહિના સુધી મરકીથી થતો વિનાશ જારી રહ્યો દરેક પ્રસંગે ધર્મસમાજ એકઠી થતી ત્યારે નાની નાની થતી. ધર્મોપદેશક અને તેની સ્ત્રી હમેશાં માંદા માણસોમાં રહેતાં હતાં અને તેમની સંભાળ લેતાં, માવજત રાખતાં, અને તેમને ખોરાક પૂરો પાડતા. આખરે તે સ્ત્રી એ ઉપદ્રવથી સપડાઇ અને તેની નબળી સ્થિતિમાં તરતજ ભોગ થઇ પડી. તેને દાટી અને ધર્મોપદેશકે, જેવી રીતે પોતાના લત્તામાં રહેનારાં આટલાં બધાં માણસોની કબર પર કહ્યું હતું,તેમજ તેની કબરપર કહ્યું કે "જેઓ ઇશ્વર પર વિશ્વાસ રાખી મરણ પામે છે તેમનું કલ્યાણ થાય છે, એજ પ્રમાણે પરમાત્મા પણ કહે છે; કેમકે તેઓ કષ્ટમાંથી વિશ્રાન્ત પામે છે." તે ધર્મોપદેશક મરવાને તત્પર હતો, પણ તે આશામાં ને આશામાં જીવતો રહ્યો.રહેવાસીમાંનો ચાર પંચમાંશ ભાગ મરણ પામ્યો, અને તે સર્વેને ગામની ઉદાર નીરોગી ટેકરીમાં દાટવામાં આવ્યા. તેણે એક પત્રમાં કહ્યું, "હું ખરેખર એમ કહી શકું કે અમારૂં શહેર ગોલ્ગોથા જેવું, ખોપરીનું સ્થાન થયું છે............ મારા લત્તામાં ૭૬ કુટુંબ એ ઉપદ્રવથી સપડાયાં હતાં અને તેમ થી ૨૯૫ માણસો મરી ગયાં." મોમ્પેરસન જાતે ઘણો ઘરડો થયો ત્યાંસુધી જીવ્યો. તેને લિંકનની ઉપાધ્યક્ષની જગ્યા આપવામાં આવી, પણ તે લેવા તેણે ના કહી. તેણે પોતાના લત્તાનાં માણસોમાં અને પોતાની વહાલી સ્ત્રીની કબર પાસે રહેવાનું વધારે પસંદ કીધું. તે ૧૭૭૮ માં મરી ગયો.

"અજાયબ જેવી વાત એ છે કે આશરે પચાસ વર્ષ રહીને કેટલાક મજુરો "જ્યાં મરકી દટાઇ હતી" તે જગ્યા પાસે ખોદતા હતા, ત્યારે કંઈ સણનું લુગડું તેમને જડી આવ્યું, તે બેશક મરી ગયલાઓની કબરમાંનું હતું. તે મજુરોને તરતજ ઝેરી તાવ વળગ્યો. તેમાંના ત્રણ માણસો મરી ગયાં પણ એ ચેપ આખા ગામમાં પ્રસર્યો અને ૭૦ માણસો માર્યાં ગયાં. મરકી ગઇ તોપણ ઝેરી તાવ રહ્યો જણાય છે. અને ઇંગ્લંડનાં ઘણાં શહેરોમાં દર વર્ષે હજારો માણસો એ ભયંકર રોગથી માર્યાં જાય છે. ઈ

૩૩ વર્ષ પહેલાં લીડ્સમાં અન્ધકાર રહેતો હતો ત્યારે તેને ઝેરી તાવ એકદમ નીકળેલો યાદ છે. તે શહેરના ગરીબમાં ગરીબ લોકો રહેતા હતા તે ભાગમાં તે મૂળ પ્રગટ થયો અને પછી પૈસાદાર લોકોના લત્તામાં પ્રસર્યો. એક વાડામાં સાત ઘરમાં ૨૮ માણસો એ તાવથી સપડાયાં હતાં અને

તેમાંનાં ત્રણ ઘરમાં સુવાને પથારીઓ પણ નહોતી. બીજા વાડાઓ અને ઘરોમાં પણ એવીજ દશા હતી. એક ઘેર બાર જણને તાવ આવ્યો હતો અને તેમને એક પણ પથારી સુવાને નહોતી. રોગમુક્તિગૃહ* અને જ્વરૌષધાલય× તદ્દન ભરાઇ ગયાં. ઇસ્પિતાલને બદલે એક કામચલાઉ લાકડાની છાપરી ઊભી કીધી, અને તાવથી પીડાતા રોગીઓને રહેવાને માટે એક કારખાનું અલાયદું રાખ્યું.

લીડસનો ધર્મોપાધ્યાય, ડૉકટર હુક, અને માનવંતો જે. હિલ્સ (જે પાછળથી કેલંબિયાનો ધર્માધ્યક્ષ થયો) એ જગ્યાના દરરોજ મુલાકાત લેતા. તેઓ બની શકે એટલો દિલાસો અને મદદ આપતા. કૅથેલિક પાદરીઓ સર્વથી વધારે પરમાર્થ કરનારા હતા. આ સંનિપાતજ્વર ઊભળ્યો ત્યારે તેઓ લાગલાજ ગરીબ લોકોને મદદ કરવા ચાલ્યા. ખીચોખીચ વસ્તીવાળાં મરકીનાં સ્થાનો, જ્યાં ઝેરી હવાનો શ્વાસ લેવાથી પણ મોત નીપજતું, ત્યાં તેઓ નિર્ભયથી અને પવિત્ર વૃત્તિથી ગયા. તેઓ મરનારાઓ અને તરતજ મરી ગયલાઓની પથારી આગળ ઊભા રહેતા માલમ પડ્યા. તેમનાં દૃઢ અંતઃકરણ કોઇ પણ પ્રકારના ભયથી ડર્યાં નહિ. તેઓએ સાક્ષાત્ નજર આગળ મૃત્યુ જોયું, તોપણ તેઓ બીધા નહિ. આખરે તેઓને ચેપ વળગ્યો અને એક પછી એક માંદા પડ્યા અને મરણ પામ્યા. માનવંતા હેન્રિ વાલ્સ્લી, નોકરીમાં જૂનો કૅથોલિક પાદરી, પ્રથમ મરણ પામ્યો. બીજે દિવસે તેની પછી નોકરીમાં દાખલ થયલો પાદરી મરી ગયો, તે લીડસમાં માત્ર ત્રણજ અઠવાડીઆં થયાં આવ્યો હતો. જાણે કોઇ શહેરને ઘેરો ઘાલ્યો હોય ને તે જીતવા કોટમાં પાડેલા બાકોરા આગળ જવાને યોદ્ધાઓની પડાપડી થાય તેવીજ રીતે અત્રે પરોપકારનું કામ કરવામાં પણ દયાળુ હૃદયના પુરૂષોની પડાપડી થઇ. તે સર્વેએ આજીજી કીધી કે ભયને સ્થાને જવાની અમને રજા આપો. વાલ્સ્લીની પછીનો ધર્માધ્યક્ષ પણ રોગનો ભોગ થઇ પડ્યો. વળી બીજા બે મરી ગયા. એ પ્રમાણે પાંચ ઉપદેશકો મરી ગયા. તેમના સ્મરણને માટે જે સાદી કબર ઉભી કીધી તેમના પર એમ લખ્યું કે "૧૮૪૭ માં પવિત્ર ધર્મ બજાવતાં તેઓ જ્વરનો ભોગ થઇ પડ્યા."

આ લોકો ઉપરાંત તે ગામડાના દેવલનો મદદનીશ પાદરી પણ એજ કારણથી મરણ પામ્યો. મિતાહારીપણાના પક્ષમાં પોતાના પ્રયાસને માટે

* રોગમાંથી મુક્ત કરવા રોગીઓને રહેવા બાંધેલું ઘર.
+ તાવથી પીડાતા લોકોની ઇસ્પતાલ.

પ્રસિદ્ધ એવો એક ગૃહસ્થ પણ ચાલ્યો ગયો. તે શહેરના બે શસ્ત્રવૈદ્યો પણ એ તાવથી સપડાયા અને તેમાંનો એક મરી ગયો. બધાં મળીને ૪૦૦ માણસો એ ઉપદ્રવથી માર્યાં ગયાં. શસ્ત્રવૈદ્યો અને દાક્તરો ગમે તેવો ચેપી રોગ હોય તોપણ હમેશ તે રોગથી પીડાતા દરદીઓના સંબંધમાં હોય છે. એ માણસો, ઘણીવાર ઇનામની સહેજ પણ આશા રાખ્યા વિના, દરેક રૂપમાં મોતની સામા છાતી ચલાવે છે. તેમને બોલાવે છે ત્યાં તેઓ જાય છે, પાછા હઠયા વગર કર્ત્તવ્ય કર્યાં જાય છે, અને કોઇ કોઇ વખત તો તેની તેમને કોઇ શાબાશી પણ આપતું નથી. જ્યાંસુધી તેમની શક્તિ નરમ પડી જાય છે અને હિંમત ભાગી પડે છે ત્યાંસુધી તેઓ પોતાનું જોર વાપરે છે. તેમનું શરીર ખાલી થઇ જાય છે, અને તેઓ મહેનત અને કષ્ટ સહન કરે છે. પછી જ્વર તેમના પર ચઢી બેસે છે અને તેઓ તેને શરણ થાય છે. આવા વીરો શાંત રીતે જીવન પૂરૂં કરે છે અને કીર્ત્તિ તેમને કદી પહોંચવા પામતી નથી. સર્વથી મોટા વીર પુરુષો એવા હોય છે કે તેમને દુનીઆ ઓળખતી પણ નથી.

શસ્ત્રવૈદ્યોએ રણક્ષેત્રમાં તેમજ ગરીબ લોકોના ઘરમાં કર્ત્તવ્ય બજાવ્યું છે. તેઓ છાવણીમાંથી ગોળીના પ્રહાર થતા હતા ત્યારે ત્યાં ગયા છે, અને ઘાયલ સિપાઇઓને પાટા બાંધવા અને માવજત કરવા લઈ આવ્યા છે. ફ્રેંચ શસ્ત્રવૈદ્ય લૅરિ એ બાબતમાં ખરેખરો શૂરવીર હતો. મૉસ્કોથી લશ્કર પાછું ફર્યું ત્યારે શત્રુની ગોળીઓ વાગતી હતી તેજ સ્થળે એ બરોબર શસ્ત્રક્રિયા કરતો જોવામાં આવ્યો હતો. દરદીનું રક્ષણ કરવાને તેની પાસે માત્ર છાવણીમાં પહેરવાનો ઝભ્ભો હતો. બરફ પડતો હતો તેમાંથી રક્ષણ કરવાને દરદી ઉપર તે ઝભ્ભો છત્રની પેઠે ધરવામાં આવ્યો. બીજો એક દાખલો ઇજીપ્સની બળતી રેતીમાં બન્યો. તેમાં પણ આ બહાદુર નાના શસ્ત્રવૈદ્યે એવોજ ઉત્સાહ બતાવ્યો. અંગ્રેજ લોકોની સાથે યુદ્ધ તરતજ થઇ રહ્યું હતું, અને ઘાયલ થયલાઓમાં એક સરદાર સિલ્લિ હતો, તેનું ઘુંટણ ગોળાથી ભાંગ્યું હતું. લૅરિને માલમ પડયું કે ઘુંટણને એકદમ કાપી નહિ નાંખીએ તો કદાચ નાશકારક પરિણામ નીપજશે, તેથી તેણે તે કાપી નાંખવા પોતાની ઇચ્છા જણાવી. સરદારે એ શસ્ત્રોપચાર કરવાની હા કહી, અને તેથી માત્ર ત્રણ મિનિટમાં જ શત્રુની ગોળીઓ આવતી હતી તેવે સ્થળે તે શસ્ત્રક્રિયા કરવામાં આવી. પણ અરે! એટલામાં તો અંગ્રેજી પાયગા આવી પહોંચતા હતા. હવે ફ્રેંચ શસ્ત્રવૈદ્ય અને તેના પ્રિય દરદીની શી વલે? લૅરિએ કહ્યું કે

કે "તે ઘાયલ અમલદારને મારા ખભા પર બેસાડી અમારૂં લશ્કર પૂર જોસથી પાછું ફરતું હતું ત્યાં તેને જલદી લઈ જવાનો મને ભાગ્યેજ વખત મળ્યો. મેં હારબંધ નીકો જોઇ, તેમાંની કેટલીકમાં એક જાતનાં ઝાડવાં વાવ્યાં હતાં, તેમાં થઈને હું આડકતરાતો ચાલ્યો અને તે ઝાડવાંથી છવાયલા પ્રદેશમાં પાયગાઓને ચકરાવો ફરીને વધારે લાંબે રસ્તે જવું પડયું. તેથી આ પાયગાની ટુકડી આવી તે પહેલાં અમારા સૈન્યની પછવાડેની ટુકડી સાથે હું મારે સારે ભાગ્યે મળી ગયો. આખરે હું આબરૂભેર એક ઘાયલ થયલા અમલદાર સાથે એલેકઝૅન્ડ્રિયા આવ્યો અને ત્યાં મેં એને બરોબર સારૂં કીધું"

આ વળી એક બીજા વીરનો વૃત્તાન્ત છે. વાગ્રામના યુદ્ધની શરૂઆતમાં શાહજાદા ક્રિશ્ચિયનના સૅક્શન શસ્ત્રવૈદ્ય દાક્તર સૅલસડૉર્ફનો પગ છરાના ગોળાથી ભાંગ્યો. ભોંયપર સુતો હતો, ત્યારે તેણે સેનાપતિના મદદગાર એમ ડિ કર્બ્ગર્ગને ગોળી વાગવાથી આસરે પંદર પગલાંને છેટે પડેલો અને લોહી વમન કરતો જોયો. શસ્ત્રવૈદ્યને માલમ પડયું કે આ અમલદારને ત્વરાથી મદદ કરવામાં નહિ આવે તો તે તરતજ મરી જશે. તેણે સર્વ શક્તિ એકઠી કરી, જ્યાંસુધી તે અમલદારની પાસે પહોંચ્યો ત્યાંસુધી ભોંય પર ઘસડાતો ઘસડાતો ગયો. તેની ફસ ખોલી રુધિર કાઢી નાંખ્યું, અને તેની જીંદગી બચાવી: ડી કર્બ્ગર્ગ પોતાના કલ્યાણકર્ત્તાને આલિંગન કરી શક્યો નહિ. તે ઘાયલ દાક્તરને વીએના લઈ ગયા, પણ તે એટલો બધો થાકી ગયો હતો કે તેના પગને કાપી નાંખ્યા પછી માત્ર ચાર દિવસ જીવ્યો.

... લશ્કર પ્રસારો કરે, ત્યારે સામાન્ય રીતે ઘાયલ થયલાઓને ખેસવા માટે સૈન્યના પાછલા ભાગમાં ગાડાં લઈ જવામાં આવે છે. યોદ્ધાઓ પડી જાય છે, ત્યારે તેમને દવા કરવા સારૂ શસ્ત્રવૈદ્યની પાસે લઇ જાય છે. લશ્કરને પાછું હઠવું પડે છે, તો શસ્ત્રવૈદ્યોને અને ઘાયલ થયલાઓને નાસી જવું પડે છે; નહિ તો તેઓ કેદ પકડાય છે. આલ્માના યુદ્ધ પ્રસંગે રૂશિયન લોકો નાઠા અને અંગ્રેજ અને ફ્રેંચ લોકો તેમની પાછળ દોડયા. ઘણા ઘાયલ થયલા યોદ્ધાઓ પડયા રહ્યા. હજારો રશિયનોને રણક્ષેત્રના પૂર્વ ભાગમાં આણ્યા અને ત્યાં તેમને તે નદીની પાસે જમીનના રક્ષિત પ્રદેશ પર હારબંધ મૂકયા.

સુભાગ્યે મુખ્ય અધિકારીની છાવણીમાં એક શસ્ત્રવૈદ્ય હતો, તેનામાં કીર્ત્તિ અને કર્ત્તવ્યની સમજ હતી. તે સમજ દૃઢ સંકલ્પશક્તિ, અનિવાર્ય

ઉદ્યોગ, અને ઘણી ચપળતા સાથે ભાગ્યેજ સંયુક્ત થયલી પરિપકવ વિવેકબુદ્ધિ અને સ્વભાવને વશ રાખવાની શક્તિથી પુષ્ટ થઈ હતી. એ ૪૪મી પલટણનો દાક્તર ટૉમ્પ્સન હતો. રશિયન લોકો દેશ છોડીને જતા રહ્યા હતા, તોપણુ ૪૦૦ રતલ બિસ્કૂટ અને પોતાના કામમાં મદદ કરવાને જોઈએ તેટલાં માણસો મેળવવામાં તે ફત્તેહ પામ્યો. તેણે તરતજ ઘાયલ થયલાઓને ખવડાવ્યું; કેમકે ચોવીસ કલાક થયાં તેમને કંઇ ખોરાક મળ્યો નહોતો. પછી તેણે તેમના ઘાને પાટા બાંધ્યા. આ કરવામાં તે સાંજેના સાત વાગ્યાથી રાતના સાડા અગીઆર વાગ્યા સુધી રોકાયો.

એટલામાં સિપાઇઓ ઘાયલ અંગ્રેજને યૂપેટોરિયામાં વહાણોમાં લઈ જવા નીકળ્યા હતા. પછી ટૉમ્પ્સન અને તેનો નોકર, જૉન એમ આથ, ઘાયલ રશિયનોમાં રહ્યા. તેઓ ત્યાં એકલા ત્રણ દિવસ અને ત્રણ રાત, દિવસે બાળી મૂકે એવો સૂર્યતાપ અને રાત્રે તારાના ઝળકાટમાં અતિશય ટાઢ સહન કરી રહ્યા. આખરે રશિયનોને વહાણમાં બેસાડી સલાહના વાવટા નીચે રશિયન બંદરમાં મોકલવાનો પ્રસંગ આવ્યો. કિંગ્લેક કહે છે કે "આખરે જયારે ૨૬ મીની સવારે 'આલ્બિયન'નો ટંડેલ લૂશિંગ્ટન કિનારેથી આવ્યો અને બે દેશી ભાઇબંધોને ભયંકર રીતે કર્ત્તવ્ય કરતા તેણે જોયા, ત્યારે તેમની દૃઢતાથી તેને ઘણો આનંદ અને આશ્ચર્ય લાગ્યાં, અને જે જે દુઃખો તેમણે સહન કર્યાં હતાં તેને માટે તેના હૃદયમાં સમાનભાવ ઉત્પન્ન થયો.*

એજ પ્રમાણે હિંદુસ્તાનના બળવામાં બનારસની ઇસ્પિતાલનો શસ્ત્રવૈદ્ય ડાકટર કે જીંદગીને જોખમે કર્ત્તવ્ય સ્થળે ટકી રહ્યો; કેમકે શત્રુઓ તેનો તેમજ તેના પીડાતા દરદીઓનો નાશ કરવા આવતા હતા. કાનપુરના ભયંકર બનાવો, જેમાં એકેએક મરદ, સ્ત્રી, અને છોકરું સર્વે નાશ પામ્યાં, તે દરેક જણને યાદ છે. તોપણ અંગ્રેજો બળવાખોર સિપાઇઓની ક્ષય કરતી ગોળીઓ સહન કરીને પણ આખર સુધી ટકી રહ્યા. ન્યૂ યૉર્કનો કોલિયર કહે છે કે "જેને આપણે ધર્મ કહીએ છિયે તેવા ધર્મથી શૂન્ય સાધારણ સિપાઇ કરતાં કોઇપણ અન્ય પુરુષ સામાન્ય રીતે વધારે હોઇ શકે એમ માનવું મુશ્કેલ છે. તે બાપડાની આખી જીંદગી એવી હોય છે કે તેથી તેને ધર્મ સંબંધી કંઈ પણ વિચાર આવવો ઘણો મુશ્કેલ છે, અને તેને એ પ્રમાણે ધર્મ વિષે કંઇ પણ વિચાર ભાગ્યેજ આવે છે. પણ હિંદુ-

* કિંગ્લેકકૃત 'ક્રિમિયા' ગ્રન્થ ૩, પૃ૦ ૩૩૪.

સ્તાનના મોટા સિપાઇના બળવા પછી એમ માલુમ પડયું છે કે અંગ્રેજી લશ્કરમાંના ઘણાં માણસોને ખ્રિસ્તિ ધર્મ છોડી દઇ બળવાખોરોનો ધર્મ ગ્રહણ કરવાનો પક્ષ અથવા તો પાખંડીઓ ધિક્કાર અને ક્રોધથી જે કંઇ કમકમાટ ઉપજાવે એવી રીતો શોધી કાઢે તેનાથી મરણ પામવાનો પક્ષ, એમાંથી ખુશીમાં આવે તે પક્ષ સ્વીકારવાનું કહેવામાં આવ્યું. એમ ધરાય છે કે તેઓ એકેએક મરી ગયા, અને કોઇપણ સાધારણ સિપાઇ વશ થયાનો એકે દાખલો હજી લગણ જાણવામાં આવ્યો નથી......એ મનુષ્ય ખ્રિસ્તિ ધર્મના પક્ષમાં હતા, અને ચીપીયા વડે પણ તેના હૃદયમાંથી એ શુદ્ધ શૌર્ય ખેંચી બહાર કાઢી શકાયું નહિ કે અગ્નિ વડે બાળી નાંખી શકાયું નહિ......અને એ પ્રમાણે કોઇપણ મનુષ્યમાં ભાગ્યેજ ચારુતા હોય અથવા તમે ચારુતાનો અર્થ શુદ્ધ અને પવિત્ર જીવન અને ધર્મજ્ઞાનરૂપી સુંદરતા કરતા હો તો તે ન હોય, તોપણ તેનામાં શૌર્ય હોઇ શકે."

વળી મુલતાનમાં થોડાં વર્ષ ઉપર અધોકનો રોગ ચાલ્યો હતો ત્યારે ૭૦ મી પલટણના બે બીનઅધિકારી અમલદારોની આત્માર્પણવૃત્તિ અમારે અત્રે વર્ણવવી જોઇએ. સ્ત્રીઓની ગેરહાજરીમાં તેમણે માંદા અને મરતા દરદીઓની માવજત કીધી, અને અધોકથી પીડાતા દરદીઓની ઇસ્પિતાલમાં રાત દહાડો કામ કીધું. આખરે કોર્પોરલ ડર્બિશાયરનું શરીર માત્ર પરિશ્રમથીજ તૂટી ગયું અને તે મરણ પામ્યો; પણ તેની જગ્યા બીજાઓએ પૂરી પાડી. બીજા બીનઅધિકારી અમલદાર કોર્પોરલ હૅાપ્પરે ટોપાની ઇસ્પિતાલમાં કામ કરવા ખુશી જણાવી, અને ત્યાં દાકતરી અને લશ્કરી, બંને અમલદારોએ તેનો ઉપકાર માન્યો. બંને સ્થળે શસ્ત્રવૈદ્યોએ હમેશ કર્ત્તવ્ય બજાવ્યું, અને દરેક ક્ષણે મોતની સામા ટક્કર લીધી.. થોડા વખત પછી સેનાધિપતિ મુલતાન ગયો, ત્યારે તેણે ડર્બિશાયર અને હૅાપ્પરનો સ્તુતિ કરનાર મિત્ર સમક્ષ જાહેર રીતે ઉપકાર માન્યો.

પણ એજ ગુણ કોઈ કોઇ વખતે ગોળી અને છરાના ગોળાનો પ્રહાર ચાલતો હોય ત્યાં પણ દર્શાવવામાં આવે છે. ૧૮૧૨ માં ફ્રેંચ લોકોએ કેડીઝને ઘેરો ઘાલ્યો ત્યારે મરદ અને સ્ત્રીઓને મહોલ્લામાં, બારીઓમાં, અને ઘરને એકાંત સ્થળે પણ મારી નાંખ્યાં. શત્રુઓ છરાના ગોળા મારતા ત્યારે લોકોને રક્ષણ કરવાની સૂચના તરીકે એક મોટો ઘંટ એક વાર વગાડવામાં આવતો. એક દિવસ ગોળી આવવાના ચિહ્ન તરીકે ગંભીર ઘંટનાદ સંભળાયો. તે ગોળોજ ઘંટ પર જોરથી અફળાઇ તેના ચૂરેચૂરા કરી નાંખ્યા. જે સાધુની

ફરજ એ ઘંટ વગાડવાની હતી તેણે શાંત રીતે આ દુનીઆનો ત્યાગ કીધો અને પરદુનીઆનો પ્રવેશસૂચક ઘંટ વગાડયો. એ સત્પુરૂષે મોતના ભયને પત કર્યું નહિ.

પણ એજ ઘરમાં એક સ્ત્રીએ અલૌકિક શૌર્ય દર્શાવ્યું. મૅર્ટગોર્ડા એક સીમાડા પર આવેલો કિલ્લો હતો, તેની આસપાસ ખાડી કે છરાના ગોળાથી રક્ષણ કરનાર કંઇ સાધન નહોતું. એ કિલ્લામાં ફ્રેંચ લોકોનાં બાંધકામ પૂરાં થતાં અટકાવવાને ૧૪૦ અંગ્રેજી સ્વારો રાખ્યા હતા. સ્પૅનિઅર્ડ લોકોની ૭૪ માણસની ટુકડી અને હથિયારબંધ નાનું નૌ-સાધન રક્ષણ કરવામાં મદદ કરતાં હતાં. પણ અત્યાર સુધી છુપા રહેલા તોપખાનાનો માર વહાણો પર પડયો અને ઊની ગોળીઓનો ખૂબ વરસાદ વરસવાથી તેમને કેડીઝના બંદરમાં રક્ષણને અર્થે નાસી જવું પડયું. મોટામાં મોટી ૪૮ તોપો અને ગરનાળોના ગોળાનો માર એ નાના કિલ્લા પર એકઠો પડવા માંડયો. ગોળીઓ અને છરાના ગોળાના ગગડાવી પાડે એવા પ્રહારથી નબળો ઘોરો તરતજ ગૂમ થઇ ગયો અને પલટણના રક્ષણને માટે માત્ર એક દિવાલ અને શૂરાં હૃદય સિવાય બીજું કંઇ રહ્યું નહિ. આ તોફાન ૩૦ કલાક સુધી પહોંચ્યું, અને હવે મૅર્ટગોર્ડાની સ્ત્રીની વાર્તાનો પ્રસંગ આવે છે.

એક કવાયત શિખવનાર અધિકારીની સ્ત્રીનું નામ રેટ્સન હતું, તે ગોળીઓ ભેદી ન શકે એવા ઓરડામાં એક ઘાયલ થયલા માણસની માવજત કરતી હતી. દરદીને તરસ લાગી અને પીવા માટે કંઇ પણ ચીજ માગી. તેણે એક પડઘમ વગાડનાર છોકરાને બોલાવ્યો અને તેને કહ્યું કે વાવે જઇ પાણીની પવાલી ભરી લાવ. તે છોકરાએ જવાની આનાકાની કીધી; કેમકે તે જાણતો હતો કે ત્યાં શત્રુઓના તોપના ગોળા ખૂબ જોરથી આવતા હતા. તેણે તેના હાથમાંથી ડોલ ખેંચી લીધી અને પોતે જાતે વાવે ગઇ. તેણે તે ભયંકર તોપના મારની સામા છાતી ચલાવી, વાવમાં ઊતરી, ડોલને પાણીથી ભરી; અને એક ગોળી વાગવાથી તેના હાથમાંથી દોરડું કપાઈ ગયું, તોપણ તે પાછું લીધું, દરદી માટે પાણી લઇ પાછી ફરી, અને કર્ત્તવ્ય બરોબર બજાવ્યું.

આ કિલ્લાનું હવે આવી બન્યું હતું. તેના પર ગોળાનો માર ખૂબ જોરથી અને વારંવાર પડવા માંડયો. સ્પૅનિશ ધ્વજ વાંસ સાથે બાંધી હતી તે કલાકમાં ૭ વાર કપાઇ ગઇ. આખરે સર ટૉમસ ગ્રેહામે (જે પાછળથી લૉર્ડ લિનેડોક થયો) રક્ષણ કરવું અશક્ય છે એમ જોઇ જીવતા

રહ્યા હતા તેમને લઇ જવાને છૂટા રાખેલા મછવાઓ મોકલ્યા. મેજર લેડેથ્વીની સરદારી નીચે એક બુરજને તોપને ગોળે ઉડાવી દીધો; પણ એ પણ મરણ પામ્યો. આ પ્રમાણે ભાંગી પડેલો કિલ્લો તેમને છોડવો પડ્યો, તેમાં જેમના રુધિરનો પ્રવાહ ચાલ્યો હતો તેઓમાં એ છેલ્લો હતો. પછી મછવાઓ ભરાયા, અને તે માણસો કેડીઝ પાછા ફર્યા. તેમની સાથે ઍગોર્ડાની બહાદુર સ્ત્રી પણ હતી.

યુદ્ધના સમયમાં સ્ત્રીઓ યોદ્ધાઓની માવજત કરવાનું કામ માથે લઇ શકે એવું કોઇપણ માની શકશે ? તોપણ એ કામ સ્ત્રીઓ હિંમતથી અને ઉદાર વૃત્તિથી કરે છે. સાધારણ ઘરકામ કરનાર નોકરો જે વર્ગના લોકોમાંથી લેવામાં આવતા તેજ વર્ગના લોકોમાંથી બીમાર માણસોની સેવા કરવાને નોકરો રાખતા. મિસ નાઇટિંગેલે માંદા અને ઘાયલ થયલાઓની ખરદાસ કરવામાં ઉદાર વૃત્તિથી ચિત્ત અર્પણ કરીને ઇતિહાસમાં કીર્તિસ્થાન પ્રાપ્ત કર્યું, ત્યારેજ લોકો સમજવા લાગ્યા કે માંદાની માવજત કરવાનું કામ પણ શિખવા લાયક છે અને તેમાં બુદ્ધિ, મન અને યોગ્યતા તેમજ ધર્મવૃત્તિ સ્નેહભાવ, અને પ્રીતિની જરૂર પડે છે. મિસ નાઇટિંગેલ કહે છે કે "દરેક સ્ત્રી માંદા માણસની સેવા કરનારી થઇ શકે છે એમ ઘણી વાર કહેવામાં તથા લખવામાં આવ્યું છે. પણ હું તો એમ ધારૂં છું કે માંદા માણસોની માવજત કરવાના ગુણો બરોબર જાણવામાં આવ્યા નથી."

પણ એમ કેમ બન્યું કે તે માંદાની સેવા કરવાના ધંધામાં મચી રહી? તેનું કારણ માત્ર એટલુંજ કે તેનામાં પ્રેમ અને કર્તવ્યની લાગણી હતી. આવા કસોટી કાઢનાર અને અપ્રિય ધંધામાં મંડ્યા રહેવાની તેને કશી જરૂર નહોતી. તે એક કળાવતી જુવાન સ્ત્રી હતી અને તેની પાસે પુષ્કળ દ્રવ્ય હતું. તે કુટુંબની સુખી, સર્વની માનીતી, અને એક સ્તુતિકારક મંડળના મધ્યબિંદુરૂપ*હતી. જેથી તેનું સંસારવર્તન અને ગૃહવર્તન સુખકારક થઇ શક્યું હોત તે દરેક વસ્તુની ઇશ્વરની તેના પર કૃપા હતી. પણ એ બધા સુખના વિચારો તેણે પ્રતિજ્ઞાપૂર્વક તજી દીધા, અને જે એક માર્ગમાં દુઃખ અને શોક વેઠવાં પડે છે તેજ માર્ગ વધારે પસંદ કીધો. તેને હમેશ પોતાની જાતિ વિષે અતિશય પ્રેમભાવ હતો. તે શાળાઓમાં ઉપદેશ કરતી, દરિદ્રોને ઘેર જતી, અને તેઓ માંદા પડે ત્યારે તેમનું પોષણ અને ખરદાસ કરતી. ડર્બીશાયરમાં ઍમ્બ્લી નામના ઇંગ્લંડના અપ્રસિદ્ધ સ્થાનમાં તે

* તે મંડળ હમેશા તેનું વખાણ કર્યા કરતું હતું.

રહેતી હતી અને ઉદ્યમ કરતી હતી; પણ કોઈ મનુષ્ય પ્રસિદ્ધ સ્થળના જેટલુંજ અપ્રસિદ્ધ સ્થળમાં પણ સત્કર્મ કરી શકે.

દુનીઆના રંગભોગ તેની દૃષ્ટિ સમીપ હતા. તેની ઇચ્છામાં આવ્યું હોત તો જેવી રીતે બીજી યુવાન સ્ત્રીઓ શહેરમાં વર્તે છે તેમજ તે પણ વર્તી હોત.* પણ તેને તેના હૃદયે તેને બીજી તરફ પ્રેરી. કષ્ટ પામતા, દુઃખમાં ગરક થયલા, અને પીડાથી અતિશય સપડાયલા પુરુષોના દુઃખમાં તેણે ભાગ લીધો. તેણે ઇસ્પિતાલો, બંદીખાનાં, અને શોધકાલયોની + મુલાકાત લીધી. જ્યારે અન્ય પુરૂષો સ્વિટ્ઝર્લૅંડમાં, સ્કૉટ્લૅંડમાં, કે દરિયા કિનારે આનંદકારક ઉત્સવોમાં કાળક્ષેપ કરતા હતા, ત્યારે તે એક જર્મન રૂગ્ણોપચારશાલામાં × કે જર્મન ઇસ્પિતાલમાં રોકાઇ હતી. તેણે રોગીઓની માવજત કરવા બાબતનો મૂળથીજ અભ્યાસ કરવા માંડ્યો. પ્રથમ તો તે મેલ ધોઇ નાંખવાનાં ને કચરો સાફ કરવાનાં જુદાં જુદાં સાધનોનો ઉપયોગ શીખી,

* ઓસવેસ્ટ્રિમાં ઉપદેશ કરનાર મૅન્ચેસ્ટરના અધ્યક્ષે એક તરૂણ સ્ત્રીનો કાગળ વાંચ્યો. તેમાં તેણે પોતે દિવસ કેવી રીતે ગાળતી હતી તેનું નીચે મુજબ વર્ણન કર્યું હતું, અને વળી તેને પૂછ્યું હતું કે જુઓ હવે દિવસમાં ખ્રિસ્તિ ધર્મ સંબંધી કંઈ પણ કામ કરવાનો વખત છે?—"અમે દસ વાગે નાસ્તો કરીએ છીએ. નાસ્તામાં એક કલાકનો ઘણો ભાગ જાય છે, અને એ દરમિયાનમાં અમે અમારા કાગળો વાંચીએ છીએ અને વર્તમાનપત્રોમાં મંડળીને લગતી ખબર જોઈ લઇએ છીયે. ત્યાર પછી અમારે કાગળોના જવાબ લખવાના હોય છે, અને મારી મા આશા રાખે છે કે તેની આમન્ત્રણપત્રિકા મારે લખવી કે તેવી પત્રિકાનો ઉત્તર મારે પ્રખવો. પછી મારે રક્ષણવાટિકામાં જવાનું હોય છે. ત્યાં 'કેનેરી' નામનાં પક્ષી અને પોપટોને ખવડાવવાનું હોય છે ને છોડ ઉપરથી મરી ગયલાં પાંદડાં અને કરમાયલાં ફુલો કાપી નાંખવાનાં હોય છે. પછી બપોરનું ખાણું ખાવા સારૂ પોશાક પહેરવાનો હોય છે, અને બે વાગે અમે બપોરનું ખાણું ખાઇયે છિયે. ત્રણ વાગે મારી મા જ્યાં મળવા જાય છે ત્યાં હું તેની સાથે જાઉં એમ તે ઇચ્છે છે. પછી અમે પાંચ વાગ્યાની ચાહા પીવા ઘેર આવીયે છીયે અને સમય કેટલાક મિત્રો અમારે ત્યાં આવી ચઢે છે. પછી અમે ગાડીમાં બેસી બાગમાં ફરવા જવાની તૈયારી કરીયે છીયે, અને ફરી રહી ઘેર ભોજન સારૂ પાછા આવીયે છીયે. ત્યારબાદ અમે નાટકશાળામાં કે સંગીતશાળામાં જઈએ છીયે, અને ત્યાંથી ઘેર આવીયે છીએ, ત્યારે હું એટલી બધી થાકી જાઉં છું કે શું કરવું તે મને સૂઝતું નથી."

+ બાળક કેદીઓને સુધારવાનાં સ્થાન.

× રોગીઓની બરદાસ કરવાનું સ્થાન.

ક્રમે ક્રમે તેણે રોગીઓની સેવા કરવાની કળા શીખવા માંડી. ત્રણ મહિના સુધી લાગલગટ તેણે દહાડો ને રાત માંદાની પાસે બેસી તેની બરદાસ કરવી જારી રાખી, અને એ પ્રમાણે ઇસ્પિતાલમાં રોગીઓનાં સ્થાનને લગતી ફરજો અને મહેનત વિષે પુષ્કળ અનુભવ એકઠો કીધો.

**મિસ નાઇટિંગેલે** ઇંગ્લંડ પાછી ફર્યા પછી પણ પોતાનો ઉદ્યમ જારી રાખ્યો. માંદી અધ્યાપક સ્ત્રીઓની ઇસ્પિતાલનું કામ યોગ્ય વ્યવસ્થા ન હોવાને લીધે નિષ્ફળ થવાની તૈયારીમાં હતું, એટલામાં તેણે તેની સંભાળ લેવાનું માથે લીધું. કુટુંબપ્રેમનું સુખ અને ગામડાની તાજી હવાનો લાભ તજી દઇ તે હાર્લી શેરીમાં ઉદાસી ઉત્પન્ન કરે એવી ઇસ્પિતાલમાં કામે વળગી. ત્યાં તેણે માંદી બેનોની બરદાસ કરવામાં સહાયતા, કાળ, અને સાધન સર્વ અર્પણ કર્યાં. એ ઇસ્પિતાલનો ઉદ્ધાર થયો, તોપણ અતિ પરિશ્રમના બોજાથી તેનું શરીર અટકવા માંડ્યું, તેથી તેણે થોડો વખત **હુમ્પશાયર**ની આરોગ્ય આપનાર પવનની લહેરનો ઉપભોગ કરવા ત્યાં આશ્રય લીધો.

પણ મદદને માટે વળી પાછી નવી બૂમ ઉઠી. **ક્રિમિયન** યુદ્ધ ચાલતું હતું. રોગીની સેવા કરનારી કેળવાયલી સ્ત્રીઓની ઘણી જરૂર હતી. ઘાયલ થયલા યોદ્ધાઓ બોસ્ફરસમાં ઇસ્પિતાલમાં પડયા હતા અને ત્યાં તેમની માવજત બરોબર થતી નહોતી. તે સ્ત્રી ઉદાર પ્રેરણાને વશ થઈ અને તરતજ તેમની મદદને માટે ગઇ. **સ્કુટેરાઈ** જતા વહાણમાં તે ચઢી બેઠી. આ કામ તેણે ઘણા જોખમથી, જીંદગીના, સંકટના, ભયના, સર્વ પ્રકારના જોખમથી, કીધું પણ શૂરા આત્માને કર્ત્તવ્ય પ્રેરે છે, ત્યારે જોખમનો કોણ વિચાર કરે છે? **મિસ નાઇટિંગેલને** જે કંઇ કરવા કહ્યું તે સર્વ કરવાનું તેણે માથે લીધું. તેણે મનુષ્યજાતિના દુઃખમાં બરોબર ભાગ લીધો, ઘાયલ યોદ્ધાઓ અને નાવિકોની સેવા બજાવી, રોગીઓને ઉપચાર કરવાની પદ્ધતિની યોજના કીધી, અને તમામ વ્યવસ્થા કરવાનું કામ માથે લીધું.

આ અંગ્રેજ સ્ત્રીની ધીરજવાળી બરદાસ અને સંભાળથી ઘાયલ થયલાઓને એટલો બધો આરામ મળ્યો કે તેઓ તેનું વર્ણન કરી શક્યા નહિ. રાત્રે પોતાના શયનસ્થાન પર તેની છાયા પડેલી દેખતા કે તરતજ યોદ્ધાઓ તેનું કલ્યાણ ઇચ્છતા. તેઓ તેનું નામ જાણતા નહોતા, તેઓ તેને માત્ર 'દીપકુમારિકા' કહેતા હતા.

" તે ઊંઘે છે, તેની શાંત નિદ્રામાં તેની પાસે આસનાવાસના કરતા

કોણ બેસે છે ? તેના શત્રુઓ મરી ગયા છે અને અહિં તેને કોઇ મિત્ર નથી. શું ત્યારે તેની દયા જાણવા ઇશ્વરે તેની પાસે કોઇ ફિરસ્તો મોકલ્યો છે ? ના, એ તો દિવ્ય આકૃતિનું પૃથ્વી પરનું મનુષ્ય છે.”

યોદ્ધાઓ એ કુમારિકાને પૂજતા હતા. વેદના થાય એવું કંઇ પણ કઠોર વચન તેઓ તેને કહેતા નહોતા. શસ્ત્રોપચાર કરવાની જરૂર હોય ત્યારે તેઓ તેની વેદના સહન કરવામાં હઠી જતા નહોતા. તેની શિખામણ પ્રમાણે વર્ત્તવામાં અને તેનો દાખલો લેવામાં તેઓથી બન્યું એટલું તેઓએ કીધું. તે પણ સાધારણ સિપાઇઓ માટે ખરેખરો સ્નેહભાવ ઉત્પન્ન થયો હતો. તે માત્ર તેમના શારીરિક સુખ તરફ નજર રાખતી નહોતી, પણ ઇંગ્લંડ, આયર્લંડ, અને સ્કૉટલંડની દૂરની વિશાળ ખીણોમાં તેમના મિત્રો સાથે પત્રવ્યવહાર ચલાવતી. તેમનું દ્રવ્ય તે બચાવી રાખતી. તેણે દરેક અઠવાડીઆમાં એક દિવસનો પાછલો પહોર સ્વદેશમાં તેમના મિત્રોને તેમણે બચાવેલા પૈસા લઇ મોકલવાનું કામ કરવા રાખ્યો હતો. આ યોદ્ધા તેઓનો કેટલો બધો ઉપકાર માનતા હતા ! વળી તે પણ તેમની કેટલી બધી સંભાળ અને ચિન્તા રાખતી !

તે કહે છે, કે “શુદ્ધ હિંમત, સહનશીલતા, ધૈર્ય, સદ્બુદ્ધિ, શાંત રીતે દુઃખ વેઠવાની શક્તિ, આ ગુણો આ દેશના સાધારણમાં સાધારણ યોદ્ધાઓમાં પણ યુદ્ધમાં જેટલા જોવામાં આવે છે તેના કરતાં કઇ પ્રજામાં વધારે દેખાય છે ? બીજા માણસો મરજીમાં આવે તેમ કહે, પણ મારો તો અભિપ્રાય એવો છે કે સઘળા પ્રકારનાં તપ, ઉપવાસ, નમસ્કાર, અને અપરાધનો સ્વીકાર કરવામાં જેટલો ખરો ધર્મ રહ્યો છે તેના કરતાં જે મનુષ્ય પોતાનો મખત, શક્તિ, અને જરૂર પડે તો જીંદગી પણ કંઇ પણ પરકલ્યાણને માટે, રાજહિતને અર્થે, સ્વદેશહિતને અર્થે કે સ્વસૈન્યના હિતને અર્થે અર્પણ કરે છે તે પુરુષ વધારે ખરેખરૂં ધર્મકૃત્ય કરે છે; અને અમે સ્વાર્થ તજી નુકસાન વેઠીએ છિયે એમ કહ્યા વગર આવી રીતે આત્માર્પણ કરવાની વૃત્તિ જેવી સાચી ઇંગ્લંડમાં જોવામાં આવે છે તેવી બીજે કોઇ ઠેકાણે દેખાતી નથી.” આ પ્રમાણે સાધારણમાં સાધારણ યોદ્ધાના જીવન અને દાખલા ઉપરથી આપણે ઘણો બોધ મેળવવાનો છે.

મિસ નાઇટિંગેલની પછી મિસ સ્ટૅન્લી ક્રિમિયામાં ગઇ. બીજી પચાસ દરદીઓનો ઉપચાર કરનારી સ્ત્રીઓ અને પરિચારિકાઓ તેના હાથ નીચે સોંપવામાં આવી. તે તેમને કૉન્સ્ટૅન્ટિનોપલ લઇ ગઇ. તે તુર્કસ્તાનમાં

ચાર માસ રહી તે દર્મિયાન થીરૅપીઆમાં નાવિકો માટે ઈસ્પિતાલ બાંધવામાં મદદ કરી, અને કૂલૅલીમાં યોદ્ધાઓ સારૂ ઇસ્પિતાલ સ્થાપી. ઇન્કર્મેનથી આણેલા ઘાયલ સિપાઇઓ તેણે જોયા, ત્યારે તેણે સ્વદેશમાં એક મિત્રને નીચે પ્રમાણે લખ્યું:—"કયો દેખાવ સર્વથી વધારે હૃદયવેધક છે, સુંદર બળવાન પુરુષોને પરિશ્રમથી ઘસાઇ ગયલા અને નાશ પામતા જોવા તે, કે બીજાઓ ભયંકર રીતે ઘાયલ થયલા આવ્યા જાય છે તેમને જોવા તે, તે હું જાણતી નથી. ગોદડાંઓ સીવવામાં, પરૂ વગેરે ધોઇ નાંખવામાં, શસ્ત્રવૈદ્યને તેમના ઘાનો ઉપચાર કરવામાં મદદ કરવામાં, અને પાંચ દિવસ સુધી ઘા પર કશા મલમપટ્ટા થયા વગર વહાણમાં ગોંધાઇ રહ્યા પછી એ બાપડાને અમારાથી બની શકે તેટલું સુખ આપવામાં કાલનો આખો દિવસ ગયો. રોગીઓના ૧૧ ખંડ મને સોંપ્યા છે. તેમાંથી ૧૧ માણસો રાત્રે માત્ર પરિશ્રમથીજ મરણ પામ્યા. મનુષ્યસત્તાનો વિચાર કરી બોલીએ તો જે પોષાક ખોરાક તેમને મળવોજ જોઇએ એમ હું જાણતી હતી તે જો મને મળી આવ્યો હોત તો આ પરિશ્રમથી નિપજેલાં મોત અટકાવી શકાત."

ઇંગ્લંડ પાછી ફર્યા પછી, મિસ સ્ટૅન્લી યોદ્ધાઓની સ્ત્રીઓ અને વિધવાઓને મદદ આપવામાં મચી. તેણે વેસ્ટમિન્સ્ટરમાં યૉર્ક શેરીમાં એક ઘર અને બાગ ખરીદ કીધાં, અને ત્યાં એક મોટું ઉદ્યોગી પુરુષો માટે લુગડાં ધોવાનું કારખાનું સ્થાપ્યું. લશ્કરને લુગડાં પૂરાં પાડવાનો સરકાર તરફથી તેણે ઇજારો મેળવ્યો, અને એ પ્રમાણે આ અનાથ, પરિત્યક્ત સ્ત્રીઓને કામે લગાડવાનું મોટું સાધન પ્રાપ્ત કર્યું. લંડનના ગરીબ લોકોની સ્ત્રીઓને દુઃખમાંથી છોડવવામાં અને તેમની બરદાસ કરવામાં મિસ સ્ટૅન્લી અતિશય ઉદ્યોગથી મંડી. જ્યાં દશ હજાર સ્ત્રીઓની જરૂર હતી ત્યાં તે માત્ર એકલીજ હતી; તોપણ એ સ્ત્રી નજીકમાં નજીક કરવા જેવું કામ શોધી કાઢતી અને કરતી. તે દરરોજ પોતાનું જીવન પારકાઓની સેવા બજાવવામાં અર્પણ કરતી. તે મૂર્તિરૂપ આત્માર્પણ વૃત્તિજ હતી. પોતાનું કામ બીજાઓને પસંદ પડયું કે નહિ તેની તેને દરકાર નહોતી. કેટલાંક તેનું અનુકરણ કરવા ઇચ્છતાં હતાં. તેમને તે કહેતી, કે "ડૉક્ટર આર્નોલ્ડે કહ્યું છે તે કદી ભૂલશો માં. એની દિનપત્રિકામાં એણે ઉંહી નોંધ કીધી છે તે હું દરરોજ બેવાર વાંચી જાઉં છું. તે એ છે કે 'ઇશ્વરની ઇચ્છા પરિપૂર્ણ કરવા ઉદ્યોગ કરવો, તોપણ ઇશ્વરની મરજીમાં આવે કે એ કામ મારે બદલે બીજાએ કરવું તો તેને માટે મારે આતુરતા રાખવી નહિ.' "

સારો દાખલો હમેશ સારાં ફળ ઉત્પન્ન કરે છે. બીજી સ્ત્રીઓ એનેજ પગલે પ્રામાણિકપણે ચાલી તેઓમાં એક મિસ ફ્લૉરન્સ લિસનું નામ વર્ણવવું જોઇએ. એણે માત્ર રણક્ષેત્રમાં દરદીઓની સેવા બજાવી છે એટલુંજ નહિ, પણ રોગીઓને શાસ્ત્રીય રીતે ઉપચાર કરવાનો ધર્મ બીજીઓને શીખવ્યો છે. સત્કર્મ કરવાની પ્રથમ પ્રેરણા હૃદયમાં કેવી રીતે ઉત્પન્ન થાય છે તે વિસ્મયકારક છે. ચીનમાં એક પ્રિય ભાઇના મરણથી તેને આ પ્રયત્ન કરવાનો ઉત્સાહ થયો. તે શૅંગ્હાઇમાં નાવિકોની ઇસ્પિતાલમાં મરણ પામ્યો હતો, અને અજાણ્યાં સ્ત્રી પુરુષોએ તેની કેવી માવજત કીધી હશે તે વિષે તેને વિચાર આવ્યો ત્યારે બીજાઓએ જે કાર્ય તેને અર્થે કીધું હતું તેજ કાર્ય બીજાઓ માટે પોતે કરવું એવી તેને બળવાન ઇચ્છા થઈ.

આ બનાવ જ્યારે તે બાળક છોકરી હતી ત્યારે બન્યો. તેણે લિન્ચેસ્ટરના માજી અધ્યક્ષની સલાહ લીધી. તેણે કહ્યું કે આવા કામમાં ઉદ્યોગ કરવાને હજી તમે ઘણાં બાળક છો. "જ્યાંસુધી તમારી દિલગીરી જતી રહે અને જ્યાંસુધી તમારી બુદ્ધિ પરિપક્વ થાય ત્યાંસુધી વાટ જુઓ." પણ તેના મનમાં નિશ્ચય અને આશાની વૃત્તિ પ્રબળ હતી. મિસ નાઇટિંગેલ પ્રત્યે તે પૂજ્યભાવ ધરાવતી હતી. તેણે તેની સલાહ પૂછી અને તેની તરફથી કેવી રીતે કેળવણી લેવી તેની ઉત્તમ શિખામણ અને મદદ મળી. આખરે ત્રણ વર્ષ રાહ જોયા પછી તે સેંટ થૅામસની ઇસ્પિતાલમાં દાખલ થઇ અને ત્યાં તેણે રોગીઓની બરદાસ કરવાની કેળવણી લેવાનું કામ શરૂ કીધું. પછી તેણે કિંગ્સ કૅાલેજને લગતી ઇસ્પિતાલમાં જઇ ત્યાં કિમતી અનુભવજ્ઞાન મેળવ્યું. એ વિષયનું જ્ઞાન પરિપૂર્ણ કરવા તેણે હૅાલંડ, ડેન્માર્ક, જર્મનિ, અને ફ્રાન્સમાં કેટલાંક વર્ષ ગાળ્યાં. જર્મનિમાં કેસર્વર્થમાં એક રોગીઓની ઉપચાર કરનારી સાધ્વી જેવું અનુભવજ્ઞાન હમેશ મેળવે છે તેવું જ્ઞાન તેણે સંપાદન કર્યું, અને હોંશીઆરી માટે પ્રમાણપત્ર મેળવ્યું. ફ્રાન્સમાં મુલકી ઇસ્પિતાલોના અધિનિયન્તા એમ હુસનની મહેરબાનીથી રોમન કૅથોલિક સ્ત્રીઓની દેખરેખ નીચેની પૅરિસની મુખ્ય ઇસ્પિતાલોમાં કામ કરવાની તેને રજા મળી. ત્યાંની મુખ્ય સ્ત્રીઓ સાથે તેને સોબત કરાવી. તેઓ જુદા જુદા ધર્મ અને વિચારની હતી તોપણ તે તેમની સાથે ઘણી મળીને ચાલી તે જોઇને તેની બેનપણીઓને અતિશય સંતોષ થયો અને તે જાતે ઘણી સુખી થઇ.

બેનપણીઓના તેનો પ્રત્યે પ્રીતિ અવશ્ય હતી, તેઓએ તેને ધર્મ,

દેશ, અને સાંસારિક જીવનમાં જુદી હતી તોપણ તેવી ગણી નહી, પણ બેન અને સહિયર જેવી ધારી. આ પ્રમાણે તેણે વ્યાવહારિક જ્ઞાન મેળવ્યું. તે ઉપરાંત સંકટોમાં શાંત, આનંદી સ્વભાવ રાખવાનો, બધી બાબતનું વિરુદ્ધ પરિણામ આવતું હોય ત્યારે પણ સર્વનિયન્તા પ્રભુના પર વિશ્વાસ અને આશા રાખવાનો, દૃઢ આત્મસંયમ રાખવાનો, અને જે ઈશ્વરે તેમને સર્જ્યાં છે અને જેની તેઓ સેવા બજાવતા હતા તે ઇશ્વરને આત્મા અને સર્વસ્વ અર્પણ કરવાનો ઘણો બોધ તેઓ તરફથી તેને મળ્યો. વળી અહિંજ રોગીની સેવા અને બરદાસ કરવા ઇચ્છતા હોય તે સર્વને માટે આનંદી સ્વભાવ એ કેવો ઉત્તમ સદ્‌ગુણ છે તે પણ શીખી.

**મીસ લીસને** છેલ્લી અને સર્વથી કિમતી કેળવણી તે વખતના **ફ્રેંચ** લશ્કરી ખાતાના પ્રધાન, સેનાપતિ લેબ્યૂફની મહેરબાની ભરેલી રજાથી મળી. તેની વગથી તેને **ફ્રેંચ** લશ્કરી ઇસ્પિતાલમાં કામ કરવાની રજા મળી, અને અધિનિયન્તા માજી **મિકાયલ લેવીએ** તેને સુધારવામાં મન ઘાલ્યું તેથી ત્યાંની કેળવણી બમણી કિમતી થઇ. તે કહેતો તે પ્રમાણે તે ક્રિમિઆમાં **મિસ નાઇટિંગેલનો 'સોબતી'** હતો, અને તેની ખાતર કોઇપણ **ફ્રેંચ** સ્ત્રી કે ઘણી અંગ્રેજી સ્ત્રીઓ સાધારણ રીતે જેટલી કેળવણી મેળવી શકે તેના કરતાં વધારે સખત કેળવણી અને નિયમો તેણે તેને લેવડાવ્યાં. તોપણ **વાલ ડિ ગ્રેસમાં એમ મિકાયલ લેવીની** જાતની મહેરબાનીથી તેને જે અનુભવસિદ્ધ જ્ઞાન મળ્યું તે એવું તો કિમતી હતું કે તેની પાછલી જીંદગીમાં કદી પણ તે વીસરી નહિ.

આ ઉપચારવિદ્યામાં લાંબો વખત કેળવણી મેળવીને તે ઇંગ્લંડ પાછી ગઇ ત્યાર પછી તરતજ ફ્રાન્સ અને જર્મનિ વચ્ચે યુદ્ધ જાહેર થયું. પ્રથમના લોહી લોહીઆણુવાળા સંગ્રામોનાં પરિણામો વર્તમાનપત્રોમાં પુષ્કળ આવવા લાગ્યાં. વિજયી સૈન્ય આગળ વધ્યું અને ઘાયલ થયલાઓને એમના એમ મરવા દઇ ચાલતું થયું. તેમાંના હજારો ઉઘાડા મેદાનમાં કોઇની પણ સંભાળ કે બરદાસ વિનાના પડ્યા હતા. આ પરિપાલિકાનું હૃદય દયા અને સમાનભાવથી પ્રેરાયું. તે લાગલી ત્રણ જર્મન સ્ત્રીસહિત યૂરોપખંડ જવા નાકળી, પણ તેમને તરતજ જુદી જુદી દિશાએ મોકલવામાં આવી. તે બેલ્જીઅમમાં થઈને કોલોન ગઇ, અને ત્યાં તેણે આગગાડીના વિશ્રામ-સ્થાન (સ્ટેશન) પર ઉતારૂઓને ઊભા રહેવાની ઊંચી જગ્યાએ (પ્લૅટફોર્મ પર) ઘાયલ થયલા યોદ્ધાઓની હારની હાર પડેલી જોઇ. ત્યાંથી કૉબ્લેન્ટ્ઝ

અને દ્રીબ્ઝ ગઇ અને ત્યાંથી પોતાને મુકામે મેટ્ઝ ગઈ. તેણે આગબોટ છોડી ત્યાર પછી તેની મુસાફરી દુઃખદાયક હતી. ગરબડાટમાં તેણે પોતાનો સરસામાન ખોયો, પણ તેમ છતાં પણ તે એકલી ત્યાં ગઇ.

સેનાપતિ બેઝેને ઘણા ફ્રેંચ પાયગા સાથે મેટ્ઝમાં આશ્રય લીધો હતો અને શાહજાદો ફ્રેડરિક જર્મન અને બવેરિયન સૈન્યથી શહેર પર ઘેરો ઘાલતો હતો. આ ઘેરો ઘાલનાર લશ્કરની પાછલી ટુકડી જે સ્થળે હતી ત્યાં, રેમેન્ગમાં, ઇસ્પિતાલમાં મિસ લીસને નીમવામાં આવી. તે તે સ્થાને ગઇ. એ સ્થળ એક જૂની ખેતરની જગ્યા હતી. દાણા ભરવાના ઝુંપડાને ઠેકાણે ઇસ્પિતાલ હતી. એ ઘણીજ સગવડ વિનાની જગ્યા હતી. માંહે મોકળાશ પણ ઘણીજ થોડી હતી. ઉપચારિકાને તરખણાથી ભરેલા કોથળાના કકડા પર સુવું પડતું. ઔષધિ પણ થોડી હતી, અને ખોરાક તેથી પણ ઓછો હતો. જે મુખ્ય રોગ સારો કરવાનો હતો તે ખાઇઓની બીનારાથી ઉત્પન્ન થતો ઝેરી તાવ હતો. ઇસ્પિતાલમાં માત્ર ૨૨ પથારીઓ માતી અને તે સર્વે ભરેલી હતી.

રણક્ષેત્રની ઇસ્પિતાલની ઉપચારિકાને કંઇ સહેલું કામ કરવાનું હોતું નથી. તાવથી પીડાયલા લોકો આવતા, ત્યારે પ્રથમ તો તેમને સ્વચ્છ કરવા પડતા. તેઓ ખાડીઓમાંથી આવતા, ત્યારે તેમના પગ પર કાદવના એવા થર બાઝી જતા કે સ્વચ્છ કરતાં પહેલાં એ કાદવ ઘસી નાંખવો પડતો. સ્વચ્છ કરવાનું કામ પૂરૂં થતું, ત્યારે પથારીમાં સુવાડી ઔષધ આપવામાં આવતું. પછી એ માણસોના કાળા પડી ગયલા ચહેરાને ધોઇ સ્વચ્છ કરતા, શરીરને સ્વચ્છ કરવા તરફ ધ્યાન રાખતા, સનેપાત થતો અટકાવવાને રાત્રે મગજ થંડા રાખતા, હાથ અને મોંને પાણીથી ધોઈ નાંખતા, અને એકની એક પથારીમાં એકની એક સ્થિતિમાં સુઇ રહેવાથી ફોલ્લા થાય તે અટકાવવાને કોચ બદલતા. વળી આ સર્વ અતિશય નિરાશાજનક સ્થિતિમાં કરવું પડતું.

કોઇક કોઇક પ્રસંગે દરદીઓ ભયંકર લવારા પર ચડતા. મેટ્ઝ આગળ તાવથી પીડાતા રોગીઓની ઇસ્પિતાલમાં પોતાનું જીવનવૃત્તાન્ત પોતે જાતેજ મિસ લીસે કહ્યું છે. + એક દિવસ રાતે તે એકલી હતી. તેણે ઉપલે માળે એક ઓરડામાંથી આવતો અવાજ સાંભળ્યો. ઉપર ગઇ તો એક સિપાઈને જોરથી બારણું ઉઘાડવાનો પ્રયાસ કરતો તેણે જોયો. તે

+ સુવચન ૧૮૭૩.

બાપડો સ્વદેશ જવા ઇચ્છતો હતો. તે સ્ત્રીએ એક બીજા દરદીને મદદે બોલાવ્યો અને કાલે તમને ઘેર મોકલીશું એમ કહીને તેને પાછો પથારીમાં સુવા સમજાવ્યો. બીજો એક ચિત્તભ્રમથી પીડાતો યોદ્ધો, જે નીચે સુતો હતો તે સોબતીના ઓસીકાં તળે ચપ્પુ શોધતો હતો. મિસ લીસે તે શોધતો હતો ત્યાંજ તે ચપ્પુ હતો તે લીધો અને કંઇક અજાણી જગ્યાએ સંતાડયો. પણ શસ્ત્રવૈદ્ય ફરતો ફરતો આવ્યો, ત્યારે તેણે તેને વિનંતિ કરી કે રાત્રે મારે ફરીથી એકલાં ઇસ્પિતાલમાં રહેવું ન પડે એમ કરજો.

એ ઉપચારિકાએ ત્યાં ઘણાં અઠવાડીઆં કામ કીધું. ઘણા મરી ગયા, કેટલાક સાજા થયા તેમને માંદગીની રજા પર સ્વદેશ મોકલ્યા, અને થોડાક ફરજ બજાવવા પાછા ફર્યા. આખરે બેઝેન શરણ થયો, તેના કેદીઓને જર્મનિ મોકલ્યા, અને રેડ પ્રિન્સ અને તેના પાયગા પૅરિસને ઘેરા ઘાલવા ચાલ્યા. મિસ લીસે મેટ્ઝમાં પોતાનો ધર્મ બજાવ્યો હતો, પણ તેણે જાતે માથે વહોરી લીધેલું કામ પૂરૂં થયું નહોતું. તેને થોડેક રસ્તે આગગાડીમાં બેસાડી હોમ્બર્ગ લઇ ગયા, અને ત્યાં તેને પ્રશિયાના પાટવી કુંવરની સ્ત્રીની દેખરેખ નીચેની ઘાયલ યોદ્ધાઓની ઇસ્પિતાલનું કામ સોંપવામાં આવ્યું. ત્યાં તેને દરદીઓને પવનની બરોબર છૂટ મળે એવા ઉપાય યોજવામાં મુખ્ય અડચણ નડી. જર્મન દાક્તરો પવનને ધિક્કારે છે. જેવી તે પરિપાલિકા બારી ઉઘાડે કે તેવીજ દાક્તરો તેની ગેરહાજરીમાં તેને બંધ કરવાનો હુકમ કરતા. પછી તેણે પાટવી કુંવરની સ્ત્રીને અરજ કરી અને આખરે દરદીઓને માટે પવનની છૂટ બરોબર મેળવવામાં તે ફતેહ પામી.

મિસ લીસનો વૃત્તાન્ત આગળ કહેવાની જરૂર નથી. જર્મનિમાંથી પાછી આવ્યા પછી તેણે કનેડા અને યુનાઇટેડ સ્ટેટ્સની ઇસ્પિતાલો તપાસવા ત્યાં જવાની તૈયારી કીધી. ૧૮૭૩ ના શિયાળામાં તેણે પોતાની ઇચ્છા પાર પાડી અને હૅલિફૅક્સ, ક્વેબેક, મૉન્ટ્રિયલ, ટોરોન્ટો, કલીવ્લાંડ, ન્યૂયૉર્ક, બોસ્ટન, ફિલાડેલ્ફિયા, વૉશિંગ્ટન, અને ઍનેપોલિસમાં જે દરેક ચીજ જોવા લાયક હતી તે જોઇ. થોડાં વર્ષ થયાં મિસ લીસ વેસ્ટ મન્સ્ટરના રોગીની પરિપાલક મંડળીના મુખ્ય ઉપરી થઈ છે, અને હજી પોતાના સત્કાર્યમાં વળગી રહી છે.

ઘણી તરુણ અને વૃદ્ધ સ્ત્રીઓ આવા સત્કાર્યમાં ઉદાર વૃત્તિથી મગ્ન રહે છે. તેઓ આપણા કસ્બા અને શહેરોનાં ચોકઠાં અને ગલીઓમાં જાય છે, અને જે પુરુષો તેમની ખરદાસ વગર ત્યાંના ત્યાં સડયા કરી મરી જાત

તેમની સેવા કરે છે. પીડાતા જાતિભાઈઓને માટે નીચામાં નીચાં કે અતિશય કંટાળો આપનાર કામ કરવાથી તેમના હાથ કે 'મનને કલંક લાગતું નથી. મિસિસ વૉકરે પેપ્પલરમાં ગરીબ છોકરીઓ પ્રત્યે, મિસ એંડ્રેવિયા હિલે વેસ્ટ એન્ડ કોર્ટમાં, મિસિસ વિકાર્સે બ્રાઇટનમાં દુઃખી સ્ત્રીઓ પ્રત્યે, અને મિસ રોબિન્સને પોર્ટ્સમાઉથમાં યોદ્ધાઓ પ્રત્યે જે ફરજ બજાવી તે વર્ણવવાની જરૂર છે? એટલું તો કબૂલ કરવું જોઇએ કે આ લોકો અલૌકિક પરોપકારી છે. એવા ક્વચિતજ મળી આવે છે, અને આધારહીન, દુઃખી, ગરીબ, અને સાધનરહિત લોકોથી હજી પણ દુનીઆ ભરપૂર છે અને એવા લોકોને કોઈની મદદ નથી.

સાધારણ જીંદગીમાં ઘણું શૂરત્વ રહ્યું છે, તે કદી પ્રસિદ્ધિમાં આવતું નથી. દ્રવ્યવાન્ કરતાં દ્રવ્યહીન પુરુષોમાં કદાચ વધારે શરાતન હોય છે. દ્રવ્યહીન્ લોકો પડોશીઓની વધારે દાઝ જાણે છે. એક શેરીમાં ફરી માગનારે કહ્યું કે મને હમેશાં બીજા લોકો કરતાં ગરીબ શેરીઓની છોકરી પાસેથી વધારે પૈસા મળે છે. ભીખારૂનો પહેરવેશ પહેર્યો હોય તેમાં પણ સદ્‍ગુણ હોય તો તેને અવશ્ય માન આપવુંજ પડે છે.

બેન્જી કહે છે કે "માણસો શૂરાઓ અને શૌર્ય વિષે ઘણી વાતો કરે છે, પણ શહેરમાં અપ્રસિદ્ધ રીતે જીવન ગાળવાની ઘણી સ્થિતિમાં શૂરત્વ દર્શાવવાના ઘણા પ્રસંગ મળે છે. એવા ઘણા લોકોએ ખ્યાતિ પામ્યા વગર ઉદાર વૃત્તિથી જીવન ગાળ્યું છે અને ઉદ્યોગ કર્યો છે. ઉમદામાં ઉમદા જીવનવૃત્તાન્તો હમેશાં લખાવા પામ્યાં નથી. એવા પણ મહાન્ વીર પુરૂષો થઇ ગયા છે કે જેમણે પોતાનું નિત્યકાર્ય કષ્ટ વેઠી કર્યાજ કીધું છે, દુઃખ સહન કર્યાં છે, સ્વાર્થત્યાગ કીધો છે, પ્રામાણિકપણું જાળવ્યું છે, ઇશ્વર સેવ્યો છે, સંબંધીઓને મદદ કરી છે, પોતે સમૃદ્ધિમાં આવ્યા છે, અને આ સઘળાં કૃત્યમાં, કોઇપણ અધ્યક્ષ, સેનાપતિ, કે ન્યાયાધીશને શોભાવે એવા સદ્દર્શનના, હિંમતના, અને સદાચારના ગુણો દર્શાવ્યા છે."

ખરી પરોપકારવૃત્તિવાળી બેનપણી મેરિ કાર્પેન્ટરને થોડાંજ વર્ષ થયાં ઇશ્વરે આપણી પાસેથી લઇ લીધી છે. તેના ઉદ્યોગી જીવનના દરમિયાનમાં કોઇએ પણ દરકાર રાખ્યા વગર તજી દીધેલા ગરીબ લોકોની સ્થિતિ સુધારવામાં તે મચી રહી. તેણે બ્રિસ્ટલમાં એક શોધકાલય સ્થાપ્યું અને તેની દેખરેખ રાખી. તે એટલું બધું વૃદ્ધિ પામ્યું કે લોકો તે જોઇને આશ્ચર્ય પામ્યા. જે ચોકડાં અને ગલીઓમાં પોલીસનો સિપાઇ પણ ભાગ્યેજ

જઇ શકે તે સર્વ સ્થળે તે શુદ્ધ પરોપકારના પ્રભાવથી જતી. દુરાચારી વિભાગોની કમકમાટ ઉપજાવે એવી અનીતિ તેની દૃષ્ટિએ પડી. તે કશાથી હિંમત હારી ગઈ કે કટાળી નહિ. આ દુષ્ટ વિભાગોમાંથી તે પોતાની દરિદ્રશાળાઓ માટે છોકરાં મેળવતી. તે પોતાનું કર્તવ્ય જોન હાવર્ડના જેટલીજ હિંમતથી કરતી. તેનું લખાણ હમેશ ચાલુ હતું અને તેથી લોકોની નજર આગળ હમેશ એ વિષય રહેતો. આખરે તેણે મોટો જય મેળવ્યો; કેમકે સરકારે તેની યોજના પસંદ કીધી, અને શોધકાલય અને ઉદ્યોગશાળાઓ સ્થાપી. આથી દુરાચારી વર્ગના લોકોને ઘણો ફાયદો થયો છે. આપણા લસ્કરમાં, નૌકાસૈન્યમાં, અને ઉદ્યોગશાળામાં હજારો માણસો છે, તેમને મેરિ કાર્પેન્ટરના નામને આશીર્વાદ દેવાનું કારણ છે. વૃદ્ધાવસ્થાથી તે પોતાનાં પરોપકારી કામ કરતી બંધ પડી નહિ. ૬૦ મે વર્ષે પૂર્વ દુનિયામાં પોતાની કેળવણીની પદ્ધતિનાં બીજ વાવવા તે હિંદુસ્તાન ગઈ. બધી મળીને તેણે હિંદુસ્તાનની ચાર મુલાકાત લીધી ને તેમાંની છેલ્લી ૧૮૭૬ માં. ત્યારે તેની ઉંમર ૭૦ વર્ષની હતી. તેણે પોતાના ઉદ્યોગનાં ફળ સર્વ દિશાએ, નવા જમાનાનાં સ્ત્રીપુરુષો, જેઓ એના વગર આસપાસ સર્વત્ર પ્રસરેલા દુર્ગુણ અને અપરાધમાં પડી રહ્યાં હોત તેઓમાં, ઊગેલાં પોતાની જીંદગીમાં જોયાં. આવી સ્ત્રીઓ અને આવા આત્મસંયમના ઉદ્યોગમાં તેમની ઉદારવૃત્તિવાળી બેનપણી મનુષ્યજાતિના ભૂષણ અને આધારરૂપ છે તે સિવાય તેમને વિષે બીજું શું કહી શકીએ?

મર્હૂમ મિસિસ કિશોલમે નવી તરેહનો ઉદ્યોગ પકડયો. તે તરૂણ સ્ત્રીઓને દેશ છોડી પરદેશમાં વસવામાં મદદ કરવામાં અને તેમની બરોબર બરદાસ લેવાય ત્યાંસુધી પોતે તેમની દેખરેખ રાખવામાં મંડી. જ્યારે પરદેશમાં વસવા તત્પર થયલાઓની મોટી સંખ્યાસહિત તે સાઉથેમ્પ્ટનથી નીકળવાની તૈયારીમાં હતી, ત્યારે તેને અને તેના સ્વામીને ખાણું આપવામાં આવ્યું અને ત્યાં પોતાનો ઉદ્યોગ માથે લેવા શી રીતે પ્રેરાઈ તેનું તેણે વર્ણન કીધું. તેણે કહ્યું, "જે કૃત્ય સારી રીતે કરવાથી સ્વર્ગનું અવર્ણ્ય સુખ પ્રાપ્ત થાય છે એવા કૃત્યરૂપ જીંદગી છે એવો જીંદગી વિષે વિચાર હું છેક બાળક હતી ત્યારે લેંગ રિચ્મન્ડના ખોળામાં શીખી. ત્યારપછી અખોડના છોડાની હોડીઓ બનાવી દરિયાની પેલી તરફ જુદાં પડેલાં કુટુંબીઓને પરદેશમાં એકઠાં કરવાની હું બાલ્યવસ્થાનાં વર્ષમાં કેવી રમત રમતી તે મને સારી પેઠે યાદ આવે છે. વળી રમતમાં એજ હોડામાં એક વેસ્લીઅન ઉપદેશક અને એક રોમન કેથોલિક પાદરીને પણ હું કેવી રીતે મૂકતી તે મને બરોબર

યાદ છે. જ્યારે પડોશીઓ અમારે ત્યાં મળવા આવતા—જેમાંના કેટલાક મુસાફરો અને પુખ્ત વિચારવાળા હતા અને જેઓ ધર્મપ્રચાર વિષે વાત કરતા હતા; કેમકે ધર્મપ્રચારકો તે સમયે વાર્તાવિષય થવા માંડયા હતા—ત્યારે મારી મા હમેશ મને તે ઓરડામાં રહેવા દેતી તેથી એ બાબત વિષેના મારા વિચારો ઉત્પન્ન થયા હશે. એ વિચારો જેમ જેમ હું મોટી થઈ તેમ તેમ જાથુ મારા મનમાં આવવા લાગ્યા. વળી મને મારી માની કેળવણીનો લાભ મળ્યો હતો, અને મારાં લક્ષણુમાં જે કંઈ ઉદ્યોગવૃત્તિ છે તે તેની તરફથી મળી હતી; કેમકે તે મને હમેશ આ નીતિસૂત્ર કહેતી કે કદી અશ્રુપાત કરવો નહિ, કે ભયને લીધે મારો જે ઉદ્દેશ હોય તે છોડવો નહિ."

તે મોટી થઈ ત્યારે હિંદુસ્તાનના લશ્કરના એક અમલદાર સાથે પ્યારમાં પડી. પણ લગ્નના કોલકરાર થયા તે પહેલાં તેણે તેને કહ્યું કે તમારી ફરજ બજાવવા તમારે જ્યારે જ્યારે પરદેશ જવું પડે ત્યારે મનુષ્યજાતિને દુઃખમાંથી છોડાવવા સર્વ પ્રકારનો ઉદ્યોગ કરવાનું કામ ઇશ્વરે મને સોંપ્યું હોય એમ મને લાગે છે. તેણે કુમારિકા અવસ્થામાં આ પ્રમાણે કબુલત આપી તેથી તે અમલદારની તેના પર વધારે પ્રીતિ થઇ; તે સ્ત્રીએ જે કંઈ કહ્યું તે સર્વ તેણે કબૂલ કીધું, અને ત્યારપછી તરતજ આ સુંદર જોડાનાં લગ્ન થયાં. પતિ લગ્નની શરતોને પ્રામાણિકપણે વળગી રહ્યો એટલુંજ નહિ, પણ તેણે પોતાની સ્ત્રીને તેના કાર્યમાં મદદ કરી. ૧૮૫૦ માં જેમને સ્વદેશ છોડી પરદેશ મોકલવામાં આવ્યા હતા તેમના લાભને માટે યોગ્ય વ્યવસ્થા કરવાની જરૂર પડી એવો સમય આવ્યો, અને ટંડેલ કિશોમ પોતાને ખરચે તરતજ ઑસ્ટ્રેલિયાની સફરે નીકળ્યો. જતા પહેલાં બંને જણે પોતાની પાસે જે કંઈ થોડી આવક હતી તેના સરખા વિભાગ કર્યા અને બંને જણ છૂટા પડયા.

મિસિસ કિશોમ પછી હિંદુસ્તાન ગઇ, અને ત્યાં તેણે યૂરોપિયન યોદ્ધાઓની છોકરીઓ માટે એક શાળા સ્થાપી. એ શાળાનું નામ કન્યાકલાભવન પાડયું. એ ભવન હજી હયાત છે. ૧૮૩૮ માં તે અને તેનો ધણી હવાફેર માટે ઑસ્ટ્રેલિયા ગયા. તે કહે છે કે "ત્યાં મને હજારો કુંવારી સ્ત્રીઓ નિરાધાર અને ધંધા વગરની માલમ પડી. વળી બીજી વધારે સ્ત્રીઓનાં ટોળેટોળાં વહાણુમાં આવતાં જારી હતાં, અને એ સર્વ સ્ત્રીઓ જેવું અવશ્ય પરિણામ થવું જોઇએ તે પ્રમાણે અનીતિના માર્ગમાં પડી હતી. આ ગરીબ પ્રાણીઓને નિર્ભય સ્થિતિમાં મૂકવાનું અને તેમને માટે આબરૂ સચવાય એવી નોકરીની જગ્યા મેળવવાનું કામ કરવામાં હું મચી. સર્વ તરફથી મને

નાહિંમત થવાનું કારણ મળ્યું; પણ હું મારા કાર્યને વળગી રહી અને છેવટે મારો હેતુ પાર ઉતાર્યો. આખરે ત્યાંના સુબાએ પરદેશવાસીઓના આશ્રય-સ્થાનમાં છોકરીઓ સાથે એક નાના ઓરડામાં મને સુવાની રજા આપી. એ ખરી વાત છે કે મેં ત્યાં પ્રવેશ કીધો તે પહેલીજ રાત્રે મને તેમાં ઘણા કોળો માલમ પડયા; પણ એ સઘળાને મેં ઝેર દીધું ને હું મારે કર્ત્તવ્યસ્થળે વળગી રહી. આ પ્રમાણે હું છોકરીઓ ઉપર મારી જાતની અસર કરવામાં અને અધિકાર મેળવવામાં શક્તિમાન્ થઇ. બૂશમાં તેમને કામધંધે લગાડવા મેં એક વિદ્યામન્દિર સ્થાપ્યું, અને હજારો કન્યાઓને સારી જગ્યાઓએ ગોઠવી. એ મતલબ હાંસલ કરવામાં આ નિરાધાર છોકરીઓનાં મોટાં ટોળાંને જગ્યા મેળવવા સારૂ બૂશમાં લઇ જવાં જરૂરનાં છે અને મારે જાતે તેમની સાથે જવું આવશ્યક છે એમ મને માલમ પડયું. એ કામ મેં કેટલાંક વર્ષ સુધી કીધું. એ દરેક ટોળાની સંખ્યા ૧૦૦ થી ૧૫૦ સુધી હતી. આ પ્રમાણે ઑસ્ટ્રેલિયામાં ઘણાં વર્ષ સુધી મેં ઉદ્યોગ કર્યો. દેશાન્તરનિવાસીઓને એક સ્થળથી બીજે સ્થળ લઇ જવામાં મેં ઘણું દ્રવ્ય ધીર્યું; પણ એ ધીરેલી રકમનો મને એટલો બધો પ્રામાણિક બદલો મળ્યો કે આ દમિયાનમાં મને જે ગેરનફો થયો તે ૨૦ પાઉંડ પણ નહોતો. ઇશ્વરકૃપાથી મેં એ જગ્યા છોડી તે પહેલાં ઓછામાં ઓછાં બધાં મળીને; ૧,૦૦૦ મનુષ્યોને ધંધે લગાડવામાં અને ઠેકાણે નાંખવામાં હું સાધનભૂત થઇ. એમાંની મોટી સંખ્યા, તરુણ સ્ત્રીઓ હોવાથી, અનીતિ અને દુરાચારના માર્ગે જતાં અટકી. આજે મને જે ખરાભાવથી માન આપવામાં આવ્યું તે હું કદી ભૂલનાર નથી, અને મારાં છોકરાંને મેં પિંડપર વિશ્વાસ રાખી જાતમહેનત કરવી અને માના દેવલોક પામ્યા પછી તેને માટે કંઇ પણ માન ધરાવતાં હોય તો સરકારનો આશ્રય કદી પણ શોધવો નહિ કે સરકારનો પગાર કદી પણ લેવો નહિ એવા નાતિસૂત્રની કેળવણી આપી છે. તે છોકરાંની તેમજ મારા સ્વામીની સુસ્થિતિ પણ હું કદી વીસરનાર નથી."

કેટલાક એમ ધારશે કે આ કંઇ શૂરત્વના ખરા દાખલા નથી. જે પુરુષો અને સ્ત્રીઓએ દરીઆમાં નૌકાભંગ થવાથી નાવિકોની જીંદગી બચાવવામાં અતિશય ઉદ્યોગ કીધો છે તેમનાં વધારે અસરકારક દૃષ્ટાન્તો આપી શકાય. પશ્ચિમ ઑસ્ટ્રેલિયામાંથી અમને એક વાર્ત્તા મળી છે. તેથી એક તરુણ સ્ત્રી ગ્રેસ વર્નોન બુસેલનાં પરાક્રમ માલમ પડે છે. 'જ્યૉર્જેટ' નામની આગબોટ પંથે આગળ કિનારા ઉપર ભાંગી ગઇ.

માંહેનાં સ્ત્રીઓને અને છોકરાંને તેમાંથી બહાર કાઢી મછવામાં મોકલ્યાં; પણ મોજાં ઘણાં ઊંચાં ચડતાં હતાં તેથી તેમાં પાણી ભરાઇ ગયું. મછવામાંના નિરાધાર પ્રાણીઓ મછવાને વળગી રહી પાણીમાં તરફડીઆં મારતાં હતાં, અને તેમની જીંદગી જોખમમાં આવવાની તૈયારી હતી, એટલામાં એક ઊભી ટેકરીના શિખર ઉપર ઘોડા ઉપર બેઠેલી તરુણ સ્ત્રી આવી પહોંચી.

તેનો પહેલો વિચાર આ ડૂબતાં સ્ત્રીઓને અને છોકરાંને શી રીતે બચાવવાં તે હતો. તેણે ટેકરીની નીચે ઘોડો ખૂબ જોરથી શી રીતે કુદાવી મૂક્યો તે કહી શકાતું નથી. દરીઆમાં ધસી મોજાંઓ જોરથી આવતાં હતાં ત્યાં ઘોડો દોડાવી ફીણવાળાં મોટાં મોજાંની બીજી હારની પેલી તરફ મછવો હતો ત્યાં તે પહોંચી. સ્ત્રીઓને ને છોકરાંને કિનારે લાવવામાં તે ફત્તેહ પામી. હજી એક મરદ રહ્યો હતો. તેણે દરીઆમાં ફરી ડૂબકી મારી અને તેને બચાવ્યો. મોજાં એવાં વિકરાળ હતાં કે પચાસ માણસોને કિનારે લઇ જતાં ચાર કલાક લાગ્યા. જેવા તેઓ કિનારે પહોંચ્યા કે તે બહાદુર સ્ત્રી, દરીઆનાં ફીણથી નાહી ગઇ હતી અને પરિશ્રમથી અર્ધી મૂર્છાગત થઇ હતી. તે કિનારા પરનાં બચેલાં માણસોને મદદ અને આરામનાં સાધનો મોકલવા ત્યાંથી બાર માઇલ દૂર પોતાને ઘેર ઘોડો દોડાવતી ગઇ. હવે બાકી રહેલું કામ તેની બેને કીધું. પોતાની સાથે ચાહ, દૂધ, ખાંડ, અને લોટ, એટલો ખોરાક લઇને જંગલમાં થઇને તે તે કિનારે ગઇ. બીજે દિવસે ઉગારેલાં માણસોને પોતાને ઘેર લઇ આવી, અને તેઓ એકલાં રસ્તે પડે એટલાં સારાં થયાં ત્યાંસુધી તેમની બરદાસ કરવામાં આવી. આ શૂરી સ્ત્રીની બેન, મિસિસ બ્રૂકમૅનને પરિશ્રમ કરવામાં સળેખમ થયો અને તાવ આવ્યો, ને મગજ પર ગરમી ચઢી જવાથી તે મરણ પામી એ વર્ણવવું પડે છે તેથી દિલગીરી થાય છે.

જ્યારે કેટલાક માછીઓને બચાવવા કોઇ પણ દરીઆમાં જવા તૈયાર થયું નહિ, ત્યારે એક શેટ્‌લાંડની તરુણ સ્ત્રી તેમને ઉગારવા દરીઆમાં પડી તેની વર્તણૂક પણ આથી ઓછી શૂરી નહોતી. અન્સ્ટના દૂરના ટાપુના લોકોનો મુખ્ય આધાર માછલાં પકડવા પર હોય છે. તેમનાં વહાણ દરીઆમાં હતાં, ત્યારે તે ટાપુમાં ભારે તોફાન થયું. એક પછી એક મછવાઓ સહી-સલામત ખુલા બંદરમાં પહોંચ્યા, પણ હજી છેલ્લો મછવો બંદરબહાર હતો અને જેઓ કિનારે હતા તેમણે જોયું કે તે મહાસંકટમાં છે. તે ઊંધો વળ્યો અને ખલાસીએ પાણીમાં તરફડીઆં મારતા દેખાયા. આ પ્રસંગે હેલેન પેટ્રી નામની એક નાજુક છોકરી બહાર નીકળી આવી, અને તેણે આગ્રહ-

પૂર્વક કહ્યું કે ગમે તેટલું જોખમ વેઠવું પડે તોપણ તેમને ઉગારવાનો પ્રયાસ કરવો જોઇએ. તે માણસોએ કહ્યું કે જેઓ આવા તોફાનમાં કિનારો છોડી ભર દરીઆમાં હંકારવા ઇચ્છે તેનું નિશ્ચિત મોત સમજવું.

તેમ છતાં પણ હેલેન પેટ્રી મોતની સામા ટક્કર લેવા ખુશી હતી. તે તરતજ એક નાના મછવામાં બેઠી. તેની સાળી તેની સાથે સામેલ થઇ, અને તેના બાપનો એક હાથ ઠુંઠો હતો; તે સુકાન ફેરવવાનું કામ કરવા અંદર બેઠો. તે માછલાં પકડનારા મછવાના બે ખલાસીઓ કયારનાએ ગૂમ થયા હતા, પણ બીજા બે મછવા ઊંધા વળેલાં તળીઆંને વળગી રહ્યા હતા. આ લોકોનેજ બચાવવા તે સ્ત્રીઓ ગઇ. ઘણો પરિશ્રમ કર્યા પછી તેઓ તે ભાંગેલા મછવા આગળ પહોંચ્યાં. જેવાં તેઓ ત્યાં પહોંચ્યાં કે એક માણસ માંહે તણાયો અને હેલેને તેના વાળ પકડી મછવામાં ખેંચી ન લીધો હોત તો તે નક્કી ડૂબી ગયો હોત. બીજા માણસને પણ બચાવ્યો. અને સર્વે સહીસલામત બંદરમાં પાછાં ફર્યાં. હેલેન પેટ્રીએ પાછળથી ચાકરડીનું કામ કરી અપ્રસિદ્ધ રીતે આજીવિકા પ્રાપ્ત કરી, અને થોડા દિવસ ઉપર તે મરી ગઇ ત્યારે જ જે લોકો તેની વાર્તા જાણતા હતા તેમને તેના જીવન વિષે યાદ આવ્યું.* જે દેશમાં આવો બનાવ બની શકે તે દેશમાં શૂરી સ્ત્રીઓ પુષ્કળ હોવી જોઇએ એમ કોઇ પણ માણસ ધારી શકે.

વળી ગ્રેસ ડાર્લિંગ કેવી શૂરી! લૉંગસ્ટોન દીવાદાંડીની એ શૂરી સ્ત્રીને કોણ ભૂલી જઈ શકે? નૉર્થમ્બર્લૅંડના ઇશાન કોણમાં દૂર ઉજડ ફેર્ન ટાપુઓ આવેલા છે. તેઓ એક જાતની મજબુત કાળી અને ઉઘાડી ખડકોના સમૂહના બનેલા છે ને તેમની આસપાસ ભયંકર દરીઓ ગર્જના કરે છે. તોફાની હવામાં ઘણા દિવસ અને અઠવાડીઆં સુધી ત્યાં જઇ શકાતું નથી. એ ખડકો ઉપર નાદ કરતાં જુદી જુદી જાતનાં દરીઆઈ પક્ષીઓ સિવાય ત્યાં કોઇ બીજું પ્રાણી વાસ કરતું નથી. પણ તેની દૂરમાં દૂર આવેલી અણી લૉંગસ્ટોન ખડક પર ઇંગ્લંડ અને સ્કૉટ્ વચ્ચે જતાં વહાણોને ભયની ચેતવણી આપવા એક દીવાદાંડી ઉભી કીધેલી છે. ૧૮૩૮ના સપ્ટેમ્બર માસની એક દિવસ તોફાની રાતે બે વૃદ્ધ માણસો એક પુરુષ અને તેની સ્ત્રી, અને એક તરુણ સ્ત્રી, જે તેમની દીકરી હતી, તે એ દીવાદાંડીનાં રક્ષક હતાં.

'ફોર્ફર્શાયર' નામની આગબોટ હલથી ડંડી સફર કરતી હતી. તે

* 'સ્ટેન્ડર્ડ' ૧૮૭૯, ૨૮ મી જૂન.

આગબોટ ખરાબ સ્થિતિમાં હતી. બાફના ડબ્બા (બૉઇલરો) એવા તો ખામીવાળા હતા કે આગબોટે હલ મૂક્યું કે તરતજ દેવતા હોલવી નાંખવો પડયો.એમ છતાં પણ જ્યાંસુધી તે સેંટ ઍબ્સ હેડ પહોંચી ત્યાંસુધી તે મહાકષ્ટે ધીમે ધીમે ચાલ્યા કીધી, એટલામાં એક ભયંકર તોફાને તેને પાછી હડસેલી. આખી રાત પવન ઘસડી લઇ ગયો તેમ તે ઘસડાઇ, અને બીજે દિવસે સવારમાં વ્હેલી ભયંકર જોરથી હૉકર્સ ખડક જોડે અથડાઇ. તે આગબોટના ભાંગીને બે કડકા થયા. ખલાસીઓમાંના નવ જણ એક મછવામાં ઊતરી પડયા, અને જે એકજ માર્ગે આગબોટ ગઈ હોત તો બચત તે રસ્તે ઘસડાતા ચાલ્યા; ભર દરીઆમાં તેમને બીજા વહાણના ખલાસીઓએ લઈ લીધા અને **શીલ્ડ્સ** લઈ ગયા. ઘણાખરા ઉતારૂઓ અને નાવિકો દરીઆમાં ઊંધા વળ્યા અને ડૂબી ગયા. આગબોટનો આગલો ભાગ ખડકને વળગેલો રહ્યો. તેમાં નવ માણસો હતાં, તેઓ મદદને માટે બૂમ પાડતા હતા.

ત્યાંથી અર્ધે માઇલ છેટે દીવાદાંડીમાં ગ્રેસ ડાર્લિંગે તેમની બૂમો સાંભળી. સર્યોદય વખતે દીવો ઘેર કરતાં પહેલાં એ છેલ્લો પહેરો ભરવાનો સમય હતો. અને એ પહેરો ગ્રેસ ભરતી હતી. હજી ધુમસ જારી હતી અને સમુદ્ર તોફાની હતો. તોપણ તેણે ભાંગેલી આગબોટના મુસાફરોને તે બોટના આગલા ભાગમાં વજન ઉચકવાના યન્ત્રને વળગી રહેલા જોયા. તેણે પોતાના બાપને મછવો ઊતારી આ ડૂબતાં માણસોને ઉગારવા દરીઆમાં હંકારવા વિનંતિ કરી. વિલિયમ ડાર્લિંગે કહ્યું કે એમ કરવું એ તો નિશ્ચિત મોતના મોંમા જાતેજ ઘસવા જેવું છે. તેમ છતાં પણ તેણે મછવો ઊતાર્યો અને ગ્રેસ ડાર્લિંગ તેમાં સર્વથી પહેલી બેઠી. વૃદ્ધ પુરુષ તેની સાથે થયો. ભય વિષે કહેવાનું પ્રયોજન શું ? બચાવવાનો કે પોતાને બચવાનો સંભવ અતિશય થોડો, રે, નહિજ જેવો હતો. પણ ઈશ્વર તે સ્ત્રીના હૃદયમાં ઊતર્યો હતો તેથી તેણે તેના હાથમાં જોર મૂક્યું, અને બંને જણ ભયમાં અને ધારતીમાં આગળ ચાલ્યાં.

અતિશય સંભાળ અને જાગૃતિના જોમથી તે વૃદ્ધ પિતા ખડક પર ઊતરવામાં અને ભાંગેલી બોટ પાસે જવામાં ફત્તેહ પામ્યો, અને ગ્રેસે મછવાના કકડેકકડા થતા અટકાવવા તોફાની મોજાંમાં આમતેમ હલેસાં માર્યાં. એક પછી એક નવ નાવિકો, જેઓ નૌકાભંગ થયા પછી જીવતા રહ્યા હતા, તેમને તે મછવામાં બેસાડી તે દીવાદાંડીમાં લઈ ગયા. ત્યાં ગયા એટલે ગ્રેસની માતા તેમને આવકાર દેવા, સેવા કરવા, ખવડાવવા, અને અગાઉના જેવી

તન્દુરસ્તી અને શક્તિ તેમનામાં પાછી આણવા તૈયાર હતી. પછી જ્યાંસુધી તોફાન ઓછું થયું અને તેમને શુદ્ધ ખંડ પર લઇ જઇ શકયા ત્યાંસુધી ત્રણ દિવસ તેઓ ત્યાં રહ્યા.

આ પરાક્રમથી પ્રજાની વૃત્તિ ઉશ્કેરાઇ. ગ્રેસ ડાર્લિંગને અસંખ્ય ભેટ મોકલવામાં આવી. દૂર દેશથી તેની છબી લેવા ચિત્રકારો આવ્યા. વર્ડ્સવર્થે તેને વિષે કાવ્ય રચ્યું. 'એડેલ્ફિ' નાટકશાળામાં નૌકાભંગના અંકમાં એક મછવામાં બેસવાના એક રાતના તેને ૨૦ પાઉંડ આપવા માંડયા. પણ તે સમુદ્રથી ઘેરાયલી પોતાની ખડક છોડતી નહોતી. તે દીવાદાંડી શા માટે છોડે ? આ દેવીના વાસ માટે એના જેવી બીજી યોગ્ય જગ્યા કઇ હતી ? એક પુરૂષે એની મુલાકાત લીધી હતી, તે એની ખરેખરી સાદાઈ, શાંત રીતભાત, અને ખરેખરો સદાચાર વર્ણવે છે.

આ બચાવ કર્યા પછી ત્રણ વર્ષે ક્ષયરોગનાં ચિન્હ દેખાયાં. થોડે મહિને તે શાંતતાથી, સુખમાં, અને ધર્મવૃત્તિમાં મરણ પામી. ફિલિપ્સ કહે છે કે તેના મોત પહેલાં થોડા વખત ઉપર તેની જાતિમાંનીજ એક તેની છેલ્લી મુલાકાત લીધી. તે સાદો પોશાક પહેરી આ તેના દુનીઆના છેલ્લા પ્રવાસમાં કલ્યાણ ઇચ્છવા આવી હતી. આ ભલી બેનપણી ડચેસ ઑવ્ નૉર્થમ્બર્લૅંડ હતી. આવી સ્નેહવૃત્તિથી અને સ્ત્રીની પ્રકૃતિ પ્રમાણે તેની રજા લીધી તે કારણથી તેનો અમીરી તાજ હમેશ વધારે દેદીપ્યમાન રહેશે. જોન ઑવ્ આર્કનું સ્મરણચિન્હ રાખવામાં આવ્યું છે. નૉર્થમ્બ્રિયાનું ભલે કંઇ પણ સ્મારકચિન્હ ન હો.

"એનું કૃત્ય સ્વર્ગનાં પુસ્તકોમાં નોંધાયલું છે, અને મહાત્માના જે સદ્‌ગુણો ભૂલકણી પૃથ્વીએ જોયા છે તે સદ્‌ગુણોની સ્તુતિ દેવદૂતો કરશે, ત્યારે એ સ્તુતિના વિષય તરીકે હમેશ સ્વર્ગમાં રહેશે."

ફેર્ન ટાપુની લગભગ સામાં નૉર્થમ્બર્લૅંડ નામની મધ્યભૂમિ ઉપર એક ઊંચી ત્રિકોણાકાર ખડકપર બૅમ્બરોનો કિલ્લો આવ્યો છે. જૂના વખતમાં સ્કૉટ્લંડના હુમલા સામા એ એક મજબુત રક્ષણનું સાધન હતું, તેમજ ઇંગ્લંડનાં દૈશિક પક્ષયુદ્ધોના સમયમાં એ એક અગત્યનો કિલ્લો હતો. વિશેષે કરીને ડર્હામના અધ્યક્ષ લૉર્ડ ક્રુ અને ઉપધર્માધિકારી શાર્પની સહાયતાથી થોડાં વર્ષ થયાં એ કિલ્લો નૌકાભંગથી સપડાયલા નાવિકોના આશ્રયસ્થાન તરીકે વપરાય છે. આ દેશમાં કોઇ પણ ખાનગી ઉપકારથી જેટલું કલ્યાણ થાય તેના કરતાં આ કિલ્લાને આવાં સારાં કામમાં વાપરવાની લૉર્ડ

કૂએ યોજના કરી તેથી દેશનું વધારે કલ્યાણ થયું છે. કિનારા પર નૌકાભંગ વારંવાર થાય છે, અને એથી સપડાયલા લોકોને દરેક પ્રકારની બની શકે એવી મદદ કરાય છે. ૩૦ નાવિકો રહી શકે એવા ઓરડાઓ તૈયાર થયા છે. આઠ માઇલ કિનારા સુધી દરરોજ તોફાનની રાતે રોન ફરવામાં આવે છે. અને કોઇ વહાણ જોખમમાં દેખાય કે જીવનનૌકા ઊતારવામાં આવે છે. ધુમસને વખતે વહાણોને દૂર રાખવા ઘંટો વગાડે છે. વહાણ ભયમાં દેખાય છે ત્યારે તોપ છોડે છે, અને વહાણ ખડક પર ચોંટી જાય કે ભાંગી જાય તો બીજી વાર તોપ છોડે છે. તેમજ સપડાયલા લોકોના ભયની કિનારા પરના લોકોને ખબર પડી છે એમ તેમને સૂચના આપવાને એક મોટો વાવટો ઊભો કરે છે. વળી કોઇ કોઇ પ્રસંગે એ શુદ્ધ ખંડમાંથી કોઇ પણ મછવો તોફાની મોજાંની અંદર જઇ શકે નહિ, ત્યારે પવિત્ર ટાપુના માછીએ તે ટાપુઓમાંથી મછવા હંકારી શકે તેટલા માટે તેમને સૂચના આપનાર નિશાન હોય છે. ખડકો ઉપરના આ રક્ષક કિલ્લાથી જમીનપરના તેમજ દરીઆ પરના સર્વ સપડાયલા મનુષ્યોને દરેક પ્રકારની મદદ મળે છે.

વિલિયમ હોવિટ કહે છે કે "તોફાની અને ભયંકર સમુદ્રની ચોકી કરનાર આત્મા જેવો આ ભવ્ય કિલ્લો એક બળવાન્ રક્ષક દેવદૂત સમાન ઊંચો ઉભો છે, અને આ દુનીઆનો ત્યાગ કર્યા પછી હજારો વર્ષ સુધી કોઇ પણ મનુષ્ય પૃથ્વી પર સત્કર્મ કરતો કેવી રીતે જારી રહે તેના કીર્ત્તિમંત દૃષ્ટાન્ત તરીકે આ દૈવ પરોપકાર કૃત્ય જીવે છે. કોઈ પણ પુરૂષ આ ખરેખરૂં પવિત્ર મકાન, જેનો આકાર ભવ્ય છે, જેમાંથી બનતાં કૃત્ય ઇશ્વરી છે, અને જેમાંથી જમીન તેમજ દરીઆ પર દરરોજ કલ્યાણ કૃત્ય થાય છે તે મકાનમાં ઊંચાં શિખરો દૂરથી જુએ છે, ત્યારે જેવી રીતે હજારો અતિશય દરિદ્રાવસ્થામાં આવેલા અને મધ્યરાતના અંધારાના ભયંકર દુઃખમાં સપડાયલા પુરૂષોને લૉર્ડ કૂનું સ્મરણ કરી આશીર્વાદ દેવાનો પ્રસંગ મળ્યો છે અને જેવી રીતે લૉર્ડ કૂની પેઠે આપણે કબરમાં દીર્ઘ નિદ્રા પામીશું ત્યાર પછી પણ તેઓને કરવુંજ પડશે તેવી રીતે પણ લૉર્ડ કૂનું સ્મરણ કરી તેને આશીર્વાદ દો.

## પ્રકરણ ૧૦.

### સમાનભાવ.

મનુષ્યદેહમાં અંતઃકરણને અંતઃકરણ સાથે અને આત્મામાં બુદ્ધિને બુદ્ધિ સાથે સાંધનાર રૂપેરી શૃંખલા જેવી અને રેશમી ગ્રન્થિ જેવી, શુભ સમાનવૃત્તિ છે.

સર વૉલ્ટર સ્કૉટ.

હું તારી ( ઈશ્વરની ) પાસે હમેશ ડાહી તથા રાખી વિચારવંત પ્રીતિ અને દુઃખીઓને દિલાસો આપવાને અને તેમનાં દુઃખની દાઝ જાણવાને સ્વાર્થવૃત્તિથી મુક્ત અંતઃકરણ માગું છું.

મિસ વૉરિંગ.

મનુષ્ય મનુષ્યને પ્રિય છે. ગરીબમાં ગરીબ પણ પરિશ્રમયુક્ત જીવનમાં એવી કેટલીક ક્ષણ ઈચ્છે છે કે જ્યારે તેઓ જાણે અને તેમને એવી લાગણી થાય કે અમે પણ કેટલાંક નાનાં કલ્યાણનાં ઉત્પન્ન કરનાર અને ફેલાવો કરનાર છિયે, અને સર્વને એકજ મનુષ્યજાતિનું અંતઃકરણ છે તેજ કારણને લીધે જેમને દયાભાવથી જરૂર હોય તેમને અમે દયાભાવ દર્શાવ્યો છે.

વર્ડ્સવર્થ.

---

સમાનભાવ જીવનનું એક મોટું રહસ્ય છે. તે દુઃખને દૂર કરે છે અને સુખને દૃઢ કરે છે. તે વિરોધને બલહીન કરે છે, કઠણમાં કઠણ હૃદયને પિગાળે છે, અને મનુષ્યપ્રકૃતિના સુંદર અંશને પોષે છે. જે મોટા સત્ય સિદ્ધાંતો ખ્રિસ્ત ધર્મનું મૂળ છે તેમાંનો એ એક છે. "પરસ્પર પ્રેમભાવ રાખો" એ વાકયમાં દુનીઆનો ઉદ્ધાર કરવાને જોઈએ એટલો ખ્રિસ્ત ધર્મનો સિદ્ધાન્ત સમાયલો છે.

સેંટ જૉન વિષે એવું વર્ણન કરવામાં આવ્યું છે કે તે જ્યારે ઘણો વૃદ્ધ હતો—એટલો બધો વૃદ્ધ હતો કે તેનાથી ચાલી શકાતું નહિ અને તે ભાગ્યેજ બોલી શકતો—ત્યારે તેને તેના મિત્રો હાથ પર ટેકવીને ખ્રિસ્ત છોકરાંની સભામાં લઈ ગયા. તેણે ઊંચા થઈને કહ્યું કે "નાનાં છોકરાંઓ, પરસ્પર સ્નેહભાવ રાખો." વળી તેણે કહ્યું, "પરસ્પર સ્નેહભાવ રાખો." તેને પૂછ્યું કે "તમારી પાસે અમને કહેવાનું બીજું કંઇ નથી?" ત્યારે તેણે જવાબ દીધો કે "હું વારંવાર આનું આજ તમને કહું છું તેનું કારણ એ કે જો તમે એ કરશો તો બીજા કશાની જરૂર નહિ રહે."

આજ સત્ય સર્વત્ર લાગુ પડે છે. સમાનભાવનો આધાર પ્રેમ છે. એ માત્ર સ્વાર્થનિરપેક્ષવૃત્તિ અને સ્નેહવૃત્તિનો પર્યાય શબ્દ છે. આપણે બીજા પુરુષના મનની સ્થિતિ ધારણ કરીએ છીએ, આપણે આપણા પંડની બહાર જઈ બીજાના પંડમાં વાસ કરીએ છીએ, આપણે તેની સાથે સમાનભાવ રાખીએ છિયે, તેને મદદ કરીએ છિએ, અને દુઃખમાંથી છોડવીએ છિયે સમાનભાવ સિવાય કોઇ પણ પ્રકારનો પ્રેમભાવ હોઇ શકે નહિ. સમાનભાવ સિવાય કંઈ પણ મૈત્રી બંધાઈ શકે નહિ. દયાભાવની પેઠે સમાનભાવ અને ઉપકારવૃત્તિ બેવડું કલ્યાણ કરે છે, એ ભાવ દર્શાવનારનું, તેમજ જે પ્રત્યે દર્શાવ્યો હોય તેનું, દર્શાવનારના હૃદયમાં જ્યારે એ વૃત્તિઓ સુખરૂપી પુષ્કળ ફળ ઉત્પન્ન કરે છે, ત્યારે ગ્રહણ કરનારના હૃદયમાં દયાભાવ અને ઉપકારવૃત્તિના રૂપમાં ઉદય પામી વૃદ્ધિ પામે છે,

કૅનન ફૅરર કહે છે કે "આપણે ઘણીવાર ઉદ્યોગ કરતાં સમાનભાવથી વધારે હિત કરીએ છિયે, અને આપણી પોતાની કીર્તિની ઇચ્છા માટે અતિશય પ્રયાસ કરવાથી દુનીઆનું જેટલું ભલું કરી શકીએ છિયે તેના કરતાં ઇર્ષ્યાભાવથી મુક્ત રહેવાથી અને બીજાઓની યોગ્યતા કબૂલ કરવાથી વધારે વખત સુધી પહોંચે એવું દુનીઆનું કલ્યાણ કરીએ છિયે. માણસ પદવી, અધિકાર, દ્રવ્ય, અને શરીરસુખ પણ ખુએ તોપણ સંતોષથી સુખમાં જીવ્યા કરે; પણ એક વસ્તુ એવી છે કે તે વિના જીદંગી ભારરૂપ થઇ પડે છે, તે સમાનભાવ છે."

એ તો ખરી વાત છે કે દયાનાં કૃત્યો હમેશાં ઉપકારથી સ્વીકારાતાં નથી; પણ આથી દયાભાવવાળા મદદ કરનારે કદી પણ પાછા હઠવું ન જોઇએ. જીવનયુદ્ધમાં જે અડચણો દૂર કરવાની છે તેમાંની આ એક છે. પરસ્પર સહાયતા મનુષ્યોએ એક બીજાને કરવી જોઇએ તેને માટે સર્વથી વધારે અધમ પુરુષ પણ યોગ્ય છે. બેન્થામે જેટલી પ્રૌઢતાથી તેટલાજ સત્યથી કહ્યું છે તે પ્રમાણે એ યાદ રાખવું જોઇએ કે શ્રેષ્ઠ અને ઉદારમાં ઉદાર માણસનું સુખ જેટલો આખી મનુષ્યજાતિના સુખનો અખંડ વિભાગ છે તેટલોજ વિભાગ નિર્દય મનુષ્યનું સુખ પણ છે. વળી માણસ પોતાનું ભલું કે ભુંડું કર્યા સિવાય બીજાનું ભલું કે ભુંડું કરી શકે નહિ.

ઘણું કરીને મનુષ્યહૃદયની પ્રેમવૃત્તિઓને જાગ્રત્ કરવામાં સમાનભાવ જેટલી બળવાન્ અસર બીજી કંઇ નથી. અતિશય ક્રૂર સ્વભાવવાળા પણ થોડાજ પુરુષો પર સમાનભાવ વધારે અસર કરતો નથી. બલાત્કાર જે કંઇ

કરાવી શકે છે તેથી એ વધારે ફરજ પાડે છે. જેમના પર " લાકાર અજમાવ્યો વ્યર્થ ગયો છે તેમના પર એક સ્નિગ્ધ શબ્દ કે સ્નિગ્ધ દષ્ટિક્ષેપ અસર કરશે. સમાનભાવ અન્ય હૃદયમાં પ્રીતિ અને આજ્ઞાધીનતા પ્રેરે છે. પણ કઠોરતા, ધિક્કાર અને વિરોધને ઉશ્કેરે છે. "શક્તિમાં પણ કોમળતાનું અર્ધું બળ નથી" એમ જે કવિ કહે છે તે સત્ય વદે છે.

સમાનભાવ વધારે મનુષ્યો પર દર્શાવી તેના વિષયને વધારે વિસ્તાર પામવા દઇએ છિયે ત્યારે તે સાર્વજનિક દયાભાવ થાય એવું મોટું રૂપ ધારણ કરે છે. જાતિભાઇઓને દરિદ્રતા અને દુઃખની સ્થિતિમાંથી મુક્ત કરી ઉન્નતિમાં આણવાના, સાધારણ લોકોની સ્થિતિ સુધારવાના, વિદ્યાવૃદ્ધિનાં પરિણામો મનુષ્યજાતિમાં સર્વત્ર ફેલાવવાના, અને મનુષ્યજાતિના છૂટાં પડેલાં કુટુંબોને શાન્તિ અને ભ્રાતૃભાવરૂપી ગ્રન્થિથી એકત્ર કરવાના પ્રયાસમાં સમાનભાવ મનુષ્યને પ્રેરે છે. વળી જે દરેક માણસને બીજાને મુકાબલે ઇશ્વરે વધારે સારી સ્થિતિમાં મૂક્યો છે, અને જે માણસ દ્રવ્યના, જ્ઞાનના કે જનમંડળમાં બીજાઓ પાસે હતા નથી, એવા સત્તાના લાભ ભોગવે છે, તે દરેક પુરુષનો ધર્મ છે કે તેણે વખત અને સંપત્તિનો થોડો ભાગ લોકોનું હિત વધારવામાં વાપરવો જોઇએ.

સમાનભાવ દર્શાવવામાં બહુ દ્રવ્યબળ કે બહુ બુદ્ધિબળની કંઇ જરૂર નથી. દ્રવ્યની સત્તા છે તે કરતાં લોકો અતિશય વધારે સમજે છે. પૉલ અને તેના શિષ્યોએ ચાલુ ઘાટના પોશાક વગેરે જ્યાં વેચાતા હોય એવા બજારમાંથી જેટલું દ્રવ્ય મેળવાય તે કરતાં ભાગ્યેજ કંઇ પણ વધારે દ્રવ્યથી અર્ધા રોમન રાજ્ય પર ખ્રિસ્તિ ધર્મ ફેલાવ્યો. ખ્રિસ્તિ ધર્મનાં જનમંડળને લગતા મોટા મતોનો મૂળ આધાર ભ્રાતૃભાવનો વિચાર છે. "બીજાઓ તમારી જેવી સરાહગત કરે એમ તમે ઇચ્છતા હો તેવી સરાહગત તમે તેમની કરો." દરેક પુરુષે બીજાને મદદ કરવી, બળવાને નિર્બળને, ધનાઢ્યે ધનહીનને, અને વિદ્વાને અવિદ્વાનને, અને એથી વિપરીત ક્રમમાં, જેમની પાસે સર્વથી ઓછાં સાધન હોય તેમણે પણ જેમની પાસે સર્વથી વધારે સાધન હોય તેને કંઇ ઓછી મદદ કરવાની નથી. સર્વ સહાયતા વિશેષ શક્તિ પર આધાર રાખે છે; કેમકે શિષ્યથી શિક્ષકનું કામ થતું નથી, કે અભણ અને નિરાધારથી વિદ્વાનનું કે મદદ આપનારનું કામ થતું નથી.

મનુષ્ય જીવન જેવું ઇચ્છે તેવું કરી શકે. ઇશ્વરે તેને શક્તિ આપી છે તેના પ્રમાણમાં સ્વાર્થ અને પરાર્થ માટે તે પોતાનું જીવન કિમતી કરી શકે.

આસપાસની સ્થિતિ પ્રતિકુળ ન હોય, ત્યારે તે નીતિગુણ અને ધાર્મિક વૃત્તિને સંપૂર્ણ કબજામાં રાખી શકે છે. તે પોતાને માટે ઘણું કરી શકે, અને ઇશ્વરે જે સર્વ આપ્યું છે તે મનુષ્યના ઉદ્યોગને લીધે જાણે મનુષ્યનુંજ કમાયેલું ખાસ ફ્રૂસ ન હોય તેમ દેખાવુંજ જોઇએ.

આપણે વિનોદને માટે બુદ્ધિબળની અપેક્ષા રાખવી જોઇએ, તોપણ સુખને માટે સ્નેહભાવ ઉપરજ આધાર રાખવાનો છે. સ્નેહભાવ રાખવો એટલે આત્માર્પણવૃત્તિ રાખવી. સદ્ગુણો, છોકરાંની પેઠે, જેમ જેમ આપણે તેમને માટે નુકસાન વેઠીએ છિયે તેમ તેમ, વધારે વહાલા થાય છે. મિસિસ ફ્લેચર પોતાના જીવનવૃત્તાન્તમાં કહે છે કે "મારી માની સત્તાનું રહસ્ય તેના અસલના મિત્ર ડૉકટર કેલ્વિંગ્ટન ઑાવ રિપને સારી રીતે કહી બતાવ્યું હતું અને એજ તેના જીવનનો મર્મ કહી શકાય. સત્તર વર્ષની ઉમરે તેણે તેને એક પત્ર લખ્યો હતો તેમાં તે કહે છે કે 'તમને જેટલા સ્નેહથી, ખરાભાવથી, અને પ્રીતિથી સર્વત્ર લોકો ચાહે છે તેવી પ્રીતિ કોઇ તરફ દર્શાવાતી હું જાણતો નથી; હું ધારૂં છું કે એનું કારણ તમારી સર્વ પર પ્રેમ રાખવાની શક્તિ છે."

જે પુરુષો વૃત્તિઓને નિયમમાં રાખી શકતા નથી, જેમનામાં બીજાં પ્રત્યે ધર્મ બજાવવાની લાગણી નથી, જેઓ આખી જીંદગીરૂપી મુસાફરીમાં પોતાનાજ ભોગવિલાસ શોધે છે, અને જેઓ સત્કાર્ય કરે છે તે પણ મનને સંતોષ પમાડવાના હેતુથી કે ચિદ્વૃત્તિની નિન્દાના ભયથી, એવા હલકા ઉદ્દેશથી કરે છે, તે પુરુષો સર્વથી વધારે શોચનીય છે. એમાંના કેટલાક પોતાની સદ્વૃત્તિઓ માટે ગર્વ ધરાવે છે, તેઓ પોતાના પંડને અતિશય ચાહે છે, પણ આસપાસના પુરુષો માટે તેમને ભાગ્યેજ કંઇ પણ પ્રીતિ છે. તેઓ ઘર બહારનાં મંડળ સાથે ઘણા સભ્ય હોય છે, પણ તેમનાં ઘરનાં આચરણ જુઓ અને કુટુંબ પ્રત્યે તેઓ કેવી રીતે વર્તે છે તે તરફ નજર કરો. મહૂંમ ધર્માધિકારી રામસેએ એક નાના છોકરા વિષે જે વાત કહી છે તે ઘણી શોકજનક છે. એ છોકરાને સ્વર્ગ વિષે તેમજ ત્યાં જેઓ દેવલોક પામ્યા છે તેમને મળવા વિષે કહ્યું. તેણે પૂછ્યું, "અને મારો બાપ ત્યાં હશે?" "અલબત તે ત્યાં હશેજ" એમ તેને કહ્યું કે તરતજ તેણે જવાબ દીધો કે "ત્યારે મારે ત્યાં જવું નથી."

ખોટો સમાનભાવ ઘણો સાધારણ જોવામાં આવે છે. શાર્પ કહે છે કે કલ્પિત વાર્તાના કરુણાત્મક ગ્રન્થોની સામા સર્વથી વધારે મોટા વાંધા એ છે કે તે વાંચવાથી ખરેખરૂં કોઇનું દુઃખ છોડવ્યા વગર કે જુલમની સામા થયા

વગર દયા અને ક્રોધ લાવવાની ટેવ પડે છે. એજ પ્રમાણે સ્ટર્નને મરી ગયલા ગધેડા માટે દયા આવી શકે છે, પણ તે પોતાની સ્ત્રીને ભૂખે મરતી છોડી દે છે. મોન્ટેન એક માણસ વિષે એમ કહે છે કે તે વિચિત્ર છે. "તેના અભિપ્રાયો અલૌકિક છે, પણ આચરણ પશુસમાન છે." બટલરના પ્રૌઢ સંભાષણમાં શુદ્ધ પરોપકારવૃત્તિના આ કૃત્રિમ નકલ કરનારાઓને સારી રીતે પકડી કાઢી ઉઘાડા કીધા છે.

વિદ્યાગુરૂ (પ્રોફેસર) બેન કહે છે કે "ગોએથ દુઃખીઓના માર્ગમાંથી દૂર રહેતો હતો; કેમકે તેમને જોઇને તેને વેદના થતી અને તેનું ચિત્ત ઠેકાણે રહેતું નહિ. એ પરથી સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે તેનામાં જાતભાઇઓનાં દુઃખો લઇ લેવાની હોઇ શકે તેટલી શક્તિ હતી, પણ એ કામ કરવાની જરૂર પડી શકે એવા પ્રસંગમાં આવવાની તે ખુલી ના કહેતો હતો."*

સેંટ ઑગસ્ટાઇન, બૅક્સ્ટર, જોનાથાન એડ્વર્ડ્સ, અને એલેકઝેન્ડર નોકસના ગ્રન્થોમાં વાંચનારને માલમ પડશે કે ઇશ્વરસંબંધી સિદ્ધાન્તો પર તેમજ મનુષ્યનાં કર્તવ્ય વિષે તેમના વિચારો પર ધર્મવૃત્તિથી કેટલી બધી અસર થઇ છે. નોકસ કહે છે કે "સમાનભાવથી લાગણી સહુથી વધારે પ્રેરાશે. ખરૂં જોઇએ તો બીજા કશાથી તે પ્રેરાઇ શકેજ નહિ. એક હૃદયની બીજા હૃદય પર અસર થયા વિના રહેજ નહિ, અને હૃદયના સર્વ પ્રકારના સમાગમમાં એ પણ જીવતો પુરૂષ છે એવો વિચાર આવશ્યક છે." જ્યારે કલ્યાણનીજ ખાતર, શુદ્ધ કર્ત્તવ્યના સ્વીકૃત નિયમ તરીકે કે સદ્ગુણની ખુબી, જેથી સત્કાર્ય કરવાની જરૂર પડે છે, તેની લાગણીથી કોઇ પુરૂષ કલ્યાણ કરવા પ્રયાસ કરે છે, ત્યારેજ તેનામાં ખરૂં શૂરત્વ હોઇ શકે છે. આવાં કાર્યથીજ મનુષ્યનાં લક્ષણ પર એવી અસર થાય છે કે તેથી તેને પણ તેવું કાર્ય સામું કરવાનું મન થાય છે.

સત્કાર્ય અને સમાનભાવથી જે ઇશ્વરી પ્રેરણા ઉત્પન્ન થાય છે તેથી જેટલો મનુષ્યનો ઉદ્ધાર થાય છે જેટલો માત્ર સિદ્ધાન્તના નિરાળા વિચારથી થતો નથી. એજ ઇશ્વરદત્ત ભાવથી "સમસ્ત દુનીઆ બાંધવરૂપ થાય છે." જે મનુષ્ય બીજાના જીવનને પોતાનુંજ જીવન સમજે છે, અને જનમંડળમાં, નીતિમાર્ગમાં, અને ધર્મસંબંધમાં, સર્વ પ્રકારે તેને મદદ કરવાને જેટલો બની શકે તેટલો પ્રયત્ન કરે છે તે દૈવી અસર ઉત્પન્ન કરે છે. તે બળવાનમાં બળવાન્ રક્ષણસાધનથી ચોતરફ ઘેરાયલો છે. સ્વાર્થવૃત્તિને તે પત કરતો નથી.

*બેનકૃત "લક્ષણનાં અભ્યાસ વિષે."

જીવનરૂપી કસોટીમાંથી બહાર નીકળી તે નમ્ર પણ ઉદારવૃત્તિનો દેખાય છે. કૅનન મોઝલીએ અતિશય ચતુરાઇથી દર્શાવ્યું છે કે દુઃખ અને પીડાની શાન્તિ જનમંડળને અગણ્ય લાભકારક છે. તેને આનંદરૂપ કરનાર દયાભાવ અને પરસ્પર સહાયતા એક નવા શાસ્ત્રીય સિદ્ધાન્તની શોધના જેવી, મોટી ખ્રિસ્તિ ધર્મની શોધ છે.

ઉત્તમ અને ઉદાર પ્રકૃતિના પુરુષોમાં સર્વથી વધારે સમાનભાવ હોય છે. અધ્યક્ષ વિલ્બર્ફોર્સ સમાનભાવના બળ માટે પ્રસિદ્ધ હતો. એક મિત્રને પૂછ્યું કે "વિલ્બર્ફોર્સની ફત્તેહનો મર્મ શો?" "તેનું સમાન ભાવનું બળ" એવો તરતજ જવાબ દેવામાં આવ્યો. તે મોટા મનનો, ઉદાર પ્રકૃતિનો, અને ઉંચી નજરનો હતો. તે પાધરો આગેવ.નીનું કામ પકડતો, અને જે દરેક યોજનાનો હેતુ કલ્યાણકારક હોય તે પાર ઊતારવામાં સર્વ શક્તિ વાપરતો. જે દરેક પ્રયોગ તેને અજમાવી જોવા લાયક લાગે તેમાં તે અગ્રેસર થતો, અને પરિણામે તેને ફત્તેહ મળતી.

બીજાઓનાં દુઃખ, સંકટ, અને નાઉમેદી માટે મનને લાગણી થવાની શક્તિ તે સમાનભાવ. નૉર્મન મૅક્લીઅડને માટે એમ કહેવાતું હતું કે સમાનભાવ તેનાં લક્ષણનો પહેલો તેમજ છેલ્લો ગુણ હતો. તેને મનુષ્ય માત્રમાં અતિશય મન ઘાલવા લાયક માલમ પડ્યું. સાધારણમાં સાધારણ પુરુષ કે સ્ત્રી પણ મનુષ્યજાતિનો કંઈપણ ભાગ છે એમ તે સમજતો હતો. એક લુહારે કહ્યું કે "તે મને મળવા આવ્યો, ત્યારે તે જાતે લુહારજ ન હોય એમ બોલ્યો; પણ મારા હૃદયમાં ઇસુ ખ્રિસ્તને મૂક્યા વગર તે કદી પાછો ફર્યો નહિ." મનુષ્યકૃત્યનું મધ્યબિંદુ મુખ્યત્વે કરીને મનુષ્ય છે; તેથી કોઈ પણ મનુષ્યમાં શા ગુણો હતા અને તેમાંથી શાં કૃત્યો ઉત્પન્ન થયાં તેજ માત્ર અગત્યનું છે. ઐહિક જીવનમાં મનુષ્ય સમાનભાવ રાખીને અને ઉદ્યોગ કરીને પોતાની લાગણીથી બીજાઓ સાથે હમેશ સંબંધમાં આવે છે; તોપણ જે વધારે અગત્યનો માર્ગ ઐહિક સ્થિતિની અવધિ પર લઈ જાય છે તે માર્ગે આપણે એકલાજ જઈએ છિયે.

જ્યારે નૉર્મન મૅક્લીઅડ ગ્લાસગોમાં પોતાની અધિકારભૂમિમાં પોતાનું કામ માથે લેવાની તૈયારીમાં હતો, ત્યારે તેણે કહ્યું કે "આપણે મનુષ્યત્વ જેમાં હોય એવાં પ્રાણીની જરૂર છે, માત્ર તેમના ગ્રંથોની કે દ્રવ્યનીજ નહિ પણ પ્રત્યક્ષ તેમનીજ જરૂર છે..... જે પ્રીતિ તે (ઉપકાર કરનારની) દૃષ્ટિમાં શાંત રીતે પ્રકાશે છે, જે તેનામાં જ્ઞાન અને શાંતિ છે

એમ સૂચવે છે, અને જે પરિશ્રાન્ત હૃદયને કેવું વિશ્રાન્તિસ્થાન મળ્યું છે અને તેનો તે હૃદય કેવો ઉપભોગ કરે છે તે દર્શાવે છે, તે પ્રીતિ ગરીબ અને તંગીમાં આવેલા, નગ્ન અને જાતિભ્રષ્ટ, ઉડાઉ અને નિરાશ પુરુષો, અગાઉ કદી પણ કોઈ બીજી ચીજ આ દુનીઆમાં જોઈ કે ભોગવી નહિ હોય એવી રીતે, જોઇ અને અનુભવી શકે. કેવળ સ્વાર્થનિરપેક્ષવૃત્તિ–જેને અત્યાર સુધી તે દુઃખી પુરુષોએ સ્વપ્નામાં પણ અનુભવી નહોતી, જેણે સુખ અને સ્વચ્છતાવાળા ઘરમાંથી રોગ અને ગંદકીવાળા અજાણ્યા ઘરની મુલાકાત લેવાને તેમને પ્રેર્યા, અને જે મદદ કરતી વખતે માયાળુ શબ્દો અને કોમળ મુબારકબાદીનાં વચનો તેઓ બોલે છે તેથી જણાઇ આવે છે–તે સ્વાર્થનિરપેક્ષવૃત્તિ તેઓ સમજી શકે અને તેની કિમત કરી શકે." ગ્લાસ્ગોની પોતાની અધિકારભૂમિમાં તેનાં કામની યોજનાનો મર્મ આ શબ્દોમાં રહેલો છે.

વળી તેણે કહ્યું કે "આપણા પ્રત્યેક જણનાં કર્ત્તવ્ય, જેવાં કે સ્થિર ઉદ્યોગ, આરોગ્યનું સંરક્ષણ, ગંભીરતા, માયાળુપણું, ડહાપણ, અને શુદ્ધ આચાર, માબાપ તરીકે ગૃહકર્ત્તવ્યો, જનમંડળના પુરુષ તરીકે કર્ત્તવ્ય–જેથી વ્યવહારમાં સભ્યતા અને સત્ય રાખવાં જોઇએ, પ્રતિજ્ઞા પાળવી જોઇએ, અને કારીગર તરીકે આજ્ઞાધીન તેમજ સ્વતંત્ર રહેવું જોઇએ–રાજ્યકર્ત્તાના સંબંધમાં કે કાયદાને અમલમાં લાવનારા અધિકારીઓના સંબંધમાં રાજ્ય તરફનાં કર્ત્તવ્યો, તેમજ દેશના ઇતિહાસને અને રાજ્યતંત્રને લગતી ખબર રાખવી, આ સઘળાં કર્ત્તવ્યો જે લક્ષપૂર્વક યોજેલી કેળવણીથી આપણા લોકો બરાબર કરવા શક્તિમાન્ થાય એવી સર્વ વિષયને લગતી કેળવણી વિષે અતિશય બેદરકારી બતાવવામાં આવે છે. એથી કરીને કેળવણીમાં પુષ્કળ સુધારાની જરૂર છે અને તેને ખ્રિસ્તિ ધર્મના વિચારોને આધારે ચલાવવાની અને એ વિચારોથી સર્વત્ર મિશ્રિત કરવાની જરૂર છે."

ડાકટર મૅકલીઅડના શબ્દો દુનીઆમાં ધનાઢ્યમાં ધનાઢ્ય, તેમજ દરિદ્રમાં દરિદ્ર શહેર, જે લંડન, તેને પણ સમાન રીતે લાગુ પડી શકે. તંગી, ક્રૂરતા, અને દરિદ્રતાથી અતિશય સેકાતા લોકસમૂહથી પૂર્વલંડન કેવું છે તે થોડાજ લોકો જાણે છે. કેટલાક લોકો બીજાઓને ઉન્નતિમાં આણવા પોતાનું દ્રવ્ય વાપરે છે, પણ થોડાજ તે કામ સારૂ વખત કે વિચારશક્તિ કામે લગાડે છે. દેવલોક પામેલો એડ્વર્ડ ડેનિસન અપવાદરૂપ હતો. તેણે પૂર્વલંડનના દરિદ્ર લોકોની સ્થિતિ સુધારવામાં પૂરેપૂરૂં મન ઘાલ્યું. તેણે તેમને સારૂ અલ્પદ્રવ્યસંગ્રાહક પેઢીઓ (પેનિ બૅંક)સ્થાપી,કારણ કે તે જાણતો

હતો કે મનુષ્યની સ્થિતિ સુધારવાનો પ્રથમ ઉપાય એજ છે કે ગરીબ માણસ પોતાની ચરખાની કમાઇમાંથી જે કાંઈ અલ્પ દ્રવ્ય બચાવે તે તેની પાસેથી લઈ લેઈ તેનો પેઢીમાં સંગ્રહ કરવો કે તેમાંથી તેના કુટુંબનું તેમજ તેનું પોતાનું ભવિષ્યમાં પોષણ થાય. તેણે નિશાળો, પુસ્તકશાળા અને સખત નિયમ પળાવનારા પાદરીઓનું દેવલ સ્થાપવા આરંભ કર્યો. કેટલેક દરજ્જે તેણે એ લોકોને દુઃખમાંથી સારી સ્થિતિમાં આણ્યા. પણ આટલા બધા લોકોમાં તે એકલો શું કરે ? તેણે કહ્યું કે "દુનીઆમાં ધનાઢ્યમાં ધનાઢ્ય દેશમાં વસ્તીમાંના ઘણા લોકોને દરેક વર્ષે ક્ષુધાથી પીડાવા દઈ મરણપાત્ર ઠેરવવામાં આવે એ કેવી ભયંકર વાત!.........ખરૂં કારણ એ છે કે ગયાં વીસ વર્ષમાં ઇશ્વરે આપણી જે અદ્ભુત ચડતી કરી છે તેનો આપણે સ્વીકાર કર્યો છે, પણ તેની સાથે જોડાયલી શરતોનો વિચાર કીધો નથી, અને એ શરત પરિપૂર્ણ કરવાને જે ઉદ્યમ અને આત્માર્પણ કરવાની જરૂર છે તે કરવામાં આપણું જોર વાપર્યું નથી." ડેનિસન માત્ર આરંભજ કરી શક્યો. તેનાં કૃત્યનાં પરિણામો એકઠાં થઇ શકયાં તે પહેલાં તે મરણ પામ્યો. પણ જો કોઈ પણ પુરુષની તેને પગલે ચાલવાની મરજી હોય તો જે કર્ત્તવ્યમાર્ગ તેણે શોધી કાઢયો છે તે ઉઘાડો છે.

અતિશય આગ્રહી અને ખેદકારક મહેનતની જીંદગીને અન્તે જોસેફ ડિ મેસ્ટ્રિએ જે પોકાર કીધો છે તે સાંભળો. "શઠનું જીવન કેવું હોય તે હું જાણતો નથી, કેમકે હું કદી શઠ થયો નથી, પણ પ્રામાણિક પુરુષનું જીવન ઘણું કંટાળવાજોગ છે. આ મૂર્ખ ગ્રહ (પૃથ્વી) ઉપર જેમનો માર્ગ ખરેખરાં શુભ અને ઉપયોગી કૃત્યથી અંકિત થયો છે એવા કેટલા થોડા પુરુષો છે ! જે પુરુષને વિષે એમ કહી શકાય કે તે હમેશ સત્કાર્યજ કર્યા કરે છે, જેણે જાતિભાઇઓને બોધ આપવામાં, દિલાસો આપવામાં, અને દુઃખથી મુક્ત કરવામાં ફત્તેહ મેળવી છે, જેણે સત્કાર્ય કરવા ખાતર ખરેખરૂં નુકસાન વેઠયું છે, જે ગુપ્તકાર્ય કરનારા પોતે સંતાઈ જાય છે અને આ દુનિયામાં કોઇ પણ પ્રકારના ઈનામની આશા રાખતાં નથી એવા સત્પુરૂષોને હું સાષ્ટાંગ પ્રણામ કરૂં છું. પણ સાધારણ મનુષ્યવર્ગ કેવો હોય છે ! "આ દુનીઆમાં મેં શું કાર્ય કીધું છે ? સામાન્ય કલ્યાણની મેં કઇ બાબતમાં વૃદ્ધિ કીધી છે ? અને સારૂં કે નઠારૂં મારૂં કીધેલું શું રહ્યું છે ?" એવા પ્રશ્નો કંઈ પણ ભય પામ્યા વિના આત્માને પૂછી શકે એવા હજારમાં કેટલા મનુષ્યો છે ?

ન્યાયાધીશ ટૅલફૂર્ડ છેલ્લા શબ્દો બોલ્યો તે આ પ્રમાણે છેઃ—"અંગ્રેજ

લોકોની મંડળીમાં એક વર્ગના લોકો બીજા વર્ગના લોકો સાથે મીલનસાર થતા નથી એવી મોટી ખામી છે, તેનું કારણ શું એમ જો મને પૂછે તો હું ટુંકામાં તેનો જવાબ દઉં કે એ ખામીનું કારણ સમાનભાવનો અભાવ છે " એ આપણા જમાનાનું મુખ્ય પાપ છે. મંડળીના વિવિધ વર્ગને એક બીજાથી જુદા પાડે એવો જે ભેદકારક હેતુ તે વિસ્તાર પામતો જાય છે. દ્રવ્યવાન્ લોકો દરિદ્રીથી પાછા હઠી જાય છે, અને દરિદ્રીઓ ધનાઢ્યથી આઘા જાય છે. ધનાઢ્ય લોકો ગરીબ વર્ગના લોકો પ્રત્યે સમાનભાવ દર્શાવતા નથી ને તેમને દોરતા નથી, અને ગરીબ લોકો દ્રવ્યવાન્ લોકોને આજ્ઞાધીન રહેતા નથી અને માન આપતા નથી.

દુનીઆનું રાજ્ય દયાળુ અને ઉત્કંઠિત પાલકવર્ગે કરવું જોઇએ અને તેમાં સંપત્તિના અનિયમિતપણાનો બદલો જેમને ઇશ્વરે વધારે સારી સ્થિતિમાં જન્મ આપ્યો છે તેમની પોતાના ઉમળકાથીજ કપેલી ઉદારતા અને પ્રીતિથી કેટલેક અંશે વળવો જોઇએ, એવું જે અગાઉનું વર્ત્તન ધોરણ તે મૂકી દઈ હાલ નિયમ એવો થયો છે કે જેવી રીતે પૃથ્વી ધ્રુવના તારાની આસપાસ પરિવર્ત્તન કરે છે તેમ પૃથ્વી પરનાં આપણાં સર્વ કાર્યો બીજા કોઇની દરકાર રાખ્યા વિના કેવળ સ્વાર્થવૃત્તિની આસપાસ પરિભ્રમણ કરે છે, અને જે કંઇ માર્ગમાં આવે છે તેને સ્વાર્થરથાને પહોંચવાને અત્યુત્સુક પગ તળે આપણે કચરી નાંખીએ છિયે.

પ્રવર્ત્તક અને કારીગર વચ્ચે સમાનભાવ જતો રહેતો ભાસે છે. મોટાં કારખાનાવાળાં શહેરોમાં શેઠ અને કારીગરો એકબીજાથી જૂદા રહે છે. તેઓ એકબીજાને ઓળખતા નથી. તેમનામાં એક બીજા પ્રત્યે સમાનભાવ નથી. કારીગરોને વધારે મુસારો જોઇએ છિયે તો તેઓ કામ કરવાની બંધી કરે છે; શેઠોને ઓછો મુસારો આપવો હોય છે તો તેઓ કારખાનાં બંધ કરે છે. બંને પક્ષના લોકો એક એકની વિરુદ્ધ એક્કો કરે છે. પછી બંને પક્ષના લોકોની સમાજ એકઠી કરવાની સૂચના થાય છે, અને તેનું કોઇ વખતે સારૂં પરિણામ થાય છે અને કોઈ વખતે નઠારૂં પરિણામ થાય છે. બંને તરફના લોકો ઉશ્કેરાયલા રહે છે, અને પરસ્પર કઠોર વચન વદે છે. કોઈક પ્રસંગે પ્રવર્ત્તકનું ઘર બાળી મૂકે છે અને તેની ગાડીઓ સળગાવી મૂકે છે, બંદુકથી લડનાર સવારો અને પાયદળને બોલાવવા પડે છે, અને પછી થોડો વખત શાન્તિ થાય છે; પણ એથી બંને પક્ષના લોકોના વિચાર અને વૃત્તિઓની-કેટલી બધી ખરાબી થાય છે !

વળી ઘરની ચાકરી વિષે શું કહીશું? કંઇ નહિ તો મોટાં શહેરોમાં તો સમાનભાવની આવશ્યકતાનો વિચાર જતો રહ્યો છે. ચાકરોમાં હમેશ ફેરફાર થયાં કરે છે; એક વર્ગના નોકરોને કાઢી મૂકી બીજા વર્ગના નોકરોને રાખવામાં આવે છે. પણ ખરૂં જોઇએ તો અમુક રકમને તેને બદલે અમુક નોકરી, એવા લેવડદેવડના નિયમ પ્રમાણે કંઇ કુટુંબનું જીવન ચાલે નહિ. નોકરો આપણે ઘેર દાખલ થાય, ત્યારે તેમને એક રીતે કુટુંબનાં માણસ જેવા ગણવા જોઇએ. હાલ તો એથી ઉલટોજ રિવાજ છે. ચાકરડીની મદદ આપણા દરરોજના સુખને માટે અવશ્યની છે, તોપણ રાજ્યના ચાલુ સિક્કાની અમુક રકમને માટે કામ કરવા નીમેલી મજુરણ તરીકે તેને ગણવામાં આવે છે. તે રસોડામાં રહે છે, અને કાતરીઆમાં સુઇ રહે છે. એ બે સ્થાનની વચ્ચેની જગ્યા માટે ત્યાં કંઇ કામ કરવાનું હોય તો તે સિવાય, તેને દરકાર નથી. પ્રવર્ત્તક અને કામ કરનારાઓ વચ્ચે તેઓ જુદા દેશના વાસીઓ હોય અને જુદી ભાષા બોલતાં હોય ને જેટલો સમાનભાવ હોય, તેથી વિશેષ સમાનભાવ હોતો નથી.

ઍન્ની મૅકે, પોતાના શેઠ રૉબર્ટ ડિક સાથે પગાર કે ઈનામ વગર રહેતી હતી, અને તે શેઠના મરણ પછી ગરીબ લોકોને જે આશ્રય આપે છે તે લેવાની તેણે નાખુશી બતાવી. તેને વિષે લખતાં એક સ્ત્રી અમને કહે છે કે " તેનો સ્વતંત્ર સ્વભાવ ખરેખરો યોગ્ય છે, અને આપણા ખેડુતવર્ગમાં વિરલ થતો જાય છે. જ્યાં અવશિષ્ટ રહ્યો હોય ત્યાં તેને પોષવો એ વિશેષ હક્ક મેળવવા જેવું આનન્દનું કારણ છે; કેમકે હાલના સમયમાં વસ્તુઓમાં એવો નિરંતર અને ઉતાવળો ફેરફાર થયો જાય છે કે જૂના વિચારોમાં ઉથલપાથલ થાય છે. આ ચાકરડીને શેઠને માટે પ્રીતિ હતી તે તેની અને તેના જમાનાની સાથે જતી રહી; અને મને લાગે છે કે હવે જે જમાનો આવે છે તેમાં એ પ્રીતિ એક અજાણી વૃત્તિ થઇ પડશે. શેઠો ચાકરો પ્રત્યે સમાનભાવનો અભાવ દર્શાવે છે તે વિષે નિન્દાનાં વચન વાંચીને અને સાંભળીને હું ઘણી વાર ગુસ્સે થાઉં છું—જાણે આગગાડીઓ, આગબોટો, અને સહેજસાજ વિદ્યાથી જે ફેરફાર આપણા સંબંધમાં ચાકરોની વૃત્તિમાં થયો છે તે ફેરફાર આપણે અટકાવી શકીએ. તેઓ ફેરફારની ઇચ્છા રાખે છે અને ફેરફાર સિવાય સંતોષ પામી શકે નહિ."

સમાનભાવનો અભાવ જનમંડળમાં સર્વત્ર જોવામાં આવે છે. આપણી ફરજ પ્રમાણે આપણે એક બીજાને ઓળખતા નથી કે એક બીજાની દરકાર

રાખતા નથી. સ્વાર્થીપણું પોતાનું મૂળ ઘણું ઊંડું ઘાલે છે. મોજશોખ કે દ્રવ્યની શોધમાં આપણે કઠોર અને બેદરકાર થઇએ છિયે. દરેક મનુષ્ય બીજાની વૃત્તિઓની દરકાર રાખ્યા વિના પોતાનો જીવનમાર્ગ પકડવાને આતુર હોય છે. આપણા કરતાં જેમને વધારે દુઃખનો બોજો સહન કરવાનો હોય છે તેમને આગળ ચાલવામાં મદદ કરવાનો આપણે વિચાર કરતા નથી. ન્યાયાધીશ ટેલ્ફોર્ડનાં છેલ્લાં વચને આવી સ્થિતિનો અનર્થ દર્શાવી આપ્યો છે. એથી મનુષ્ય કપટ અને અપરાધ વિષે બેદરકાર થાય છે. મનુષ્યજાતિના ભ્રાતૃભાવને તેઓ સ્વીકારતા નથી, અને બીજાંઓના દેહ, આત્મા, જીંદગી, અને મિલ્કતને નુકસાન પહોંચે તો તે પર ધ્યાન આપ્યા વિના કેવળ સ્વાર્થવૃત્તિથી અને અતિ તૃષ્ણાથી પોતાનું હિત સાધવામાં જ મચ્યા રહ્યા છે.

આળસુ અને સ્વાર્થી મનુષ્ય દુનીઆના આરામ માટે ભાગ્યે જ કંઇ પણ દરકાર રાખે છે. તજાયલા કે તંગીવાળાઓને મદદ કરવા તે કંઇ કરતો નથી. તે કહે છે, " મારે તેમની શી નીસબત છે? તેમને તેમનું લાગ્યું ભોગવવા દો. મારે તેમને શા માટે મદદ કરવી જોઇએ? તેમણે મારૂં કંઇ હિત કર્યું નથી. શું તેઓ દુઃખ પામે છે? દુનીઆમાં હમેશ દુઃખ રહેશે. જે મટાડી ન શકાય તે સહન કરવું જ જોઇએ. આજ સો વર્ષ રહીને એવી ને એવીજ સ્થિતિ રહેશે. "

" મારે કંઇ દરકાર નથી " એવા વિચારવાળો પુરુષ મરણ પામેલાઓનાં વચનથી ભાગ્યે જ જાગ્રત્ થઈ શકે. તે પોતાના મોજશોખમાં, પોતાના કામકાજમાં, કે પોતાના આળસમાં એટલો બધો ગુંચાયો છે કે બીજાઓના અતિશય જરૂરના હક્ક તરફ પણ તે ધ્યાન આપશે નહિ. દરિદ્રતા, અજ્ઞાન, કે દુઃખ વિષેની તકરારથી તેના મનને સંતાપ થાય છે. તે કહે છે કે " તેમને ઉદ્યોગ કરવા દો. મારે તેમનું પોષણ શા માટે કરવું જોઇએ? તેમણે જાતમહેનત કરવી જોઈએ. " " બિનદરકારી " માણસ સાથે સરખાવતાં આળસુ ઉદ્યોગી પ્રાણી છે.

પણ " બિનદરકારી " પુરુષ ધારે છે તેટલી સહેલાઇથી બચી જતો નથી. જે મનુષ્ય બીજાઓ માટે દરકાર રાખતો નથી, જે બીજાઓ માટે સમાનભાવ ધરાવતો નથી કે તેમને મદદ કરતો નથી, તેને ઘણી વાર પોતાનાં કાર્યના જેવો જ યોગ્ય બદલો મળે છે. થોડા મહોલ્લાને છેટે આવેલાં ઘરોના રહેવાશીઓ દુર્ગંધી અને મરકી ઉત્પન્ન કરે એવી હવાનો શ્વાસ લે છે તેને માટે તે દરકાર રાખતો નથી; પણ જે જ્વર ત્યાં ઉત્પન્ન

થાય છે તે મુસાફરી કરતો કરતો તેને ઘેર આવે છે, અને તેનાં વહાલાંમાં વહાલાંને પણ મસડી જાય છે. ત્યાં એકઠા થયલા અપરાધી, અજ્ઞાની, અને દરિદ્ર લોકો માટે તે દરકાર રાખતો નથી, પણ ખાતર પાડનારાઓ અને ચોરો તેના એકાંતવાસમાં તેને શોધી કાઢે છે. તે દરિદ્રી માટે દરકાર રાખતો નથી, પણ તેને વર્ષમાં બે વાર ગરીબ લોકોના આશ્રય માટે ભારે કર આપવો પડે છે. તે રાજનીતિ માટે દરકાર રાખતો નથી, પણ તેને આવક પર કર આપવો પડે છે; તે યુદ્ધને માટે કર આપવાનો છે; અને છેવટે તેને માલમ પડે છે કે બધું વિચારી જોતાં 'બેદરકારી' એ કંઇ સહેલાઇથી નીકળી જવાની રીતિ નથી.

'મારે કંઇ દરકાર નથી' એમ કહેતા પુરુષને નીચેના પ્રસિદ્ધ દુષ્ટ પરિણામ માટે ઠપકો દેવાનો હતો:—"એક ખીલો ન હોવાને લીધે નાળ ખોવાઇ ગઇ, નાળ ન હોવાને લીધે ઘોડો ખોવાઇ ગયો, અને ઘોડો ખોવાઇ જવાને લીધે તે ખોવાઇ ગયો." ગૅલીયો એક 'બેદરકારી' પુરુષ હતો, અને તેને વિષે આપણને એવી ખબર મળે છે કે "તેને આમાંની કોઇપણ ચીજ માટે દરકાર નહોતી." ગૅલીયાના જેવા 'બિનદરકારી'થી માણસોનું ખરાબ પરિણામ થાય છે.

અર્થશાસ્ત્રીઓ કહે છે કે શેઠ અને ચાકર વચ્ચેનો સંબંધ માત્ર દ્રવ્યનું સાટું છે, અમુક નોકરી અને તેને બદલે અમુક મુસારો બેશક એ પણ એક પ્રકારની લેવડદેવડ છે, અને તે અર્થશાસ્ત્રીઓએ પોતાની ગણત્રીમાં અવશ્ય સ્વીકારવી જોઇએ. પણ નીતિવેત્તા, તત્ત્વજ્ઞાની, રાજકારભારી, અને બીજા માણસોએ કબૂલ કરવું જોઇએ કે ચાકર અને શેઠની સ્થિતિમાં એક સામાજિક ગ્રન્થિ છે, તેથી મનુષ્ય તરીકે તેમના સાધારણ સમાનભાવમાંથી અને જે સ્થિતિમાં તેઓ છે તે સ્થિતિમાંથી ઉત્પન્ન થતાં અમુક કર્ત્તવ્ય કરવાને અને પ્રીતિ દર્શાવવાને બંને પક્ષના લોકો અનુક્રમે બંધાયલા છે. બંને તરફ દયાભાવ હોવો જોઇએ અને અમર પ્રાણીઓને ઘટે એવું માન દર્શાવવું જોઇએ. જ્યાં એક અમર આત્મા તરીકે મનુષ્યના ખરા ગૌરવના જ્ઞાન વિષે માત્ર ખાતરી થઇ છે એટલું જ નહિ પણ તેની અસર છેક મનોવૃત્તિ લગણુ ગઇ છે ત્યાંજ આ પ્રકારનું માન હોઇ શકે; અને એવા માન વિના જનમંડળની સ્થિતિમાં કોઇપણ પ્રકારના સુધારાની આશા રાખી શકાય નહિ.

સિડ્નિ સ્મિથે કહ્યું કે "હા, એ તો ઉપયોગીપણાનેજ નીતિ માનનારના મતનો છે. એ માણસ એવો કઠણ છે કે તમે એના ઉપર પહોળા

પૈડાનું ગાડું હાંકી લઈ જાઓ, તોપણ તેથી એના પર કંઇ અસર થશે નહિ. તમે શારડીવડે એનામાં કાણાં પાડો તોપણ મને ખાતરી છે કે તેમાંથી વહેર નીકળશે. એ મતના લોકો મનુષ્ય પ્રત્યે માત્ર યંત્ર ન હોય તેવી રીતે વર્ત્તે છે; હૃદયની વૃત્તિ તેમના વિચારમાં કદી પ્રવેશ કરતી નથી."

આપણું વિશ્વાસીપણું, વફાદારી, અને નિઃસ્વાર્થીપણું ક્યાં ગયાં ? વિશ્વાસ એક નષ્ટ થયલી કળા જેવો ભાસે છે. હવે તે દ્રવ્યથી પ્રાપ્ત થાય છે. પરસ્પરનું માન જતું રહ્યું છે. હર્બર્ટ કહે છે કે "જે બીજાને માન આપશે નહિ તેને કોઇ માન આપશે નહિ." સન્માર્ગે દોરનાર નીતિસૂત્ર માટે જૂના વખતમાં જવું પડે છે. કારીગર શેઠને માન આપતો નથી, અને શેઠ કારીગરને માન આપતો નથી. યૂરોપના ઘણા ભાગમાં મળતો તેના કરતાં ઘણાં વર્ષ સુધી આ દેશમાં કારીગરને વધારે મુસારો મળતો. હવે એ સમય ગયો છે. આગગાડી અને આગબોટથી સર્વ દેશમાં મુસારો લગભગ સરખો થવાનું વલણ છે. સર્વ વર્ગના લોકોને નવેજ ધંધે વળગવું પડશે એવો સમય આવ્યો છે.

જેટલી મનન અને વિચાર કરવાની ટેવની અને આચરણની ખામી છે તેટલી વિદ્યાથી સંપાદન કીધેલી કેળવણીની ખામી નથી. ઉત્તમમાં ઉત્તમ પ્રકારના આનંદ દ્રવ્ય ખરીદી શકતું નથી. અંતઃકરણ, રસજ્ઞતા, અને વિવેકબુદ્ધિજ મનુષ્યનું સુખ નક્કી કરે છે અને તેને ઉત્તમમાં ઉત્તમ પ્રકૃતિના પ્રાણીમાં પાછો આણે છે. બર્ન્સ કહે છે કેઃ—

"મનની શાંતિ અને આરામ ખરીદ કરવાની શક્તિ, ખિતાબમાં કે પદવીમાં કે લંડનની પેઢીના જેટલા દ્રવ્યમાં રહેલી નથી. આપણને ખરેખરા સુખી કરવાની શક્તિ ઘણું દ્રવ્ય સંપાદન કરવામાં, ગ્રન્થમાં કે ઉપદેશમાં રહેલી નથી. સુખનું સ્થાન અને મધ્યબિંદુ આપણા હૃદયમાં ન હોય તો આપણે ડાહ્યા, તવંગર, અને મહાન્ થઇ શકીએ, પણ કદી સુખી થઇ શકીએ નહિ."

એક ઘણી અવલોકન કરવાની શક્તિવાળા મનુષ્યે કહ્યું કે દ્રવ્યના અભાવમાં જેટલાં દુઃખ છે તેટલાંજ દ્રવ્યની સ્થિતિમાં પણ છે. તવંગર માણસે જે દ્રવ્ય સંપાદન કર્યું છે તે પ્રાપ્ત કરવાના પ્રયાસમાં સંકટની સામા થવાનું સત્ત્વ ખોયું છે. પણ તેણે જે પ્રાપ્ત કર્યું છે તે તેને શા કામનું છે? દ્રવ્ય સંગ્રહ કરવાના સાધન સિવાય તેની પાસે બીજાં કશાં સાધન ન હોય તો તે દુઃખી છે. પેલા પ્રસિદ્ધ તવંગર ચરબીની મીણબત્તી બનાવનારની પેઠે તેનો આનંદ 'ગાળવાના દિવસે" માત્ર જૂની દુકાને જવામાંજ રહેલો છે. તેને ગ્રંથમાં આનંદ માનવાની, વિદ્યાની વૃદ્ધિમાં મન ઘાલવાની, અને દુઃખને છુટકારો

જે ઘણે માર્ગે થાય છે તે માર્ગે જવાની કેળવણી આપવામાં આવી નથી. તોપણ તેના હાથમાં એક જાદુબળવાળી લાકડી છે. તેની પાસે દુઃખમાંથી મુક્તિ કરવા માટે અને ભૂખે મરતાંને જરૂરીઆતની ચીજ પૂરી પાડવા માટે દ્રવ્ય છે. તે ભુખનો પોકાર બંધ કરી શકે, તે વિધવા અને નમાયાં કે નબાપાનાં અંતઃકરણને દિલાસો આપી શકે. પણ નિરાધાર અને દુઃખીઓને સુખી કરવા કરતાં જે દ્રવ્ય પ્રાપ્ત કર્યું છે તેને માટે તે વધારે દરકાર રાખે છે.

જેમ જેમ આપણે સ્વાર્થ ઓછો શોધીએ છિયે, તેમ તેમ આપણી રહેણી વધારે નિયમસર થાય છે, અને આપણે વધારે સુખી થઇએ છિયે; કારણ કે નિઃસ્વાર્થી જીવન દુર્ગુણોનો નાશ કરે છે, ઇચ્છાઓ નાબુદ કરે છે, આત્માને દૃઢ કરે છે, અને મનને ઉન્નતિમાં આણી તેમાં વધારે ઉચ્ચ વિચારો મૂકે છે. સૉક્રેટીસે કહ્યું છે કે 'જેમ મનુષ્યની અપેક્ષા ઓછી ઓછી થાય છે, તેમ તે ઇશ્વરની વધારે વધારે સમીપ જાય છે." મિકાયલ એન્જેલોનો નોકર, ઉર્બિનો મરણશય્યા પર સુતો હતો, ત્યારે તે વૃદ્ધ કોતરણી કરનાર, પોતે અશક્ત હતો તોપણ, દહાડો ને રાત તેની બરદાસ કરતો હતો. તેને વિષે તે વેસેરિને આ પ્રમાણે લખે છેઃ—" મારા મિત્ર મારાથી ખરોબર લખાશે નહિ, તોપણ મારે તમારા પત્રનો ઉત્તર લખવોજ જોઇએ. તમે જાણો છો કે ઉર્બિનો દેવલોક પામ્યો છે. એ મને ઇશ્વર તરફથી એક મોટી કૃપા થઇ છે, તેમજ એ અતિશય ખેદનો વિષય પણ છે. એને હું ઇશ્વરની કૃપા સમજું છું; કારણ કે જેણે પોતાની જીંદગીમાં મારી સંભાળ લીધી છે તેણે મરતી વખતે, કેવળ શોક વગર મૃત્યુને મળવું એટલુંજ નહિ, પણ મૃત્યુને ઇચ્છવું, એમ મને શિખવ્યું છે. તે મારી સાથે છવીસ વર્ષ રહ્યો અને તે દર્મિયાનમાં હમેશ સદાચારી, બુદ્ધિમાન્, અને પ્રામાણિક હતો. મેં તેને દ્રવ્યવાન્ બનાવ્યો હતો, અને જે ક્ષણે મેં ધાર્યું કે મારી વૃદ્ધાવસ્થામાં તે મને એક આધારરૂપ થઇ પડશે તેજ ક્ષણે તેને પાછો સ્વર્ગમાં મળવાની આશાજ મારે માટે મૂકીને તે ચાલતો થયો છે."

કાર્થુસિયન ડાયોનિસિયસે પરણેલા પુરુષોને આ પ્રમાણે કહ્યું:— " તમે જાતે ચાકર હો અને બીજાઓ તમારી સાથે જેવી રીતે બોલે અને વર્ત્તે એમ ઇચ્છો, તેવીજ રીતે તમે તમારા નોકરો સાથે બોલો અને વર્ત્તો. શેઠ અને શેઠાણીએ પોતે સર્વે ચાકરો પ્રત્યે સ્નેહી, ક્ષમાવાન્, નમ્ર, શાન્તપ્રકૃતિના, તેમજ ન્યાયી છે એમ દર્શાવવું જોઇએ. તેમની સાથે કદી પણ અગરૂખીથી કે સખતાઇથી તેઓએ બોલવું જોઇએ નહિ; પણ કુટુંબમાં કંઇ

પણ અપરાધ થાય તો આપણે ઇશ્વરના સેવકો કેટલા બધા અપરાધ કરીએ છિયે તોપણ ઇશ્વર આપણા પર કેવી કૃપા દર્શાવે છે તે યાદ લાવીને ધર્મબુદ્ધિથી અને ક્ષમાવૃત્તિથી તેમણે તે અપરાધ સહન કરવો જોઈએ, અથવા તો ઉદારવૃત્તિથી સુધારવો જોઇએ."

આપણે માત્ર પોતાને માટેજ ઉદ્યોગ અને પ્રયાસ કરતા નથી. પોતાને માટે કરીએ છિયે તેમ પારકાને માટે પણ કરીએ છિયે. નીતિનિયમો, કુલસંબંધ, કુટુંબપ્રીતિ, ગૃહસત્તા, અને ગૃહનીતિ, એ સર્વે સ્વાર્થ તૃપ્ત કરનાર ભોગવિલાસ કે દ્રવ્યદાન કરતાં વધારે ઊંચી પદવી પર આવેલા છે અને વધારે ઉદાર વિચારને ધોરણે ચાલે છે. આપણા વિચાર આપણા સ્વાર્થમાંજ લીન ન થવા દેવા માટે આપણે સાવધ રહેવું જોઇએ. એપિક્ટિઅસે કહ્યું છે કે " દ્રવ્યનો, ભોગવિલાસનો, કે કીર્તિનો ચાહનાર કોઇપણ પુરુષ મનુષ્યનો પણ ચાહનાર હોઈ શકે નહિ." સેંટ ઍન્થોનિએ કહ્યું છે કે " મનુષ્યના ચાહનાર થવું એજ ખરૂં જીવન છે." આ પ્રમાણે પ્રેમ સત્કાર્યનું સર્વત્ર મૂળ છે. મનુષ્યબુદ્ધિ પણ કીર્તિપદ પામેલો પ્રેમજ છે. મનુષ્યજાતિનાં દુઃખનો એજ કેવળ ઉપાય છે. વિદ્યામાં, તત્ત્વજ્ઞાનમાં, રીતભાતમાં, કાયદા રચવામાં, એ સર્વમાં અને રાજ્યતંત્રમાં મધુર કૃત્યરૂપ પ્રેમજ છે.

જે સર્વ પદાર્થો નીચ અને અપરાધયુક્ત છે તેને માટે કોઇપણ શરતથી લડે નહિ એવી ધિક્કારની વૃત્તિ સાથે ઉત્કૃષ્ટતા પ્રત્યે પ્રેમવૃત્તિ નિત્ય સંબંધથી જોડાયલી છે. ગૅસ્ટન ડિ ફ્રૈઇકિસ વિષે ફ્રાઇસાર્ટ એવું વર્ણન કરે છે કે " તે દરેક વિષયમાં એવો તો સંપૂર્ણ હતો કે તેની જેટલી સ્તુતિ કરીએ તેટલી ઓછી છે; જે પદાર્થ પર પ્રીતિ રાખવી જોઈએ તેજ પદાર્થ તે ચાહતો હતો અને જેનો તિરસ્કાર કરવો જોઇએ તેનો તિરસ્કાર કરતો હતો." સેંટ ઑગસ્ટાઇન લગભગ એજ વાત કહે છે. " સદ્ગુણ માત્ર સુનિયમિત પ્રીતિ છે; જે પદાર્થ પર આપણે પ્રેમ દર્શાવવો જોઇએ તે પ્રત્યે પ્રેમ દર્શાવવા, અને જે તિરસ્કારપાત્ર છે તેનો તિરસ્કાર કરવા તે આપણને લલચાવે છે."

એક બીજા ધર્મોપદેશકે કહ્યું છે કે " નિયમિતપણું, કોઇ પણ ભોગવિલાસથી કુમાર્ગે ચઢે નહિ એવો પ્રેમભાવજ છે, બીજું કંઇ નથી. દૂરદર્શિતા, કોઇ પણ ભૂલથી લલચાય નહિ એવા પ્રેમભાવ સિવાય બીજું શું છે ? ધૈર્ય. દુર્દૈવને હિંમતથી સહન કરનાર પ્રેમભાવજ છે, તે સિવાય બીજું શું છે ? ન્યાય. પણ આ જીંદગીની અસમાનતાને અમુક પ્રકારની ખુબીથી

વ્યવસ્થિત કરનાર પ્રેમભાવ નહિ તો બીજું શું છે ?" સ્ટોઈક નામના ગ્રીક તત્ત્વવેત્તાઓએ પ્રેમભાવની આ અદ્ભુત શક્તિ કબૂલ કરી છે. સૉક્રેટીસે કહ્યું છે કે "પ્રેમભાવના જન્મ પહેલાં આવશ્યકતાના અધિકારમાં ઘણા ભયંકર બનાવો બનતા, પણ જ્યારે એ ઈશ્વરી ભાવ જન્મ પામ્યો ત્યારે મનુષ્યને સર્વ પ્રાપ્ત થયું."

બીજાઓને માટે વિચાર, દયાભાવ, અને કાળજી રાખવાનો હમેશ બદલો મળશે; જે પુરુષો પ્રત્યે એ ભાવ દર્શાવ્યા હશે તેઓ તેનો ઉપકારથી બદલો વાળશે; અને કેવળ દ્રવ્યથી કદી પણ ઉત્પન્ન કરી ન શકાય એવી ખુશીથી અને હોંસથી તેઓ સેવા બજાવશે. સમાનભાવ ઘરના ખરા ઉત્સાહ અને પ્રકાશનું કારણ છે; તે શેઠાણીઓ અને નોકરો, પતિ અને પત્ની, મા, બાપ, અને છોકરાં વચ્ચે ઐક્ય ઉત્પન કરે છે, અને જે ઘરમાં સમાનભાવ હોતો નથી તે બરાબર સુખી હોઇ શકે નહિ; કેમકે સમાનભાવ, પ્રીતિ અને એકમતની ગ્રન્થિથી આખા કુટુંબને જોડે છે.

મહૂમ સર આર્થર હેલ્પ્સ એક વિચારયુક્ત નિબંધમાં કહે છે કે "તમે કોઇપણ મનુષ્યને દિવસે દિવસે વધારે વધારે દ્રવ્યવાન્ થતો કે પદવીમાં વૃદ્ધિ પામતો કે ધંધા સંબંધી ખ્યાતિમાં વધતો જુઓ છો એટલે તેને જીંદગીમાં ફત્તેહમંદ મનુષ્ય તરીકે ગણો છો; પણ તેના ઘરની વ્યવસ્થા ખરાબ હોય, તેની પ્રીતિરૂપી ગ્રન્થિ સમસ્ત કુટુંબને જોડતી ન હોય, તેના અગાઉના નોકરો (અને તેને બરોબર યાદ હોઇ શકે તેના કરતાં પણ તેને વધારે નોકર થઇ ગયા છે) એને ઘેર રહ્યા ત્યારે દયાળુ વચન કે ફૂલરૂપી કંઇપણ સુખ અમને મળ્યું નથી એવો વિચાર કરતા હોય તો હું એવો વિવાદ કરૂં છું કે તે મનુષ્ય ફત્તેહમંદ થયો નથી. તેને દુનિયામાં ગમે તેવી ભાગ્યસંપત્તિ મળે, તોપણ એટલું તો યાદ રાખવું કે હમેશ તેને પોતાની પાછળ એક અગત્યનો દુર્ગ વશ કરવાનો રહ્યો છે. કોઈપણ પુરુષ કે સ્ત્રીના હૃદયમાં પરોપકારબુદ્ધિ સર્વ કાર્યનું મધ્યબિંદુ ન હોય, તો તેનું જીવન બેશક સારૂં લાગતું નથી. તેના જીવનમાંથી ભિન્ન ભિન્ન દિશાઓમાં કિરણો ગયાં હશે, પણ તેમાં જે પ્રીતિ સત્પુરુષના હૃદયમાં સ્વાભાવિક નિવાસ કરે છે તે પ્રીતિરૂપી ઉત્સાહજનક મધ્યબિંદુની ખામી હતી.

એક ચૌદમા સૈકાનો ગ્રન્થકાર, જેણે પોતાનું નામ પ્રસિદ્ધ કર્યું નથી, તેણે પાડેલા ગૃહશાન્તિના રમણીય ચિત્રમાં, આપણને માલમ પડે છે કે ઉમરાવમાં ઉમરાવ કુળના તરુણ પુરુષો, જ્યારે તેમના પિતા પોતાના મિત્રને ખાણું આપતા, ત્યારે તેમના ઠામ પિરસવાનું કામ કરતા.

વેનિસના ઉમરાવ લોકોનાં વખાણ કરતી વખતે, કાર્ડન વિશેષે કરીને સેવકો પ્રત્યે તેમની દયાળુ અને ઉદાર રીતભાત પર ધ્યાન આપે છે. તે સેવકો પ્રત્યે અતિશય નરમાસ અને દયાભાવની ભલામણ કરે છે. ઉમરાવ યોદ્ધા વેકૃટિયસ વિષે એમ કહેવાતું હતું કે " જે સર્વે તેના તાબામાં છે તેના પર તે બુદ્ધિબળ કરતાં અધિકારથી ઓછું રાજ્ય ચલાવે છે. કોઇ એમ કહી શકે કે તે કુટુંબના શેઠ કરતાં કારભારી જેવો વધારે ભાસે છે."

ગૃહસમાનભાવ વિષે બોલવું ભાગ્યેજ જરૂરનું છે. સિસરોએ કહ્યું છે કે "પ્રથમ સમાજ લગ્નમાં થાય છે, પછી કુટુંબમાં, અને પછી રાજ્યમાં." કુટુંબ પર રાજ્ય કરનાર પિતા એક સ્વતંત્ર રાજા છે. પણ જેમના પર તે રાજ્ય ચલાવે છે તેમની સાથે સમાનભાવ રાખવામાં તેની સત્તા રહેવી જોઇએ. સર્વ પ્રકારનો સુધારો ઘેર શરૂ થાય છે, અને પવિત્ર હોય કે દૂષિત હોય તોપણ તેજ મૂળથી જે વર્ત્તનધોરણ અને નીતિસૂત્રો સમાજ પર અધિકાર ચલાવે છે તે પ્રસાર પામે છે. માબાપને કર્તવ્યમાં પ્રવર્ત્તાવનારી શક્તિ સમાનભાવ અને પ્રીતિ છે. જીન પૉલ રિક્ટર કહે છે કે "પછીના જમાનાના લાભને માટે જે ઉદારમાં ઉદાર અને અતિસુંદર ગુણ કુદરતથી સ્ત્રીમાં આવી શકે અને આવવોજ જોઇએ તે, અતિશય બળવાન્ તોપણ બદલા વિનાનો, અને અસમ વિષય તરફ દર્શાવેલો પ્રેમ છે. બાળકને મા પ્રેમ દર્શાવે છે; ચુંબન કરે છે, અને તેને માટે રાતે જાગરણ કરે છે; પણ પ્રથમ તો બાળક તેનો બદલો વિરોધથીજ વાળે છે. આ પ્રમાણે જે નબળા પ્રાણીને અતિશય આશ્રયની જરૂર છે તે તેના સવેથી ઓછો બદલો વાળે છે. પણ મા બીલકુલ અટક્યા વિના ઉપકાર કરીજ જાય છે, રે, જેમ જેમ તે પ્રેમ ગ્રહણ કરનાર બાળકને તેની જરૂર વધતી જાય છે અને તે વધારે કૃતઘ્ન થતું જાય છે, તેમ તેમ માનો પ્રેમ માત્ર વૃદ્ધિ પામતો જાય છે; અને જેમ પિતાને સર્વથી બળવાન્ અપત્યને માટે અતિશય પ્રેમ ઉત્પન્ન થાય છે, તેમ માતાને સર્વથી નબળા અપત્યને માટે ઘણામાં ઘણો સ્નેહ લાગે છે."

પિતાએ ઘરનો અધિકાર ચલાવવાનો છે, અને માતાએ તેની વ્યવસ્થા કરવાની છે, પિતા ઘરનો અધિકાર દયાભાવ અને આત્મસંયમથી ચલાવતાં શીખ્યો છે? માતા જે કળાઓથી ઘર સુખી થઇ શકે તેમાંની એક કળા શીખી છે? જો એ પ્રમાણે બંને શીખ્યાં નહિ હોય તો લગ્નથી સુખ મળવાને બદલે બોલાબોલી અને એકબીજાનાં વિરૂદ્ધ રૂલથી કજીઓ થાય છે. સર આર્થર હેલ્પ્સ કહે છે કે "ખરેખર, ગૃહપતિ અન્યાયી પણ હોય તેના કરતાં

સમાનભાવશૂન્ય હોય તો તે વધારે નુકસાન કરે છે કે નહિ તે વિષે મને શક જેવું છે." એક સ્ત્રી જેને તેના ધણીએ કાઢી મૂકવા ઇચ્છી તેનો એક સુંદર વિચાર હતો. તેણે કહ્યું, "જે હું તમારી પાસે લાવી હતી તે સર્વ મને પાછું આપો." તેના ધણીએ જવાબ દીધો, "હા તારો પૈસો તને પાછો મળશે." તે સ્ત્રીએ કહ્યું, "મારા મનમાં પૈસાનો વિચાર નથી; મને મારૂં ખરૂં દ્રવ્ય પાછું આપો—મને મારૂં સૌન્દર્ય અને યૌવન પાછું આપો—મને મારા આત્માની પવિત્રતા પાછી આપો—મને આનંદી મન અને જે હૃદય કદી પણ નાઉમેદ થયુંજ નથી તે હૃદય પાછું આપો."

મનુષ્ણે સુખી થવું હોય તો કામકાજમાં મદદગાર તેમજ વિચાર અને મનોવૃત્તિમાં ભાગ લેનાર અર્થાત્ યોગ્ય સ્ત્રીની તેને જરૂરજ છે. બંનેએ સત્યશીલ, પવિત્ર અને દયાળુ થવું જોઈએ. અપત્ય પ્રત્યે તેમણે પ્રેમાળ થવું જોઇએ. કુટુંબજીવનમાં ઘણી કસોટીઓ આવે છે, પણ આત્મસંયમ અને આત્માર્પણથી તે તરી શકાય. ટર્ટુલિયન કહે છે કે "ધૈર્ય સ્ત્રીનું આભૂષણ અને પુરુષની કસોટી છે. બાળકમાં તે ચહવાય છે, અને તરુણ પુરુષમાં વખણાય છે. દરેક અવસ્થામાં તે સુંદર દેખાય છે" વૅલેન્શીઆના ગૃહસ્થને ડાન ઍન્ટોનિયો ડિ ગ્વેવારા પતિકર્ત્તવ્ય વિષે બોધ આપતો હતો, ત્યારે તેણે તેને કહ્યું છે કે તમારી ઇચ્છા ક્રોધી પુરુષના ક્રોધ પણ વચનનો ઉત્તર દેવાની થાય તો તમારામાં સૅમ્સનના જેટલી શક્તિ હશે અને સોલોમનના જેટલું ડહાપણ હશે તોપણ તે બસ થશે નહિ. તેટલા માટે તમારે ધૈર્ય અને ક્ષમાભાવ રાખવાં. અતિશય ઉદ્વેગ કર્યા કરતાં આનંદનો અંશ પણ હોય તો તે લાભકારક છે.

સ્ત્રીનું જીવન કદી પણ તેના બાહ્ય રૂપમાં જોઇ શકાય.નહિ, તો તેના આભ્યંતર રૂપમાં તો તેથી પણ ઓછું દેખાય. પણ એ બન્નેને માટે ઉત્તમ સાધન એ છે કે જન્મથી વારસામાં મળેલા સ્ત્રીત્વને તેણે સાવચેતીથી પરિપૂર્ણ કરવું. સ્ત્રીત્વ એ શબ્દનું લક્ષણ આપી શકાય એમ નથી. દૌર્બલ્યમાં, આધાર રાખવાની, ભરોસો રાખવાની, વિશ્વાસ રાખવાની, પૂજ્યભાવ દર્શાવવાની અને સેવા કરવાની જરૂરમાં, તેમજ જે શક્તિ દુઃખ સહનશીલતા રાખવામાં, રક્ષણ કરવામાં, બચાવ કરવામાં, અને ટકી રહેવામાં શક્તિમાન્ કરે છે તે શક્તિમાં સ્ત્રીત્વ દેખાય છે. જે ભિન્ન ભિન્ન રૂપ ગ્રહણ કરવાની શક્તિથી તેનામાં સમયને અનુસરીને વર્ત્તવાની આવી વિચિત્ર શક્તિ આવે છે તેમાં, જે દૃઢતા માત્ર કર્ત્તવ્યનેજ વશ થાય છે તેમાં, જે નરમાશ જય મેળવે

છે તેમાં, અને જે આત્માર્પણ સર્વને વશ કરે છે તેમાં, આપણને સ્નેહ માલમ પડે છે. ખરી સ્ત્રી સ્વામીના કામકાજમાં સમાનભાવ દર્શાવે છે. તે તેના કામમાં તેને હિંમત, ઉત્તેજન અને મદદ આપે છે. તેની ફતેહ અને આનંદમાં ભાગ લે છે, અને તેના સંતાપ જેમ બને તેમ ઓછા કરે છે. ૭૨ વર્ષની ઉમ્મરે, ફેરેડેએ, સુખદાયક લગ્નને ઘણો વખત થયા પછી, પોતાની સ્ત્રીને આ પ્રમાણે લખ્યું:—પ્રિયતમા, હું તમને મળવા, વિવિધ વિષયો ઉપર તમારી સાથે સંભાષણ કરવા અને જે સર્વ પ્રીતિ મેં તમારી તરફથી મેળવી છે તે વિષે સ્મરણ કરાવવા ઇચ્છું છું. મારૂં મગજ વિચારથી ભરપૂર છે, મારૂં હૃદય મનોભાવથી પૂર્ણ છે, પણ મારી સ્મરણશક્તિ, જે મિત્રો એકજ ખંડમાં મારી સાથે હોય તેમના સંબંધમાં પણ, જલદીથી ક્ષીણ થાય છે. તમારે મારા મનના આધારભૂત અને વિરામસ્થાન થવું પડશે, એટલે સુખકારક પત્ની તરીકે તમે જેવું કર્ત્તવ્ય અગાઉ બજાવ્યું છે તે તમારે ફરીથી ઉપાડી લેવું પડશે."

ચાર્લ્સ લૅમ્બના કરતાં કોઈ પણ પુરુષ વધારે દયાળુ નહોતો. તેની જીંદગીમાં એકજ ભયંકર બનાવ બન્યો છે તે વિષે નહિ સાંભળ્યું હોય એવા થોડાજ છે. માત્ર એકત્રીસ વર્ષનો હતો ત્યારે તેની બેન, મેરિએ ગાંડપણના આવેશમાં, માંસ કાપવાની છરી માના હૃદયમાં ભોકી તેને મારી નાંખી. તેજ ક્ષણથી તેના ભાઇએ પોતાનું જીવન "પોતાની ગરીબ, વહાલી, અતિશય વહાલી બેનને" અર્પણ કરવાનો નિશ્ચય કર્યો, અને ખુશીથી તેનો સાથી થયો. તેણે પ્યાર અને લગ્નના સર્વ વિચાર તજી દીધા. જે એકજ સ્ત્રી સાથે પ્રેમબંધન તેને કદી પણ થયું હતું તે તેણે કર્ત્તવ્યની બળવાન્ સત્તાથી છોડી દીધું. ભાગ્યેજ ૧૦૦ પાઉંડની પણ વાર્ષિક આવકથી, બેન પ્રત્યેની પ્રીતિથી દૃઢ થઇ, સંસારમાર્ગમાં તે એકલોજ ચાલ્યો. ભોગવિલાસ કે કષ્ટ કદી પણ પોતાના કાર્યમાંથી તેને ફેરવી શક્યું નહિ.

તે વાતુલાલયમાંથી* છુટી, ત્યારે "શેક્સપીઅરનાં નાટકોમાંથી રચેલી વાર્તાઓ" અને બીજા ગ્રન્થો રચવામાં તેણે થોડો વખત ગાળ્યો. હૅઝ્લિટ તેને વિષે કહે છે કે તેને વારંવાર ગાંડપણનો આવેશ આવતો હતો અને સારી હોય ત્યારે પણ હમેશ ગાંડાઇની છાયામાંજ હતી, તોપણ તે ઘણીજ ડાહી સ્ત્રી હતી. એવી મેં ક્વચિતજ જોઇ છે. તેને ગાંડપણનો જુસ્સો આવતો માલમ પડે કે તેને ચાર્લ્સ પોતાની બગલમાં ઘાલી હૉક્સ્ટન વાતુલાલ-

* વાયર ચડેલા, ગાંડાઓની, ઇસ્પિતાલ.

યમાં લઇ જતો. નાના ભાઇને અને મોટી બેનને આ દુઃખદાયક કામને માટે સાથે ચાલતાં અને સાથે રૂદન કરતાં જોઇને બેન પર ઘણી અસર થતી. તે તેનું સાંકડું બદન હાથમાં લેતો અને વાતુલીલયના અધિકારીઓની સંભાળ નીચે મૂકતો. તેનું ચિત્ત ઠેકાણે આવતું ત્યારે તે પોતાના ભાઇ પાસે પાછી ઘેરે જતી; અને તે તેને ખુશીથી આવકાર દેતો અને તેના પર અતિશય હેત બતાવતો. તે કહે છે કે "ઇશ્વરની તેના પર પ્રીતિ છે. ઇશ્વર કરે ને અમારી પરસ્પર પ્રીતિ ઓછી ન થાય." તેની તનદુરસ્તીના ફેરફારથી જે કંઇ વિઘ્ન આવી પડે તે સિવાય બીજું કંઇ પણ વિઘ્ન વગર તેમની પ્રીતિ ચાળીસ વર્ષ સુધી પહોંચી. લૅમ્બે કર્તવ્ય ઉદારતાથી અને બહાદુરીથી બજાવ્યું, અને તેનો યોગ્ય બદલો મળ્યો.

જેમની જીંદગી જોખમમાં હોય છે તેમને ઉગારવાની ઇચ્છામાં સમાનભાવ ઘણી વાર જણાઇ આવે છે. આવી તરેહનાં ઘણાં દ્રષ્ટાન્ત અમે વર્ણવી ગયા; પણ એક બીજું વર્ણવવા લાયક રહ્યું છે. એક દિવસ વૅાટ્સન નામની સ્ત્રી પોતાના સંગ્રહસ્થાનને માટે છીપો એકઠી કરતી દરીઆ કીનારે ફરતી હતી. તેણે ઊંચે નજર કીધી તો પાણીથી ઘેરાયલી ખડકની કરેઢી ઉપર એક એકલા પુરુષને જોયો. તે કોણ હતો તે જાણતી નહોતી; પણ તેની જીંદગી જોખમમાં હતી, તેથી તેણે તેને બચાવવાનો નિશ્ચય કર્યો. ભરતી જોરથી ચઢતી હતી, અને મોજાં જમીન પર જુસ્સાથી ધસતાં હતાં. આ નિરાધાર પુરુષને ભયભરેલી સ્થિતિમાંથી છોડાવવાનું કામ અશક્ય જેવું દેખાયું. તેમ છતાં પણ તેણે ખલાસીઓને વિનંતિ કરી, અને જેઓ મછવો દરીઆમાં ઊતારી તે માણસને ઉગારે તેને ભારે ઇનામ આપવાનું કહ્યું. પ્રથમ તો તેઓએ આનાકાની કીધી, પણ આખરે એક મછવો નીકળ્યો અને જેવી તે મનુષ્યની શક્તિ ક્ષીણ થઇ ગઇ કે તરતજ તે ખડક પર પહોંચ્યો. તેઓએ તે મછવામાં બેસાડ્યો અને તેને સહીસલામત જમીન ઉપર લઇ ગયા. એ ઉગારેલો પુરુષ પોતાનોજ ધણી, સર વિલિયમ વૅાટ્સન છે એમ તે બાઇને માલમ પડયું ત્યારે તેને કેટલું બધું આશ્ચર્ય લાગ્યું!

યોગ્ય સમયે બોલેલો એક શબ્દ પણ યાદ રહે છે. પ્રસિદ્ધ ડૉકટર સિડેન્હામે કહ્યું છે કે દરેક પુરુષ કોઇ સારા કે નઠારા પુરુષની સાથે માત્ર બોલવાથી જ કોઇ પણ પ્રસંગે વધારે સારો કે વધારે ખરાબ થશે. કૂપરનો મિત્ર ન્યૂટનનો મદદનીશ ધર્મગુરૂ એક એવો પુરુષ હતો કે તેના સાથે બોલવાથી ભાગ્યેજ કોઇ પણ પુરુષને લાભ થયા વિના રહે. તેણે પોતાને વિષે કહ્યું છે કે "મારાથી પ્રેમવૃત્તિ વિના ક્ષણ પણ જીવાય નહિ."

એક જંગલી દેશમાં જેણે દુરાચારીથી જીંદગી ગાળી હતી તેણે કહ્યું છે કે "એક સ્ત્રીના સ્મરણથી હું ઘણી લાલચોને વશ થતાં અટક્યો છું. મારા પોતાના લોકોમાંથી એક પણ કદી તેને ઓળખતો નહોતો: મેં સ્વદેશ છોડ્યો તે પહેલાં તે મરણ પામી હતી. પણ કેટલીક એવી ચીજો હતી કે તેમાંથી તેને હું ચાહતો હતો. તેથીજ હું સહીસલામત રહ્યો. નહિ તર તેને શરણ થતું મારૂં મન અટકાવવાને મારામાં જોઇએ તેટલી શક્તિ નહોતી. મેં તેની પ્રીતિ કોઇ પણ પ્રકારે ખોઇ છે એમ મને કદી લાગતું નહોતું, અને જે દૂષિત સ્થળે હું તેને કદી પણ તેડી લઇ જઇ શકું નહિ તે સ્થળે મારા હૃદયમાં તેની પ્રીતિ રહેવા દઇને હું જઇ શક્યો નહિ. જેઓ મારા સાથી હતા તેમની સાથે હું સામીલ થઇ શક્યો નહિ તે કારણથી હું સહેજ એકાકી છું એમ મને લાગે કે " તેની ખાતર (હું આમ વર્તું છું)" એવા વિચારથી હું મારા હૃદયને પુષ્ટ કરતો હતો. "*

આ એક વાર્તા સમાનભાવનો સંપૂર્ણ અભાવ દર્શાવે છે. ચિકાગોના ઐક્યજનક દેવલના, અને હાલ ન્યૂયૉર્કના ઉપદેશક, રૉબર્ટ કોલિયરે એ વાર્તા પોતાના ઉપદેશમાં કહી હતી. કોલિયર યૉર્ક પરગણામાં કેલીમાં જન્મ્યો હતો. ઇકલી હાલમાં મોટા લોકોનું જલસ્થાન છે ત્યાં તેણે બાલ્યાવસ્થાનો ઘણો ભાગ ગાળ્યો. તેને એક લુહાર જૅકી બર્ચને ઘેર ધંધો શીખવા ગુમાસ્તો રાખ્યો હતો. એરણ પર કામ કરતો હતો ત્યારે તે પરણ્યો હતો. ઉપદેશક વર્ગનો નહોતો તોપણ તે મેથોડિસ્ટ પંથના લોકોમાં ઉપદેશક થયો. પછી તે અમેરિકા ગયો અને ત્યાં ધર્મોપદેશક થયો. તેના ઉપદેશો સત્ત્વ, કવિતા અને છટાથી ભરપૂર છે અને મનુષ્યજાતિનાં લક્ષણના બહોળા અનુભવને આધારે રચેલા છે.

તે કહે છે કે "૩૦ કે તેથી વધારે વર્ષ ઉપર ઇંગ્લંડમાં મેથોડિસ્ટ દેવલમાં એક પ્રેમોત્સવમાં મને યાદ છે કે એક પુરુષ ઊભો થયો અને અમને કહ્યું કે મારી સ્ત્રી જ્વરથી મરણ પામી છે, અને ત્યાર પછી એક પછી એક સર્વે છોકરાં દેવલોક પામ્યાં છે; તેમ છતાં પણ જાણે કંઇ પણ બન્યું ન હોય એવી રીતે મારૂં મન શાંત અને પ્રસન્ન લાગે છે, મને કંઇ પણ પીડા થતી નથી, કે દુઃખનો સહેજ પણે ઝાટકો લાગતો નથી, અને હું ધારું છું તે પ્રમાણે એનું કારણ એટલુંજ છે કે મારૂં મન ઇશ્વરીકૃપાથી રક્ષિત છે અને તેમાં કોઇ પણ ઉદ્વેગ પ્રવેશ કરી શકતો નથી, અને હાલમાં તમારી સાથે વાત કરૂં છું ત્યારે મારા મનમાં કંઇ પણ શોક નથી."

* મિસ જે. એફ. મેયો.

જેવો તે બોલી રહ્યો કે તરતજ તે મંડળીનો પ્રમુખ, ડાહ્યો અને હિંમતવાન્ વૃદ્ધ ઉપદેશક ઊભો થયો અને બોલ્યો, "હવે ભાઇ, ઘેર જાઓ, તમારી એકાંત કોટડીમાં ઇશ્વરને ઘુંટણીએ પડી નમન કરો; અને બને તો જ્યાંસુધી બદલાઇ જઈ નવાજ માણુસ થાઓ ત્યાંસુધી નમન કરતા ઊઠશો મા. તમે જે અમને વાર્ત્તા કહી તે કંઇ ઇશ્વરની કૃપાનું ચિહ્ન નથી. એ તો કોઇ પણ ખ્રિસ્તિમાં મેં કદી પણ નહિ જોયું હોય, એવા કઠણમાં કઠણ હૃદયનું લક્ષણ છે. તમે એક સાધુ પુરુષ હોવાને બદલે સામું જોઇ શકાય એવા પાપી જેટલા પણ ભાગ્યેજ સારા છો. ધર્મ કદી પણ મનુષ્યમાંથી દયાભાવ લઇ લેતો નથી, એ તો તેને વધારે દયાળુ બનાવે છે; અને તમારામાં મનુષ્યત્વનો કંઇ પણ અંશ હોત તો જેવાં દુઃખો તમારા પર પડયાં તેવાં દુઃખથી તમારૂં કલેજું ફૂટી જવું જોઇતું હતું. હું જાણું છું કે એવાં દુઃખથી મારૂં તો હૃદય વિદીર્ણ થાય, હું કંઇ અન્ય પુરુષ કરતાં એ બાબતમાં વધારે સાધુપણાનો ઢોંગ કરતો નથી, તેથી હું તમને ચેતવું છું કે હવે પછી આવી વાર્ત્તા પ્રેમોત્સવમાં કદી પણ કહેશો મા."

વળી જુદી અને વધારે સાચી બાબતમાં સમાનભાવની સત્તા દર્શાવનારી એક બીજી હૃદયવેધક વાર્ત્તા કોલિયરના 'ઉપદેશો' માંથી અમે લઇએ છિયે. "એક દૂર સ્થળે, હું ધારૂં છું કે એડિનબરોમાં, એક ઘણીજ ઠંડીને દિવસે એક વીસીને બારણે બે ગૃહસ્થો ઊભા હતા, એટલામાં એક છોકરો આવ્યો. તેનો ચહેરો ગરીબ, પાતળો, અને આસમાની હતો; તેના પગ ઉઘાડા હતા અને ટાઢને લીધે લાલ થયા હતા, અને તેણે ચીંથરાં સિવાય બીજું કશું પહેર્યું નહોતું. તે આવ્યો અને તેણે એક ગૃહસ્થને કહ્યું, "સાહેબ, મહેરબાની કરી મારી પાસે થોડી દીવાસળીની પેટીઓ વેચાતી લો." તે ગૃહસ્થે જવાબ દીધો, 'ના, મારે એકે પેટી જોઇતી નથી.' તે છોકરાએ આગ્રહ કરીને કહ્યું, "પણ, હું એકેક પેટી માત્ર એક પેનિએજ આપું છું." "ઠીક, પણ તમે જુઓ છો કે મારે કંઇ પેટીનું કામ નથી." આખરે તે છોકરાએ કહ્યું, 'ત્યારે હું તમને એક પેનિની બે વેચીશ.' તે ગૃહસ્થે એક અંગ્રેજી વર્ત્તમાનપત્રમાં એ વાર્ત્તા વર્ણવી છે; તે કહે છે કે 'અને તેથી તેને રસ્તો પકડાવવા મેં એક પેટી ખરીદ કરી, પણ મને માલમ પડયું કે મારી પાસે ખુરદો નથી, તેથી મેં કહ્યું, "હું કાલે પેટી ખરીદ કરીશ." વળી તે છોકરાએ આગ્રહ કરી કહ્યું કે "અરે, આજેજ ખરીદ કરો, હું દોડતો દોડતો ખુરદો લઇ આવીશ; કેમકે હું ઘણો ભૂખ્યો થયો છું." તેથી મેં તેને એક શિલિંગ આપ્યો અને તે દોડતો ગયો. મેં તેની

વાટ જોઇ, પણ કોઈ છોકરો આવ્યો નહિ. ત્યારે મેં ધાર્યું કે મેં મારો શિલિંગ ખોયો; પણ તે છોકરાના ચહેરામાં કંઈક એવું લક્ષણ હતું કે તેના પર મેં વિશ્વાસ રાખ્યો હતો, અને તેને વિષે ખોટો વિચાર લાવવો મને ગમ્યો નહિ.

' હવે, છેક સાંજે મોડો એક ચાકર આવ્યો અને મને કહ્યું કે એક નાનો છોકરો તમને મળવા માગે છે તેને અંદર લાવ્યા ત્યારે મને માલમ પડયું કે જે છોકરો મારો શિલિંગ લઇ ગયો તેનો એ નાનો ભાઇ છે. પણ તેનાથી પણ વધારે ચીથરીઆળ, ગરીબ, અને પાતળો છે. જાણે કંઇ શોધતો ન હોય તેવી રીતે થોડા વખત પોતાના ચીથરીઆળ કપડામાં મેં કાઢવાલ કરતો તે ઊભો રહ્યો, અને પછી બોલ્યો, " જે ગૃહસ્થે સૅંડિ પાસેથી દીવાસળીની પેટીઓ ખરીદી તે તમેજ કે ? " મેં કહ્યું, " હા." તેણે કહ્યું, " ઠીક ત્યારે, તમારા શિલિંગમાંની આ ચાર પેની રહી. તે સૅંડિથી આવી શકાતું નથી. તે સાજો નથી. એક ગાડી તેના પર ફરી વળી અને તેને પાડી નાંખ્યો. તેણે તેની ટોપી, દીવાસળીની પેટીઓ, અને તમારા અગીઆર પેની ખોઇ, તેના બંને પગ ભાગ્યા, તે તેથી માંદો થયો છે, અને દાકતર કહે છે કે તે મરી જશે. તમને જેટલું આપી શકાય તેટલું તેણે મોકલ્યું છે." એમ કહીને તેણે મેજ ઉપર ચાર પેની મૂકી. પછી તે બાપડો છોકરો ડુસકે ડુસકા ભરીને રોવા લાગ્યો. તે ગૃહસ્થે વાત જારી રાખી કહ્યું, કે " તેથી મેં તે છોકરાને ખવડાવ્યું અને પછી તેની સાથે સૅંડિની તબીયત જોવા ગયો.

મને માલમ પડયું કે આ બે છોકરાઓ એક કંગાલ દારૂડીઆ સાવકી મા સાથે રહેતા હતા; કેમકે તેમનાં માબાપ મરી ગયાં હતાં. મેં બાપડા સૅંડિને વાળના ઢગલા પર સૂતો દીઠો. જેવો હું અંદર ગયો કે તેણે મને ઓળખ્યો, અને કહ્યું, " સાહેબ, મેં પુરદો મેળવ્યો, અને તમારી પાસે આવતો હતો, પછી મને ઘોડાએ પાડી નાંખ્યો, અને મારા બંને પગ ભાગી ગયા. અને રૂબી ! નાના રૂબી ! મને ખાતરી છે કે હું મરી જાઉં છું, અને રૂબી ! મારા ગયા પછી તારી કોણ સંભાળ લેશે ? " પછી મેં બાપડા દુઃખી મરણ પામતા છોકરાનો હાથ પકડયો અને કહ્યું કે હું હમેશ રૂબીની સંભાળ લઇશ. તે મારું કહેવું સમજ્યો, અને જાણે મારો આભાર ન માનતો હોય તેમ મારી તરફ જોઇ શકે એટલીજ તેનામાં શક્તિ હતી. પછી તેની ભૂરી આંખમાંથી તેજ જતું રહ્યું, અને એક ક્ષણમાં " એક ધાવતા

છોકરાના જેવો તે ઇશ્વરના પ્રકાશમાં, જ્યાં ક્રૂર પુરુષો પીડા કરતા બંધ થાય છે, અને પરિશ્રાન્ત થયેલા વિરામ પામે છે, ત્યાં સૂતો. "*

સમાનભાવ મનુષ્યત્વને પ્રતિષ્ઠા આપે છે. પ્રેમ તેનો પર્યાય છે. સમાનભાવથી મનુષ્ય, શોકગ્રસ્ત અને પીડિત પુરુષોની જરૂરીઆત અને અપેક્ષાઓ પૂરી પાડે છે. જ્યાં જ્યાં નિર્દયતા, અજ્ઞાન, કે દુઃખ હોય ત્યાં ત્યાં સમાનભાવવાળા મનુષ્યો, દિલાસો આપવામાં અને દુઃખમાંથી છોડવવામાં મદદ કરે છે. શોકના દેખાવથી અને નિશ્વાસના સ્વરથી સમાનભાવવાળા હૃદય પર અસર થાય છે અને તે જતી રહેતી નથી. સમાનભાવ અને ન્યાયમાંથી અર્વાચીન કાળના કેટલાક મોટામાં મોટા બનાવો ઉદ્ભવ પામ્યા છે. ઈંગ્લાંડ, અમેરિકા અને ફ્રાન્સમાં કાયદાથી દાસ્યવૃત્તિનું ખંડન કરવામાં આવ્યું છે તે, અશિક્ષિતનું શિક્ષણ, રવિવારશાલાનો પ્રસાર, નિયમિતપણાને ફેલાવવાના પ્રયાસો, જુલમથી અધમ સ્થિતિમાં સપડાયલા વર્ગને ઉન્નતિમાં આણવા, કે જે કાર્યમાં ઉત્તમ વર્ગના સ્ત્રીપુરુષો આટલું બધું મન ધાલે છે, આ સર્વ બાબતો ગણાવવાની જરૂર છે?

સર્વેની સમાનભાવજન્ય સહાયતાને માટે અવકાશ છે. જે પુરુષ ઇશ્વરને ચાહે છે તે ગરીબ કે તવંગર પડોશીને ચાહે છે, અને ન્યાયી, સત્યશીલ, અને દયાળુ થયા વિના રહેતો નથી. મૅસિલનને કહ્યું છે કે "ન્યાયી મનુષ્ય દુનીઆને માથે છે અને સર્વ વૃત્તાન્તોની ઉપર છે. સર્વ પ્રાણીઓ તેને વશ છે અને તે માત્ર ઇશ્વરનેજ વશ છે." માંદાની માવજત કરવી, વિધવાની અને નબાપાંની, સંકટોમાં મુલાકાત લેવી, પરોપકારની અને દરિદ્રની ઉન્નતિની યોજનાઓને આરંભવી કે તેની વૃદ્ધિ કરવી, આ સઘળાં કામમાં ઉદ્યોગ, દયા, અને પ્રેમની જરૂર છે.

ડૉક્ટર માર્ટિન્યૂ કહે છે કે "ખ્રિસ્તિઓનાં ઉત્સાહની ભૂલ અને નિષ્ફળતા વિષે તમને રુચે તે કહો, પણ તમે જેને વધારે ડાહ્યો ઉત્સાહ ધારતા હો તેવા કોઇ પણ ઉત્સાહથી ખ્રિસ્તિધર્મે જે કંઇ દુઃખ પામતાં મનુષ્યો માટે કીધું છે તેથી અર્ધું પણ થઇ શકશે નહિ. ખ્રિસ્તિધર્મ પોતાનો ઉદ્દેશ સફળ કરવામાં નિષ્ફળ થયો છે; પણ જે ઉદ્દેશ એના કરતાં મન્દ ઉત્સાહથી કદી પણ સિદ્ધ થયા ન હોત તેવા બીજા ઉદ્દેશ તેણે સફળ કીધા છે. ખ્રિસ્તિધર્મના ઉત્સાહ વગર ખ્રિસ્તિરાજ્યમાં શાળા ક્યાંથી હોત?

---

*"સાંપ્રતજીવનઃ અને કુદરત અને જીવન." ચિકાગોના ઐક્યજનક દેવલના ઉપદેશક, રૉબર્ટ કોલિયરકૃત ઉપદેશ.

ખ્રિસ્તિધર્મ પ્રચારક સૈન્ય ઘણી વાર પરાજય પામ્યું છે અને નિષ્ફળ ગયું છે, તોપણ તે ન હોત તો જે સુધારારૂપી મોખરાની પલટણો દુનીઆમાં સર્વત્ર જંગલીપણાને વશ કરે છે તે પલટણો ક્યાં ઊભી હોત ? આત્માને માટે આપણે પૂજ્યભાવ ન ધરાવતા હોત તો દેહદુઃખ માટે, ભિન્ન ભિન્ન પ્રકારના દયાભાવ માટે અને નિવારણના ઉપાયને માટે આપણે ક્યાં સુધી વાટ જોવી પડત ? ખ્રિસ્તિઓએ ઘણાં મૂર્ખ કાર્યો વિષે પ્રયાસ કીધો હશે, પણ એથી વધારે ડાહ્યાં કાર્યો કોણે સફળ કીધાં છે ? દુનીઆને તિરસ્કારવા વિષે તેમણે કદાચ જોઇએ તેથી વિશેષ કહ્યું હશે, પણ તેને વસવા યોગ્ય બનાવવા કોણે વધારે કીધું છે ?" વળી તેણે કહ્યું છે કે "દરિદ્રમાં દરિદ્ર લોકોમાં પણ એક વાર ધર્મની કારકર્ત્તિઓ ગેરાય અને કુટુંબ ઇશ્વરથી ભય પામતું થાય, તો તરતજ તેનું સ્વરૂપ બદલાવા માંડે છે. ચીથરીઆળ લુગડાં દેખાતાં બંધ થાય છે, રાચરચીલું પાછું આવે છે, માંદગી ઓછી થાય છે, છોકરાં આનંદી દેખાવ ધારણ કરે છે, કલહ બંધ થાય છે, સંકટના સમયો અગાઉ કરતાં વધારે સારી રીતે તરી જવાય છે, અને શોક એક વખત માન્દ્ય અને ઉદાસી ઉત્પન્ન કરનાર હતો, તે હવે આશારૂપ અને વિશ્વાસજનક થાય છે.".

વર્ડ્સવર્થ કહે છે કે "ગરીબમાં ગરીબ પણ જાતે કંઇક નાનાં કલ્યાણોના ઉત્પન્ન કરનારા અને પ્રચાર કરનારા થયા છે." એક જોડા સાંધનારે પોર્ટસમાઉથમાં ચીથરીઆળ છોકરાં માટે શાળા સ્થાપી. તેને વિષે ડૉકટર ગૂથ્રીએ કહ્યું છે કે "જૉન પાઉંડસ મનુષ્યજાતિનું ભૂષણ છે, અને બ્રિટનના કિનારામાં કદી પણ ઊભું નહિ કીધું હોય એવા અતિશય ઊંચા સ્મારકચિહ્નને યોગ્ય છે." ગ્લૂસ્ટરના એક ચિત્રકારે અંગ્રેજી રવિવારશાળાઓ સ્થાપી અને તેને માટે તે જૉન પાઉંડસ કરતાં પણ વધારે ઊંચા સ્મારક ચિહ્નને યોગ્ય છે. ન્યૂ કૅસલના એક મોચીએ હિંદુસ્તાનમાં ખ્રિસ્તિધર્મ પ્રચાર કરવાનું કામ આરંભ્યું. એક કારખાનાની છોકરીએ ગ્લાસગોમાં કુપ્યશાળાના ('ફાઉન્ડ્રિ'ના ) છોકરાઓ માટે ધર્મમંડળ સ્થાપ્યું.

ગરીબ લોકોને શેની શેની જરૂર છે તે દ્રવ્યવાન્ કરતાં ગરીબ લોકો વધારે સારી રીતે જાણે છે. મોટાં શહેરોમાં વિચારવંત, ચિતાન્તુર ચહેરા અને સખત ફીકરની છાપવાળાં ચઢી ગયલાં ભવાંવાળા વૃદ્ધ વાસીઓને જોવાથી જેટલી દિલગીરી પેદા થાય છે તેટલી ત્યાં બીજું કશું જોવાથી થતી નથી. ગરીબ લોકોનું ઘર ઘણીવાર ઘરજ નથી. દ્રવ્યવાન્ અને ગરીબો જુદા જુદા

અને છેટે છેટે રહે છે. તેમનો સામાજિક વ્યવહાર અટકાવવાને ઘણી અડચણો વચમાં નડે છે. ગરીબ લોકોને પોતાના વર્ગ સિવાય બીજું કંઇ સમાગમસ્થાન નથી. અસભ્ય અને અશિક્ષિત લોકો સાથે વ્યવહારમાંથી બચવાનો તેમની પાસે કંઇ ઉપાય નથી. અતિદરિદ્ર લોકોનાં છોકરાં માત્ર ખોરાક માટે માબાપનાં પ્રતિસ્પર્ધી તરીકેજ જીવે છે, અને જીંદગીની મુશ્કેલાઇનાં ખરાં સ્વરૂપમાં તેમને કાચી વયે ઉતાવળથી દાખલ કરી દેવામાં આવે છે. ઉપલી સ્થિતિના લોકોને ગરીબ લોકો જાણે અજાણ્યા દેશના વાસી ન હોય એવા લાગે છે.

માત્ર ગરીબ લોકોનેજ ગરીબ લોકો સારૂ ખરેખરી અને સાચી લાગણી થાય છે. તેઓજ પરસ્પરનાં દુઃખો જાણે છે, તેઓજ એક બીજાના સમાનભાવ અને પ્રીતિની જરૂર જાણે છે. પૈસાદાર લોકોની ઉદારતા વિષે લોકોને રુચે તેમ વાત કરે, પણ ગરીબ લોકોની ઉદારતાને મુકાબલે તે કંઇ નથી. તંગી, માંદગી, સખતાઇ, અને દુઃખના સમયમાં ગરીબ લોકો એટલે બધે દરજ્જે એકબીજાને દિલાસો અને પુષ્ટિ આપે છે કે તેનો ઊંચા વર્ગના લોકોને સ્વપ્નમાં પણ ખ્યાલ આવતો નથી. દિવસે દિવસે અને વરસે વરસે જૂજ પેટભર અનાજ માટે મહેનત કરવાને તેઓ સંતુષ્ટ છે; તોપણ જાતિભાઇને તંગીમાં કે દુઃખમાં જુએ છે, ત્યારે તેને માટે પોતાના અત્યલ્પ દ્રવ્યમાંથી પણ બચાવી શકે છે. તેમજ ઓશીકું સુવાણું કરવું અને એવાં બીજાં નાનાં દયાનાં કર્તવ્ય કરવાથી માંદગી અને દુઃખ સહ્ય થાય છે, તેને માટે પણ કોઈ મિત્રની કદી ખામી પડતી નથી. આ બાબતમાં ગરીબ લોકોની સ્ત્રીઓ વિશેષ તત્પર અને ઉદ્યોગી હોય છે. તેઓ એટલે બધે દરજ્જે નુકસાન વેઠે છે, જોખમમાં પડે છે, તંગી સહન કરે છે, અને ધૈર્ય અને દયાળુપણું બતાવે છે કે દુનીઆ તે કદી પણ જાણતી નથી. અને જાણે તોપણ ભાગ્યેજ માની શકે.

રૉબર્ટ રેકસ વિષે થોડો વખત થયાં ઘણું લખવામાં આવ્યું છે, તેથી અમે એને વિષે થોડા વખત ટુંકામાં પતાવીશું. રવિવારશાળાઓ એના સમય પહેલાં હયાતીમાં હતી. ચારસેં કરતાં વધારે વર્ષ થયાં ચાલતી આવતી કાઉનલ બોરોમીઓની શાળા વિષે અમે સૂચના કરી ગયા છિયે. ઇંગ્લંડમાં ત્યાર પછી ઘણાં વર્ષ ઉપર પણ રવિવારશાળાઓ હતી. રેકસના મનમાં પ્રથમ વિચાર આણનાર ઊનની પિંઝોટી કરનાર વિલિયમ કિંગ હતો. તેણે ડર્સ્લીમાં એક રવિવારશાળા સ્થાપી હતી, તે લોકોની સહાયતા ન હોવાને લીધે નિષ્ફળ ગઇ હતી; તોપણ તેણે પોતાની યોજના વિષે વિશ્વાસ છોડ્યો

નહોતો. એક દિવસ રવિવારે તે ગ્લૂસ્ટર ગયો હતો, ત્યારે તેણે રેકસની મુલાકાત લીધી અને બંને જણા શહેરના એક નીચામાં નીચા ભાગ, 'ટાપુ' ઉપર સાથે ફરતા હતા. ત્યાં ચીથરાંઆળાં છોકરાં ભિન્ન ભિન્ન રમતોમાં ગુંચાયલાં હતાં. કિંગે કહ્યું, "વિશ્રાન્તિદિવસ આવી રીતે અપવિત્ર કરાય છે એ કેવું શોકજનક છે!" રેકસે કહ્યું, "પણ એ રીતમાં ફેરફાર કેવી રીતે કરાય?" "સાહેબ, મેં ડરલીમાં ઉઘાડી છે તે પ્રમાણે એક પ્રામાણિક રોજિંદારની મદદથી એક રવિવારશાળા ઉઘાડો; પણ અતિશય કામ હોવાને લીધે જેટલો ઇચ્છું છું તેટલો વખત શાળા પાછળ હું રોકી શકતો નથી; કેમકે મને એમ લાગે છે કે મારે આરામની જરૂર છે."

રેકસે ગ્લૂસ્ટરના બંદીખાનાની મુલાકાત લીધી. ખાતર પાડવાના ગુના માટે મોતની શિક્ષા થયલા એક માણસને તેણે ત્યાં જોયો. રેકસ કહે છે કે "તેને લગાર પણ કેળવણી મળી નથી. તેણે પોતાના સર્જનારની કદી પણ પ્રાર્થના કીધી નથી. ઇશ્વરને તે સમ ખાવાના નામ તરીકેજ ઓળખતો. મરણ પછીની સ્થિતિ વિષે તેને બીલકુલ જ્ઞાન નહોતું. આ સમાગમથી રેકસના મન પર ઘણી અસર થઇ. તે શહેરની આસપાસના ભાગ્યેજ કોઇ પણ છોકરાંને કંઈ પણ કેળવણી મળતી. જેવા તેઓ કંઇ પણ કરવાને શક્તિમાન થાય કે તરતજ તેમને કામે મોકલવામાં આવતાં, અને અવકાશના વખતમાં મુખ્યત્વે રવિવારે તે છોકરાંને કોઇ પણ પ્રકારના દાબ વગર છૂટાં મૂકવામાં આવતાં."

પછી તેણે એક રવિવારશાળા સ્થાપી. તેના મનમાં બાળપણ માટે દયાભાવ હતો, અને છોકરાંને તે પ્રીતિથી નાનાં અધમ મનુષ્ય કહેતો હતો, તેમની પ્રીતિ સંપાદન કીધી. દેવલમાં વપરાતી પ્રશ્નોત્તરમાલા વાંચતાં અને સમજતાં શિખવવાની અને એ નાના નાસ્તિકોને નિયમમાં રાખવાની તેણે સૂચના કીધી. ૧૭૮૩ માં તે ચાર શાળાઓ ભાડે રાખવા તૈયાર થયો અને અત્યાર સુધી કોઇએ દરકાર ન રાખેલી એવાં છોકરાંના દરેક શિક્ષકને એક શિલિંગ આપવા કબૂલ થયો. રવિવારે પાછલે પહોરે, એ શાળાઓની મુલાકાત લેવા અને છોકરાંના જ્ઞાનમાં શો વધારો થયો તે તપાસવા તેણે તાલુકાના મદદનીશ પાદરીને વિનંતિ કરી. રેકસની શાળાઓમાં શિક્ષકોની છોકરાં તરફ ખરી પ્રીતિરૂપી શિક્ષણનું ઘણુંજ કિમતી મૂલતત્ત્વ જોવામાં આવતું. શિક્ષકોની પ્રીતિથી બાળકોનાં હૃદય પ્રેરાતાં હતાં.

રેકસની પ્રથમ શાળાઓ સ્થાપ્યાને લગભગ ત્રીશ વર્ષ થયા પછી એક જોસેફ લૅન્કેસ્ટર નામના જુવાન ક્વેકરના ઉદ્યોગી પ્રયાસથી રવિવાર

સિવાયને કોઇ પણ દિવસે ગરીબનાં છોકરાંને કેળવણી આપવા; પાછળથી 'બ્રિટનની અને પરદેશની શાળામંડલી' નામથી પ્રસિદ્ધ થયલી સભા સ્થાપવામાં આવી હતી. તે રેકસને એકાંતવાસમાં મળવા આવ્યો. તે સમયે રવિવારશાળાનો સ્થાપક ૭૨ વર્ષનો હતો અને ઉદ્યોગનું કામ કરી શકાય એવી તેનામાંથી શક્તિ જતી રહી હતી, તોપણ તેની અતિપ્રિય સ્થાપિત શાળા માટે તેને ઘણી કાળજી હતી. રવિવારશાળાનાં મૂળ વિષે લૅન્કેસ્ટરે ઘણી પૂછપરછ કીધી, અને રેકસના એક જવાબનું રસિક વર્ણન સાચવી રાખ્યું છે.

પરોણાના હાથ પર ટેકો દઇને તે વૃદ્ધ પુરુષ તેને ગ્લૂસ્ટરને ધોરી રસ્તેથી પાછલી શેરીમાં જે સ્થળે પ્રથમ શાળા ઉઘાડી હતી ત્યાં તેડી ગયો. તે વૃદ્ધ પુરુષે કહ્યું, "અહિં થોભો." પછી ટોપી ઊતારીને, અને આંખ બંધ કરીને, તે બોલ્યા ચાલ્યા વગર એક ક્ષણપર્યન્ત પ્રભુપ્રાર્થના કરતો ઊભો. પછી મિત્ર તરફ ફરીને, ગાલ પર અશ્રુધારા વહેતાં તેણે કહ્યું, "મેં છોકરાંની લાચાર અવસ્થા જોઇ અને શહેરના લોકોને વિશ્રાન્તિદિવસ અપવિત્ર કરતા જોયા, ત્યારે હું આ સ્થળે ઊભો હતો. મેં પૂછ્યું કે " આ દુરાવસ્થા દૂર કરવા કંઇ પણ કરી શકાય નહિ ?" ત્યારે 'પ્રયાસ કરો' એવો એક ધ્વનિ મેં પ્રત્યુત્તરમાં સાંભળ્યો. મેં પણ પ્રયાસ કીધોજ અને જુઓ, ઈશ્વરે કેવું પરિણામ આણ્યું છે ? જે સ્થળે 'પ્રયાસ કરો' એવાં વચને મારા મનમાં આટલી બધી અસર કીધી તે સ્થળે, ઇશ્વરે મારા મનમાં એવો વિચાર આણ્યો તેને માટે તેના આભાર માનવા મારા હાથ અને હૃદય ઇશ્વર તરફ ઊંચા કરી તેની પ્રાર્થના કર્યા વિના, હું કદી છોડી શકીશ નહિ."

ઘણાં વર્ષ સુધી રેકસ શહેરનાં અને ગામડાંનાં બંદીખાનાં હમેશ જોવા જતો, અને ૩,૦૦૦ છોકરાંની કેળવણી પર તેણે દેખરેખ રાખી હતી; તેમાંનાં કોઈ પણ બંદીખાનામાં આવ્યાં છે કે નહિ તે જાણવાની તેને પુષ્કળ જોગવાઇ હતી, તેથી લૅન્કેસ્ટરે તેને ખુલ્લું પૂછ્યું કે એમાંનાં કોઇ પણ છોકરાં કેદખાનામાં ગયાં છે ? જે સ્મરણશક્તિ આટલી મોટી ઉમ્મરે પણ તિવ્ર અને વિકારરહિત હતી તે સ્મરણશક્તિની મદદથી રેકસે ખાતરીથી જવાબ દીધો કે "એક નહિ." *

**મેરિ ઍન કલૂ**, ગ્લાસ્ગોની કારખાનાની છોકરી, રૉબર્ટ રેકસના કરતાં સંસારી સ્થિતિમાં ઘણી નીચી પદવીની હતી. તે વર્તમાનપત્રનો

* આ આલ્ફ્રેડ ગેગરિકૃત, "રૉબર્ટ રેકસ" વર્તમાનપત્ર રચનાર અને વિશ્વમિત્ર, ૧૮૭૭.

નહોતો. એક દિવસ રવિવારે તે ગ્લૂસ્ટર ગયો હતો, ત્યારે તેણે રેકસની મુલાકાત લીધી અને બંને જણા શહેરના એક નીચામાં નીચા ભાગ, 'ટાપુ' ઉપર સાથે ફરતા હતા. ત્યાં ચીથરાંઆળાં છોકરાં ભિન્ન ભિન્ન રમતોમાં ગુંથાયલાં હતાં. કિંગે કહ્યું, "વિશ્રાન્તિદિવસ આવી રીતે અપવિત્ર કરાય છે એ કેવું શોકજનક છે!" રેકસે કહ્યું, "પણ એ રીતમાં ફેરફાર કેવી રીતે કરાય?" "સાહેબ, મેં ડરસ્લીમાં ઉઘાડી છે તે પ્રમાણે એક પ્રામાણિક રોજિંદારની મદદથી એક રવિવારશાળા ઉઘાડો; પણ અતિશય કામ હોવાને લીધે જેટલો ઇચ્છું છું તેટલો વખત શાળા પાછળ હું રોકી શકતો નથી; કેમકે મને એમ લાગે છે કે મારે આરામની જરૂર છે."

રેકસે ગ્લૂસ્ટરના બંદીખાનાની મુલાકાત લીધી. ખાતર પાડવાના ગુના માટે મોતની શિક્ષા થયલા એક માણસને તેણે ત્યાં જોયો. રેકસ કહે છે કે "તેને લગાર પણ કેળવણી મળી નથી. તેણે પોતાના સર્જનારની કદી પણ પ્રાર્થના કીધી નથી. ઇશ્વરને તે સમ ખાવાના નામ તરીકેજ ઓળખતો. મરણ પછીની સ્થિતિ વિષે તેને ખીલકુલ જ્ઞાન નહોતું. આ સમાગમથી રેકસના મન પર ઘણી અસર થઇ. તે શહેરની આસપાસના ભાગ્યેજ કોઇ પણ છોકરાંને કંઇ પણ કેળવણી મળતી. જેવા તેઓ કંઇ પણ કરવાને શક્તિમાન્ થાય કે તરતજ તેમને કામે મોકલવામાં આવતાં, અને અવકાશના વખતમાં મુખ્યત્વે રવિવારે તે છોકરાંને કોઇ પણ પ્રકારના દાબ વગર છૂટાં મૂકવામાં આવતાં."

પછી તેણે એક રવિવારશાળા સ્થાપી. તેના મનમાં બાળપણ માટે દયાભાવ હતો, અને છોકરાંને તે પ્રીતિથી નાનાં અધમ મનુષ્ય કહેતો હતો, તેમની પ્રીતિ સંપાદન કીધી. દેવલમાં વપરાતી પ્રશ્નોત્તરમાલા વાંચતાં અને સમજતાં શિખવવાની અને એ નાના નાસ્તિકોને નિયમમાં રાખવાની તેણે સૂચના કીધી. ૧૭૮૭ માં તે ચાર શાળાઓ ભાડે રાખવા તૈયાર થયો અને અત્યાર સુધી કોઇએ દરકાર ન રાખેલી એવાં છોકરાંના દરેક શિક્ષકને એક શિલિંગ આપવા કબૂલ થયો. રવિવારે પાછલે પહોરે, એ શાળાઓની મુલાકાત લેવા અને છોકરાંના જ્ઞાનમાં શો વધારો થયો તે તપાસવા તેણે તાલુકાના મદદનીશ પાદરીને વિનંતિ કરી. રેકસની શાળાઓમાં શિક્ષકોની છોકરાં તરફ ખરી પ્રીતિરૂપી શિક્ષણનું ઘણુંજ કિંમતી મૂલતત્ત્વ જોવામાં આવતું. શિક્ષકોની પ્રીતિથી બાળકોનાં હૃદય પ્રેરાતાં હતાં.

રેકસની પ્રથમ શાળાઓ સ્થાપ્યાને લગભગ ત્રીશ વર્ષ થયા પછી એક જોસેફ લૅન્કેસ્ટર નામના જુવાન ક્વેકરના ઉદ્યોગી પ્રયાસથી રવિવાર

અશ્લીલ ભાષાથી મુક્ત રહેતા તેથી, એવા તો જુદા પડી આવતા કે સર્વ કુપ્યગૃહોમાં 'મેરિ ઍનના છોકરાઓ' એક પ્રસિદ્ધ જનપ્રવાહ થયો.

ડૉક્ટર ગુર્થી કહે છે કે "આ છોકરીએ જે કલ્યાણ કીધું છે તેનો અંશ પણ એના કરતાં દશ ગણો વખત, દ્રવ્ય, કેળવણી, અને અધિકાર જેમને હોય છે એવા કેટલા બધા ખ્રિસ્તિઓએ કીધો નથી તે વિચારવાથી કોઈ પણ પુરુષને દિલગીરી ઉત્પન્ન થાય. કોઇ પણ મનુષ્ય 'શું હું મારા ભ્રાતિભાઈનો પાલક છું' એવું બહાનું ન્યાયતી રીતે દલીલમાં મૂકી શકયો હોત તો તે એજ સ્ત્રી હતી; કેમકે એને પોતાનો નિર્વાહ કરવો અઘરો માલમ પડતો હતો. એ દરરોજ સવારે કારખાનાના ઘંટનાદથી જાગ્રત્ થતી, અને અંધારા અને શાન્ત મહોલ્લામાં થઇને અર્ધી દુનીઆ જાગ્રત્ થઇ હોય તે પહેલાં કેટલાએ કલાક કામ કરી ચૂકી હતી......વળી ઘણી રાત તે દયાનાં કામ કરવા, વંઠી ગયલાઓને શોધી કાઢવા, અધમ સ્થિતિના લોકોને ઉન્નતિમાં આણવા,અને મનુષ્ય જાતિનાં દુઃખ પોતાનેજ કોમળ હાથે નિવારણ કરવા નીકળી પડતી."

આસરે ત્રણ વર્ષ પર્યન્ત મેરિ ઍન કલૂએ ઉદાર ઉદ્યોગ જારી રાખ્યો; પણ પછી આખરે તનદુરસ્તી સારી ન રહેવાને લીધે તે કામ તેને બીજાને સોંપવું પડયું. પણ તેણે જે બીજ વાવ્યું હતું તેણે મૂળ ઘાલ્યું અને પરિપકવ થઇ તેનાં સારાં ફળ નીપજ્યાં. ૧૮૬૫ માં ગ્લાસ્ગોના કુપ્યગૃહબાલકોની ધર્મસમાજ સ્થપાઇ. ૭ વર્ષમાં તેમાં ૧૪,૦૦૦ છોકરા, અને છોકરીઓ દાખલ થયાં, અને તેના પર ૧૫,૦૦ ઉપદ્રાસકે (મૉનિટરે)અને ૨૦૦ થી વધારે ગૃહસ્થોએ દેખરેખ રાખી. ૩૦૦ થી વધારે ગૃહસ્થોએ શહેરના જુદા જુદા ભાગમાં છોકરાંને ભાષણો આપ્યાં. તેમની સંસારી સ્થિતિ સુધારવા દરેક પ્રયત્ન કરવામાં આવ્યો. એ સમાજ રવિવારશાળા અને ખ્રિસ્તિ દેવલને જોડનાર સાધનભૂત થઈ. એમાં ધર્મસંબંધી અને સંસારસંબંધી કેળવણી મફત આપવામાં આવતી હતી. નિયમિતપણું એ સ્થાપિત શાળાનો મર્મ હતો. અલ્પદ્રવ્યસંગ્રાહક પેઢી ( પેનિ બૅંક ) અને રક્ષિતદ્રવ્યસંગ્રાહક પેઢી ( સેવિંગ બૅંક ) સ્થાપવામાં આવી. વાદ્ય અને સંગીત મંડળીઓ બીજું બળવાન્ સાધન થઇ પડયું. દરેક શનિવારની સાંજે સંગીતોત્સવ કરવામાં આવતો. શહેરના જીવનમાં જે બેફીકરાઇ, અજ્ઞાન, અને નિર્દયતા જોવામાં આવે છે તેમાંથી બાળકોને દૂર કરવા દરેક પ્રયત્ન કરવામાં આવ્યો. ઉપલા દરજ્જાના અશિક્ષિત શિક્ષકો સિવાય જે સર્વ એ સ્થાપિતાલયમાં

અધિપતિ હતો, પણ એ તો સંચામાં કામ કરનારી હતી. પણ તેને મનુષ્ય-જાતિનાં દુઃખ નિવારણ કરવાનો પ્રસંગ મળ્યો, અને એવો પ્રસંગ દરેક જણને મળી શકે. એ કંઇ 'કેળવણી'થી પ્રેરાઇ નહોતી, પણ કોમળ સ્ત્રીત્વયોગ્ય સમાનભાવથી પ્રેરાઇ હતી. દરરોજ આજીવિકા પ્રાપ્ત કરવા તે હાથમહેનત કરતી હતી, પણ પ્રેમભાવરૂપી મહાન્ શિક્ષકે તેને ઊંચા પ્રકારના ઉદ્યોગના વિષયમાં ચઢાવી. તેનું દિવસનું કામ પૂરૂં થતું, ત્યારેજ તેનો પ્રેમભાવનો ઉદ્યોગ શરૂ થતો. તેણે કુપ્યગૃહમાં ઘણા ગરીબ છોકરાઓ કામે લાગેલા જોયા. તેમની સંભાળ લેવાને કોઇ પણ હોય નહિ એમ ભાસતું હતું. તેમની સંપૂર્ણ બેદરકારી રાખવામાં આવતી અને તેથી તેઓ બાળપણથીજ દુર્ગુણના બોધમાં દાખલ થતા. તે છોકરીને તેમની દયા આવી. તેણે કહ્યું, " જો મારાથી તેમને ઇશ્વરભક્તિમાં અને સત્કાર્ય કરવામાં આણી શકાશે તો હું પ્રયત્ન કરીશ."

જેવો તેણે નિશ્ચય કીધો કે તરતજ તેને અમલમાં આણવાનો પ્રયત્ન કીધો. તેણે કારખાનાની નીચે એક ખંડ વાપરવા માગ્યો અને તે મેળવી ત્યાં પોતાનો ઉદ્યોગ ચલાવ્યો. એ ખંડ ૧૮૬૨ ના જૂનમાં તેણે ખોલ્યો. પાછલા ચોગાનમાં બીડી પીવામાં અને અસભ્ય ગમતમાં વખત ગાળવાને ટેવાયા હતા તેમાંથી ચીથરીઆળ કપડાં અને ગંદા ચહેરાવાળા ઘણા કુપ્યગૃહના છોકરાઓને તેણે પોતાની પાસે આવવા આકર્ષ્યા. તેણે તેમને જોડણી કરતાં, વાંચતાં, સ્વચ્છ રહેતાં, સદાચારી અને ધાર્મિક થતાં શીખવ્યું. એ ગરીબ, ભટકતા, કોઇએ પણ દરકાર રાખ્યા વિનાના છોકરાઓને તે ચાહતી હતી. સંકટને સમયે તે તેમને ખરી મદદ કરતી હતી.

આ છોકરાઓને દુરાચારમાંથી બચાવવાનો અને સુખી કરવાનો તેનો પ્રયાસ માત્ર રવિવારેજ થયો હતો એમ નહિ. આખા અઠવાડીઆમાં પોતાનો બધો અવકાશનો વખત તેમનામાં રોકાતો હતો. જેવું દિવસનું કામ પૂરૂં થાય કે તે ઉદાર સ્ત્રી તે છોકરાંઓનાં ઘર ( જો એવાં નિવાસસ્થાનને ઘર કહી શકાય તો ) શોધી કાઢતી. તે સઘળાને ઓળખતી હતી અને તેમની દિલગીરી ભરેલી હકીકત, તેમનાં જોખમ, અને તેમનાં સંકટો જાણતી હતી; અને ખ્રિસ્તિધર્મને અનુસરતાં વર્ત્તનધોરણ, ચિત્તાકર્ષક રીતભાત, અને ઉભરાઇ જતા દયાભાવથી તેણે તેમના પર એવી તો સત્તા મેળવી કે તેમાંથી ઘણાંજ સુખકારક પરિણામ નીવડયાં. એ છોકરાઓ પોતાનાજ વર્ગના અને ધંધાના બીજા છોકરાઓથી, ઊંચી જાતનો ઉદ્યોગ, સદાચાર, અને

# પ્રકરણ ૧૧.

## વિશ્વપ્રીતિ.

વિશ્વાસ, આશા, અને કૃત્યમાં ઈશ્વરનો મિત્ર થા.

મિકાયલ સ્કૅાટ.

કોમલ દયાભાવ અમીરાઈનું ખરૂં લક્ષણ છે.

શેકસપીઅર.

અરે માર્ગમાં પરિશ્રમને લીધે મૂર્ચ્છાગત થતા ભાઇ, અરે ગરીબ બેન, જેનાથી ધાર્મિક પુરુષો દૂર રહે છે, આયુષ્ય અને શક્તિ જતાં રહે તે પહેલાં તમારો બોજો સહન કરવા એક પુરુષ આવે છે.

જીવનવિષે ગીત.

મરનાર માણસો તરફથી ઘણા દીર્ઘનિશ્વાસ નીકળે છે, તે આપણે સાંભળતા નથી. વિધવાઓ અને નબાપાં છોકરાં ઘણા વિલાપ કરે છે, તે આપણે કાને પહોંચી શકતા નથી ઘણા ગાલ આંસુથી ભીના થાય છે, અને વદન અવર્ણ્ય શોકથી ખિન્ન થાય છે, તેને આપણે જોઈ શકતા નથી. નિર્દય જોરજૂલમને ઉત્તેજન મળે છે, ચોરોને પુષ્ટિ મળે છે, અને હજારો લોકોએ આપણને કદી ઇજા કરી નથી, તેમને નિરાધાર દાસત્વમાં રાખવામાં આવે છે.

જોન વૂલ્મૅન (ક્વેકર) ૧૭૭૫.

---

બીજાઓને દોરવામાં, સુધારવામાં, અને નિયમમાં રાખવામાં અંગબળ આવશ્યક છે એવો તે પરનો વિશ્વાસ છોડી દેવામાં મનુષ્યો ઘણી ઢીલ કરે છે. અંગબળ ઘણી ઉઘાડી, દેખાઇ આવે એવી ચીજ છે, અને તે કાર્યકારણની સર્વ તપાસ કોરે મૂકે છે. યુક્તિપ્રયુક્તિની કંઇ પણ તુલના કર્યા વિના વિષયોનો નિર્ણય કરવાની એ ટુંકી રીત છે. સર્વથી મોટો પ્રહાર કરે કે સર્વથી વધારે ચોક્સ નિશાન મારે તેજ ઉત્તમ પુરુષ એમ જે જંગલી પ્રજાઓમાં ગણાય છે તેમનું સંક્ષિપ્ત તર્કશાસ્ત્ર અંગબળ છે.

સુધરેલી પ્રજાઓએ પણ અંગબળ પરનો વિશ્વાસ મૂકી દેવામાં ઘણો વિલંબ કીધો છે. ઘણા પાસેના વખત સુધી, જે આબરૂદાર પુરુષો વચ્ચે દૈવયોગે કજીઓ થતો તેઓ પોતાનો કજીઓ દ્વન્દ્વયુદ્ધથી નક્કી કરતા, રાજ્યો પણ, લગભગ એકે એક, મુલકની કે પરસ્પરવ્યવહારની વ્યવસ્થા વિષે પોતાની તકરાર પતાવવા લશ્કરી બળનો આશ્રય લે છે. ખરેખર, અંગબળની સફળતા ઉપર વિશ્વાસ રાખવાની આપણને એટલી બધી કેળવણી અને બોધ મળ્યાં

ઉદ્યોગ કરે છે તે સ્વેચ્છાથી કામ કરે છે. તેમનો ઉદ્યોગ પ્રેમથી સ્વીકારેલો છે.

ઉનાળામાં છોકરાઓ અને છોકરીઓ, પર્યવેક્ષક અધિકારીઓ ( સુપરિન્ટેન્ડન્ટ ) સહિત ગામડામાં ગમત કરવા જાય છે. તેઓ ઘણુંખરૂં ઇન્વેરારેમાં ડ્યૂક ઑવ્ આર્ગાઇલિના બાગમાં જાય છે; કેમકે એ ઉમરાવ એ મંડળીનો માન્ય અધ્યક્ષ છે. એવે એક પ્રસંગેજ અમે ઉમદા કામ કરતી આ સંસ્થાથી વાકેફ થયા. હજી તેનું 'કુપ્યગૃહના બાલકોની મંડળી' એવું નામ જારી રહ્યું છે; તોપણુ તેનો ઉપયોગ ફેલાવવામાં આવ્યો છે, અને સર્વ વર્ગનાં મહેનત કરનાર છોકરાઓ અને છોકરીઓ માટેની તે મંડળી થઇ છે. એ મંડળી કલ્યાણ કર્મ કરી ચૂકી છે તે અવર્ણનીય છે. દરેક શહેરમાં એના જેવી એક સંસ્થા હોય તો કેવું સારૂં ! પણ એનું અનુકરણ માત્ર સ્કૉટ્લંડમાંજ, ગ્રીનોક, એડિનબરો, ડન્ડી અને એબર્ડીનમાં થયું છે. મૅન્ચેસ્ટર, લીડ્સ, બ્રૅડફર્ડ, અને ઇંગ્લંડનાં ઉત્તર દિશામાં આવેલાં ઘીચ વસ્તીવાળાં કુન્નરનાં કારખાનાવાળાં શહેરોમાં એવી સભા હોય તો કેવું સારૂં ! એ સ્થળે એવી મંડળીઓ અતિશય ઉપયોગી થઇ પડશે.



# પ્રકરણ ૧૧.

## વિશ્વપ્રીતિ.

વિશ્વાસ, આશા, અને કૃત્યમાં ઈશ્વરના મિત્ર થા.

મિકાયલ સ્કૉટ.

કોમલ દયાભાવ અમીરાઈનું ખરૂં લક્ષણ છે.

શેકસપીઅર.

અરે માર્ગમાં પરિશ્રમને લીધે મૂર્છાગત થતા ભાઇ, અરે ગરીબ બેન, જેનાથી ધાર્મિક પુરુષો દૂર રહે છે, આયુષ્ય અને શક્તિ જતાં રહે તે પહેલાં તમારો બોજો સહન કરવા એક પુરુષ આવે છે.

જીવનવિષે ગીત.

મરનાર માણસો તરફથી ઘણા દીર્ઘનિશ્વાસ નીકળે છે, તે આપણે સાંભળતા નથી. વિધવાઓ અને નબાપાં છોકરાં ઘણા વિલાપ કરે છે, તે આપણે કાને પહોંચી શકતા નથી ઘણા ગાલ આંસુથી ભીના થાય છે, અને વદન અવર્ણ્ય શોકથી ખિન્ન થાય છે, તેને આપણે જોઈ શકતા નથી. નિર્દય જોરજૂલમને ઉત્તેજન મળે છે, ચોરોને પુષ્ટિ મળે છે, અને હજારો લોકોએ આપણને કદી ઇજા કરી નથી, તેમને નિરાધાર દાસત્વમાં રાખવામાં આવે છે.

જોન વૂલમૅન (કવેકર) ૧૭૭૫.

---

બીજાઓને દોરવામાં, સુધારવામાં, અને નિયમમાં રાખવામાં અંગબળ આવશ્યક છે એવો તે પરનો વિશ્વાસ છોડી દેવામાં મનુષ્યો ઘણી ઢીલ કરે છે. અંગબળ ઘણી ઉઘાડી, દેખાઇ આવે એવી ચીજ છે, અને તે કાર્યકારણની સર્વ તપાસ કોરે મૂકે છે. યુક્તિપ્રયુક્તિની કંઇ પણ તુલના કર્યા વિના વિષયોનો નિર્ણય કરવાની એ ટુંકી રીત છે. સર્વથી મોટો પ્રહાર કરે કે સર્વથી વધારે ચોકસ નિશાન મારે તેજ ઉત્તમ પુરુષ એમ જે જંગલી પ્રજાઓમાં ગણાય છે તેમનું સંક્ષિપ્ત તર્કશાસ્ત્ર અંગબળ છે.

સુધરેલી પ્રજાઓએ પણ અંગબળ પરનો વિશ્વાસ મૂકી દેવામાં ઘણો વિલંબ કીધો છે. ઘણા પાસેના વખત સુધી, જે આબરૂદાર પુરુષો વચ્ચે દૈવયોગે કજીઓ થતો તેઓ પોતાનો કજીઓ દ્વન્દ્વયુદ્ધથી નક્કી કરતા, રાજ્યો પણ, લગભગ એકે એક, મુલકની કે પરસ્પરવ્યવહારની વ્યવસ્થા વિષે પોતાની તકરાર પતાવવા લશ્કરી બળનો આશ્રય લે છે. ખરેખર, અંગબળની સફળતા ઉપર વિશ્વાસ રાખવાની આપણને એટલી બધી કેળવણી અને બોધ મળ્યાં

છે—ઇતિહાસમાં, માન, કીર્તિ, અને સર્વ પ્રકારના મોટા આડંબરવાળાં નામ સાથે યુદ્ધ એટલું બધું એકરૂપ થયું છે—કે જો અંગબળ વાપરવાનો રિવાજ કાઢી નાંખીએ અને તેને સ્થાને પ્રેમભાવ, પરોપકારબુદ્ધિ, અને ન્યાયવૃત્તિનો ઉપયોગ કરીએ તો જનમંડળનું બંધારણ ટકી રહી શકશે એ આપણે ભાગ્યેજ સંભાવિત ધારી શકીએ.

તોપણ અંગબળ વાપરવાની રીતિની સફળતા વિષે ઘણે ઠેકાણે સંશય રાખવામાં આવે છે. એવું ધરાય છે કે અંગબળ વાપરવાથી યોગ્ય કરતાં વિશેષ વિરોધભાવ ઉત્પન્ન થાય છે, અને જોરજૂલમની રીતે મનુષ્યને નરમ પાડવામાં આવે તો તેથી સામા થવાની વૃત્તિ પેદા થાય છે, અને તે વખતે વખતે બલાત્કારનાં કૃત્યો, તિરસ્કાર, દુરાચાર, અને અપરાધના રૂપમાં બહાર નીકળી આવે છે. ખરેખર, સર્વ દેશમાં અને સર્વ પ્રસંગે બલાત્કારની રીતિમાંથી એવાંજ પરિણામ થયાં છે. દુનીઆનો ઇતિહાસ ઘણે દરજ્જે બલાત્કારની રીતિની નિષ્ફળતાનો ઇતિહાસ છે.

શું આપણે વધારે ડાહ્યા થઈએ છિયે ? જો આપણે મનુષ્યને વધારે સારા અને સુખી કરવા હોય, તો સામબળ, જે અંગબળ કરતાં વધારે સારૂં અને કલ્યાણકારક છે, તેનો આશ્રય લેવો જોઇએ એવું આપણને જ્ઞાન થવા માંડયું છે ? મનુષ્ય સાથે એવી નરમાશથી વર્તવાની રીત વાપરવામાં આવી છે ત્યારે તેઓએ કોઈ પણ પ્રસંગે વિરોધ દર્શાવ્યો નથી કે બંડ કીધું નથી, તેઓ કદી પણ બગડયા નથી, પણ દરેક પ્રસંગે તેઓમાં સુધારો થયો છે. પ્રેમભાવ એક નિયામક શક્તિ છે. જે સર્વે તેની સત્તા તળે આવે છે તેમને તે ઉન્નતિમાં આણે છે, અને સુધારે છે. પ્રેમભાવ મનુષ્યને વિષે એક પ્રકારનો વિશ્વાસ દાખવે છે,' અને વધારે ઊંચા ગુણ પર વિશ્વાસ રાખ્યા વિના, તેને સુધારવા જે કોઈ રીત વાપરીશું તે સફળ થશે નહિ. દયાભાવ દરેક પુરુષપ્રકૃતિના વધારે સારા અંશને બહાર કાઢે છે, વિરોધને નિર્બળ બનાવે છે, ક્રોધવિકારને દૂર કરે છે, અને કઠણમાં કઠણ હૃદયને પણ નરમ બનાવે છે. દયાભાવ દુરાચારને હઠાવે છે અને સદાચારને પુષ્ટ કરે છે. એજ વર્તનધોરણ પ્રત્યેક મનુષ્ય પ્રત્યે ચલાવો તેજ પ્રમાણે પ્રજા પ્રત્યે પણ ફેલાવો તો ત્યાં પણ તે સફળ થશે. એથી ટોળીઓ અને પ્રાન્તો વચ્ચે કજીઆ કયારના ઓછા થઈ ગયા છે; એજ વર્તનને છૂટ આપી સર્વત્ર પ્રસરવા દેશો તો પ્રજાઓ વચ્ચે યુદ્ધ પણ એથી બંધ થશે. આવો વિચાર હાલ શેખસલ્લી જેવો લાગશે, તોપણ આવતા જમાનાના લોકો યુદ્ધ કરવું એ ન કરાય એવો અતિઘોર અપરાધ ગણતા થશે.

એમર્સન કહે છે કે "આ પરિશ્રાન્ત, જીર્ણ દુનીઆ, જેમાં આપણે ઘણો વખત નાસ્તિક અને શત્રુ તરીકે રહીએ છિયે, તેનું સ્વરૂપ પ્રેમથી નવીન થશે; અને રાજકારભારીઓનું નિષ્ફળ એક્ષચીપણું, નિર્બળ તરી અને ખુશ્કીનાં લશ્કર, અને અસમર્થ રક્ષણબાંધકામ, એ સર્વ જતું રહી તેને બદલે શસ્ત્રરહિત પણ સબળ પ્રેમબાળ જોર ચલાવશે. જ્યાં પ્રેમબાળથી ચાલી શકાશે નહિ, ત્યાં તે પેટ ઘસડીને જશે, અર્થાત્ જે કાર્ય પ્રેમથી પ્રત્યક્ષ રીતે સિદ્ધ નહિ થાય તે કાર્ય તે મનુષ્યનાં હૃદયમાં પ્રવેશ કરી તેને સમજાવી પરોક્ષ રીતે સાર્થક કરશે. જે કાર્ય બલાત્કાર કદી પણ સિદ્ધ કરી શક્યો નથી તે અદૃશ્ય રીતે પ્રેમભાવ સફળ કરશે; કેમકે આ અદૃશ્ય રીતે કાર્ય સફળ કરવામાંજ તેનો આધાર, ગતિ, અને બળ રહેલાં છે. પાનખર ઋતુમાં સવારે દહાડો ચઢી ગયો હોય ત્યારે તમે જંગલમાં કુતરાની ટોપી જેના પર થાય છે તે છોડવો જોયો નથી? એ ઘણોજ નાનો, અતિશય પોચો છોડવો હોય છે અને ફળના પાક કે પાણીમાં સેકેલા લોટ જેવો નરમ દેખાય છે, પણ હમેશ, બહાદુરીથી, ધીમે ધીમે કળી ન શકાય એવી રીતે આગળ વધીને જોર ચલાવી ભીનાશવાળી જમીનમાંથી ઊંચો ઊગવાની યુક્તિ કરે છે અને માથા પર કઠણ પોપડો ઘાલે છે. પ્રેમભાવના બળનું એજ ચિહ્ન છે. મનુષ્યમંડળમાં મોટાં મોટાં કાર્યના સંબંધમાં એ વર્ત્તનધોરણની સત્તા ઘણો કાળ થતાં જતી રહી છે અને તે લોકો ભૂલી ગયા છે. ઇતિહાસ પરથી જણાય છે કે પ્રસિદ્ધ સ્થળે એક બે વખત એ સત્તા અજમાવી છે અને તેનો સંપૂર્ણ વિજય થયો છે. આ મોટું, અતિશય વૃદ્ધિ પામેલું, મૃતપ્રાય ખ્રિસ્તિરાજ્ય હજી પણ 'મનુષ્ય જાત પર પ્રેમ રાખનાર' એવું નામ પણ જીવતું રાખે છે. પણ એક દિવસ એવો આવશે કે જ્યારે સર્વ મનુષ્ય પ્રીતિ રાખનાર થશે, અને સર્વત્ર પ્રસરેલા પ્રેમના પ્રકાશમાં દરેક વિપત્તિ જતી રહેશે."

પૂર્વ કાળમાં ગાંડા, કોહોડીઆ, વહાણ પરના ગુલામો, અને ગુન્હેગારો પ્રત્યે વર્ત્તવામાં બલાત્કારનું ધોરણ ઘણું ભયંકર રીતે કામે લગાડતા હતા. ગાંડાઓને સાંકળે બાંધતા અને વન્ય પશુની પેઠે પાંજરામાં પૂરતા. કોહોડીઆઓને શહેરમાંથી દેશનિકાલ કરતા, અને તેઓ જાતે મનુષ્ય હતા તોપણ તેમને મનુષ્યજાતિથી છેટે કોઇ દૂર પ્રદેશમાં રહેવાની જરૂર પાડતા*.

* નીચેનું અસરકારક વચન મર્હુમ કવિ હીને લખ્યું છે, અને પ્રસિદ્ધ કરવા માટે લખેલું એનું એ છેલ્લું લખાણ હતું:—લિમ્બર્ગનો ઇતિહાસ કહે છે કે ૧૪૮૦ ના વર્ષમાં દરેક જણ જર્મનિના પ્રદેશોમાં કદી સાંભળ્યાં હોય તેના કરતાં વધારે

વહાણુ પરના ગુલામો પાસે ખૂબ જોરથી હલેસાં મરાવતા, તે એટલે સુધી કે તે બાપડા દુઃખથી મરણુ પામતા. ગુન્હેગારોને ઉમ્મર કે જાતિનો વિચાર કર્યા વગર, બંદીખાનામાં ખીચોખીચ ગોંધતા, એટલે સુધી કે યૂરોપનાં કેદખાનાં અન્યાયના ખાડા જેવાં થયાં. આસરે ચારસેં વર્ષ ઉપર ગુન્હેગારોને જીવતા કાપી નાંખવા ફ્લૉરન્સ અને પાઇસના શસ્ત્રવૈદ્યોને સ્વાધીન કીધા હતા. હવે તેમને ઠેકાણે મુંગાં પશુઓને કાપવામાં આવે છે.

સેંટ વિન્સન્ટ ડી પૉલ ઉત્તમ પંક્તિનો વિશ્વહિતકર્તા હતો. તે લૅન્ગિડૉકમાં એક ખેડુતનો પુત્ર હતો. તેના પિતાએ પ્રધાનમંડળમાં દાખલ થવાને લાયક થાય એવી તેને કેળવણી આપી અને તેનો વિદ્યાલયનો ખરચ પૂરો પાડવા ખેતરના બળદો વેચી નાંખ્યા. માર્સેલ્સના એક મિત્રે તેને માટે થોડો વારસો મૂકયો, અને તે લેવા તે સમુદ્રમાર્ગે ત્યાં ગયો. તે દરીઆને રસ્તે સ્વદેશ પાછો ફર્યો, અને જે વહાણુમાં તે આવતો હતો તેને એક સખત લડાઇ થયા પછી ત્રણ આફ્રિકાના ચોરવહાણે કબજે કીધું. એ સંગ્રામમાં

મધુર અને મનોહર ગીતો ગાતો હતો અને વાદ્યમાં ઉતારતો હતો, અને સર્વ લોકો તરુણ, તેમજ વૃદ્ધ, અને મુખ્યત્વે કરીને સ્ત્રીઓ, ગીત ગાવાના હર્ષમાં છેક ગાંડા બની ગયા હતા, તેથી તેમના મધુર સ્વર સવારથી સાંજ સુધી સંભળાતા હતા. ઇતિહાસ વિશેષ વર્ણવે છે કે માત્ર એ ગીતનો રચનાર, જે એક કોહોડથી પીડાતો જુવાન કારકુન હતો, તેજ આખી દુનીઆથી ગુપ્ત, એક ઉજડ જગ્યાએ એકલો રહેતો હતો. પ્રિય વાંચનાર ! મધ્યકાળમાં કોહોડ કેવો ભયંકર વ્યાધિ ગણાતો હતો અને જે બાપડા અભાગિયાઓ આ અસાધ્ય રોગના સપાટામાં આવતા તેમને જનમંડળમાંથી કેવી રીતે દેશનિકાલ કરતા અને કોઇ પણ મનુષ્ય પાસે આવવા દેતા નહોતા તે તમે બેશક જાણો છો. જીવતા શબની માફક માથાથી પગ સુધી લૂગડાં લપેટીને અને માથાનો ટોપ મુખ ઉપર ખેંચીને તેઓ હાથમાં એક ઘુઘરો વગાડી સર્વને પાસે આવ્યાની ખબર કરતા કે દરેક જણ તેમના માર્ગમાંથી વખતસર આઘો ખસી જાય. આ બાપડો કારકુન, જેની કવિ અને ગવૈયા તરીકે કીર્તિ લિંબર્ગનો ઇતિહાસ વખાણે છે, આવોજ એક કોહોડીઓ હતો, અને આખા જર્મનિના લોકો આનંદમાં અને સુસ્વરથી એનાં રચેલાં ગીતો ગાતા હતા અને વાંસળીમાં ઉતારતા હતા ત્યારે તે ભયંકર નાશકારક દુઃખમાં એકલો બેસતો હતો.........ઘણીખરી વખત મારા રાતનાં ભયભીત સ્વપ્નદર્શનમાં હું ધારૂં છું કે હું મારા મોં આગળ લિંબર્ગના ઇતિહાસમાં વર્ણવેલો, એ બાપડો કારકુન, જે એપોલોમાં મારો બાંધવ હતો, તેને જોઉં છું; અને તેની શોકાતુર, પીડાતી આંખ ટોપની અંદરથી મારા તરફ વિચિત્ર રીતે તાકીને જુએ છે, પણ તેજ સમયે તે લુપ્ત થતો ભાસે છે, અને કોહોડીઆના ઘુઘરાનો બેસુર ઘણુઘણાટ, સ્વપ્નના પ્રતિધ્વનિ પેઠે, દૂર લય પામતો હું સાંભળું છું."

વિન્સન્ટ બાણુથી સખત ઘાયલ થયો. ખલાસીઓ અને ઊતારૂઓને બેડી ઘાલી અને તેમાં વિન્સન્ટને પણ ઘાલી. તેને ટ્યૂનિસ લઇ ગયા અને વહાણનો ગુલામ બનાવ્યો. દરીઆના કામને માટે નાલાયક હોવાથી અને હમેશ માંદો રહેતો હતો તેથી તેને એક મૂર વૈદ્યને વેચ્યો. એક વર્ષને અન્તે તેનો શેઠ મરી ગયો, અને તેને પાછો એક ખેડુત, નીસનો રહીશ હતો તેને ત્યાં વેચ્યો. વિન્સન્ટે પોતાના શેઠને પાછો ખ્રિસ્તિધર્મમાં આણ્યો અને તે બૂંને જણે સાથે નાસી જવાનો નિશ્ચય કર્યો. તેઓ એક નાના હોડકામાં બેસી દરીઆમાં નીકળ્યા, અને ફ્રાન્સના દક્ષિણમાં એગ્વીસ મૉર્ટીસમાં ઊતર્યા.

પછી તરતજ સેંટ વિન્સન્ટ ડી પૉલ એક રોમન મંડળીમાં દાખલ થયો. તેનો ધર્મ ઇસ્પિતાલમાં માંદા માણસોની માવજત રાખવાનો હતો. ત્યાર બાદ તે પૅરિસ ગયો, ત્યાં તેણે એજ કામ કીધું. પછી તે કાઉન્ટ ડી જોઇગ્નિ કેદખાનાં તરીકે વપરાતાં વહાણોનો તપાસનાર હતો, તેના કુટુંબમાં શિક્ષક રહ્યો. ત્યાં એ જુવાન ઉપદેશકે મનુષ્યોને બેડીઓ પહેરી હલ્લેસાં મારતા અને આફ્રિકાના ગુલામોની પેઠે મહેનત કરતા, એવા ભયભીત દેખાવો જોયા. તેમને મદદ કરવામાં તે એવી તો સફળ રીતે મંડ્યો રહ્યો કે ૧૩ મા લુઇએ, તેનાં કૃત્ય વિષે ખબર થઇ એટલે, તેને વહાણોનો સર્વોપરી દાનાધિકારી બનાવ્યો. એક પ્રસંગે તેણે એક દુઃખી પતિત પુરુષ સાથે ધંધો પણ ફેરબદલ કીધો. તે છૂટો થયો, અને વિન્સેન્ટે તેની બેડી પહેરી અને તે અપરાધીને અપાતો ખોરાક ખાઇને રહ્યો, અને અપરાધીઓની મંડળીમાં રહ્યો. તેને તરતજ શોધી કાઢ્યો અને છૂટો કીધો, પણ અપરાધીઓની બેડી પહેરવાથી એને જે ઇજા થઇ હતી તે આખી જીંદગી, સુધી પહોંચી. તેની પદવી તેને પાછી આપવામાં આવી, અને પવિત્ર ઉત્સાહથી તેણે પોતાનો ઉદ્યોગ જારી રાખ્યો. તેણે ઘણા અપરાધીઓને ઉપદેશબળથી દુષ્ટ કર્મને માટે પશ્ચાતાપ કરતાં શીખવ્યું, અને કેદખાનાં અને ગુલામથી ચાલતાં વહાણોની ખરી સ્થિતિનું સ્વરૂપ બહાદુરીથી દર્શાવીને તે બંનેમાં સુધારો કીધો.

તેનું બાકીનું જીવનવૃત્તાન્ત સુપ્રસિદ્ધ છે. તે પાછો પૅરિસ ગયો અને સ્ત્રીઓનાં દયાભાવ અને પરોપકારવૃત્તિને ઉદાર પ્રસંગ મળે માટે ત્યાં દયાભગિની એવી એક મંડળી સ્થાપી. આ દયાભગિની ફ્રાન્સમાં તેમજ બીજે સ્થળે દરેક પરોપકારી કામમાં અગ્રેસર રહી ઉદ્યોગ કરે છે," માંદાની

માવજત કરે છે, બાળકોને શિક્ષણ આપે છે, અને પરિત્યક્ત અનાથ છોકરાંની સંભાળ લે છે; આ પ્રમાણે તેઓ દરેક સત્કાર્યમાં આગેવાની લે છે. પોતાની બંદીખાનાની સ્થિતિ સ્મરણ કરીને તે આફ્રિકન કેદીઓને દ્રવ્ય આપી મુક્ત કરવા પૈસા એકઠા કરવામાં મચ્યો. આ પ્રમાણે તે ઓછામાં ઓછા બારસેં ગુલામોને દ્રવ્ય આપી મુક્ત કરવાનું સાધન થયો. ૧૮૧૬ માં, જ્યારે ઍલ્જીઅર્સમાં ચાંચીઆઓનું જૂનું સ્થળ જમીનદોસ્ત કીધું, ત્યારે ફ્રાન્સ અને ઇંગ્લંડનાં એકઠાં નૌસાધનથી ચાંચીઆઓનાં કૃત્યોનો હમેશને માટે નાશ કરવામાં આવ્યો.

આપણે મધ્યકાળના શસ્ત્રધારી શરીરોના ( નાઇટના ) સમયના કિલ્લાઓમાંના બંદીખાનાં અને બેડીઓ વિષે સાંભળીયે છિયે, પણ અર્વાચીન કાળની ન્યાયસભાઓ આગળ દુઃખ અને નિર્દયતાની કેવી વાર્તાઓ પ્રસિદ્ધ થાય છે ! આપણાં મોટાં શહેરોમાં ગરીબોનો ઇતિહાસ શોધો અને કેટલી બધી વાર તમારે જેરેમિ ટેલરે કહ્યું છે તે પ્રમાણે કહેવું પડશે કે:આ "અપ્રેમી-પણું માત્ર જંગલી લોકોની ક્રૂરતાથીજ ઊતરતી પંક્તિનું છે, અને જીસસનાં દયાનાં કૃત્યથી અપાર દૂર છે."

જૉન હાવર્ડનો પરોપકારી સ્વભાવ દેખીતા આકસ્મિક પોતાને બનેલા બનાવથી બંદીખાનાનો સુધારો કરવા તરફ પ્રથમ વળ્યો. જ્યારે પ્રસિદ્ધ ધરતી-કંપની અસરથી લિસ્બનમાં ખંડીઅરો થઇ તેમાંથી ધુમાડા નીકળતા હતા અને એ પ્રમાણે તે શહેર દુઃખદાયક લાગણી ઉત્પન્ન કરતું હતું, ત્યારે તે પૉર્ટુગલ જવા સફર કરતો હતો. તે દૂર ગયો નહિ એટલામાં જે ડાગવહાણમાં તે બેઠો હતો તે વહાણને દુશ્મનનાં વહાણ પકડવાની જેને છૂટ મળી હતી એવા એક ફ્રેંચ વહાણે પકડ્યું. તેની સાથે બહુ નિર્દયતાથી વર્ત્યા. ૪૮ કલાક સુધી તેને ખોરાક ખાવા કે પાણી પીવા દીધું નહિ; અને બ્રેસ્ટ ઊતર્યા પછી બીજા કેદીઓ સાથે તેને કિલ્લામાં પૂરવામાં આવ્યો. તેમને એક ગંદા કેદખાનામાં નાંખ્યા, અને હજી પણ ઘણો વખત સુધી ખોરાક લેવા દીધો નહિં. આખરે તે સાંકડી દુર્ગન્ધ જગ્યામાં ગોસનો એક કકડો નાંખ્યો અને તે દુઃખી માણસોને જંગલી પશુઓની માફક તેને ફાડી બચકે બચકે ખાઇ જવાની જરૂર પડી. કેદીઓએ એક અઠવાડીઆ આવીજ ક્રૂર વર્ત્તણુક અનુભવી, અને તે કમકમાટ ઊપજાવે એવા બંદીખાનામાં જ્યાં ઇજાકારક મરકી ઉત્પન્ન કરે એવી બિનાશથી રક્ષણ કરનાર તરખણાં સિવાય બીજું કશું નહોતું, એવા બંદીખાનાંની ભોંય ઉપર સુઇ રહેવાની તેમને જરૂર પડી.

આખરે હાવર્ડને મુક્ત કીધો અને તે ઈંગ્લંડ પાછો ફર્યો; પણ જ્યાંસુધી તે ઘણા કેદી ભાઈબંદોને મુક્ત કરવામાં ફત્તેહ પામ્યો ત્યાંસુધી તે નિરાંતે બેઠો નહિ. પછી યૂરોપખંડમાં બીજાં કેદખાનાંમાંના અને કિલ્લામાંના અંગ્રેજી કેદીઓ સાથે તેણે પત્રવ્યવહાર શરૂ કર્યો, અને તેને માલમ પડયું કે પોતાનાંજ જેવાં અથવા તેથી પણ વધારે ભારે દુઃખો કેદીઓને સામાન્ય રીતે ખમવાં પડે છે.

પછી તરતજ બેડ્ફર્ડ પરગણાના મોટા નાજરની ફરજ બજાવતાં ઇંગ્લંડના કેદખાનાંની સ્થિતિ વિષે તેનું ધ્યાન ખેંચાયું. સાધારણ રીતે એ પદવી કર્તવ્ય બજાવ્યા વિના માન ભોગવવાની, માત્ર સહેજ ભભકો અને ગર્વિષ્ઠ દબદબો આપનારી ગણાય છે. પણ હાવર્ડની બાબતમાં એથી જુદુજ હતું. તેના વિચાર પ્રમાણે કોઈ પદવીએ તેની નિમણુંક થાય એટલે તે તેને લગતી ફરજ બજાવવાને બંધાયેલો હતો. ન્યાયસભામાં બેસતો અને ત્યાં ચાલતાં કામો ધ્યાન દઈ સાંભળતો, કામ પૂરૂં થતું ત્યારે જે કેદખાનામાં કેદીઓને ગોંધ્યા હતા તે કેદખાનાંની મુલાકાત લેતો. ત્યાં અપરાધી પ્રત્યે શરમભરેલી અને પશુસમાન વર્તણૂક દર્શાવવામાં આવતી હતી તેથી તે વાકેફ થતો. કેદખાનામાં જે દેખાવ એની નજરે પડયો તેથી ભવિષ્યમાં શું કર્ત્તવ્ય કરવા એને ઈશ્વરે સર્જ્યો છે તે તેને માલમ પડયું.

ઈંગ્લંડનાં તેમજ બીજા દેશનાં કેદખાનાં તે વખતે ભયંકર સ્થિતિમાં હતાં. કેદીઓને જુદા રાખવામાં આવતા નહોતા કે તેમની વર્ગણી કરવામાં આવતી નહોતી. બીજાને મુકાબલે નિરપરાધીઓ અને તિરસ્કારપાત્ર અપરાધીઓને એકઠા ગોંધવામાં આવતા હતા, તેથી સાધારણ બંદીખાનાં અપરાધની સત્વર વૃદ્ધિ કરનારાં સ્થાન થઇ પડયાં હતાં. જે ભૂખે મરતા પુરુષે ક્ષુધા તૃપ્ત કરવા રોટલીનો કકડો ચોર્યો હોય તેને રાતના ખાતર પાડનાર અને ખૂની સાથે પોતે સમાગમમાં આવ્યો છે એમ માલમ પડતું. દેવાદાર અને ખોટી બનાવટ કરનાર, હલકો ચોર અને ગળું કાપનાર, અપ્રામાણિક છોકરી અને વ્યભિચારિણી સર્વને એકઠાં રાખવામાં આવતાં. બંદીખાનાંમાં સમ ખાવા, શાપ દેવો, અને ઇશ્વરનિન્દા કરવી, એ અવગુણો સર્વત્ર પ્રસર્યા હતા. ઈશ્વરપ્રાર્થનામાં તો કોઇ સમજતું નહોતું. એ સ્થાન બીલઝીબબ શૈતાનની સત્તા નીચે મૂકાયું હતું. ત્યાં પિશાચનું રાજ્ય હતું.

કેદીઓની વર્ત્તણૂંકથી હાવર્ડના મન પર અસર થઈ તેનું તે આવું સાદું વર્ણન કરે છે:—"કેટલાક, જેમને પ્રમાણપુરુષોની ('જ્યુરી'=પંચની)

તેમની પીઠ સાંકળોથી ભોંય સાથે બાંધતા હતા. તેમના પર કેટલાક લોઢાના સળીઆ મૂકતા અને એક લોઢાના ખીલાથી ઢંકાયલો, ગળપટો તેમની ગરદનની આસપાસ બાંધતા. નૉર્વિચમાં ભોંયરામાં કોટડીએ બાંધતા અને કેદીઓને ઘણુંજ નજીવું ખાવાનું આપતા. તેનો વાર્ષિક ખરચ એક ગિનિ ( ૨૧ શિલિંગ ) થતો. દારોગાને પગાર મળતો નહિ એટલુંજ નહિ, પણ તેને વરસ દહાડે પોતાની પદવી માટે ડિપુટી નાજરને ૪૦ પાઉંડ આપવા પડતા, તે પોતાની આવક જોરજુલમથી મેળવતો.

જીંદગીના આ ઉદાર કર્ત્તવ્યથી પ્રેરાઇ હાવર્ડ એક સ્થાનેથી બીજે સ્થાને ગયો. કેદીઓની સ્થિતિ સુધારવાની કલ્પના તેના સર્વ વિચારમાં રહેલી હતી અને મનમાં એક ઉત્કંઠાની પેઠે રમ્યા કરતી હતી. કોઇ પણ પ્રકારનું કષ્ટ, ભય, કે શારીરિક દુઃખ તેને જીવનના આ મહાન્ ઉદ્દેશ પાર પાડવામાંથી ફેરવી શકયું નહિ. ઇંગ્લંડનાં કેદખાનાંની કંટાળાભરેલી ગૂઢ વાતોને પકડી પ્રસિદ્ધ કરવા તે એક છેડેથી બીજે છેડે સુધી આખા ઇંગ્લંડમાં ભટકયો. જેઓને જુબ્જ દેવા માટે કેદ કરવામાં આવ્યા હતા અને બીજા ઘણાએ જેઓ બીલકુલ નિરપરાધી હતા, તેમાંના ઘણાખરાને તેણે મુક્ત કરાવ્યા. તેની તપાસ પૂરી થઇ ત્યારે એ બાબતની વાસ્તવિક સ્થિતિ નક્કી કરવા આમની સભામાં એક કાર્યમંડળી નીમાઇ. તે કાર્યમંડળી આગળ હાવર્ડ પોતાના ટિપ્પણસહિત હાજર થયો. એ તપાસ ચાલતી હતી તે દર્મિયાનમાં તેણે ઘણી બારીકીથી અને બહોળી ખબર એકઠી કીધી હતી તેથી આશ્ચર્ય પામી એક સભાસદે તેને પૂછયું કે તમે કોને ખરચે આટલી બધી ખબર ભેગી કરવા મુસાફરી કીધી છે? જવાબ દઇ શકયો તે પહેલાં હાવર્ડનું હૃદય ભરાઇ આવ્યા જેવું થયું.

પુરાવો પૂરો થયો ત્યારે તે ધારાસભાએ તેને શાબાશી આપી. તેણે જે માર્ગ દર્શાવ્યો હતો તે જ માર્ગે તે સભા ચાલી. જે વર્ષમાં તેણે ઉદ્યમ આરંભ્યો હતો તેને બીજે વર્ષે એટલે ૧૭૭૪ માં કાયદાઓ પસાર થયા અને તેથી સર્વ પ્રકારની હકસાઇ રદ થઇ, દારોગાઓનો પગાર બાંધવાની ગોઠવણ કરવામાં આવી, અને સર્વ કેદીઓને નિર્દોષ ઠરે કે તરતજ બંદીખાનાંમાંથી છોડી મૂકવાનો હુકમ થયો. વળી એવો પણ હુકમ કરવામાં આવ્યો કે સઘળાં બંદીખાનાંને સાફ રાખવાં, ધોળાવવાં અને તેમાં હવાને જવા આવવાના માર્ગ કરવા, કેદીઓને ઓષધ કરવાને અને માવજત કરવાને રોગિશાળાઓ સ્થાપવી અને યોગ્ય ઠુરંગો બાંધવા. જ્યારે એ કાયદા પસાર

થયા, ત્યારે હાવર્ડ રોગને લીધે પથારીવશ હતો, પણ આ માથે વહોરેલા ઉદ્યમથી જે બીમારી અને પરિશ્રમ તેને ખમવાં પડયાં તેમાંથી તે સાજો થયો કે તરતજ તેણે પાછો ઉદ્યોગ શરૂ કર્યો, અને કાયદાઓ બરોબર અમલમાં આવે છે કે નહિ તે નક્કી કરવા તુરંગોની ફરી મુલાકાત લીધી.

ઇંગ્લંડમાં બધે ફરી રહ્યા પછી હાવર્ડે સ્કૉટલંડ અને આયર્લંડમાં જઇ તે દેશના તુરંગોની તપાસ કીધી. તે પણ તેને એવાજ ભયંકર માલમ પડયા, અને તેની તપાસનું પરિણામ પણ તેને તેટલીજ ફત્તેહથી પ્રસિદ્ધ કીધું. પછી તે યૂરોપખંડનાં બંદીખાનાંની સગવડ વિષે તપાસ કરવા ત્યાં ગયો. પૅરિસમાં બૅસ્ટાઇલ કિલ્લામાં તેને પ્રવેશ કરવા દીધો નહિ; પણ બીજાં ફ્રેંચ કેદખાનાં પુષ્કળ ખરાબ હતાં તોપણ ઇંગ્લંડનાં કેદખાનાં કરતાં તે ઘણાજ ચઢીઆતાં હતાં. હાવર્ડ બૅસ્ટાઇલ વિષે તપાસ કરે છે એમ માલમ પડયું ત્યારે તેને કેદ કરવા હુકમ કાઢવામાં આવ્યો, પણ તે વખતસર નાસી ગયો. અતિશય મુશીબત અને મહેનતથી કેદખાનાં વિષે ફ્રેંચમાં તરતજ પ્રસિદ્ધ થયલા ગ્રન્થનું ભાષાન્તર કરી તેણે એનું વેર વાળ્યું.

હાવર્ડે આગળ, બેલ્જીઅમ, હૉલાંડ, અને જર્મનિમાં મુસાફરી કરી. તેણે સર્વ સ્થળે ટિપ્પણ કીધું, અને અતિશય ઉદ્યોગ કરી પુષ્કળ ખબર મેળવી. બંદીખાનાંના સુધારાનું મૂળ બરોબર ઝામ્યું છે કે નહિ તે જોવા તે ઇંગ્લંડ પાછો વળ્યો અને ત્યારબાદ તે એ જ પ્રેમકર્ત્તવ્ય બજાવવા સ્વિટ્ઝર્લાંડ ગયો. ત્યાં કેદખાનાંના નિયમોનું શાસ્ત્ર તેની દૃષ્ટિગોચર થયું. માત્ર કેદીઓનાજ કલ્યાણ માટે નહિ, પણ કેદખાનાંનો ખરચ પૂરો પાડવા જે કર લેવામાં આવતા હતા તે ઓછા કરવાના હેતુથી પણ, તેમને કામ કરવાની જરૂર પાડતા.

હાવર્ડે ત્રણ વર્ષ થાક્યા વિના પરિશ્રમ કીધો અને તે દર્મિયાનમાં ૧૩,૦૦૦ માઇલથી પણ વધારે મુસાફરી કર્યા પછી "બંદિગૃહની સ્થિતિ" વિષે તેણે મોટો ગ્રન્થ પ્રસિદ્ધ કીધો. તે વાંચીને લોકોના મનમાં ઘણી લાગણી પ્રેરાઇ. કેદીઓના સુધારા માટે હવે બીજા કયા ઉપાયો યોજવાની જરૂર છે તેના સંબંધમાં આમની સભાએ તેને ફરી પ્રશ્ન પૂછ્યા, તેણે હલકા કેદીઓ માટે સુધારકગૃહો બાંધવાની ભલામણ કીધી. તેણે એવું એક ગૃહ આમ્સ્ટર્ડામમાં જોયું હતું, અને તેના વિચાર પ્રમાણે તેને નમુના તરીકે લઇ શકાય.

કેવી રીતે વ્યવસ્થા રખાય છે તે જોવા તે પાગ ત્યાં ગયો. હૉલાંડથી તે પ્રશિયા ગયો; અને ઑસ્ટ્રિયા અને પ્રશિયાનાં સૈન્યની વિરુદ્ધ પંક્તિઓની વચ્ચે થઇને તેણે સિલેશિયા ઓળંગ્યું. તેણે કેટલોક વખત વિએનામાં

ગાળ્યો અને પછી તે ઇટલિ ગયો. રોમમાં ધર્મવિચારણસભાના ('ઇન્કિઝિશન'ના ) બંદીખાનામાં દાખલ થવાની તેણે રજા માગી. પણ જેમ ફ્રાન્સમાં તેને બૅસ્ટાઇલના કિલ્લામાં દાખલ થવા દીધો નહિ, તે જ પ્રમાણે અહિં પણ ધર્મવિચારણસભાનાં બંદિગૃહોમાં એને પ્રવેશ કરવા દીધો નહિ. બીજાં બધાં બંદીખાનાંમાં જવાની તેને છૂટ મળી. ફ્રાન્સમાં થઇને તે પાછો સ્વદેશ ગયો અને આ મુસાફરીમાં ૪,૬૦૦ માઇલ ફર્યો. જ્યાં ગયો ત્યાં લોકોએ તેને આનંદથી વધાવી લીધો. કેદીઓના આશીર્વાદ તેની પાછળ આવ્યા. તેણે સર્વત્ર બહોળે હાથે ધર્મદાન કીધું. પણ એથી પણ વિશેષ કીધું. સઘળા દેશના વિચારવંત અને દયાળુ પુરુષોને તેણે બંદીખાનાં સુધારવાની અગત્યતા સમજાવી.

તેણે કદી આરામ લીધો નહિ. વળી ગ્રેટબ્રિટનનાં કેદખાનાંની મુલાકાત લીધી અને આસરે ૭,૦૮૦ માઇલ મુસાફરી કીધી. તેને માલમ પડયું કે પૂર્વના પ્રયાસથી કંઇક ફાયદો થયો છે. અગાઉ તેણે જે ઘોર અવ્યવસ્થા જોઇ હતી તે હવે જતી રહી હતી, અને કેદખાનાં અગાઉ કરતાં વધારે સ્વચ્છ, આરોગ્યવાળાં; અને નિયમસર હતાં. જ્ઞાનની વૃદ્ધિ કરવા તેણે એક બીજીવાર પ્રદેશપર્યટન કીધું. યુરોપના દક્ષિણ દેશોમાં ફર્યો હતો. હવે તેણે રશિયાનાં કેદખાનાં જોવાનો નિશ્ચય કર્યો. તે એકલો ચાલતો પીટર્સ્બર્ગમાં પેઠો. સીપાઇઓએ તેને ઓળખ્યો અને દરબારમાં મહારાણી કૅથરાઇનને મળવાનું તેને આમંત્રણ આવ્યું. તેણે મહારાણીને માનપૂર્વક લખી જણાવ્યું કે હું કેદીઓના તુરંગો અને દુઃખીઓનાં ઘરો જોવા રશિયા આવ્યો છું અને રાજા, રાણીઓના મહેલ અને દરબાર જોવા આવ્યો નથી.

રશિયામાં એક પ્રકારનો ચાબખો થાય છે તે કેવી રીતે મારે છે તે સત્તાસહિત તે જોવા ગયો. એક પુરુષને અને એક સ્ત્રીને બહાર કાઢયાં. પુરુષને ૬૦ ચાબખા માર્યા અને સ્ત્રીને પચીસ. હાવર્ડ કહે છે કે "કેટલાક દિવસ પછી મને તે સ્ત્રી ઘણી નબળી સ્થિતિમાં માલમ પડી, પણ તે પુરુષને તો પછી હું જોઇ શકયોજ નહિ." તેનું શું થયું તે જાણવાનો નિશ્ચય કરી હાવર્ડ ફાંસી દેનારને મળવા ગયો. તેણે કહ્યું, "ઘણા થોડા વખતમાં મોત નિપજે એવી રીતે તમે ચાબખો મારી શકો છો ?" ફાંસી દેનારે કહ્યું, 'હા." "કેટલા થોડા વખતમાં ?" "બે દિવસમાં." "એવી રીતે તમે કોઇ દિવસ ચાબખો માર્યો છે ?" "હા, જે છેલ્લા પુરુષને મેં મારે હાથે ચાબખાની શિક્ષા કરી તે તે શિક્ષાથી મરણ પામ્યો છે." "તમારો ચાબખો આમ

નાશકારક શી રીતે કરો છો ? "પાસાંમાં એક બે ચાબખા મારવાથી, તેથી પુષ્કળ માંસ નીકળી આવે છે." "આવી રીતે શિક્ષા કરવાથી તમને કંઈ ઈનામ મળે છે ?" "હા, મને મળે છે." આ પ્રમાણે મોતની શિક્ષા આખા રાજ્યમાંથી રદ કરી છે એવી જે રશિયા ફિશિયારી હાંકે છે તે કેવી ખોટી છે તે તેણે સફળ રીતે ઉઘાડું કીધું.

તેણે મૉસ્કોથી લખ્યું કે "એકજ વર્ષમાં રશિયાની ઇસ્પિતાલોમાં ઓછામાં ઓછા ૭૦ ખુશ્કીના લશ્કરના નવા સિપાઇઓ અને તરીના લશ્કરનાં નવાં માણસો મરી ગયાં છે." હાવર્ડ ચોક્સ કામ કરનાર હતો અને સત્ય સિવાય બીજું કંઇ બોલી શકતોજ નહિ; અને તેથી આ ભયંકર સત્ય વાત યુદ્ધ અને જુલમ બંને વિષે આપણો તિરસ્કાર વધાર્યા વિના રહી શકતી નથી. રશિયામાંથી તે પોલાંડ, પ્રશિયા, હૅનોવર, અને ઑસ્ટ્રીઆના તાબાના નેધર્લૅંડને રસ્તે સ્વદેશ ગયો. ૧૭૮૩માં સ્પેન અને પોર્ટુગાલમાં તેણે એજ મતલબથી મુસાફરી કરી. મુસાફરીનાં પરિણામ તેણે મોટા ગ્રન્થના બીજા પરિશિષ્ટમાં પ્રસિદ્ધ કીધાં.

હાવર્ડને જીંદગીના આ ઉદ્યોગમાં તલ્લીન થઇ મચ્યા રહેતાં હવે બાર વર્ષ થયાં હતાં. યૂરોપનાં મુખ્ય શહેર અને કસબાનાં બંદીખાનાંની મુલાકાત લેવામાં તેણે ૪૨,૦૦૦થી વધારે માઇલ મુસાફરી કરી હતી; અને કેદીઓ, રોગીઓ, અને નિરાધાર લોકોને દુ:ખમાંથી છોડાવવામાં તેણે ૩૦,૦૦૦થી વધારે પાઉંડ ખરચ્યા હતા. તોપણ હજી તેણે પોતાનું કામ પૂરું કર્યું નહોતું. જે દેશોમાં મરકી ચાલતી હતી ત્યાં બની શકે તો એ ભયંકર રોગ માટે ઉપાય શોધી કાઢવા તેણે જવાનો નિશ્ચય કર્યો. તેનો ઇરાદો પ્રથમ ફ્રાન્સમાં થઇને માર્સેલ્સ જવાનો હતો.

૧૭૮૫ ના નવેમ્બરમાં તે પૅરિસ જવા નીકળ્યો. ફ્રેંચ લોકોએ બેસ્ટાઇલ વિષે તેણે ચોપાનીઉં લખ્યું હતું તે યાદ કરી તેને ફ્રાન્સની જમીન પર પગ મૂકતાં અટકાવ્યો. તે વેશ બદલી પૅરિસમાં પેઠો. ત્યાં આવ્યો ને પહેલીજ રાતે ચોકીદાર સીપાઇએ તેને પથારીમાંથી જગાડ્યો. સુભાગ્યે તેને એવો વિચાર સુઝ્યો કે તેથી તે થોડો વખત સુધી એ સિપાઇઓમાંથી છૂટ્યો, કેમ કે તેણે તરતજ ઉઠી કપડાં પહેર્યાં, ઘરમાંથી નાઠો, અને એકદમ માર્સેલ્સને રસ્તે પડ્યો. ત્યાં તેણે પીતીઆની ઈસ્પિતાલમાં દાખલ થવાની રજા મેળવી, અને એને જે ખબરની જરૂર હતી તે મેળવી.

તેણે સ્મર્નાની સફર કીધી. એ ઠેકાણે તે વખતે મરકી ચાલતી હતી.

ત્યાંથી તે દઢ વિશ્વહિતકર્ત્તાએ ચેપી રોગવાળાઓ વહાણમાં બેઠા હતા તેમાં બેસી એડ્રિઆટિક સમુદ્ર તરફ સફર કરી તે એવા ઇરાદાથી કે એવાં વહાણે,ને કિનારા સાથે વ્યવહાર ચલાવવાની ૪૦ દિવસ સુધી મના થાય છે તે દુઃખને પોતે પણ વશ થઇ જુએ. તેને તાવ વળગ્યો, અને ૪૦ દિવસ સુધી કિનારા જોડે કોઇ પણ પ્રકારના સંવ્યવહાર વિના, અતિશય દુઃખ પામતો, એકલો, કોઇ પણ જાતની મદદ વગર, તે રહ્યો. આખરે તે સારો થયો અને પાછો ઇંગ્લંડ ગયો. તેણે ગામડાની પોતાની જાગીરની મુલાકાત લીધી, પડોશના ગરીબ લોકોના પોષણ માટે વ્યવસ્થા કરી, અને જેમ પિતા, છોકરાથી જુદો પડે તેમ નમ્ર મિત્રોથી જુદો પડ્યો.

હજી તેને એક બીજી મુસાફરી કરવાની હતી. તે તેની છેલ્લી મુસાફરી હતી. મરકીના વિષયમાં વધારો કરવાનો તેનો ઈરાદો હતો. ૧૭૮૯ માં તે તુર્કસ્તાન, ઇજીપ્ત, અને બાર્બરિનાં સંસ્થાનમાં જવાના ઇરાદાથી હૉલાંડ, જર્મનિ, અને રશિયામાં થઇને ગયો. પણ માત્ર રશિયન તાતારમાં ખર્સન સુધીજ તે મુસાફરી કરી શક્યો. ત્યાં હમેશની માફક તેણે કેદીઓની મુલાકાત લીધી અને તુરંગમાંથી તાવ તેની પાછળ પડ્યો. પરદેશીઓમાં, તે મંદવાડથી સપડાયો અને ૬૪ વર્ષની તેની ઉમ્મરે મરણ પામ્યો. એકલો, એક પુરુષ મરતી વેળા તેની પથારી પાસે હતો, તેને ડૉફિનિના કબરસ્તાનમાં જે ઠેકાણે પોતાનું મડદું દાટે એવી તેની ઇચ્છા હતી તે સ્થળ મુકરર દર્શાવ્યું. " મને શાંત રીતે જમીનમાં દાટજો, મારી કબર પર એક છાયાયંત્ર મૂકજો, અને મને લોકો ભૂલી જાય એમ કરજો."

પણ જ્યાંસુધી મનુષ્યજાતિનું સ્મરણચિહ્ન રહેશે ત્યાંસુધી એ ઉદાર હાવર્ડ ભૂલી જવાશે નહિ. ઘણાજ દુઃખી લોકોનો તે કલ્યાણકર્ત્તા હતો. તે કંઇ પણ સ્વાર્થનો વિચાર કરતો નહિ, પણ જેઓ એના વિના નિરાધાર અને મદદ વિનાના થઇ પડતા તેનો જ માત્ર વિચાર કરતો. તેના પોતાના જમાનામાં તેણે અસાધારણ ફત્તેહ મેળવી. પણ તેના કામની સત્તા તેની સાથે નાશ પામી નહિ; કેમકે તેનાં કૃત્યની અસર માત્ર ઇંગ્લંડનાજ કાયદા પર અત્યારસુધી ચાલતી આવતી નથી, પણ સુધરેલી પ્રજાઓના કાયદાઓ પર પણ તેની સત્તા હજી સુધી ચાલુ છે.

બર્કે આ પ્રમાણે તેનું વર્ણન કર્યું છેઃ—" કેદખાનાંના ઊંડામાં ઊંડા ભાગમાં પ્રવેશ કરવા, હસ્પિતાલોના ચેપી રોગમાં ઝંપલાવવા, શોક અને દુઃખનાં નિવાસસ્થાન તપાસવા, પીડા, નાઉમેદી, અને તિરસ્કાર કેટલાં ફેલાયાં

છે તેનું બરોબર માપ લેવા અને વિસ્તાર તપાસવા, વિસારી મૂકેલાઓને યાદ કરવા, સંભાળ વગરના પડી રહેલાઓની સંભાળ લેવા, પરિત્યક્ત પુરુષોની મુલાકાત લેવા, સર્વ દેશમાં સર્વ મનુષ્યોનાં દુઃખો સરખાવવા અને એકઠાં કરવા તે આખું યૂરોપ ફરી વળ્યો. તેની યોજના સ્વનિર્મિત છે, અને તે જેટલી દયાભાવથી પૂર્ણ છે તેટલીજ બુદ્ધિપ્રભાવથી પણ પૂર્ણ છે. શોધ કરવા સારૂ સફર કરવાની અને પરોપકારનાં કામ સારૂ દુનીઆમાં સમુદ્રમાર્ગે પર્યટન કરવાની એ યોજના છે, અને એના ઉદ્યમનો લાભ દરેક દેશમાં થોડો કે ઘણો અનુભવમાં આવવા માંડી ચૂક્યો છે."

હાવર્ડના સમય પછી કેદીઓ પ્રત્યેની વર્તણૂકમાં ઘણો સુધારો થયો છે. પ્રથમ સૅરા માર્ટિન, મિસિસ ફ્રાઇ, અને બીજા એમને મળતા સ્વભાવના પુરુષો, એવા પરોપકારી માણસો જ કેદીઓની સ્થિતિ સુધારવાનો ઇરાદો રાખતા. સિડની સ્મિથ વર્ણવે છે કે મેં મિસિસ ફ્રાઈ સાથે ન્યૂગેટ જવા રજા માગી. ત્યાંના દેખાવથી મારા મન પર એટલી બધી અસર થઇ કે હું એક બાળકની પેઠે રડ્યો. એ વિષયને લગતું પાછળથી ધર્મોપદેશમાં તેણે આ પ્રમાણે કહ્યું:—" આ શહેરમાં હમણાં જે દેખાવ નજરે પડે છે તે એવો છે કે હું તેને કદી પણ કોઇ મનુષ્યે જોયો નહિ હોય એવો, સૌથી વધારે ગંભીર, સર્વથી વધારે ખ્રિસ્તિધર્મને શોભાવે એવો, અને સર્વથી વધારે ચિત્તાકર્ષક છે એમ કહેવાની હિંમત ધરીશ. તે પવિત્ર સ્ત્રીને દુઃખી કેદીઓમાં ઉદ્યમ કરતી જોવી, તેનાં વચનથી શાંત થઇ, અને તેની દૃષ્ટિથી ઉત્તેજન પામી સર્વે કેદીઓને આતુરતાથી ઇશ્વરની પ્રાર્થના કરતા, તે સ્ત્રીના લુગડાની કોરને વળગતા, અને જે કોઇએ પણ તેમના પર પ્રીતિ રાખી છે, ઉપદેશ કર્યો છે, સંભાળ લીધી છે કે ઇશ્વર વિષે તેમને કહ્યું છે તે એ જ સ્ત્રી છે એમ વિચારી તેની પૂજા કરતા જોવા એ કેવો ચિત્તવેધક દેખાવ! એ દેખાવ દુનીઆના દબદબા વિષેની મનુષ્યોની પ્રીતિને ભાંગી નાંખે છે. તેમને એમ કહે છે કે આયુષ્યની ટુંકી મર્યાદા ચાલી જાય છે અને તેથી આપણે સત્કૃત્યો કરી ઇશ્વરને મળવાની તૈયારી કરવી જોઇએ, અને દાન કરવાનો, પ્રાર્થના કરવાનો, દુઃખીઓને દિલાસો આપવાનો, આ કલ્યાણ કરનારી સ્ત્રીની પેઠે જઈને, અપરાધીઓમાં, નિરાશ થઈ ગયલાઓમાં અને માંદા પુરુષોમાં આપણા દિવ્ય તારક કાર્ઇસ્ટે જેવું કામ કીધું તેવું કામ કરવાનો આ વખત છે."

" મિસિસ ફ્રાઇ આગ્રહયુક્ત પ્રયાસથી કેદખાનાંની સ્થિતિમાં અને સ્ત્રી

બંદીવાનો પ્રત્યેની વર્ત્તણુકમાં સંપૂર્ણ સુધારો કરવામાં ફત્તેહ પામી, તે એટલે બધે દરજ્જે સુધી કે દૂષિત પુરુષો વિરુદ્ધ કામ ચલાવવા લાયક પુરાવો છે કે નહિ તે નિર્ણય કરનાર પ્રમાણપુરુષોએ ૧૮૧૮ માં ન્યુગેટ જઇ આવ્યા પછી ઓલ્ડ બેલીને જે લખાણ કર્યું તેમાં તેઓ કહે છે કે "જે ધોરણ પ્રમાણે તેણે પોતાના ધારા બાંધ્યા છે તે જ ધોરણ પુરુષ તેમજ સ્ત્રીઓ પ્રત્યે લાગુ પાડવામાં આવે તો તે બંદીખાનાને સુધારકશાળા બનાવવાનું સાધન થઇ પડે, અને દુર્ગુણ અને દુરાચારમાં રીઢા થઇને હાલ જેમ કેદખાનામાંથી કેદીઓ છૂટી દુનીઆમાં પાછા જાય છે તેને બદલે તેઓ પશ્ચાતાપ કરતા થાય અને ઘણું કરીને જનમંડળમાં ઉપયોગી મનુષ્યો નિવડે."

મિસિસ ફ્રાઈના કરતાં ઓછી પ્રસિધ્ધ મિસિસ ટૅફ્‌નૅલે પણ વૅરિકનું બંદીખાનું, જ્યાં તેનો સ્વામી અધિપતિ હતો, તેના કેદીઓની સ્થિતિ અને નીતિ સુધારવાના કામમાં અતિશય આગ્રહથી ઉદ્યમ કર્યો. તેણે ઘણા અપરાધીઓને દુર્ગુણના માર્ગમાંથી સદ્‌ગુણ અને ઉદ્યોગના માર્ગમાં આણ્યા. જે છોકરાઓ અને છોકરીઓ બીજાઓને મુકાબલે નવાસવા ગુન્હેગાર હતાં તેમને સુધારવા પર તેણે ખાસ ધ્યાન આપ્યું. જનમંડળમાં તેમને નીતિના માર્ગમાં પાછા લાવવામાં તે લગભગ દરેક પ્રસંગે ફત્તેહ પામી.

પણ કેદીઓના સમૂહને સુધારવામાં કે નીતિમાર્ગમાં પાછા લાવવામાં પ્રત્યેક પુરુષની મદદથી થોડુંજ થઇ શકે. આવા મોટા વિષયનો નિર્ણય કાયદા રચનારની મદદથી થઇ શકે. કાયદાનો એક મુખ્ય હેતુ એ છે કે અપરાધ કરવાની લાલચો દૂર કરી લોકોને અપરાધ કરતા અટકાવવા, અને કેદખાનાંના સારા નિયમોનો મૂળ હેતુ અપરાધીઓની નીતિની સ્થિતિ સુધારવાનો અને જે જનમંડળની વિરુદ્ધ તેમણે અપરાધ કર્યા છે તે જનમંડળમાં તેમને પાછા નીતિમાર્ગમાં લાવવાનો છે. ન્યાયની રીતે કેદીઓ પ્રત્યે આ આપણો ધર્મજ છે; કેમકે જે સ્થિતિમાં તેઓ ઉછેરાયા છે તેથી, તેમને કેળવણી આપવામાં આવી નથી તેથી, અને જનમંડળે જે અસમાન નિયમો રચ્યા છે તેથી ઘણી ખરી વાર તેઓ અપરાધ કરતાં શીખ્યા છે.

પૂર્વ કાળમાં જનમંડળ અપરાધીઓ પર વેર વાળતું અને વન્ય પશુઓ પ્રત્યે જેમ વર્ત્તે તેમ તેમની સાથે વર્ત્તતું; હવે સુધારવાના વિચારથી તેઓ તરફ વધારે નમ્ર વર્ત્તણુક દર્શાવવાની રીત તેણે ગ્રહણ કરી છે. ન્યુ યૉર્કના રાજ્યમાં સિંગસિંગ પેનિટેન્ટિઅરીના રાજ્યકર્ત્તા અપરાધીઓ પ્રત્યેની વર્ત્તણુકમાં સુધારો કરવામાં અગ્રેસર થયા. એડ્‌મન્ડ્‌સનાં

લખાણુ પરથી એ વિષય પર તેમનું ધ્યાન પ્રથમ ખેંચાયું. તેણે કહ્યું કે "દુનીઆમાં આટલા બધા વખત સુધી જે બળાત્કારની પદ્ધતિ, ગુન્હેગારોને રીબાવાને સારા નિયમ કે વ્યવસ્થા કહે છે તે પ્રમાણે રહેતાં શીખવવાની પદ્ધતિ, અને ભયની નીચી લાગણી સિવાય બીજા કોઇ પણ ઉત્તમ મનોભાવથી કદી પણ અપરાધીઓના મન પર અસર ન કરવાની પદ્ધતિ સર્વત્ર પ્રસરી છે તેની સફળતા પર મને બીલકુલ વિશ્વાસ નથી. મેં અનુભવમાં પુષ્કળ જોયું છે ને તેથી મને ખાતરી થઇ છે કે તેમનાં આચરણ ગમે તેવાં અધમ થયાં છે, તોપણ હજી તેમનામાં દયાભાવથી અસર થઇ શકે એવાં હૃદય રહ્યાં છે, વિચારશક્તિ અજમાવવાની ગરજ કરવાથી જાગ્રત થઇ શકે એવી ચિદ્‌વૃત્તિઓ છે, અને વધારે ઉચ્ચ પ્રકારનું જીવન નિર્ગમન કરવાની ઉમેદ છે; અને તેને દૃઢ કરી હમેશનો સુધારો કરવામાં સમાનભાવ અને આશાના ઉત્તેજક વચનની જ માત્ર જરૂર છે." આ પ્રમાણે એડ્‌મન્ડ્‌સની ભલામણને અનુસરીને સિંગસિંગ કેદખાનામાં બંદીવાનો પ્રત્યે જુદી રીતે વર્તવાની પદ્ધતિ શરૂ થઇ અને તરતજ તેનાં અતિ સુખદાયક પરિણામ નિવડયાં. હવે એવો નિયમ થયો કે જેમ બને તેમ ઓછી શિક્ષા કરવી, અને જે માણસમાં સુધરવાની કંઇ પણ ઇચ્છા હોય તેની ઇચ્છાને ઉત્તેજન આપવું. ઘણા ગુન્હેગારો અગાઉ સુધરી ન શકે એવા ગણાતા હતા, તેઓને આ પ્રમાણે જનમંડળમાં ઉપયોગી અને લાભકારક મનુષ્ય તરીકે પાછા દાખલ કરવામાં આવ્યા અને તેમાંનો ઘણોજ થોડો ભાગ અગાઉની દુરાચારની ટેવમાં પાછો જતો માલમ પડયો.

સ્ત્રીઓની બાબતમાં આ પદ્ધતિ ખાસ રીતે ફત્તેહમંદ માલમ પડી. એક પ્રૌઢ સ્ત્રીએ તેમને આત્મદમનરૂપી કર્ત્તવ્ય વિષે અને આ લોકમાં અને પર લોકમાં દુઃખમાંથી બચવાની તેમની ઇચ્છા હોય તો લક્ષણ સુધારવાની આવશ્યકતા વિષે ભક્તિગૃહમાં ઉપદેશ કીધો. ત્યાર પછીના ભાષણમાં તે પ્રૌઢ સ્ત્રી કહે છે કે "આ નાના પ્રયોગની અસર કેદીઓના વધારે શાંત અને નમ્ર હીલચાલમાં, કોમળ થયલી અને નરમ પડી ગયલી બોલવાની ઢબમાં; અને તાત્કાલિક અને આનંદથી આજ્ઞા પાળવાની રીતમાં જણાઈ આવી છે. એથી મારો વિશ્વાસ દૃઢ થયો છે કે લોકો પાપથી ગમે તેવા અધમ થયા હોય કે જોર જુલમ કે ઈજાથી ગમે તેવા નઠોર થયા હોય, તોપણ જ્યાંસુધી વિચાર-શક્તિ મન પર કુલ અખત્યાર ચલાવ્યા કરે છે, ત્યાંસુધી કોઇપણ પુરુષનું હૃદય એવું બેહેર મારી ગયલું કે કઠણ હોતું નથી કે સમાનભાવ અને દયાના શબ્દો તેમાં પ્રવેશ કરી શકે નહિ, અથવા તો એવું નીચ થયલું નથી કે તે

પર ખ્રિસ્તિઓમાં જેવો પ્રેમ હોવો જોઇએ તેવા પ્રેમથી બોલવાની રીતથી કંઇ પણ અસર થાય નહિ.

કપતાન પિલ્સબરિ કેનેક્ટિકટમાં વેસ્ટબરીનાં કેદખાનાનો અધિપતિ હતો. તે પણ ગુન્હેગારો પ્રત્યે દયાળુ રીતિથી વર્ત્તવામાં અને તેમને સુધારી સન્માર્ગમાં લાવવામાં પ્રસિદ્ધ રીતે ફત્તેહ પામ્યો. જે ખરૂં લાગે તે કહેવાની અને કરવાની તેનામાં એવી તો હિંમત હતી કે તે લગભગ ઊંચામાં ઊંચે સ્થાને પહોંચતી. તેની નિમણુંક પહેલાં હમેશની ક્રૂર વર્ત્તણુકની રીતિ અમલમાં આવતી, અને તેનું પરિણામ હમેશ કેદીઓને કઠોર અને અધમ બનાવવાનું અને તેમનામાં "ઊંડા અને નિશ્ચિત દ્વેષભાવ" ઉત્પન્ન કરવાનું થતું. અપરાધનું ઘોરપણું વધતું જતું હતું અને કેદખાનાં દરેક વર્ષે રાજ્યને વધારે વધારે ભારે ખરચમાં નાંખતાં. કપતાન પિલ્સબરિએ કેદીઓ પ્રત્યે વર્ત્તવાની રીત બીલકુલ બદલી નાંખી; તેણે પોતાના પ્રયત્ન દયાળુ વર્ત્તણુકથી કેદીઓને સુધારવા તરફ ચલાવ્યા. તેણે સદાચારનો માર્ગ પકડવામાં તેમને ઉત્તેજન આપ્યું; સદ્‌ગુણનો રસ્તો પાછો લેવામાં તેમને હિંમત આપી. તેણે મોટામાં મોટા ગુન્હેગારોને એકદમ બેડીની નામોશીથી મુક્ત કર્યા અને કહ્યું કે "હું તમારો ભરોસો રાખીશ." આ રીતિ પ્રમાણે વર્ત્તવામાં પરિણામ ચમત્કારિક થયાં. તે ગુન્હેગારોએ પણ એના પર વિશ્વાસ રાખ્યો. તેમણે એની સત્તા માટે અતિશય માન દર્શાવ્યું, કેદખાનાંમાં વ્યવસ્થા અને નિયમ સર્વત્ર પ્રસર્યાં અને બંદીખાનાનો ખરચ કેદીઓના ઉદ્યોગથી ચાલવા માંડ્યો.

એક કેદી પ્રત્યે તેની વર્ત્તણુક તાજુબ જેવી હતી. તે માણસ રાક્ષસી ગાત્રનો, બંદીખાનાંમાંથી નાસી જનાર, દેશનો ત્રાસહેતુ હતો; અને સત્તર વર્ષ થયાં વધારે વધારે ઘોર અપરાધ કર્યા કરતો હતો. તે બંદીખાનામાં આવ્યો ત્યારે કપતાન પિલ્સબરિએ તેને કહ્યું કે "હું આશા રાખું છું કે તમે જેમ બીજે ઠેકાણે કીધું છે તેમ અહિં નાસી જવાનો પ્રયાસ નહિ કરો. હું તમને મારાથી બની શકશે તેટલું સુખ આપીશ અને તમારો મિત્ર થવા આતુર રહીશ. મને આશા છે કે તમારે માટે મને કંઇ પણ મુશ્કેલીમાં તમે નાંખશો નહિ. એકાંત ગોંધવાના ઈરાદાથી બાંધેલી એક સાંકડી ઓરડી છે, પણ અમે તે કદી વાપરતા નથી; અને કદી પણ કોઇને પણ માંહે પૂરી તાળું દેવું પડે તો મને ઘણોજ ખેદ થાય. જેવી રીતે તમારા પર હું ભરોસો રાખીશ તેવી રીતે તમે મારા પર ભરોસો રાખશો તો મારી પેઠે છુટથી આ જગ્યામાં તમે હરી ફરી શકશો." તે માણસ ચીડીઓ અને આડો હતો અને

ઘણાં અઠવાડીઆં સુધી કપતાન પિલસબરિની સત્તાથી નરમ થવાનાં તેણે ઘણુંજ ધીમાં ચિન્હો દર્શાવ્યાં. આખરે પિલસબરિને એવી ખબર મળી કે તે કેદખાનામાંથી નાસી જવાનો ઇરાદો રાખે છે. કપતાને તેને બોલાવ્યો અને તેના પર નાસી જવાનો આરોપ મૂક્યો; તે માણસ ચીડાયલો, બોલ્યા ચાલ્યા વિના હમેશની માફક ઉભો રહ્યો. તેને કહ્યું કે હવે તમને એકાંત સાંકડી ઓરડીમાં ગોંધી તાળું દેવાની જરૂર છે. કપતાન નાનો, ઠીંગણો માણસ હતો, તે આગળ ચાલ્યો અને તે રાક્ષસી બંદીવાન તેની પાછળ હિંડ્યો. જ્યારે તેઓ તે માર્ગના સાંકડામાં સાંકડા ભાગમાં પહોંચ્યા, ત્યારે તે કપતાન દીવા સાથે પાછો ફર્યો અને તે ગુન્હેગારના મુખ તરફ જોયું. તેણે કહ્યું "હવે હું તમને પૂછું છું કે તમારે મારી સાથે જેવી રીતે વર્ત્તવું યોગ્ય છે તેવી રીતે તમે વર્ત્યા છો? મારાથી તમને સુખી કરવા જે કંઇ કરી શકાય તે સર્વ મેં કાર્યું છે. મેં તમારા પર વિશ્વાસ રાખ્યો છે, અને તેના બદલામાં તમે મારા પર કંઈ પણ વિશ્વસ રાખ્યો નથી. આ તે ઠીક કહેવાય ? તોપણ મારાથી તમને તાળામાં પૂરવાનો વિચાર સહન કરાતો નથી. તમે મારી વાત ધ્યાનમાં લો છો એવું સહેજ પણ ચિહ્ન જો હું જોઉં—" તે માણસ એકદમ રોઇ પડ્યો. તેણે કહ્યું, "સાહેબ, હું તો સત્તર વર્ષ થયાં ખરેખરો સેતાન થયો છું, પણ તમે મારી સાથે હું માણસ હોઉં તેમ વર્ત્તો છો." તે કપતાને કહ્યું, "ચાલો, આપણે પાછા ફરો " તે અપરાધીને અગાઉની માફક કેદખાનામાં છૂટથી ફરવા દીધો. આ વખતથી તેણે કપતાનને હૃદય ખોલવા માંડ્યું, આનંદથી કેદની બધી મુદ્દત પાળી, અને જેમ જેમ પોતાના પરનો વિશ્વાસ ભંગ કરવાના આવેશ તેના મનમાં ઉત્પન્ન થતા હતા, અને તેના ધારવા પ્રમાણે વિશ્વાસ તોડવા સારૂ જે સર્વે સુગમતા તે દેખતો હતો તે સર્વે તેણે પોતાના મિત્ર કપતાન પર વિશ્વાસ રાખી તેને કહ્યું.

એક મરણીઆ કેદીએ તમારૂં ખૂન કરવા પ્રતિજ્ઞા કરી છે એવી ખબર મળવાથી જે ગૃહસ્થે તરતજ પોતાની હજામત કરવા તેને બોલાવ્યો અને ત્યાં કોઇને હાજર રહેવા દીધો નહિ તે ગૃહસ્થ કપતાન પિલસ્બરિજ હતો. તેણે કેદીને નિહાળ્યો, તેને અસ્ત્રો બતાવ્યો અને હજામત કરવા ફરમાવ્યું. કેદીનો હાથ કંપ્યો, પણ તેણે તે કામ ઘણું સારી રીતે કીધું. તે હજામત કરી રહ્યો, ત્યારે કપતાને કહ્યું, "મને એવી ખબર મળી હતી કે તમે મારૂં ખૂન કરવા ઇચ્છતા હતા, પણ મેં ધાર્યું કે હું તમારા પર ભરોસો રાખી શકીશ." તે પુરુષનું મન એકદમ સુધરી ઈશ્વર તરફ વળ્યું અને તેણે જવાબ

દીધો, "ઇશ્વર તમારૂં કલ્યાણ કરો, સાહેબ." મનુષ્ય પર વિશ્વાસ રાખવાની આવી સત્તા છે. +

ન્યૂ યૉર્કમાં ઍબ્રનમાં રાજ્યબંદિગૃહનો અધિપતિ મેજર ગડેલ, અને બીજો કેદખાનાંની દેખરેખ રાખનાર આઇઝૅક ટિ હૉપર ગુન્હેગાર તરફ દયાળુ વર્તણુક બતાવવામાં અને તેમની નીતિ સુધારવામાં એવી જ રીતે ફત્તેહ પામ્યા. આ છેલ્લો વર્ણવેલો સ્તુત્ય પુરુષ પચાસ માણસોને સુધારી નીતિમાર્ગમાં લાવવામાં ફત્તેહ પામ્યો, તેમાંથી માત્ર બેજ જણે દુરાચારની ટેવ પાછી પકડી—એજ વાત દયાભાવની સત્તાના લાભમાં પુષ્કળ પુરાવો આપે છે. *

---

+ મિસ માર્ટિન્યુકૃત "પશ્ચિમની મુસાફરી."

* યુનિયનના કેટલાંક રાજ્યબંદિગૃહોમાં કેદીઓ પ્રત્યે દયાળુ વર્તણુક દર્શાવવામાં આવે છે તેમ છતાં પણ વિલિયમ ટર્લૉક ૧૮૮૦ ની ૩ જી ફેબ્રુઆરીના 'ટાઇમ્સ'માં કેટલાંક સંસ્થાનમાં નવાસવા કેદીઓ પ્રત્યેની વર્તણુક વિષે ફરિયાદ કરે છે. તે કહે છે કે " દાખલા તરીકે એક થોડા વખત ઉપર નીકળેલી ફિલાડેલ્ફિયાના વર્તમાનપત્રમાં જ્યોર્જીઆ સંસ્થાનના બંદિગૃહની મુલાકાતનું વર્ણન છે, અને તે સંસ્થાનમાં સંખ્યાબંધ અપરાધીઓને કોયલાની ખાણમાં એકઠા, એક બીજાની નીતિમાં બગાડ કરવાની વાંધાભરેલી સ્થિતિમા, કામ કરતા વર્ણવ્યા છે. તેમને રહેવાનાં ઠેકાણાં ઘણાં કંગાલ છે, શિકારી કુતરા તેમની ચોકી કરવા રાખેલા છે અને તેમને સાંકળોથી બાંધી રાખે છે. તેમનામાં તે મુલાકાત લેનાર ગૃહસ્થે એક પંદર વરસની ઉમ્મરનો છોકરો જોયો. તેને દસ વરસની નાજુક વયે ન્યાયાધીશે રાત્રે ખાતર પાડવા માટે ૪૦ વર્ષ કેદમા રહેવાની શિક્ષા કરી હતી, અને તેણે આવી રીતે ગુલામગીરીનાં પાંચ વર્ષ કાઢયાં હતા. જે વર્તમાનપત્રમાં આ હકીકત વર્ણવી છે તે પરથી અને તે લખનારની દેખીતી આબરૂ ઉપરથી એમ વિચારવાનું કારણ મળે છે કે એ વાત ખરેખરી છે; કેમકે અમેરિકામાં આના જેટલાજ ખરાબ કેદખાનાંને લગતા અસંખ્ય દુરાચાર છે, અને તેનું સત્ય સરકારી લખાણથી બરોબર સિદ્ધ થાય છે. જે ન્યાયાધીશ આવી નાની વયના છોકરાને આવી શિક્ષા કરી શકયો તેને બતેજ કેદખાનાની શિક્ષા થાય એમ પણ ઇચ્છે, પણ તે શિક્ષા મેં એક અમેરિકાના ન્યાયાધીશને પેન્સિલ્વેનિયાના રાજ્યબંદિગૃહમાં એક વખત ખમતો જોયો હતો તેવી સહેલની સ્થિતિમા ન હોવી જોઇએ. તેને લાંચ લેવા માટે બે વર્ષ કેદની શિક્ષા થઇ, પણ તેના રહેવાના ઓરડાઓમાં દરેક પ્રકારની મોજશોખની ચીજ પૂરી પાડવામાં આવી, અને એ હજારેક અનબણ જેવું હતું કે જે અપરાધને તે સ્થાનના લોકો વખાણવા લાયક, 'ચપળતાદર્શક' ગણતા હતા તેને આ પ્રસંગે પણ ફાયદો પહોંચી શકયો."

એક મોટામાં મોટી મુશીબત જે ગુન્હેગારને વેઠવી પડે છે તે કેદખાનાની મુદત પાળ્યા પછી નોકરી મેળવવા હરકત પડે છે તે છે. તે કામ કરવાને ખુશી હોય છે, અને તેણે પ્રામાણિક રહેવાનો નિશ્ચય કર્યો હોય છે. પણ પોલીસના સિપાઈ તેનાં રહેઠાણ જાણે છે અને તેની વિરુદ્ધ ખબર આપે છે. તરતજ તેનું મન સદાચારથી ફંટાઇ જાય છે, અને તેને પોતાની જૂની દુરાચારની રીત ગ્રહણ કરવાની જરૂર પડે છે. આ પ્રમાણે અગાઉના કેદીને પ્રામાણિક માર્ગમાં પાછું આવવું લગભગ અશકય થઇ પડે છે. વિશ્વહિતકર્ત્તા થોમસ રાઇટ મૅન્ચેસ્ટરનો રહીશ હતો; તેણે પરિસક્તા કેદીઓના ખરા મિત્ર તરીકે ખ્યાતિ મેળવી. તેને જનમંડળમાં કંઇ મોટી પદવી નહોતી. તેની પાસે ઉદાર અને સ્નેહી હૃદય સિવાય બીજું કંઇ દ્રવ્ય નહોતું.

તેને સંપૂર્ણ કેળવણી મળી હતી, તોપણ મા તરફથી બાલ્યાવસ્થામાં તેણે ધર્મ સંબંધી બળવાન્ સંસ્કાર મેળવ્યા હતા. આખરે એવો વખત આવ્યો કે તે તેના રક્ષણમાંથી છૂટો થયો અને સંકટ, મોજશોખ, અને દુરાચારથી પૂર્ણ દુનીઆદારીમાં તેને પડવું પડયું. તરતજ તે મૅન્ચેસ્ટરના અતિ નિર્દય માણસો અને છોકરાઓની સોબતમાં પડયો. થોડો વખત સુધી આ પ્રમાણે ચાલ્યું, પણ આખરે તેનું મન અને ચિદ્દ્વૃત્તિ સોબતીઓની ઇશ્વર નિન્દાથી કંટાળો ખાઇ પાછાં ફર્યાં. માના મુખથી સાંભળેલા ઉપદેશો તેની મદદે આવ્યા. તેણે એક ધાર્મિક તરુણ પુરુષ જોડે ઓળખાણ કર્યું અને એક પ્રાર્થનાલયમાં નિયમસર જવા માંડયું.

૧૫ વર્ષની ઉમ્મરે તે મૅન્ચેસ્ટરમાં એક લોઢાના ભરતકામ કરનારને ત્યાં અમુક શરતે ગુમાસ્તો રહ્યો. પ્રથમ તેને અઠવાડીએ પાંચ શિલિંગ રોજ મળવા માંડયા. નિયમશીલ, ઠરેલ અને ઉદ્યોગી હોવાથી તે ધીમે ધીમે ઉદય પામ્યો, અને આખરે ૨૩ વર્ષની ઉમ્મરે ૩ પાઉંડ અને ૧૦ શિલિંગના અઠવાડીઆના રોજથી તે કારીગરોનો મુકદ્દમ થયો. આ તેની વધારેમાં વધારે આવક હતી, પણ જે કલ્યાણ તેણે પાછળથી કીધું તેને દ્રવ્યમાં મળતા મુસારા સાથે બીલકુલ સંબંધ નહોતો.

પ્રથમથી તેનું ધ્યાન અપરાધી વર્ગ, જે અતિશય નિરાશાસ્થાન છે, તે તરફ ઉશ્કેરાયું. અપરાધીને બંદીખાનામાંથી છૂટો મૂકે છે ત્યારે તેને મૂળ નોકરી પર ભાગ્યેજ ફરીથી રાખવામાં આવે છે. નવા શેઠો તેને સારી વર્ત્તણુકના પ્રમાણપત્ર વગર નોકરીએ રાખશે નહિ, અને એ પ્રમાણ-

પત્ર તેનાથી મેળવી શકાશે નહિ. કેદથી ઘણું કરીને તે વધારે દુરાચારી થયો હોય છે. બંદીખાનામાં તે પોતાના કરતાં વધારે દુર્ગુણી પુરુષો સાથે સંબંધમાં આવ્યો હોય છે. આ પ્રમાણે તેને અગાઉના સોબતીઓ સાથે પાછો સમાગમ કરવો પડે છે, અને અગાઉની પેઠે તે દુરાચારની કારકીર્દી ફરી શરૂ કરે છે.

એક દિવસ એક માણસ કુપ્યશાળામાં ગયો અને ત્યાં તેણે મજુરની નોકરી મેળવી. તે નિયમશીલ, ચોક્કસ, અને ઉદ્યોગી, કામ કરનાર હતો. પણ તે મુક્ત થયલો કેદી હતો એ ગુપ્ત વાત બ્હાર નીકળી આવી. થોમસ રાઇટને પૂછયું કે તમે એ વાત જાણો છો? તેને તે વાતની ખબર નહોતી, પણ તેણે નક્કી ખબર મેળવવાનું વચન આપ્યું. તે દિવસના દર્મિયાનમાં રાઇટે તે માણસને પ્રસંગ પરત્વે પૂછયું કે "તમે છેલ્લી નોકરી કયાં કીધી છે?" તે માણસે જવાબ દીધો કે "હું પરદેશ ગયો હતો." આખરે બીજી કેટલીક આગ્રહપૂર્વક પુછપરછથી તે બાપડા માણસે, આંખમાંથી દડદડ આંસુ પાડી, કબૂલ કીધું કે હું એક કેદખાનામાંથી છૂટેલો કેદી છું, પૂર્વની દુરાચારની રીતમાં પાછા ન જવાની મારી ઈચ્છા છે, અને હું આશા રાખું છું કે ખંતથી મારી ખરાબ સાખ દૂર કરીશ.

રાઇટે તે માણસ પર વિશ્વાસ રાખ્યો. તેને ખાતરી થઇ કે એણે ખરા અંતઃકરણથી સુધરવાનો વિચાર કીધો છે. તેણે એના શેઠોને એનો વૃત્તાન્ત કહ્યો, અને તેની ભવિષ્યની સારી ચાલ માટે બાંહેધરી તરીકે તેના હાથમાં ૨૦ પાઉંડ મૂકવાનું કહ્યું, ત્યારે એવું વચન આપવામાં આવ્યું કે એ ગુન્હેગારને નોકરીમાં રહેવા દઇશું; પણ બીજેજ દિવસે સવારે તે માણસ નહિ આવેલો માલમ પડયો, કેમકે તેને કાઢી મૂકયાનો હુકમ ગફલતથી પાછો ખેંચી લેવાયો નહોતો. તે માણસને ઘેર તરતજ તેને નોકરી પર પાછો લાવવા દૂત મોકલ્યો. પણ તે માણસે પોતાની સઘળી પુંજી એક પાકીટમાં સાથે લઇ કયારનું એ પોતાનું ઘર છોડયું હતું.

બર્નિની દિશામાં તે મનુષ્ય ગયો હતો એવી ખાતરી કરી રાઇટ તરતજ તેની પાછળ ચાલતો ગયો. તેણે તે નાસી ગયલા માણસને મેંન્ચેસ્ટરથી થોડા માઇલ દૂર રસ્તાની બાજુએ, શોકાતુર, દુઃખી, અને નિરાશ થતો બેઠેલો જોયો. રાઇટે તેને ઉભો કીધો, તેની સાથે ખુશીથી હાથ મેળવ્યા, તેને કહ્યું કે તમને નોકરીમાં કાયમ રાખ્યા છે, અને માનવંતા કારીગર તરીકે શાખ જાળવવા માટે દરેક વાતનો તમારા પર આધાર છે. તેઓ મેન્ચેસ્ટર સાથે પાછા ફર્યા, કારખાનામાં સાથે પેઠા, અને તે માણસની

હવે પછીની વર્ત્તણૂક પરથી તે મુકદ્દમે જે બાહેધરી કરી હતી તે સારી પેઠે અને ઉત્તમ રીતે વાજબી છે એમ દર્શાવી આપ્યું.

આ બીનાથી રાઇટના મન પર ઘણી અસર થઇ. આ બાપડા ગુન્હેગારો દુઃખના દરીયામાં પડયા હતા, તેમાંથી તેમને ઉગારવામાં સમાનભાવ અને મનુષ્યપ્રીતિથી કેટલું બધું કરી શકાય તે તેણે જોયું. તેને લાગ્યું કે તેમને સુનીતિમાં લાવવાની સર્વ આશા તજી દેવી ન જોઇએ, અને ફરીથી ઉદ્યોગની કારકીર્દીમાં પ્રવેશ કરવામાં મદદ કરવી એ દરેક ખ્રિસ્તિને યોગ્ય છે. આ વિષય તેના મનનો મોટો વિચાર થઇ પડયો. આ જ પોતાનું કર્ત્તવ્ય છે એમ તે સમજ્યો અને તે બજાવવા તેણે પ્રયાસ કર્યો. હજી સુધી તેને કોઇ મદદગાર નહોતો; પણ તેને કામ પાર પાડવામાં પૂર્ણ વિશ્વાસ હતો અને જ્યાંસુધી તેણે જય મેળવ્યો ત્યાંસુધી ઉદ્યમમાં ખંતથી જારી રહ્યો.

રાઇટ સૅલ્ફર્ડ કેદખાનાની પાસે રહ્યો અને કેદીઓને મળવાની છુટ મેળવવા તેણે ઇચ્છયું. ઘણો વખત સુધી તેની અરજ નિષ્ફળ ગઈ. આખરે કુપ્યશાલામાં એક જુવાન માણસનો પિતા બંદીખાનાનો ફાલીદાર હતો, તેણે તેને અધિપતિ સાથે ઓળખાણ કરાવ્યું. પછી તેને રવિવારની પાછલા પહોરની પ્રાર્થનામાં હાજર થવા દીધો. પણ હજી પ્રત્યેક કેદીને મળવાની તેને છુટ મળી નહિ. પણ રાહ જોઇ શકે એટલું તેનામાં ધૈર્ય હતું.

આખરે એક દિવસ રવિવારે પાછલે પહોરે તે ભકિતગૃહના ઉપદેશકે કેદખાનાના ભકિતગૃહમાંથી તેને નીકળતો અટકાવ્યો અને પૂછ્યું કે એક કેદીની કેદની મુદ્દત લગભગ પૂરી થઇ છે અને પોતાનાં લક્ષણ સુધર્યાં છે એમ સિદ્ધ કરવાનો પ્રસંગ મેળવવા ઇચ્છે છે, તેને માટે તમે કંઇ નોકરી મેળવી શકશો? રાઇટે કહ્યું, “હા, હું મારાથી જેટલું બનશે તેટલું કરીશ, હું નોકરી મેળવી આપવા પ્રયાસ કરીશ.” તે ફત્તેહ પામ્યો અને તેણે મુકત થયલા કેદી માટે કામ શોધી કાઢયું.

અધિપતિએ હવે તેને કેદખાનામાં ફરવાની અગાઉ કરતાં વધારે છુટ આપી. તેણે તેને કેદીઓ જોડે જાતેજાત મળવા દીધો. રાઇટે તેમને શિખામણ દીધી અને પોતાના વિચાર કહી બતાવ્યા. તેણે તેમનો સુધારવાનો નિશ્ચય દૃઢ કીધો. તેણે તેમના સંદેશા ઘેર તેમની સ્ત્રીઓને પહોંચાડયા અને ઘણી રીતે તેમનો મિત્ર અને કલ્યાણકર્ત્તા બન્યો. કેદીઓને છુટે ત્યારે

મળવાનો તેણે રિવાજ રાખ્યો. તે તેમને ઘેર લઇ જતો, અને પોતાની થોડી સંપત્તિમાંથી પણ તેમને ગુજરાન ચલાવવામાં મદદ કરતો અને પછી તેમને સારૂ નોકરી શોધી કાઢવા પ્રયત્ન કરતો.

ઘણાખરાના સંબંધમાં તે ફત્તેહ પામ્યો. કારીગરોના પ્રવર્તકોએ થોમસ રાઇટ પર વિશ્વાસ રાખવા માંડયો. તેમણે જાણ્યું કે તે ભલો અને શુભેચ્છક છે અને આપણને ખોટી સલાહ આપશે નહિ. તેણે પ્રવર્તકોનો વિશ્વાસ બેસાડયો અને તેઓએ ઘણું કરીને મુક્ત થયલા ગુન્હેગારોને કામે લગાડયા. જ્યાં જ્યાં તેમને સંશય લાગ્યો ત્યાં અઠવાડીએ ૭૦ શિલિંગે મુકદ્દમ તરીકે પોતાને પગાર મળતો તેમાંથી એકઠા કરેલા પૈસા મૂકી તેમના પર વિશ્વાસ રાખવા માટે પોતાની બાંહેધરી આપી.

આ પ્રમાણે શાન્ત રીતે અને બાહ્ય આડંબર વિના તેણે ઉદ્યમ ચલાવ્યા કીધો. જે કલ્યાણ તે કરતો હતો તેમાં વિઘ્નકર્ત્તા ન થાય માટે પોતાના નામની કંઇ પણ પ્રસિદ્ધિ ન કરવી એમ તેણે વધારે પસંદ કર્યું. આખરે તે આસરે ૩૦૦ મુક્ત કરેલા કેદીઓ માટે ધંધો મળવવામાં થોડાં વર્ષમાં ફત્તેહ પામ્યો. સ્ત્રીઓને મદ્યપાન કરતી અટકાવી નીતિમાં આણવાના સર્વથી મુશ્કેલ કામમાં પણ તેણે ફત્તેહ મેળવી. જે સ્ત્રીઓએ મદ્યપાન કરવાની ટેવ છોડી દીધી હતી અને જેઓ પરતાવો કરતી અને ઘેર જવાનું ઇચ્છતી થઇ હતી તેમને તેમના ધણીઓ સ્વીકારે માટે પગ પડીને તેમની સાથે દલીલ કરવા તે કેટલીક વાર તે દેશમાં ઘણા માઇલ સુધી જતો.

તેના એક મિત્રે * એક અદ્દભુત દષ્ટાન્ત આપ્યું છે. પોર્ટ્લાંડમાં એક માણસ શિક્ષા તરીકે ગુલામી કરતો હતો તેમાંથી મુક્ત થયો. રજા મળ્યાની ચિઠ્ઠી અને ભક્તિગૃહના ઉપદેશક તરફથી થોમસ રાઇટ પર કાગળ લઇને તે મૅન્ચેસ્ટર ગયો. ત્યાં તેને માટે ઝાડુ કાઢનારની નોકરી શોધી કાઢવામાં આવી. રાઇટે તેને વધારી રસ્તા સુધારનારની જગ્યાએ મુકવાની ગોઠવણ કીધી, અને એ જગ્યાએ પણ તેની વર્ત્તણુકનાં વખાણ થયાં. માણ્ઝ કૅનન + સ્ટોવેલની રવિવારશાલા અને રવિવાર સિવાયના કોઇ પણ દિવસે રાતની શાલામાં તેણે તેને દાખલ કરાવ્યો; અને એ બંને શાલામાં તે શિક્ષક થયો. તેણે શીખવાની એટલી બધી શક્તિ

* 'સુચકજીવન વૃત્તાન્ત' નો કર્તા.

+ ખ્રિસ્તિધર્મગુરૂની અમુક પદવી.

બતાવી કે કૅનન સ્ટોવેલે તેના હિત પર ઘણું ધ્યાન આપ્યું. તે કૅનનને તેના પૂર્વના સર્વ વૃત્તાન્તની ખબર થઇ. તેમ છતાં પણ તેણે તેની સાથે ' વાંચવાની ' ગોઠવણ કીધી, અને યોગ્ય વખતે પોર્ટ્લાંડના ગુન્હેગારને પાદરીની દીક્ષા મળી.

બીજું દૃષ્ટાન્ત એવું છે કે એક તરુણ પુરૂષ એક વખારમાં વિશ્વાસ અને જુમ્માવાળી જગ્યા પર હતો, તે ખરાબ સોબતમાં પડયો હતો અને શેઠના પૈસા ઉચાપત કરી જતો હતો. એ ચોરી પકડાઇ ગઈ અને તેના પર ફોજદારી કામ ચલાવવાની તૈયારી હતી. તે તરુણ પુરુષના પિતાએ થોમસ રાઇટ વચ્ચે પડે એવી અરજ કરી. તે તરતજ તે શેઠની પાસે ગયો, અને તેના ઉપર કામ નહિ ચલાવવું; પણ એની એક વાર ફરીથી પરીક્ષા કરીશ એવું વચન તેની પાસેથી લેવામાં ફત્તેહ પામ્યો. થોમસ રાઇટની વારંવાર આગ્રહપૂર્વક શિખામણ એજ હતી કે "તેને ફરી એક વાર અજમાવી જુઓ." તે તરુણ પુરુષને ફરી નોકરીએ રાખ્યો. તેની વર્તણુક અતિશય સંતોષકારક નીવડી. અગાઉના કરતાં તેણે ધંધાના કામમાં વધારે મન ધાલ્યું. આગળ જતાં તેને ભાગીદાર તરીકે દાખલ કીધો અને આખરે તે એ વખારનો અધિપતિ થયો. થોમસ રાઇટના નામને આશીર્વાદ દેવા તે કદી ચૂકતો નહિ.

આ પ્રમાણે ઘણાં વર્ષ સુધી કામ કર્યાં કરતો હતો ત્યાર પછી તેનો ઐચ્છિક ઉદ્યોગ સરકાર તરફથી માન્ય થયો; કપતાન વિલિયમ્સે બંદીખાનાંની સ્થિતિ વિષે વાર્ષિક લખાણમાં તેનું નામ વર્ણવ્યું. તે કહે છે કે "આ નમ્ર અને બીજા કોઇની સહાયતા વગર કામ કરનાર સત્પુરુષ પોતાની પરોપકારવૃત્તિ કેટલે બધે દરજ્જે લઇ ગયો છે અને તેનો કેવો વિજય થયો છે તે દર્શાવવા માટે એ કહેવું જરૂરનું છે કે તેણે જે ૯૬ અપરાધીઓને મદદ કરી અને દુનીઆમાં પાછા ઠેકાણે પાડયા તેમાંથી માત્ર ચારજ કેદખાનામાં આવ્યા છે. અપરાધીઓ અને કંગાલ પુરુષો કેવો પૂર્ણ વિશ્વાસ અને ભરોસો રાખે છે તે જોવાથી આનંદ ઉત્પન્ન થાય છે, અને એ વિશ્વાસ તેની સાદી, દગદબા વગરની, અને ખરેખરી પિતાની પેઠે હિત કરવાની રીતથીજ બધો પ્રેરાયલો ભાસે છે."

મુક્ત થયલા કેદીઓ માટે રાઇટ નોકરી મેળવી શકયો નહિ એવા પણ ઘણા દાખલા હતા. એવી બાબતમાં તે પોતાના પૈસા ધીરતો અથવા તો તેમને પરદેશ જઈ વસવા શક્તિમાન્ કરવા સારુ, મિત્રોમાં ઉધરાણું કરતો.

આ પ્રમાણે તેણે ૯૪૧ બિનગુન્હેગાર ઠરેલા કેદીઓને અને ગુન્હેગારોને પરદેશ જવામાં અને નવી સ્થિતિમાં અને જૂના સોબતીઓથી છૂટા પડીને નવેસરથી ધંધે વળગવામાં મદદ કરી. ઘણા દાખલાઓમાં નિર્દોષી ઠરેલા કેદીઓએ જાતેજ તેના વિશ્વહિતકાર્યમાં મદદ કરી. તેઓએ પોતાના સોબતીઓ માટે નોકરી મેળવી, અથવા તેમને પરદેશ જઇ વસવા શક્તિમાન કરવા ઉઘરાણું કરવામાં મદદ કરી. આ પ્રમાણે એક ધર્મકૃત્યથી બીજાં ધર્મકૃત્યો ઉત્પન્ન થયાં.

આ પરિત્યક્ત પરદેશવાસીમાંનો એક, જેને ઉત્તર અમેરિકામાં મોકલ્યો હતો, તેણે ૧૮૬૪ માં રાઇટના પર કાગળ લખ્યો તેમાં તેને 'મારા પ્રિય, સ્વીકૃત પિતા' તરીકે લખ્યું. લંડનમાં પુરુષવર્ગ માટે બાંધેલા શોધનાલયને મદદ કરવા તેણે ૨ પાઉંડની નોટ કાગળમાં બીડી. તે પરદેશવાસી હવે સમૃદ્ધિમાં આવ્યો હતો. તેણે રાઇટને પત્રમાં લખ્યું કે "તમારી કદી વિસરાય નહિ એવી પિતા જેવી મદદને લીધે હું મારી હાલની ફતેહ પામ્યો છું. આ દુનીઆમાં તમે ખરેખર મારા ઉત્તમ અતિ દયાળુ અને એકલાજ બોધ આપનાર મિત્ર હતા. તમારી પોતાનીજ, કોઈની સહાયતા વિનાની, મદદથી તમે મને દુર્ગુણી જીવનમાંથી બચાવ્યો. બીજા સર્વેએ મને નાસ્તિક અને રખડેલ ગણી મારી સામું જોવું બંધ કર્યું હતું, ત્યારે પૂર્વકાળના ઉડાઉ છોકરાના પિતાની માફક તમે મને સદ્ગુણ અને પ્રામાણિકપણાના માર્ગમાં પાછો વધાવી લીધો. હજી પણ તમને વધારે સુખી દિવસ આવશે એવી આશાથી મારા તરણ હૃદયને દિલાસો આપ્યો અને પિતાના જેવા શુભેચ્છક બોધની સાથે પરલોકની વધારે શુદ્ધ આશા આપી. પ્રિય પિતા ! ઇશ્વર તમારૂં કલ્યાણ કરે. ઇશ્વર તમારી સર્વ દયા માટે તમારૂં ભલું કરે ! તમારા અનાથ જાતિભાઈઓ માટેના ઉદાર પ્રયત્નો વિષે વિચાર કરૂં છું ત્યારે તમારાં દયાનાં કૃત્યો યાદ આવવાથી આંખમાંથી હર્ષનાં આંસુ પડે છે."

એ દર્મિયાનમાં રાઇટ દરરોજ કુપ્યશાલામાં સવારના પાંચ વાગ્યાથી સાંજના ૭ વાગ્યા સુધી અને કોઇક વખત એથી પણ મોડે સુધી ઉદ્યમ કરતો હતો. તેનો સાંજનો સઘળો અવકાશનો વખત અને ઘણાખરા રવિવાર બંદીખાનાંમાં, શાસનગૃહમાં, અતિ દરિદ્ર લોકો માટે સ્થાપેલી રવિવાર–શાલામાં કે હતભાગ્ય અને અપરાધીઓને ઘેર પોતાના માથે વહોરી લીધેલા કામમાં જતા. હવે તેની ઉમ્મર ૬૩ વર્ષની હતી અને તેનું શરીર

અટકવા માંડયું હતું. તેણે કંઇ પણ દ્રવ્ય બચાવ્યું નહોતું. પોષણ કરતાં જે કંઇ વધારે કમાયો હતો તે સર્વ મુક્ત થયલા કેદીઓને મદદ કરવામાં અને પરદેશ વસવા મોકલવામાં વાપર્યું હતું. તે ઘણીખરી વાર હલકામાં હલકી રીતે પોષણ કરતો હતો; કેમકે તે વિચારતો હતો કે જ્યાંસુધી મારી પાસે સાધન હોય ત્યાંસુધી દુઃખમાં હોય તેમને માટે તે ન વાપરૂં એ ન્યાયી ન કહેવાય.

તે સમયના રાજ્યતંત્રીઓએ તેની નોકરીની કિંમત કબૂલ કરીને ૮૦૦ પાઉંડના વાર્ષિક પગારની કેદખાનાંના ફરતા તપાસનારની જગ્યા તેને આપવા માંડી. એમ ભાસે કે થોડુંક દ્રવ્ય બચાવવાનો અને તેની સાથે પરોપકારનો વિસ્તાર વધારવાનો આ સારો પ્રસંગ હતો. પણ તેણે કશો પણ આંચકો ખાધા વગર તે લેવાની ના પાડી. તેણે કહ્યું કે આથી સત્કાર્ય કરવાની મારી સત્તા ઓછી થાય; કેમકે મને ખાતરી છે કે હું એક વાર સરકારી અમલદાર થાઉં તો હું કેદીઓનો મિત્ર ગણાતો તરતજ બંધ થાઉં.

આ ઉપરથી મૅન્ચેસ્ટરના લોકોએ તેની અઠવાડીઆની કમાઇની રકમ, જે તેણે ઉદ્યોગથી રાજ્યને જેટલો લાભ કીધો હતો તેનો માત્ર દશાંશ હતી, તેની બરોબર વર્ષાસન બાંધી આપવા સારૂ એક મોટી રકમ ભેગી કરવા પ્રયાસ કીધો. એ ઉઘરાણામાં મદદ કરવા ૧૦૦ પાઉંડની રકમ ' રૉયલ બાઉન્ટિ ફન્ડ'માંથી આપી. બાકીની રકમ મૅન્ચેસ્ટરના લોકોએ એકઠી કરી. આ બધું મળીને એક એવી રકમ એકઠી થઈ કે તેમાંથી જેટલી રકમ પોતે દરરોજ મહેનત કરી અગાઉ મેળવી હતી તેટલીજ બરોબર રકમ, એટલે ૧૮૨ પાઉંડનું વર્ષાસન તેને મળ્યું.

આ પ્રેમપ્રમાણના સંબંધમાં આ ' ભલા પરગજુ ' નું એક વખાણવા લાયક ચિત્ર જ. ફ. લૅાટ્સ ર. અ. નામના ચિત્રકારે " આ ઉદાર વિશ્વહિતકર્ત્તા થોમસ રાઇટનાં પોતે વખાણ કરતો હતો અને તેને માટે સન્માન ધરાવતો હતો તેના ચિહ્ન તરીકે " મૅન્ચેસ્ટરની નગરસમાજને બક્ષીસ કીધું. મૅન્ચેસ્ટરના સાર્વજનિક સભાલયમાં ('ટાઉન હૅાલ'માં) બધાની નજર પડે એવે સ્થાને એ ચિત્ર મૂક્યું. તે ચિત્રકારની પ્રીતિ અને ઔદાર્ય તેમજ ચિત્ર જે પુરુષનું દર્શન આપતું હતું તેના ઉદાર સદ્વર્ત્તનનું આ પ્રમાણ હતું.

રાઇટ હજી પણ દયાનાં કામમાં પ્રવૃત્ત રહ્યો. હાવર્ડની માફક તે

એક શહેરથી બીજે શહેર દેશનાં બંદીખાનાંની મુલાકાત લેતો ચાલ્યો. ફીલ્ડલેનમાંનો રાત્રિવિશ્રામ, રેડહિલ પરની ઉદ્યોગશાળા, અને મિલ્બૅન્ક, પેન્ટોન્વિલ, પોર્ટ્‌લાંડ, પોર્ટ્‌સ માઉથ, અને પાર્કહર્સ્ટમાંનાં કેદખાનાં તરીકે વપરાતાં જૂનાં વહાણો અને અપરાધીઓનાં કારખાનાં તેણે તપાસ્યાં. તેણે અતિ દરિદ્રીઓની શાળામાં પુષ્કળ મહેનત કરી. ગરીબ છોકરાઓ પ્રામાણિકપણેથી આજીવિકા પ્રાપ્ત કરે અને તેને લીધે ગુન્હેગાર થતા અટકે એવું તે ઇચ્છતો હતો. અજ્ઞાન અને અનીતિના દાખલા સર્વ પ્રકારનાં દુષ્ટ પરિણામ અતિશય ઉત્પન્ન કરે છે એમ તે સમજતો; અને વ્યવહાર સંબંધી અને ધર્મ સંબંધી શિક્ષણથી તેનું મૂળ કાઢવા બને એટલો તેણે પ્રયાસ કર્યો. કૉબ્ડન તે સમયે સમસ્ત પ્રજાને કેળવણી આપવાની પદ્ધતિનો પક્ષ ખેંચવામાં ગુથાયલો હતો, તેને રાઈટે આગ્રહપૂર્વક કહ્યું કે એ કેળવણી ફરજીઆત કરવી જોઇએ; કેમકે તેથી અપરાધ અને દારિદ્રય ઓછાં કરવાનું તે મુખ્ય સાધન થઈ પડે. અનાથશાલા ઉપરાંત તેણે શોધનશાળા, અલ્પદ્રવ્યસંગ્રાહક પેઢીઓ, અને જોડા સાફ કરનારની ટુકડીઓ સ્થાપી. જ્યાં જ્યાં કંઈ ઉપકારનું કામ કરવાનું હોય ત્યાં ત્યાં તેનો ઉદ્યોગ અને મદદ કદી પણ ન હોય એમ નહિ. દરેક પળે કામમાં રોકાવું તેને અતિશય ગમતું હતું. " આજનો દિવસ કહેવાય ત્યાંસુધી, ઉદ્યમ કરો, અવશ્ય ઉદ્યમ કરો: કેમકે રાત્રી સમીપ આવે છે," એ તેનું નીતિસૂત્ર હતું.

આ પ્રમાણે તે મરણપર્યન્ત વર્ત્યો. તે ૮૫ વર્ષની વયે પહોંચ્યો, ત્યારે તેનું શરીર જલદી ઘસાઇ જઇ ચાલતું બંધ થયું. તોપણ જેઓ તેને મળવા ઇચ્છે તેમને, તેમાં મુખ્યત્વે કરીને ગરીબ લોકો, મુક્ત થયેલા કેદીઓ અથવા સુનીતિમાં પાછા ફરેલા દૂષિત પુરુષોને આવકાર દેવાને તે હમેશ તૈયાર હતો. ધીમે ધીમે તેની જીંદગી ક્ષીણ થઈ ગઈ. ૨૩ મું ભજન તેના ઓઠ પર હમેશ હતું, અને દરરોજની માંદગીને અન્તે તેને એમ લાગતું કે " એક દિવસની મન્જલે સ્વગૃહની વધારે પાસે " આવ્યા છિયે. તે સત્કાર્યના પક્ષમાં ઝુમ્યો હતો, અને હવે પોતાની કારકીર્દિ પૂરી કરવાની તૈયારીમાં હતો. ૧૮૭૫ના એપ્રિલની ૧૪ મી તારીખે તે ચહેન અને શાંતિથી પરલોકવિશ્રાન્તિ પામ્યો. બેશક આ " જીવનયોગ્ય જીંદગી હતી."

રાઈટ કેદી પર ભરોસો રાખી કામ સોંપી તેમને સુધાર્યા. કામ સોંપવું એટલે વિશ્વાસ રાખવો. માણસોને કામ સોંપવાથી તેમનામાં જે કંઇ સદ્‌વૃત્તિ હોય છે તેને બહાર નીકળવાનો તમે પ્રસંગ આપો છો: તેમના હૃદયમાં પણ

તેવો જ મનોભાવ ઉત્પન્ન થાય છે. તરણુ પુરુષોને ઐશીકરથી અને અપ્રામાણિકપણે કેળવણી આપી હોય છે, તેવા છેક ખરાબ દાખલા બાતલ કરતાં એ વિશ્વાસ અરસ્પરસ થશે. હમેશ કોઈ પણ મનુષ્ય વિષે સારો વિચાર બાંધો. લૉડ **ઔર્લિંગ્બ્રોકે** કહ્યું છે કે "કોઈ પણ માણસ વિષે નઠારામાં નઠારો વિચાર બાંધવો એ નીચ આત્મા અને હલકા મનનું નિશ્ચિત લક્ષણ છે." એ ખરી વાત છે કે કદાચ તમે છેતરાઓ, પણ અન્યાયી થવા કરતાં છેતરાવું વધારે સારૂં.

થોડા વખત ઉપર જ **અંગ્રેજ** લોકોમાંના ઘણાને કોઈ પણ જાહેર સ્થળે જવાની છૂટ નહોતી. જેઓ "હુકમ" મેળવી શકે અથવા તો છડીદારને અને નવાઈની ચીજો દર્શાવનારને દાખલ થવા માટે પૈસા આપવા ખુશી હોય તે સિવાય બીજા બધા લોકોને માટે મુખ્ય જાહેર મકાનો રવિવાર સિવાયને દિવસે બંધ હતાં. **બ્રિટિશ** સંગ્રહસ્થાન બંધ રાખવામાં આવતું, સાર્વજનિક ચિત્રાલયો બંધ હતાં, **સેંટ પૉલનું** દેવલ, અને **વેસ્ટ મિનસ્ટરનો** મઠ બંધ હતાં, **વિન્ડ્સરનો** કિલ્લો, **લંડનનું** મોટું બંદીખાનું, રાષ્ટ્રીય પરિષદનાં મકાનો, બીજાં સર્વ જાહેર મકાનો અને નવાઈની ચીજો, અને કળાકૌશલ્યનાં કૌતુકોનો સમૂહ, એ સર્વ માત્ર થોડાજ લોકો સિવાય બીજા સર્વને માટે બંધ હતાં. સાધારણ લોકોને આ જગ્યાએ દાખલ કરીશું, તો તેઓ તરતજ લાકડાને ચપ્પુના કાપા પાડશે, પથ્થરને છોલશે, આ પૂજ્ય મકાનોના ચૂરેચૂરા કરશે અને નાશ કરશે એવું માનવામાં આવતું હોય એમ ભાસે છે.

આ શોચનીય વસ્તુસ્થિતિમાં ફેરફાર કરવા જે પ્રથમ સાર્વજનિક પુરુષ મચ્યા તે અમારા ધારવા પ્રમાણે મર્હૂમ **જોસેફ હ્યુમ** હતો; અને જે પહેલો જાહેર સંગ્રહ લોકોને ખુલ્લો મૂકાવવામાં એ ફત્તેહ પામ્યો તે **બ્રિટિશ** સંગ્રહસ્થાન હતું. આટલે દરજ્જે તેણે પોતાની મતલબ હાંસલ કીધી તેમાં તેને ઘણો વિરોધ નડ્યા વિના રહ્યો નહિ. એ સંગ્રહને ઈજા થશે, નુકસાન થશે, કાપા પાડશે, અને એટલો બધો બગાડી મૂકશે કે પાછો હતો તેવો સુંદર થઈ શકશે નહિ, અને કદાચ કેટલીક કિંમતી ચીજો ચોરાઈ જશે એવી જૂની ફરિયાદ કરવામાં આવી. વળી એ કેવી નવી રીતિ! એમ છતાં પણ, ધન્ય છે **હ્યુમના અતિદુરાગ્રહને, બ્રિટિશ** સંગ્રહસ્થાન લોકોને માટે ખુલ્લું મૂકવાનો હુકમ થયો, અને સ્વાભાવિક પરિણામ તરીકે એવું ભવિષ્ય કહેવામાં આવ્યું કે સંગ્રહસ્થાનનો 'નાશ' થશે એ સંગ્રહસ્થાનમાં સર્વને જવાની છૂટ મળી

ને પહેલાં એકી વખતે માત્ર પાંચ કે છ જણને જ દાખલ કરતા અને તેમને એક અમલદાર સઘળું બતાવતો. એ અમલદાર સાદાં લુગડાં પહેરીને ઉભેલો એક જાતનો પોલીસનો સિપાઈ હતો, અને આ ખંડન કરનારાઓથી મકાનનું રક્ષણ કરવાની અને કોઈ જંગલી પુરૂષ હાથ પહોંચી શકે એવી રીતે ગોઠવેલી કિંમતી ચીજો નાશ કરવાના લાગની સ્વાભાવિક રીતે માત્ર વાટ જોતો હોય તેના પર હુમલો કરવાને તૈયાર રહેવાની તેની ફરજ હતી.

હવે તો રાષ્ટ્રીય પરિષદનું એવું શાસન નીકળ્યું કે કસાઈઓ, ભઠિયારાઓ, સાધારણ સિપાઇઓ, દરજીઓ, સ્ત્રીઓના માથાના પોશાક બનાવનારી સ્ત્રીઓ, અને સાધારણમાં સાધારણ નોકરો, સર્વને બ્રિટિશ સંગ્રહસ્થાનમાં આવવાની છુટ છે. વળી લૉર્ડ **સ્ટૅન્લી** ( હાલ **અર્લ ઑવ્ ડર્બિ** ) એ જંગલી ગોથ લોકોનો હુમલો થયા પછી શું કહ્યું છે ? એ હુમલા પછીને બીજેજ દિવસે તે આમની સભામાં ( જેનો તે તે વખતે સભાસદ હતો તેમજ **બ્રિટિશ** સંગ્રહસ્થાનનો વિશ્વસ્ત અધિકારી હતો, ) પોતાને સ્થાને ઊભો થયો અને દૃઢ સ્વરથી બોલ્યો, " મને અતિશય ભય ઉત્પન્ન થયો અને હું બીધો, પણ હવે હું કહી શકું છું કે ૩૧,૫૦૦ માણસો કાલે ( મે માસની પહેલી તારીખે ) **બ્રિટિશ** સંગ્રહસ્થાનમાં આવી ગયાં, અને છ પેન્સની કિંમત જેટલું પણ નુકશાન થયું નથી." આ પ્રમાણે ધારવામાં આવેલો ' નાશ ' થયો નહિ; અને સર્વ લોકોને પ્રાચીન વસ્તુઓનો અને કળાકૌશલ્યનાં કામોનો સાર્વજનિક સમૂહ જોવા દેવા કંઈ પણ હરકત વગર દાખલ કરી શકાય અને તેમ કરવાથી તેનો સામાન્ય નાશ થશે નહિ એમ માલમ પડ્યું. આનો મર્મ શોધી કાઢવો સહેલો હતો; તે એજ કે લોકોના પર ભરોસો રાખ્યો હતો.

**હ્યુમ** સત્કાર્યમાં આગ્રહથી મચ્યો રહ્યો. તેણે સાર્વજનિક લોકોના કાનમાં હમેશાં મોટેથી કહ્યાં કીધું કે તમારે લોકોનો વધારે વિશ્વાસ રાખવો જોઇએ. જે જાહેર સંગ્રહોમાં તેમને ગમત, સુધારો, અને કેળવણી મળી શકે, એવા સંગ્રહો તેમને માટે ખુલ્લા કરવા જોઇએ; અને વરસોવરસ હમેશ ફરી ફરીને કહેવાના બળથી લંડનનું કેદખાનું ( ટાવર ), હૅમ્પ્ટનનો દરબાર, વેસ્ટ મિન્સ્ટરનો મઠ, અને સેંટ પૉલનું દેવલ લોકોને માટે ખુલ્લાં કરવામાં તે ફત્તેહ પામ્યો. આ રીતિ ધીમે ધીમે પ્રસરી અને હવે માત્ર લંડનમાં જ નહિ, પણ ઘણાંખરાં મોટાં કારખાનાંવાળા શહેરો અને કસ્બાઓમાં પણ લોકોના સુખ અને આનંદને માટે બાગ અલાયદા રાખવામાં આવે છે.

૧૮૫૧ ના મોટા પ્રદર્શનને વખતે પણ લોકોને શાન્ત રાખવા લંડનની આસપાસ લશ્કર મૂકવું કે નહિ તે ભારે વાદવિવાદનો વિષય થઈ પડ્યો. એવી રીતે લશ્કર મૂકવાની સલાહ નામંજુર થઈ અને સ્ફટિકભવનની આસપાસ લશ્કર મૂક્યું નહિ. એનું શું પરિણામ થયું? એ સંગ્રહમાંથી એક પેનિની કિંમત જેટલું પણ ભાગ્યેજ ચોરાયું, અને એક વસ્તુને પણ રમતને લીધે ઇજા થઇ નહિ. એ રાજધાનીના પોલીસખાતાના એક ઉપરી કર્નલ રોવનને આમની સભાની કાર્યમંડળી આગળ એ વિષય ઉપર એક પ્રશ્ન પૂછ્યો. તેણે જવાબ દીધો કે એનું કારણ "લોકોની સારી વર્ત્તણુક." તેણે વળી વધારામાં કહ્યું કે થોડાં વર્ષ થયાં જાહેર જગ્યાઓએ લોકોને દાખલ કરવામાં જે સુગમતા થઈ છે તેથી, એટલે ટુંકામાં કહીએ તો તેમના પર વિશ્વાસ રાખવાથી, હાલનો ઘણો સુધારો ઉત્પન્ન થયો છે.

"નાશ" ને દૂર કરવાની આજ ખરી રીત. જે કળાકૌશલ્યની કૃતિ મનુષ્ય તરફ ઇશ્વરની ઉદારતા પ્રસિદ્ધ રીતે દર્શાવે છે તે ધ્યાનથી જોવા લોકોને કંઈ પણ પ્રતિબંધ વગર દાખલ કરો. સૌન્દર્યની કૃતિઓ કોઇ ખરેખર મનોભાવ, કોઈ પ્રૌઢ વિચાર, અથવા તો ઇતિહાસના કંઈ ઉત્કૃષ્ટ પરાક્રમનું સ્મરણ કરાવે છે, અને લાવણ્ય, ભક્તિ, અને સદ્‌ગુણથી ભરપૂર છે તે વિષે મનન કરવા દો અને એમ કરવાથી પ્રેક્ષક, પોતાને ખબર પડ્યા વિના, ઉન્નત, દયાળુ, શુદ્ધ, અને સુધરેલો થશે. રસિકત્વને ઉન્નત અને શુદ્ધ કરીને, તેમજ મનને જ્ઞાનથી પૂર્ણ કરીને, ઉત્તમ પ્રકારની પ્રજાકેળવણીની વૃદ્ધિ કરવામાં આ પ્રમાણે આપણાં ચિત્રાલયો સાધનભૂત થઇ શકે. માત્ર લોકોનો વિશ્વાસ રાખવો અને એવે સ્થાને તેમને પ્રતિબંધ વિના જવા દેવા એજ એક પ્રકારની નીતિની કેળવણી છે. માણસ પર ભરોસો રાખો, માણસ તરીકે તેના પર વિશ્વાસ રાખવા તમે તૈયાર છો એમ દર્શાવો, તેની તરફ તમારી વર્ત્તણુકથી વસ્તુતઃ આબરૂ પર, તમને વિશ્વાસ છે એમ દર્શાવો; અને એમ કરવાથી કાયદા અને અધિકાર સર્વ પ્રકારે અજમાવવાથી થઈ શકે તેના કરતાં તે માણસનું હૃદય વશ કરવા અને તેના મનની ઉત્તમ વૃત્તિઓ બહાર કાઢવા વધારે શક્તિમાન્ થશો. તમારાં કૃત્ય અને વર્ત્તણુકથી મનુષ્યના ઉત્તમ મનોભાવ પર તમને વિશ્વાસ છે એમ જ્યારે તમે સિદ્ધ કરો છો, ત્યારે તમે તેની દુષ્ટ વૃત્તિઓને નિર્બળ બનાવી દો છો. આજ પ્રમાણે સદ્‌વૃત્તિથી દુર્વૃત્તિ વશ કરી શકાય.

ખરેખર, મનુષ્યમાં જે સદ્‌વૃત્તિ છે તેને બહાર કાઢવા આપણે તેના પર

## પ્રકરણ ૧૨.

### ધર્મપ્રચારસંબંધી ફરજ.

ધૈર્ય સાધુ પુરુષની પરીક્ષા અને સહનશીલતાની કસોટી છે. તે દરેકને પોતાનો તારક અને જે સંકટ જુલમી પુરુષો અને દૈવ તેના પર નાંખી શકે તે સર્વ પર વિજયી બનાવે છે.

મિલ્ટન.

કારણ કે આપણે હમેશ આશા રાખીએ છીએ કે જે આ લોકમાં પ્રામાણિકપણે આરંભ્યું છે તે વધારે મોટા અવકાશ મળી શકે એવા પરલોકમાં પૂર્ણ થશે, નાશ પામશે નહિ.

એ. હ. ક્લધ.

પણ જીંદગીમાં સર્વદા હું એવાં વિઘ્ન જોઉં છું કે જ્યાં પવિત્ર પુરુષો હારી જાય છે. હાનિ થયા વિના કંઇ પણ પ્રાપ્તિ થતી નથી, મરણ પામ્યા વિના કંઇ પણ ઉત્કૃષ્ટ જીવન થતું નથી, શ્રદ્ધા રાખ્યા વિના કંઇ પણ ઈશ્વરપ્રેરિત વિચાર આવતો નથી, લજ્જા સહન કર્યા વિના કંઇ પણ કીર્તિ મળતી નથી, નિન્દા ખમ્યા વિના ન્યાય મળતો નથી; અને ઇસુ ખ્રિસ્તે વેઠેલાં અનન્ત દુઃખ આપણને સૂચવે છે કે કીર્તિ, હક્ક, અને નામથી શૂન્ય રહો.

ઓલ્વિગ ગ્રેન્જ.

---

ડ્યૂક ઑવ્ વેલિંગ્ટન વિષે એવું વર્ણવેલું છે કે અમુક ઉપદેશકે તેને પૂછ્યું કે હિંદુ લોકોને ખ્રિસ્તિ ધર્મનો ઉપદેશ કરવાથી તમારા વિચાર પ્રમાણે લાભ થશે કે નહિ? ત્યારે તે નિયમશીલ પુરુષે તેને પૂછ્યું કે "તમને ધર્મપ્રચાર માટે પર્યટન કરવાની શી આજ્ઞા મળી છે?" તે ઉપદેશકે જવાબ દીધો, "તમે આખી દુનિયામાં જાઓ અને દરેક મનુષ્યને ખ્રિસ્તિ ધર્મનો ઉપદેશ કરો." તે ડ્યૂકે કહ્યું, "ત્યારે તમને જે આજ્ઞા મળી છે તે પ્રમાણે વર્તો, તમારો ધર્મ માત્ર આજ્ઞાધીન થવાનો છે."

પોતાના તારક (ઇસુ ખ્રિસ્ત)ની આજ્ઞા પાળવાની ફરજ અણગમતી, લોકોમાં અપ્રિય, અને જોખમભરેલી હોય, તોપણ સઘળા જમાનામાં એ આજ્ઞાને અનુસર્યા છે એવાં મનુષ્યો માલમ પડ્યાં છે. ઇસુખ્રિસ્તે યાહુદી અને જેન્ટાઈલ લોકોને ધર્મોપદેશ કર્યો. સેંટ પૉલ પહેલો જ ધર્મપ્રચારક દેવદૂત હતો, તેણે પૂર્વમાં કોરિન્થ, ઈફીસસ, થેસ્સાલોનિકા, અને બીજે સ્થળે દેવલો સ્થાપ્યાં, અને રોમમાં તે ખ્રિસ્તિધર્મનો બોધ કરવા ગયો હતો, ત્યાં પોતાના હાડકાં મૂક્યાં.

ધર્મપ્રચારકની કારકીર્દિ સર્વથી વધારે ફરજ બજાવનારી અને શૌર્યવાળી છે. તે જીંદગી હાથમાં લઇને ફરે છે, તે ભય અને મોતની સામા ટક્કર લે છે. તે જંગલી લોકોમાં, અને કોઇ કોઇ વખતે મનુષ્યાહારી પ્રજાઓમાં પણ રહે છે. જે ભક્તિથી તે જોખમ અને દુઃખોની સામો થાય છે તે ભક્તિ દ્રવ્યથી વશ કરી શકાતી નથી. જે દયાળુ દૂતત્વ સ્વીકારવાની તેને આજ્ઞા મળી છે તેથી જ તે ટકી રહે છે. દેશમાં તેમજ પરદેશમાં ધર્મ-પ્રચારકોએ જે કાર્યનો જાતે અંગીકાર કરેલો છે તેની બરોબરી કરી શકે એવું કંઈ પણ "સુધરેલા ચિંતક" કહેવાય છે તેઓ આપણને બતાવી શકતા નથી. કેવળ નિષેધથી કંઈ શિક્ષણ મળતું નથી. તે જૂની સરણિનો નાશ કરી શકે, પણ તેનાથી નવી સરણિ ઉત્પન્ન કરી શકાતી નથી. તે આપણી શ્રદ્ધાના સ્તમ્ભભૂત વિચારોને પ્રજાવી નાંખે, પણ આપણે ગ્રહણ કરીએ એવું, અથવા જેથી આપણે પવિત્ર બનીએ, કિંવા આપણી પ્રકૃતિમાં ઉન્નતિ કે દૃઢતા આપે એવું તે આપણને કંઈ પણ આપી શકશે નહિ.

પણ જંગલી પ્રજાની પ્રકૃતિ 'અધમ' હોય છે. ધર્માધ્યક્ષ **સેલ્વિને** કહ્યું છે કે "કોઈ પણ મનુષ્યને હલકો કે અસ્વચ્છ કહેવો નહિ એવો આપણને ઈશ્વરે બોધ કર્યો છે તેથી તેઓ આપણા વિચારમાં શી રીતે અધમ થઈ શકે ? "ગરીબ, બાપડા નાસ્તિક" અને "નાશ પામતી જંગલી પ્રજા," આ લોકોમાં વપરાતાં વચનો વિષે હું ફરિયાદ કરતો નથી. **ખ્રિસ્તિ** દેશોના પુરુષોએ આટલો બધો ઉપદેશ પ્રાપ્ત કર્યો છે, તોપણ આટલાં બધાં ઓછાં કામો માટે હિસાબ આપી શકે છે, તે લોકો એથી પણ વધારે શોચનીય અને નાશ પામવા યોગ્ય હોઇ શકે. વળી સર્વથી વધારે શોચનીય આપણે હોઇ શકીએ; કેમકે આપણે ઈશ્વરની કૃપાના ઉપદેશક અને કારભારી તરીકે, કારભાર કરવામાં આટલા બધા અપ્રામાણિક માલમ પડીએ છિયે. બીજા માણસોના જેવા આપણે અધમ નથી તેથી ઈશ્વરનો આભાર માનવા જેવી એક પ્રકારની પ્રપચી આત્મપવિત્રતા, જે ધર્મપ્રચારના કામમાં છુપી રહેલી જણાય છે, તે આત્મપવિત્રતા જોખમમાં નાંખીએ છિયે એમ સમજવા કરતાં, નાસ્તિક લોકોમાં તેમના બરોબરીઆ અને જાતિભાઇ તરીકે જવું એ ઘણું વધારે લાભકારક છે."

આપણી સ્વતંત્રતા, પ્રામાણિકપણું, વિદ્વત્તા, અને ધર્મપ્રચાર કરવાના સાહસ માટે, પહેલો પ્રચારક, સેંટ ઑગસ્ટાઇન, ઇંગ્લંડમાં આવ્યો તેના આપણે કેટલા બધા આભારી છિયે ! છઠ્ઠા સૈકાને અન્તે **ઑગસ્ટાઇન**

અથવા **ઑસ્ટિનને** આચાર્યવર્ય **ગ્રેગરિએ** ધર્મસંસ્કાર કીધો અને ઇંગ્લંડના ધર્માધ્યક્ષની પદવીનો અગાઉથી જ હક્ક આપી મોકલ્યો. તે ધર્મપ્રચારને અર્થે નીકળ્યો, અને **ફ્રાન્સમાં** થઈને, ઘણા સાધુસહિત, **થેનેટમાં** આવ્યો. તેનું કેન્ટના રાજા **એથેલ્બર્ટે કૅન્ટર્બેરિમાં** સન્માન કીધું. તે રાજા એક **ખ્રિસ્તિ** સ્ત્રી સાથે પરણ્યો હતો, અને કંઇક તેની સત્તાથી તેને **ખ્રિસ્તિ** ધર્મનો સંસ્કાર મળ્યો અને પાછળથી **ખ્રિસ્તિ** ધર્મમાં દાખલ થયો. **ઑગસ્ટાઇને** ધર્મપ્રચાર આખા દેશમાં ફેલાવવાને ઉદ્યોગ કર્યો, તે એટલે બધે દરજ્જે સુધી કે સને ૬૦૫ માં તે મરણ પામ્યો ત્યારે ઇંગ્લિંડના ઘણા ભાગે **રોમના** આચાર્યવર્યની તાબેદારી કબૂલ કીધી હતી.

પણ **ઇંગ્લિંડના** ઉત્તરભાગના લોકો મૂર્તિપૂજક રહ્યા. **હુંબરની** ઉત્તરમાં આવેલા દેશનો ઉપરી **એડ્વિન** કેન્ટના રાજા **એડ્બૉલ્ડની** બેન, એક **ખ્રિસ્તિ** શાહજાદી હતી, તેની સાથે પ્રેમબંધનમાં પડ્યો. તે કુમારિકા **પૉલિનસ** નામના **રોમમાં** જન્મેલા પાદરી સાથે ઉત્તર તરફ ગઈ. કેટલાંક વર્ષ પછી **એડ્વિને ખ્રિસ્તિ** ધર્મ ગ્રહણ કર્યો, પણ **'એલ્ડર્મેન'** અને **'થેન'*** મૂર્તિપૂજક રહ્યા. આ નવા મત વિષે વિચાર કરવા પ્રજ્ઞમંડળ ( વિટેનાગીમૉટ ) એકઠું થયું. **એડ્વિને** ધર્મ બદલ્યો તેનાં કારણ સભા આગળ રજુ કર્યાં અને એક પછી એક સર્વ સભાસદો પ્રત્યે ભાષણ કરીને એ બાબત વિષે તેમનો વિચાર પૂછ્યો. એ વાર્તાનું વર્ણન **બીડ** ઇતિહાસમાં આપ્યું છે અને તે અતિશય અસરકારક છે.

પ્રથમ જેણે જવાબ દીધો તે પાદરીઓમાં મુખ્ય હતો. તેણે જાહેર કીધું કે પ્રાચીન દેવતાઓ, **થૌર, ઓડિન,** અને **ફ્રીઆ,** સત્ત્વરહિત છે અને હું તેમને હવે પછી પૂજવા ઇચ્છતો નથી. પછી યોદ્ધાઓમાંનો મુખ્ય ઊભો થયો અને આ પ્રમાણે બોલ્યો:—

"અરે રાજા, શિયાળાના દિવસમાં જ્યારે તમે તમારા **'એલ્ડર્મેન'** અને **'થેન'**ની સાથે બેઠા હો છો, જ્યારે ઓરડામાં સારો અગ્નિ પ્રજ્વલિત હોય છે, જ્યારે તમારા મંડપમાં ગરમી હોય છે પણ બહાર વરસાદ, બરફ અને તોફાન હોય છે, ત્યારે જે બનાવ કોઇક વખત બને છે તે તમને યાદ હશે. ત્યારે એક નાનું પક્ષી આવે છે અને તે એક બારણેથી અંદર ઊડતું અને બીજે બારણેથી બહાર જતું અતિવેગે સભામંડપમાં થઈને દોડ્યાં કરે છે,

* ઇંગ્લંડના ઉમરાવો.

આ સંક્રમણસમય તેને પ્રિય લાગે છે; કેમકે એ સમયમાં તેને વરસાદ કે વાવાઝોડાનું તોફાન સહન કરવું પડતું નથી. પણ એ સમય ઘણોજ અલ્પ છે. પક્ષી આંખના પલકારામાં જતું રહે છે, અને શિયાળામાંથી આવ્યું હોય છે તે પાછું શિયાળામાં જાય છે. આ દુનિયામાં મનુષ્યનું જીવન મને એવુંજ ભાસે છે; જે દીર્ઘકાળ એના જીવનની પૂર્વે અને પછી આવ્યો હોય છે તેની સાથે સરખાવતાં એનું ક્ષણિક આયુષ્ય મને તે પક્ષીના સંક્રમણસમય જેવુંજ લાગે છે. તે અન્તકાળ આપણને અગમ્ય અને સુખરહિત છે, અને તેને કળી શકતા નથી તેથી તે આપણને અતિશય પીડા ઉત્પન્ન કરે છે. ત્યારે જો આ નવા મતથી એ વિષે આપણે કંઈ પણ શીખી શકીએ તો તે પ્રમાણે વર્તવું એ આપણને યોગ્ય છે."

તે વૃદ્ધ યોદ્ધાના ભાષણથી તે વિષયનો નિર્ણય થયો. તે વિષે મત લેવાયા અને પ્રાચીન દેવોની પૂજાને ગંભીરતાથી તજી દીધી. પણ ધર્મપ્રચારક પૉલિનસે એવી સૂચના કીધી કે તમારે દેવોની મૂર્તિનો નાશ કરવો, ત્યારે આ નવા મત પર એટલો બધો દૃઢ વિશ્વાસ બેઠો હોય કે તેથી મૂર્તિખંડન જેવા અપવિત્ર કામના જોખમની સામા હામ બીડે એવો એક પણ પુરુષ તેમનામાં માલમ પડયો નહિ. પણ તે મોટો ઉપદેશક ઘોડા પર ચઢયો અને તરવાર બાંધીને અને ભાલો આમતેમ ફેરવતો તે દેવાલય તરફ દોડયો, અને સઘળા લોકોના દેખતાં તેણે ભાલા વતે દેહરાંની દિવાલો અને માંહેની મૂર્તિઓ તોડી પાડી અને આખરે તેનો નાશ કીધો. પછી એક લાકડાનું મકાન ઉભું કીધું, અને તેમાં **એડ્વિન** અને તેના સંખ્યાબંધ અનુયાયીઓને **ખ્રિસ્તિ** ધર્મનો સંસ્કાર કીધો. પછી **પૉલિનસ** ડીરા અને બર્નિસિયા દેશોમાં ફરી વળ્યો, અને જે સર્વે પ્રજામંડળના નિર્ણયને આધીન થવા ખુશી હતા તે સર્વેને **સ્વેલ** અને ગુરિના પાણી વડે તેણે **ખ્રિસ્તિ** ધર્મનો સંસ્કાર કીધો.

સાતમા સૈકામાં, ગૉલમાં **ઍન્ડોમર**, **ઍમન્ડ**, અને કોલંબા નામના ધર્મપ્રચારકોની સહાયતાથી ઈંગ્લંડમાં, **પૉલિનસ**, **વિલ્ફ્રેડ** અને **કથબર્ટની** મદદથી, અને જર્મનિમાં, **કિલ્ફેન**, **રુપર્ટ** અને પાછળથી **બોનિફેસની** મદદથી, એ પ્રમાણે યૂરોપના સર્વ અજ્ઞાનતિમિરથી ઘેરાયલા પ્રદેશોમાં **ખ્રિસ્તિ** ધર્મરૂપી પ્રકાશ ફેલાયો. **બોનિફેસ** **બ્રિટનમાં** આવ્યો ત્યારે તે એક હાથમાં **ખ્રિસ્તિ** ધર્મના સ્વીકૃત મત અને બીજા હાથમાં સુધારનું માપ લઈને આવ્યો. તેનામાં કામ કરવાના ખરા સ્વભાવ હતા. તે પાછળથી **જર્મનિ** ગયો, ત્યારે તે સ્થપતિના કામમાં કુશળ થઈને ગયો.

**ઍન્સ્કાર** માત્ર એક સોબતીસાથે ૮૨૬માં **ડેનિશ** રાજ્યની સરહદમાં ગયો, અને ત્યાં પોતાના કામમાં જય મળવાથી પ્રેરાઈ, તેણે ત્યાર પછીના ધર્મપ્રચારકોને માટે વિદ્યાલયો સ્થાપ્યાં. **ઇસુ ખ્રિસ્ત**ની સુવાર્તા પ્રગટ કરનાર ૧૦મા સૈકામાં **હંગરિ** અને **પોલાંડ** ગયા અને ત્યાં ક્રેકોમાં ધર્માધ્યક્ષની અધિકારભૂમિમાં તેઓ સ્થાયી રહ્યા. તેમને અતિશય અગવડો વેઠવી પડી, પણ સંકટરૂપી વિઘ્ન વશ કરવાં એ તેમનો ધર્મ હતો. મોતનો કંઈ પણ ભય રાખ્યા વિના જેઓ મરકીથી સપડાયા હતા તેમને મદદ કરવાના કામમાં તેઓ ઉદ્યોગથી મચ્યા રહ્યા. **ખ્રિસ્તિ** ધર્મનો ઉપદેશ કરવા ઉપરાંત તેમણે **ઑટોમન** રાજ્યમાંથી કેદીઓને વેચાતા લેવા માટે પૈસા એકઠા કર્યા. આવા પ્રેમી ધર્મપ્રચારકના સાહસની સામા કોણ થઈ શકે ?

દસમા અને અગીઆરમા સૈકામાં કારિગરો અને સ્થપતિઓનાં દૂતત્વને **ખ્રિસ્તિ** ધર્મ સાથે સંબંધ હતો. એજ લોકોએ આ દેશમાં તેમજ પરદેશોમાં ભવ્ય દેવલો બાંધ્યાં. તેમણે મન મૂકીને અને ધર્મવૃત્તિથી કામ કીધું. તેમની કારિગરીમાં સત્ત્વ, સત્ય, પ્રીતિ, અને આનંદ રહેલાં હતાં. એ કારિગરી ફરશીએ કીધેલુ ગાયન હતું, અર્થાત્ ગાયનથી જેટલો આનંદ ઉત્પન્ન થાય તેટલોજ આ ફરશીની કારિગરીથી થતો હતો. આધુનિક સમયના નિર્માલ્ય મકાનોથી એ કેવાં જૂદાં છે ? જ્યારે જૂનાં દેવલો ભભકાબંધ ઊભાં રહ્યાં છે અને પ્રેક્ષકોને પ્રીતિ ઉત્પન્ન કરે છે, ત્યારે હાલનાં મકાનો ગગડી પડી તેના ચૂરેચૂરા થઈ જાય છે.

એવું કહેવાય છે કે **ચીન**માં છેક સાતમા સૈકામાં **નેસ્ટોરિયસ**ના મતના ધર્મપ્રચારકો ગયા હતા, અને છેક બારમા સૈકામાં **ફ્રેંચ** પ્રચારકો ગયા હતા. પ્રોટેસ્ટન્ટ પંથના પ્રચારકોને તો છેક ૧૮૦૭ માં **ચીન** મોકલ્યા હતા. **એશિયા** અને **આફ્રિકામાં** માત્ર થોડાજ ધર્મપ્રચારક ગયા હતા. **આફ્રિકામાં** ધર્મપ્રચારના પરાક્રમી કાળનો હમણાંજ ઉદય થવા માંડ્યો છે, પણ હજી કેટલોબધો પ્રદેશ વશ કરવાનો રહ્યો છે !

**ઈંડીઝ**ના ટાપુમાં ગયલો ધર્મોપદેશક, **સેંટ ફ્રાન્સિસ ઝેવિયર**, સર્વને શિક્ષાભૂત હતો. તે ૧૫૪૨ માં અજ્ઞાનતિમિરથી આવૃત થયલાઓને **ખ્રિસ્તિ** ધર્મનો ઉપદેશ કરવા એક **ફિરંગી** વહાણમાં ગોવા ગયો. તે અમીરી કુળનો હતો અને બીજાઓની માફક આનંદ અને ભોગવિલાસમાં જીવન ગાળી શક્યો હોત. પણ તે સર્વનો તેણે ત્યાગ કીધો અને આત્માર્પણ, ભક્તિ, અને પરકલ્યાણમાં જીંદગી ગુજારવાનું પસંદ કીધું. ગોવામાં હસ્તઘંટ વગાડી તેણે

લોકોને વિનંતિ કરી કે તમારાં છોકરાંને બોધ પામવા મોકલો. ત્યાંથી તે **કોમોરિન** ભૂશિર, **ત્રાવણકોર**, **મલાક્કા**, અને **જાપાન** ગયો. તેણે **ચીન** જવાનો પ્રયાસ કીધો, પણ તેમાં તે નિષ્ફળ થયો. આખરે તે તાવથી **સાન્ચીઅન**ના ટાપુમાં મરણ પામ્યો, અને ત્યાં તેણે ધર્માર્થ આત્મત્યાગરૂપી ઉત્કૃષ્ટ કીર્તિ પ્રાપ્ત કરી.

એજ પ્રમાણે **લાસ કેસાસ** પશ્ચિમ **ઈંડીઝ**ના ટાપુઓમાં ધર્મોપદેશક હતો, તેને પણ આપણે વીસરી જઇ શકીશું નહિ. **સર આર્થર હેલ્પ્સ** કહે છે કે " જે જમાનામાં સર્વત્ર સર્વ બાબતમાં અને મુખ્યત્વે કરીને ધર્મસંબંધી બાબતમાં પશુસમાન અંગબળની મદદ લેવામાં આવતી હતી, તે જમાનામાં તેણે **સ્પૅનિશ** મિત્રમંડળો અને રાજસભા આગળ દલીલ કરી કે ધર્મપ્રચારનું સાહસ એવું છે કે તે લશ્કરી મદદથી સ્વતંત્ર રહેવું જોઇએ, અને ધર્મપ્રચારકે ઈશ્વિર રક્ષણ કરવાની કૃપા કરે તે પરજ માત્ર ભરોસો રાખી, અને મુલ્કી કે લશ્કરી મદદ પર બીલકુલ આધાર રાખ્યા વિના, જીંદગી હાથમાં લઇને નીકળી પડવું જોઇએ. " વાસ્તવિક રીતે એના ગ્રન્થો આજ પણ ધર્મપ્રચારકોને માટે વિદ્યમાન્ ગ્રન્થોમાં ઉત્તમ સંક્ષિપ્ત ગ્રન્થ છે.

૧૪૯૮ માં **કોલમ્બસે** પશ્ચિમ **ઈંડીઝ**ના ટાપુ તરફ યાત્રા કરી તેમાં પોતાના પિતા સાથે **લાસ કેસાસ** ગયો. તે વખતે તેણે **અમેરિકા** પ્રથમજ જોયું. તે **સ્પેન** પાછો ફર્યો અને **હિસ્પૅનિઓલા** તરફ તેણે બીજી સફર કરી. ત્યાં તેને ઉપદેશકની દીક્ષા મળી. નવી ફરજ બજાવવામાં તે સારી વક્તૃત્વશક્તિવાળો, તીક્ષ્ણ બુદ્ધિનો, સત્યશીલ, હિંમતવાન્, આત્માર્પણ કરનાર, અને ધાર્મિક માલમ પડ્યો. તે **સ્પૅનિયર્ડ** લોકો સાથે એક સ્થળેથી બીજે સ્થળે ગયો અને તેણે **ઈંડિયન** લોકોનો વિશ્વાસ મેળવવા પ્રયત્ન કર્યો. તેણે ઘણી અવ્યવસ્થા અને ક્રૂરતા અટકાવી, કેમકે **ઈંડિયનો** કરતાં **સ્પૅનિયર્ડ** લોકો ઘણા વધારે જંગલી હતા. આતે કેટલીક કતલો જોયા પછી **લાસ કેસાસે સ્પેન** પાછા ફરવાનો અને તે બાપડા લોકોનો પક્ષ ખેંચવાનો નિશ્ચય કર્યો. તેને **ફર્ડિનાન્ડ** રાજા સાથે સમાગમ થયો, તેને તેણે **ઈંડિયનોના** પર ગુજરતા જુલમ, તેમનાં દુઃખો, અને તેઓ કેવા **ખ્રિસ્તિ** ધર્મના જ્ઞાન વિના મરણ પામે છે તે સર્વ વિદિત કીધું. પણ હવે **ફર્ડિનાન્ડ** વૃદ્ધ અને અશક્ત થયો હતો, તેનું મોત સમીપ આવ્યું હતું, અને તેથી આ કહેવાનું કંઇ પરિણામ થયું નહિ.

પછી થોડાક વખતમાં **ફર્ડિનાન્ડ** મરણ પામ્યો. **લાસ કેસાસે** રાજ-

પ્રતિનિધિ કાર્ડિનલ **ગ્ઝિમેનીસ ઇંડિયન** લોકોનાં સંકટો અને દુઃખો પર ધ્યાન આપે એવા પ્રયત્ન કીધા. **કાર્ડિનલે** વચન આપ્યું કે અન્યાય ઓછો થશે. તેણે **લાસ કેસાસ** જોડે પશ્ચિમ **ઇંડીઝમાં** જવા ત્રણ **જેરોનિમાઇટ** પાદરી મોકલ્યા. **સાન ડોમિંગો** પહોંચ્યા એટલે પાદરીઓ રાજકર્ત્તા અને ન્યાયાધીશોના પક્ષમાં ઊતરી પડ્યા, તે પરથી તેમની વિરુદ્ધ અરજ કરવા **લાસ કેસાસ** પાછો **સ્પેન** આવ્યો. પણ તે આવ્યો ત્યારે તેને **કાર્ડિનલ** મરવાની તૈયારીમાં માલમ પડ્યો. રાજા ( ૫ મો **ચાર્લ્સ** ) માત્ર ૧૬ વર્ષની ઉમ્મરનો હતો અને **સ્પેનનો** રાજ્યકારભાર તેનો પ્રધાન ચલાવતો હતો. જ્યારે **લાસ કેસાસે** પ્રધાન સાથે એ વિષય વિષે વાત આરંભી તેના મન પર સારી અસર કીધી, ત્યારે **કાર્ડિનલની** પેઠે એ પણ મરણ પામ્યો; અને આ પ્રમાણે તે ધર્મપ્રચારક અને તેની યોજનાની સફળતા વચ્ચે મોત હમેશ વિઘ્નરૂપ આવતું ભાસ્યું. **બાર્ગોસના** ધર્માધ્યક્ષે પાછું પ્રાધાન્ય મેળવ્યું અને **લાસ કેસાસ** પોતે વર્ણવે છે તે પ્રમાણે તે "ખાડામાં પડ્યો." તોપણ **જેરોનિમાઇટ** પાદરીઓને પાછા બોલાવ્યા. પણ તે ધર્મપ્રચારક કંઈ વધારે મદદ મેળવી શક્યો નહિ, અને અગાઉની પેઠે તે **ઇંડીઝ** પાછો ગયો. તેણે **કયુમાનામાં** એક સંસ્થાન સ્થાપવાનો પ્રયત્ન કીધો. ત્યાં તેણે **ઇંડિયન** લોકો સાથે મૈત્રી કરી અને **સ્પેનિયર્ડ** લોકોથી તેમનું રક્ષણ કરવાનો પ્રયત્ન કીધો. પણ તેના પ્રયત્ન હમેશ નિષ્ફળ ગયા અને સંસ્થાન સ્થાપવાનો તેનો પ્રયાસ બંધ રહ્યો. તેને કોઈ પણ મદદ કરનાર નીકળ્યું નહિ, અને જે કામ તેણે કરવા ધાર્યું હતું તે એકલા કરી શકાય નહિ.

પછી **લાસ કેસાસે** મહાધિકારીની વૃત્તિ ગ્રહણ કરી. તે **હિસ્પૅનિઓલામાં ડોમિનિકન** મઠમાં આઠ વર્ષ સુધી રહ્યો, અને તે વખતે તેણે એક એકાન્તમાં જીન્દગી કાઢી. પછી તે ધર્મપ્રચારસંબંધી ઉદ્યોગમાં મંડ્યો. જે જ્ઞાતિભાઈઓ સાથે તે ધર્મપ્રચાર સારૂ **પીરૂ** ગયો. તેમણે **મેક્સિકો** પાછા ફરી **ઇંડિયન** લોકોને **ખ્રિસ્તિ** ધર્મનો બોધ આપ્યો. **લાસ કેસાસ** **નિકારાગુઆમાં** હતો ત્યારે તેણે તે રાજ્યકર્ત્તાની વિરુદ્ધ એક ભયંકર વિરોધની યોજના કરી. આથી તેણે તેને દેશીઓને હમેશ આટલી બધી નુકસાનકારક થતી એવી મધ્ય ભાગમાં એક સ્વારી કરતાં અટકાવ્યો. એ પ્રસંગે અતિનિષ્ઠુર ક્રૂરતાના દાખલા બન્યા. એવું જાણવામાં આવ્યું છે કે એક પ્રસંગે જ્યારે ૪,૦૦૦ **ઇંડિયનનો** ભાર ઉંચકવા એક સ્વારીમાં સાથે ગયા હતા ત્યારે માત્ર ૭ જ જીવતા પાછા આવ્યા. જ્યારે આ **ઇંડિયન** પરિશ્રમ

અને ભૂખને લીધે માંદો પડે અને આગળ ચાલવાને અશક્ત થાય, ત્યારે તે ઇંડિયનને સાંકળથી છૂટો કરવાના ઉતાવળા સાધન તરીકે કેવી રીતે તેનું માથું કાપી નાંખવામાં આવતું અને એ પ્રમાણે જે ટોળી સાથે તે મુસાફરી કરતો હતો તેનાથી તે કેવી રીતે છૂટો પડતો તે **લાસ કેસાસ** જાતે જ વર્ણવે છે. તે કહે છે કે "બીજાઓને કેવી લાગણી થઇ હશે તેનો તમે ખ્યાલ કરો."

**લાસ કેસાસ** અને તેના સાથીઓએ હવે **ટુલુલુટન**ના રહેવાસીઓને **ખ્રિસ્તિ** ધર્મમાં આણવાના ઇરાદાથી ત્યાં પ્રવેશ કરવાનો નિશ્ચય કર્યો. આ જીલ્લો **સ્પેનિયર્ડ** લોકોને ભયનો હેતુ હતો. તેઓ એને "યુદ્ધનો પ્રદેશ" કહેતા હતા, તેમને દેશીઓએ હાંકી કાઢ્યા હતા. પણ ધર્મપ્રચારકોને ધર્મની શ્રદ્ધાથી હિંમત આવી અને જીંદગી જોખમમાં આવે તોપણ તે પ્રદેશમાં પ્રવેશ કરવાનો તેમણે નિશ્ચય કર્યો. પહેલું કામ તેમણે એ કર્યું કે **ખ્રિસ્તિ** ધર્મના મુખ્ય મતોનું **કિચિચ** ભાષામાં કવિતાના રૂપમાં ભાષાન્તર કીધું. પછી કવિતા પર **ઇંડિયનો**નું ધ્યાન શી રીતે ખેંચવું તેનો તેમણે વિચાર કીધો. એ પ્રદેશમાં વર્ષમાં કેટલીક વાર વ્યાપારની જણસો લઇ ચાર **ઇંડિયન** વેપારીઓ હમેશ જતા હતા તેમની તેણે મદદ માગી. એ ચાર માણસને એ કવિતા બરાબર મોંએ બોલતા શીખવ્યું. વળી એ કવિતા **ઇંડિયન** વાદ્ય સાથે ગાઈ શકાય માટે તેને ગાયનશાસ્ત્રને અનુસરતી કરી. વળી તે જૂના રહેવાસીઓને સંતુષ્ટ કરવા, નાની નાની જણસો, જેવી કે, કાતરો, ચપ્પુઓ, દર્પણ, અને ઘંટા **લાસ કેસાસે** એ વેપારીઓને પૂરી પાડી.

વેપારીઓને **કેસીકે** સન્માન આપ્યું. સાંજે સરદારો એકઠા થયા. ત્યારે વેપારીઓએ એક વાજું મગાવ્યું અને તે વાદ્યમાં ઉતારી પેલી કવિતાઓ ગાવા માંડી. આથી જે અસર થઈ તે ઘણી ભારે થઈ. ત્યાર પછી કેટલાક દિવસ સુધી આ કવિતારૂપી જ ઉપદેશો ગવાયા કીધા. **કેસીકે** પૂછ્યું કે આ કવિતાઓ ક્યાંથી લાવ્યા, અને એનું મૂળ તથા અર્થ જાણવા ઇચ્છ્યું. વેપારીઓએ જવાબ કીધો કે એ પાદરીઓ પાસેથી મળી છે. "અને પાદરીઓ કોણ છે?" પછી વેપારીઓએ તેમને પાદરીઓ કોણ છે તે સમજાવ્યું; અને **કેસીક** આ વિચિત્ર માણસોને પોતાના દેશમાં બોલાવવા ગયો. આ પ્રમાણે "યુદ્ધના પ્રદેશ" માં **લાસ કેસાસ** અને તેના સાથીઓએ પ્રવેશ મેળવ્યો.

એ વિષય વિષે વધારે કહેવાની જરૂર નથી. **કેસીકે ખ્રિસ્તિ** ધર્મ અંગણ

કીધો. તેણે મૂર્તિઓ તોડી પાડીને બાળી મૂકી. તેણે પ્રજાને ઉપદેશ કર્યો અને તે પ્રજાએ **ક્રૂસી**કનું અનુકરણ કીધું. **લાસ કેસાસ** અને **પીડ્રો ડિ એંગ્યૂલોએ ટ્યૂબિનલમાં** એક દેવળ બાંધ્યું. ત્યાં તેમણે લોકોને ઉપદેશ કીધો અને કેળવણી આપી. તેમને માત્ર ધર્મ સંબંધી બાબતોજ શીખવી નહિ, પણ હસ્તકળાઓ પણ શીખવી અને લૂગડાં ધોવાની અને પહેરવાની રીતનાં મળતત્ત્વો શિખવ્યાં. પાસેના મુલક **કોબનમાં** આ દાખલો પ્રસર્યો: અને આ પ્રમાણે આ બહાદુર મહાધિકારીઓએ જે દરેક વિજય મેળવ્યો તે સતત ઉદ્યોગનું એક કારણ થયું.

**લાસ કેસાસ** ૧૫૩૯ માં પાછો **સ્પેન** ગયો. **ઇંડિયન** બાબતોના જ્ઞાનને માટે તેને ત્યાં રોક્યો. તેણે 'ઇંડીઝનો નાશ' નામનો ગ્રન્થ લખવાનો આરંભ કર્યો. એ ગ્રન્થ ઘણા દેશોમાં વંચાય છે. તેને **કુસ્કો (ન્યૂ ટોલિડોમાં)** ના ધર્માધ્યક્ષની જગ્યા આપવા માંડી, પણ તેણે તે લેવા ના પાડી. વળી તેને **મેક્સિકોમાં ચિઆપાના** ધર્માધ્યક્ષની જગ્યા આપવા માંડી, અને તેના ઉપરીઓએ એ જગ્યા સ્વીકારવી એ તમારો ધર્મ છે એમ કહી તેને લેવાનો આગ્રહ કીધો. આખરે તે ઉપરીઓની ઇચ્છાને આધીન થયો. તેણે નવી દુનિયા તરફ સફર કીધી અને તે પ્રાન્તની રાજધાની **સિઉડાડ રીઅલમાં** તેને ધર્માધ્યક્ષની પદવી ઉપર વિધિપૂર્વક સ્થાપ્યો. આ ધર્માધ્યક્ષની પદવીથી તેની રીતિમાં કે આચારમાં કંઈ ફેરફાર થયો નહિ. તેનો પહેરવેશ એક સાધારણ મહાધિકારી જેવો ઘણીખરી વખત ફાટેલો અને ઠીંગડાં દીધેલો હતો. તેના કુટુંબમાં દરેક વસ્તુ સાદામાં સાદી જાતની હતી. નવા નિયમોની શરતની વિરુદ્ધ જેઓ ગુલામો ખરીદ કરતા અને રાખતા તેમને મોક્ષ આપવાની તેણે ના પાડી. ગુલામગીરી નાબુદ કરવાના પ્રયત્નમાં તેને ઘણી મુશીબતો નડી. તેનો જીવ લેવાનો પ્રયાસ કરવામાં આવ્યો. તેને "શેતાનરૂપ ધર્માધ્યક્ષ," અને " ધર્માધ્યક્ષને બદલે **ક્રિસ્ટ**નો વિરોધી " કહેવામાં આવ્યો. તેણે તે પર લક્ષ આપ્યું નહિ, પણ પોતાનું કામ કર્યા કીધું: અને જ્યારે કંઈ પણ અનર્થનો નાશ કરતો ત્યારે આનંદ પામતો. આખરે તે ૧૫૪૭ માં **સ્પેન** પાછો ગયો અને તેણે ધર્માધ્યક્ષની પદવીનું રાજીનામું આપ્યું.

**લાસ કેસાસ** અજય્ય હિંમતવાળો હતો. તેણે **યૂરોપ** અને **અમેરિકા** વચ્ચેનો સમુદ્ર બાર વાર ઓળગ્યો. તેણે **જર્મનિમાં** અધિરાજને મળવા ચાર વાર પ્રવેશ કીધો. તેનું જીવન ઘણું જ ઉદ્યોગી હતું અને તેનું શરીર પણ

બળવાન્ હોવું જોઈએ, કેમકે તે ૯૨ વર્ષની વયે પહોંચ્યો ત્યાં સુધી મરણ પામ્યો નહિ. ૧૫૬૬ ના જુલાઈમાં ટુંકી માંદગી ભોગવી તે મૅડ્રિડમાં મરણ પામ્યો.

જેને માટે લાસ કેસાસે ત્રણ સૈકા અગાઉ શોક બતાવ્યો તેને માટે આપણે હાલ શોક બતાવવાનો છે. તે એ છે કે ધર્મપ્રચારકો આગળ કે પાછળ ઘોડેસ્વારો, પાયદલ, અને તોપો લઈ જાય છે, અને મૂર્ત્તિપૂજકોને ખ્રિસ્તિ ધર્મમાં લાવી શકાય તે પહેલાં તેમને મારી નાખવામાં આવે છે. આ સઘળા અનર્થનું મૂળ કારણ પરદેશ જીતવાની ઇચ્છા છે. ૧૮૦૦ થી ૧૮૫૦ સુધી ઓછામાં ઓછા ૧,૮૫,૦૦,૦૦૦ પાઉંડ અંગ્રેજ લોકોએ ધર્મપ્રચારના કામમાં વાપર્યા હતા, અને એ ખરેખર ઈંગ્લાંડમાં ખ્રિસ્તિ ધર્મની શ્રદ્ધા, ઉદ્યોગ, અને ભક્તિનું ઉત્તમ સ્મરણચિહ્ન હતું. પણ તે જ સમયે આપણે યુદ્ધ અને યુદ્ધનાં સાહિત્ય પાછળ ૧,૨૦,૦૦,૦૦,૦૦૦ પાઉંડથી ઓછા વાપર્યા નહોતા. આ યુદ્ધ અને યુદ્ધક્રિયાનાં સાહિત્યમાં આપણી શ્રદ્ધાનું તેથી પણ મોટું સ્મરણચિહ્ન છે.

ધર્મપ્રચારકો અસંખ્ય સંકટો વેઠી દક્ષિણ આફ્રિકામાં પેઠા અને ત્યાંથી ઉત્તર તરફ ગયા. તેઓ ત્યાંના દેશીઓમાં રહ્યા, તેમના આગળ પોતાનાં મન, આત્મા અને અંતઃકરણો ખુલ્લાં કીધાં, અને ખ્રિસ્તિ ધર્મના પ્રેમયુક્ત મત પર તેમની શ્રદ્ધા બેસાડવાનો પ્રયત્ન કીધો. કેળવાયેલા લોકો, જેમને સુધરેલી જીંદગીનાં સુખ અને સગવડ ભોગવવાની ટેવ પડી હતી, તેમણે ઘણીજ સખત તરેહની તંગીઓ સહન કરી અને તે તેમની સ્ત્રીઓ અને છોકરાંને લાગી તેથી તેમને સહન કરવી વધારે કઠણ થઈ પડી. આવી સ્થિતિમાં લાભનો કોઈ પણ વિચાર તેમને પુષ્ટિ આપી શકે નહિ. જ્યારે ડૉક્ટર મોફ્ફેટ બેકુઆનાના રાજ્યના ધર્મપ્રચારક તરીકે ૧૮૨૦માં ઓરેંજ નદી ઓળંગી, ત્યારે તેનો પગાર પોતાને માટે ૧૮ પાઉંડ અને ૭ શિલિંગ હતો, અને સ્ત્રી અને કુટુંબ માટે ૫ પાઉંડ અને ૫ શિલિંગ હતો.

મોફ્ફેટ આ ટોળીઓમાં ગયો ત્યારે તે તેમની ભાષા જાણતો નહોતો અને તેને કોઈ શિખવનાર પણ નહોતું. તિરસ્કાર પર ધ્યાન આપ્યા વિના અને ક્રૂરતાથી બીધા વિના તે કેવળ એ દેશીઓના સંબંધમાં રહ્યો. જ્યાંસુધી તે તેમની ભાષા બરોબર શીખ્યો ત્યાંસુધી તે તેમની સાથે ચાલ્યો, ઉભો, ભટક્યો, શિકારમાં રોકાયો, તેણે વિશ્રામ લીધો, ખાધું, અને પીધું: અને ભાષા શીખ્યા પછી તેણે તેમને ખ્રિસ્તિ ધર્મનો ઉપદેશ કરવા માંડ્યો. વિજય મેળવવાનાં

કંઇ પણ દેખીતાં ચિહ્ન વિના અને કોઈ કોઈ પ્રસંગે ખૂનની ધમકી તેને મળતી તોપણ તે સર્વ પ્રકારનાં સંકટો અને દુઃખો સહન કરી ઉદ્યોગમાં મચ્યો રહ્યો. આખરે તેઓને તેના પર અને આનન્દદાયક શુબ્દોનો તેણે બોધ કીધો. તેના પર શ્રદ્ધા બેઠી. અગાઉ નગ્ન અને ગદા એવા જંગલી લોકો સવસ્ત્ર અને સ્વચ્છ થયા. આળસ છોડી તેમણે ઉદ્યોગ ગ્રહણ કર્યો, ઘરો બાંધ્યાં અને વાડીઓ કેળવી શરીરની તંગીની સાથે મનની તંગીને સારૂ પણ ઉપાયો યોજ્યા. તેમણે બાળકો માટે શાળાઓ અને મોટાઓ માટે ભક્તિગૃહો ઊભાં કીધાં; અને આ પ્રમાણે કેળવણી અને ધર્મનું કામ જલદીથી વૃદ્ધિ પામ્યું.

**માફટની** પછી તેનો જમાઈ **લિવિંગ્સ્ટન** ગયો અને તેણે પણ એજ કામમાં જીવન અર્પણ કર્યું. **લિવિંગ્સ્ટને આફ્રિકાનો** મધ્ય પ્રદેશ ખુલ્લો કીધો, અને જંગલી લોકોના જે પ્રદેશોમાં અગાઉ ગોરા લોકોએ કદી પણ પ્રવેશ કીધો ન હતો ત્યાં પ્રવેશ કીધો. જંગલી પશુઓમાં અને તેથી પણ વધારે જંગલી મનુષ્યોમાં થઈને તેણે હજારો માઇલ મુસાફરી કીધી અને ઘણીખરી વખત ભયમાંથી મહામુશીબતે બચ્યો, પણ તેણે અધમ લોકમાં પણ **ખ્રિસ્તિ** ધર્મોપદેશના વિજય વિષે શક આણ્યો નહિ. દક્ષિણ **આફ્રિકામાં** એકાએક યુદ્ધ પ્રવૃત્ત થયું તે જોવા અને તેમના મુલકો રાજ્યની સાથે જોડી દેવાના પ્રયત્નની સામા થવામાં જે હજારો માણસ નાશ પામ્યાં તે સાંભળવા તે જીવ્યો નહિ.

માણસો, જંગલી માણસો પણ, એક એકના શબ્દ ઉપરથી નહિ પણ કૃત્ય ઉપરથી એક બીજાને માટે વિચાર બાંધે છે. ખોટા સિક્કા વેચનારાની પેઠે માત્ર બહારનો **ખ્રિસ્તિ** ધર્મનો ઢોંગ કરનાર વારવાર ખરા ધર્મ પર અવિશ્વાસ ઉત્પન્ન કરે છે. **ડૉક્ટર ગથ્રીએ** કહ્યું છે કે " અંતઃકરણના ખરા દયાભાવમાં, પ્રિયસ્વભાવમાં, બહોળે હાથે સખાવત કરવામાં, જીંદગીના સાધારણ પ્રેમભાવમાં, ધર્મસંબંધી જ્ઞાન વિનાના કેવળ સાંસારિક વિષયમાંજ મગ્ન થયેલા ઘણા માણસો આવા ધર્મનો ઢોંગ કરનારની સાથે મુકાબલો કરતાં ઉતરતા માલમ પડતા નથી; અને 'તમારો આ ધર્મોપદેશક બીજાઓ કરતાં કંઈ વધારે સારો નથી, રે, કોઈ વખતે તેમનાથી વધારે દુષ્ટ છે,' એવી રીતે દુનીઆને કહેતાં તમે શી રીતે અટકાવશો ? એક **ઈંડિયન** સરદારે જે ધર્મપ્રચારકે તેને **ખ્રિસ્તિ** થવાનો આગ્રહ કીધો તેને કદી ભૂલાય નહિ એવો જવાબ આપ્યો. વળી આ વાત કેવી ભયંકર રીતે બહાર પડી આવી છે !

પીછાંઓ ઘાલેલાં અને અંગ ચીતરેલું એવો તે જંગલી સરદાર તે ધર્મપ્રચારકના કરતાં પોતાનામાં વધારે પ્રામાણિકપણું છે એવા જ્ઞાનથી ઊભો થયો, અને ક્રોધથી એક ફફડાવીને અને આંખ લાલચોળ કરીને તેણે જવાબ દીધો, "**ખ્રિસ્તિ**ઓ જુઠા છે! **ખ્રિસ્તિ**ઓ ઠગારા છે! **ખ્રિસ્તિ**ઓ ચોરી કરે છે, દારૂ પીએ છે, અને ખૂન કરે છે! **ખ્રિસ્તિ**ઓએ મારો દેશ મારી પાસેથી છીનવી લીધો છે અને મારી ટોળીને મારી નાંખી છે!" અને ગર્વિષ્ઠપણાથી પાછા ફરતી વેળાએ તેણે કહ્યું. "સેતાન **ખ્રિસ્તિ**ઓ! હું કદી **ખ્રિસ્તિ** થનાર નથી." આવી નિન્દા ધર્મસંબંધી વાક્ય કાઢતાં પહેલાં આપણને સાવધ રહેતાં શીખવે તો કેવું સારૂં! વળી ધર્મસંબંધી વચન કહ્યા પછી ગમે તે નુકસાન ખમવું પડે તોપણ ઈશ્વરના કૃપાથી આપણે તે પ્રમાણે વર્તવું અને તેને સંપૂર્ણ રીતે અમલમાં આણવી.

હવે આપણે દુનીઆના બીજા પ્રદેશ તરફ નજર કરીએ, એટલે **પોલિનિશિયા**ના ટાપુમાં ઘણા ધર્મપ્રચારકોએ પરાક્રમનાં કામ કીધાં છે તે તરફ નજર કરીએ. દાખલા તરીકે "**ઇરરોમન્ગાનો** ધર્માર્થપ્રાણત્યાગી" એ વિખ્યાતિ **જોન વિલિયમ્સે** મેળવી હતી તેનો વૃત્તાન્ત જુઓ. તેનું જીવન એક કલ્પિત વાર્ત્તારૂપ છે. તેના બાળપણ વિષે કંઈ વિશેષ નથી. તેને એક **લંડન**ના લોઢાના વેપારીને ત્યાં અમુક કરારે કામ શીખવા મૂક્યો અને હિસાબ ગણવાના કામ પરથી તે કારખાનાના કામમાં દાખલ થયો. તેનામાં યંત્રસંબંધી સ્વાભાવિક બુદ્ધિ હતી અને જે લોઢાના કામમાં વિશેષ કોમલતા અને ચતુરાઈની જરૂર હોય તે કરતો. જુવાનીમાં તે અધાર્મિક સોબતીઓના સંબંધમાં આવ્યો, અને તેઓ તેનાં લક્ષણ પર નાશકારક અસર કરશે એવી ધાસ્તી રહી. તેઓ ઉઘાડા નાસ્તિક અને **ટોમપેનર** હતા. પણ વધારે સારી સત્તાનું જોર ચાલ્યાથી આખરે **વિલિયમ્સ** એક પરસ્પર સુધારક મંડળીમાં સામીલ થયો અને પછી એક ઉદ્યોગી રવિવારશાલાશિક્ષક થયો.

મૂર્તિપૂજક દેશોમાં ધર્મપ્રચારકના કામ પર તે સમયે લોકોનું ઘણું ધ્યાન જતું હતું, અને ઘણો વિચાર કર્યા પછી તેણે **લંડન**ની ધર્મપ્રચારક મંડળીની સેવા બજાવવા ખુશી જણાવી. તે મંડળીએ તેની સેવા કબૂલ કરી અને ૧૮૧૦ માં તેણે કરારની મુદ્દત પૂરી થયા પહેલાં શેઠની નોકરી છોડી. તે માત્ર વીસ વર્ષનો હતો. જે અલ્પ અવકાશ તેને વિદ્યા અને ધર્મ સંબંધી અભ્યાસ કરવાને મળતો હતો તેમાં પોતાનું યાન્ત્રિક જ્ઞાન સુધારવા અને જે લોકોમાં તેને પોતાનો ઉદ્યોગ ચલાવવાનો હતો તેઓમાં સલાહશાંતિના

હુનરો તેમજ ધર્મસંબંધી કેળવણી દાખલ કરવા તેણે કારખાનાં અને વખારોની મુલાકાત લેવાની યુક્તિ કરી.

, ટંડેલ કુકે **પાસિફિક** મહાસાગરમાં ઘણા ટાપુઓ શોધી કાઢ્યા. એમાં જંગલી લોકો વસતા હતા અને એ લોકોમાંના કેટલાક બીજાને મુકાબલે નિરપરાધી હતા અને બીજાઓ અતિશય નિર્દય હતા, પણ સઘળા મૂર્તિપૂજક હતા. **લંડન**ની ધર્મપ્રચારક મંડળીએ, ધર્મપ્રચારના આરંભ કરનારા **ડૉક્ટર હૉવીસ**ના કહેવા પરથી, પ્રથમ ઉદ્યોગસ્થળ તરીકે **સાઉથ સી** ટાપુને પસંદ કીધો. ઘણાં વર્ષ સુધી ધર્મપ્રચારના અગ્રેસરોએ ઉદ્યોગ કીધો તેમાં તેમને ઘણો જ થોડો જય મળ્યો, પણ કાળક્રમે દેશીઓએ ધીમે ધીમે **ખ્રિસ્તિધર્મ** ગ્રહણ કીધો અને કેટલાક દ્વીપોમાં મૂર્તિપૂજાની ક્રિયાઓ તદન તજી દેવાઈ.

ધર્મપ્રચારકો હમેશ વધારે મદદગાર માટે બૂમ પાડતા હતા. **લંડન**ની ધર્મપ્રચારક મંડળીએ આ મદદ જરૂર કબૂલ કરીને, મુકાબલે **જોન વિલિયમ્સ**નો અગાઉનો અભ્યાસ ઘણો થોડો હતો તોપણ તેને મોકલ્યો. અભ્યાસ થોડો હતો તોપણ તે જુવાન, ઉત્સાહી, અને ખરા દીલથી કામ કરનાર હતો. સફર પર નીકળતાં પહેલાં **વિલિયમ્સ મિસ મેરી ચૅનર** જોડે પરણ્યો, અને એ સ્ત્રી તેના ભવિષ્યના ઉદ્યોગમાં ઘણીજ કિમતી ભાગ લેનારી થઈ પડી. ગુમાસ્તી છોડયા પછી ૭ મહિનામાં બીજા કેટલાક ધર્મપ્રચારક જોડે તે **સિડનિ** જવા વહાણમાં બેઠો. ત્યાંથી તે **સોસાઇટિ** ટાપુમાંના એક **ઇમીઓ**માં ગયો. **વિલિયમ્સે** ધર્મપ્રચારકોને મદદ કરવા ઉપરાંત **ટાહિટિયન** ભાષાનું સંપૂર્ણ જ્ઞાન મેળવવાનો ઉદ્યોગ કીધો. આ વખતે, **ટાહિટિ**ના રાજા **પોમેર**ને માટે ધર્મપ્રચારકો જે નાનું વહાણ બાંધતા હતા તેનું સારૂ લોઢાનું કામ **વિલિયમ્સે** તૈયાર કીધું.

**વિલિયમ્સ**ને ત્યાર પછી તરતજ **હ્યૂએહાઇન** મોકલ્યો અને પાછળથી **રાએટીઆ** મોકલ્યો. આ છેલ્લો દ્વીપ **સોસાઇટિ** દ્વીપમંડળમાં મોટામાં મોટો અને મધ્ય ભાગમાં આવેલો છે. અહિં એના ઉદ્યોગને ઘણી ફત્તેહ મળી. કર્ત્તવ્યનો મૂળ હેતુ ભૂલ્યા વગર તેણે લોકોની નીતિસંબંધી અને સંસારસંબંધી સ્થિતિ સુધારવાને યત્ન કર્યો. દેશીઓ ઘણા અધમ હતા અને તેમને અતિશય આળસુ થવાની ઘણો વખત થયાં ટેવ પડી હતી. વ્યભિચાર સાધારણ હતો. **વિલિયમ્સે** તેમના પર કંઈક સત્તા મેળવી, ત્યારે તેણે તેમને કાયદા પ્રમાણે લગ્ન કરવા સમજાવ્યા.

પછી તેણે ઘર બાંધવા લલચાવ્યા. દેશીઓને અનુકરણ કરવાને નમુના

તરીકે, પોતે જાતે અંગ્રેજી ઢબનું સગવડવાળું મકાન બાંધવા તૈયારી કરી. તેના કેટલાક ખંડ પાડ્યા. અને તેમાં લાકડાની જમીન અને પરવાળાનો ચુનો દીધેલી ચોકઠાંવાળી દિવાલો બાંધી. ઓરડાઓમાં મેજ, ખુરશી, કોચ, ખાટલા, શેતરંજી, અને પડદાઓ પૂરાં પાડ્યાં. લગભગ દરેક ચીજ પોતાને હાથે બનાવી.

દેશીઓ નકલ કરી શકે એવા હોવાથી તરત જ તેમણે તેના દાખલાનું અનુકરણ કીધું. તે ધર્મપ્રચારકની સહાયતાથી તેમણે પોતાને માટે ઘરો બાંધ્યાં અને એ પ્રમાણે સુધરેલી જીંદગીની યોગ્યતા અને સગવડ તેને શિખવવામાં આવ્યાં. વળી તેણે તેમને મચ્વો બાંધતાં શિખવ્યું અને તે દ્વીપમાં ભવિષ્યમાં વેપાર ખિલવવાના હેતુથી તેણે તેમને તંબાકુ અને શેરડી રોપવા લલચાવ્યા કે તેથી એ બે પદાર્થો વેચવા માટે તૈયાર કરી શકાય. ખાંડના સંચા માટે જોઈતાં વર્તનયંત્ર (રોલર) **વિલિયમ્સે** હાથે બનાવેલા સંધાડામાં બનાવ્યાં.

આ પ્રમાણે ઉદ્યોગનાં કામમાં દેશીઓને સારી પેઠે દાખલ કર્યા પછી તેણે તેઓની પેદાશ માટે પૂરતો બજાર શોધી કાઢવા ઇચ્છ્યું. એ મંડળના બીજા દ્વીપોમાં પણ તેણે પોતાનો શાન્ત વિજય ફેલાવવા ઇચ્છ્યું. તેણે ધાર્યું કે દ્વીપવાસીઓમાં વેપારનો વ્યવહાર દાખલ કરવા કરતાં બીજી કોઈ રીતે તેમની સાંસારિક અને ધાર્મિક સ્થિતિ સુધારવાનો વધારે સંભવ નથી. આ હેતુ સાધવા એક વહાણની જરૂર હતી, કેમકે નાના મચ્વાથી કામ સરી શકે નહિ.

આ વિચાર મનમાં રમ્યા કરવાથી અને તેને અમલમાં આણવાને આતુર હોવાથી તે ૧૮૨૨ માં **સિડનિ** ગયો અને 'એન્ડેવર' નામનુ ૮૦ ટન માય એવું સાંકડું બે ડોલવાળું વહાણ તેણે ખરીદ્યુ. **ન્યૂ સાઉથ વેલ્સના** અધિપતિ **સર થોમસ બ્રિસ્બેને** તેને ટાપુઓમાં વૃદ્ધિ કરવા સારૂ કેટલીક ગાય, વાછરડા, અને ઘેટાં બક્ષીસ કીધાં. આ સાહસ કરવામાં **વિલિયમ્સે** બધો જુમ્મો પોતાના માથે લીધો. તેનો ધર્મ ઉપદેશ કરવાનો છે અને વેપાર કરવાનો નથી એમ ધારવામાં આવતું, પણ તેનો વિચાર એવો હતો કે મારાં કામની અગત્યતા વિષે વિચાર કરશે ત્યારે **લંડનની** મંડળી મદદ કરવામાં ત્વરી રહેશે.

તે રાયેટી સહીસલામત પાછો ફર્યો, અને ૧૮૨૩ માં **રૅરેટૉન્ગાનો** ટાપુ શોધી કાઢવા તેણે **હારવી** ટાપુઓ તરફ સફર કીધી. આ સુંદર દ્વીપ ટૅપ્ટન કુકની અપરિશ્રાન્ત શોધ છતાં પણ તેને જડ્યો નહિ. દ્વીપવાસીઓમાં ચાલતી કેટલીક દન્તકથા અને કહાણીઓથી **વિલિયમ્સને** એ ટાપુ છે

એમ ખબર પડી. આ નહિ જડતા ટાપુને માટે ઘણો વખત સુધી શોધ કર્યા પછી **વિલિયમ્સ રાયેટી** પાછો ફર્યો. પ્રતિકૂળ પવન સાથે યુદ્ધ કરી ઘણા દિવસ સફર કર્યા પછી, અને ખોરાક લગભગ ખૂટ્યા પછી ટંડેલ તેની પાસે આવ્યો અને તેને કહ્યું, સાહેબ, આપણે આ ટાપુ શોધવાનું કામ છોડી દેવુ જોઈએ, નહિ તો આપણે બધા ભૂખે મરીશું. વળી એક દેશીને દૂર નજર કરવા ઊંચા ઢોલ ઉપર મોકલ્યો. આ તે પાંચમી વખત ચઢયો. તે બોલી ઉઠયો કે **રૅરૅટાન્ગો** નજરે પડે છે.

**વિલિયમ્સ** કહે છે કે અમે જે દ્વીપ શોધવા નીકળ્યા હતા તેની શોધ અર્ધા કલાકમાં છોડી દેવાની તૈયારીમાં હતા, ત્યારે ઉંચે ચઢતા સૂર્યની ગરમીથી તેની અતિશય ઊંચાઇને ઢાંકી દેતાં વાદળાં વીખેરાઈ ગયાં એટલે તેણે અરે! એ પેલો દેશ આપણે શોધીએ છિયે તે એમ મોટેથી બૂમ પાડી અમારી ચિંતા દૂર કરી. અમારી મનોવૃત્તિમાં ફેરફાર એવો તો તાત્કાલિક અને મોટો થયો કે હાલ એ વાતને ઘણાં વર્ષ થયાં છે; તોપણ તે બૂમથી જે લાગણી ઉત્પન્ન થઇ તે હું કદી ભૂલી ગયો નથી. જે સર્વે વહાણ પર હતા તેમનાં ઉલ્લાસિત મુખો, ખુશીનાં વચનો અને આનંદી અભિનંદનથી જણાઇ આવ્યું કે તેઓના મનમાં પણ મારા જેવી જ લાગણી થઈ છે. તેમજ જે ઈશ્વરે કૃપા કરી 'અમને ખરે માર્ગે દોરવ્યાં' તે ઈશ્વરનો આભાર માનવા અમે પ્રાર્થના કર્યા વિના રહ્યા નહિ.

તે ધર્મપ્રચારક અને તેના સોબતીઓ (પાસેના ટાપુના રહેવાસીઓ) ને તે દ્વીપમાં ઊતર્યા એટલે સારૂં માન મળ્યું. શિક્ષકોએ તરત જ દૂતત્વનો હેતુ કહ્યો. ખરા ઈશ્વરનું તેમને જ્ઞાન આપવું એ અમારો હેતુ છે એમ તેમણે કહ્યું. રાજા અને તેની પ્રજા ઉપદેશ ગ્રહણ કરવા ખુશી હતા. તે દ્વીપમાં થોડો વખત રહ્યા પછી તેણે એક દેશી શિક્ષકને ત્યાં મૂક્યો અને 'એન્ડેવર' પાછું **રાયેટી** ગયું. આખો નૅવિગેટર દ્વીપ અને બીજા બેટોને પોતાની સંભાળ તળે લેવા તે તત્પર હતો. તે બીજી યાત્રા કરવા તૈયાર થયો એટલામાં **લંડનથી** તેને ખબર મળી કે તેના દૂતત્વ સાથે કંઇ પણ સાંસારિક બાબત મિશ્ર થઈ જાય એવી ઇર્ષ્યાથી તે પ્રચારક મંડળીએ તેનાં કામ નાપસંદ કીધાં. તેમજ **ન્યૂ સાઉથ વેલ્સ**ના વેપારીઓએ રાજ્યકર્ત્તા તરફથી મહેસુલની વ્યવસ્થાને લગતો કાયદો મેળવ્યો તેથી **સાઉથ સી** દ્વીપોમાં વેપારની વૃદ્ધિ અતિશય અટકાવવાની અસર થઈ. **વિલિયમ્સ**ને આ પ્રમાણે 'એન્ડેવર' છોડી દેવાની જરૂર પડી. વેચી શકાય એવી સર્વ પેદાશ તેણે તે વહાણમાં ભરી અને સિડનિ

મોકલી એવો હુકમ કર્યો કે વહાણ અને તેમાંનો માલ બંને વેચી નાંખવાં.

**વિલિયમ્સ**ની સ્થિતિ **રાપેટી**માંજ જારી રહી, પણ તેણે વખતે વખતે **રૅરૅટૉન્ગા**ની મુલાકાત લીધી. ૧૮૨૭ માં **પિટ્‌મૅન** અને તેની સ્ત્રી, ત્યાં ધર્મપ્રચારક તરીકે વસવાનાં હતાં, તેમની સાથે તે ગયો. તેમને માલમ પડ્યું કે જૂની મૂર્ત્તિઓ ઘણીખરી નાશ કરવામાં આવી છે અને લોકોની નીતિ અને ધર્મસંબંધી વૃત્તિઓમાં ઘણો સુધારો થયો છે. હવે **વિલિયમ્સ**ની ફરજ એ હતી કે **ખ્રિસ્તિધર્મપુસ્તક**ના ભાગોનું ભાષાન્તર લોકપ્રિય ભાષામાં કરવું, કેમકે ધર્મપ્રચારકોને હજી જે ગ્રન્થો જાણીતા હતા તે **ટાહિટિયન** ભાષામાં લખ્યા હતા. એ રીતે તેણે **રૅરૅટૉન્ગન** ભાષાને લિખિતરૂપ અને વ્યાકરણની પદ્ધતિમાં આણી. તેના કહેવાથી એક દેવલ બંધાયું. તેનો નકશો અને ગોઠવણ પોતાની યોજના પ્રમાણે કીધાં અને સરદારો અને દેશીઓએ તેને એવા આનંદથી અને ખુશીથી મદદ કીધી કે બે માસમાં મકાન પૂરૂં થયું. એક પણ ખીલો કે લોઢાના કામ સિવાય તે પૂરૂં થયું. આ ભક્તિગૃહમાં આશરે ૩,૦૦૦ માણસો માય એટલી જગ્યા હતી.

એ કામ થતુ હતું ત્યારે એક વિચિત્ર બનાવ બન્યો. એક દિવસ સવારે **વિલિયમ્સ** કાટખુણા વગર આવ્યો. તેણે એક લાકડાનો કકડો લીધો અને કોયલાના કકડા વડે પોતાની સ્ત્રીને તે પર સંદેશો લખ્યો અને તેને કહ્યું કે આ ચીપ લાવનાર સાથે કાટખુણો મોકલજે. તેણે એક સરદારને બોલાવ્યો અને તે ચીપ પોતાની સ્ત્રી કને લઇ જવા તેને કહ્યું. તેણે તે લઇ પૂછ્યું કે "મારે ત્યાં જઇ શું કહેવું?" "તમારે કંઇ કહેવાનું નથી, જે મારે કહેવું છે તે સર્વ એ ચીપ કહેશે." તે સરદાર ચાલતો થયો અને પોતે મૂર્ખ છે એમ ધાર્યું. તેણે તે ચીપ તે સ્ત્રીને આપી એટલે તેણે તે વાંચી ફેંકી દીધી. પછી તે કાટખુણો લાવી અને તે તે સરદારને આપ્યો. તેણે તે લીધો, દોડતો ગયો, અને બોલ્યો, "આ અંગ્રેજ લોકોનું ડહાપણ જુઓ. તેઓ ચીપોને પણ વાત કરતાં શિખવી શકે." તેણે તે ચીપને દોરી બાંધી અને પોતાની કોટે લટકાવી. કેટલાક દિવસ સુધી તેની આસપાસ એક ટોળુ વીંટળાઇ વળેલુ જોવામાં આવ્યું, અને તેઓ આ ચીપે જે ચમત્કાર કીધો હતો તે અતિશય રસથી સાંભળતા.

પોતાને મુકામ **રાપેટી**એ **વિલિયમ્સ** પાછો જઇ શકે તેને માટે દીપ આગળ કોઇ પણ વહાણ નજરે પડ્યું નહિ તેથી તેણે પોતાના વખતનો લાભ લેવા નિશ્ચય કર્યો. તેણે શાળાઓ બાંધી અને ત્યાં લોકોને વાંચતાં

શિખવ્યું. પણ રારાટાંગ દ્વીપમાંના તેમના ગરબગ ભાઇઓ સાથે સરખાવતાં તેઓ ઘણા મન્દ શિખનારા હતા. પ્રથમ તેમને ટાહીટીઅન ભાષા શિખવવામાં આવી પણ તેમને તો એ પરભાષા જેવી હતી. જ્યારે તેણે સેંટ જોનને વર્ણવેલું ક્રાઇસ્ટના વૃત્તાન્તનું અને ગૅલેશિયનના પત્રનું રૅરૅટાંગનમાં ભાષાન્તર કીધું, ત્યારે જ લોકો પોતાની ભાષામાં તે શિખવા લાગ્યા, અને ત્યાર પછી તેઓ જલદી શિખ્યા.

વિલિયમ્સનું અને તેના સહકારી જ્યારે રૅરૅટોન્ગાથી પાસેના ટેહુના દ્વીપમાં ગયા ત્યારે તેમનું ખૂન કરી શબ દરીઆમાં નાંખી દેવાનું તરકટ કેટલાક અનીતિવાળા, વ્યભિચારી પુરુષોએ રચ્યું. સુભાગ્યે એ તરકટ જણાઇ ગયું. સરદારોએ સભા ભરી અને ચાર આગેવાનોને મોતની શિક્ષા કરવાનો ઠરાવ કીધો. વિલિયમ્સ વચ્ચે પડ્યો અને સરદારોને તેમની જીંદગી બચાવવાની વિનંતિ કરી. વાતચીતના દર્મિયાનમાં સરદારે પૂછ્યું કે આવી સ્થિતિમાં અંગ્રેજ લોકો શું કરે ? તેમને કહ્યું કે ઇંગ્લાંડમાં સ્થાપિત ધારાઓ અને ન્યાયાધીશો છે અને તેઓ દરેક જાતના ગુન્હેગાર પર કામ ચલાવે છે અને તેમને શિક્ષા કરે છે. સરદારોએ પૂછ્યું કે " આપણે એમ શા માટે ન કરીએ ? "

આ પ્રમાણે જાહેર ન્યાયના ભલા તરફે એક ધર્મશાસ્ત્રનું પુસ્તક રચવાનો ઠરાવ થયો. વિલિયમ્સે અને પ્રેટકેરે સાદી અને સ્પષ્ટ ભાષામાં તે તૈયાર કીધું. તેમ જ તેઓએ પ્રમાણપુરુષની ( જુરીની ) સહાયતાથી ન્યાય કરવાની પદ્ધતિ જુલમની મોટામાં મોટી અટકાવ કરનારી છે, તે પણ તેમાં દાખલ કીધી. એ દર્મિયાનમાં એક કામચલાઉ ન્યાયાધીશ નીમ્યો અને તેની આગળ તે ગુન્હેગાર પર કામ ચલાવ્યું. તેમને વસ્તી વિનાના ટાપુમાં ચાર વરસ દેશનિકાલની શિક્ષા થઇ.

રૅરૅટોન્ગામાં ઘણા મહિના સુધી વાટ જોઇ તોપણ કોઇ પણ વહાણ નજરે ન પડવાથી, વિલિયમ્સે પોતાને હાથે વહાણ બાંધવાની ઘણી જ વિચિત્ર રીત સ્વીકારવાનો ઠરાવ કીધો. તેને હથિયારની ઘણી ખોટ પડી. વહાણ બાંધવામાં વપરાતું એક પણ હથીઆર તેની પાસે નહોતું. લુહારની ધમણ બનાવવી એ તેની પહેલી તજવીજ હતી. તે ટાપુમાં ચાર બકરા હતા, અને તેમાંનો એક દૂધ દેતો હતો. બાકીના ત્રણને મારી નાંખ્યા, અને ત્રણ ચાર દિવસ ઉદ્યોગ કર્યા પછી તેના ચામડાની ધમણ બનાવવામાં તે ફત્તેહ પામ્યો. પણ અગ્નિનો જોશ વધારવાને બદલે તે તેને માંહે ખેંચી લેતી હતી.

તરત જ તે ધમણની દુર્દશા થઇ. રાત્રે તેના પર ઉંદર પોતાને કામે વળગ્યા અને બકરાની ચામડીનો દરેક ભાગ કરડી ખાધો. તેથી સવારે જુએ છે તો ઉઘાડાં પાટીઆં સિવાય કંઇ રહ્યું નહોતું. તોપણ પોતાનું કાર્ય સિદ્ધ કરવામાં દૃઢ વિલિયમ્સને સુઝયું કે જેમ ખંબો પાણી કાઢી નાંખે છે તેમજ એજ ધોરણ પર બરોબર બનાવીએ તો તેથી અવશ્ય પવન ઉડવો જ જોઇએ. ઘણી મુશીબત પછી આખરે તેણે એક યન્ત્ર બનાવ્યું અને તેથી કામ સર્યું.

આ પવનધમનીથી તેણે સઘળું લોઢાનું કામ કીધું. છિદ્ર પાડેલા પથ્થરને દેવતા કાઢવાના લોઢા તરીકે, મોટા પથ્થરને એરણ તરીકે, અને સુતારની સાંડસીને ચીપીઆ તરીકે વાપર્યા. કોલસાને બદલે તેણે નાળીએરી અને બીજાં ઝાડોનાં લાકડાંના કોયલા વાપર્યા. તેની પાસે આરી નહોતી તેથી તેણે ઝાડોને ફાચર વડે ફાડયાં અને નાની પથ્થરની કુહાડીથી દેશીઓએ વાંસલાથી કકડા કરે તેમ કકડા કીધા. વળેલા પાટીઆનું કામ હોય ત્યારે વાંસના કકડાને જોઇએ તેવા ઘાટમાં તે વાળતો, અથવા તો જંગલમાંથી એક વાંકું ઝાડ મંગાવતો અને તેને ફાડી જોઇએ તેવાં બે પાટીઆં મેળવતો. તેની પાસે ભાગ્યેજ કંઇ પણ લોઢું હતું તેથી વહાણ બાંધવાના લાકડામાં તે વહાણની બહારનાં અને અંદરનાં પાટીઆંમાં મોટાં સારડી વડે પાડયાં હોય તેવાં કાણાં પાડ્યાં અને પાટીઆંઓને વહાણનાં લાકડાં સાથે ખીલાને બદલે લાકડાના ખુંટાથી જોડયાં અને એ પ્રમાણે આખુ બાંધકામ મજબુત થયુ.

નાળીએરનાં છોડાં જૂનાં દોરડાના કૂચા તરીકે વાપર્યાં. 'હિબિસ્કસ' ઝાડની છાલને દોરડાં અને સૈડણ તરીકે વાપરી. જે સાદડી પર દેશીઓ સુતા હતા તેને સઢ તરીકે વાપરી અને પવનની સામા ટકી રહેવાને ગોદડાંની માફક સીવી લીધી. એક સઘાડો બનાવ્યો અને ઢીમસાના જ્યાને બદલે ઝાડનાં સખત લાકડાં વાપર્યાં. લંગર લાકડાનું બનાવ્યું અને પથ્થરથી ભરેલું પીપ પણ વાપરવામાં આવ્યું. તે વહાણમાં ૭૦ થી ૮૦ ટન સુધી ભાર ઉંચકવાની શક્તિ હતી. આસરે પંદર દિવસ કામ કર્યા પછી આ સુલેહના દૂતને દરીઆમાં ઉતાર્યો. પછી સુકાન તેની સાથે લાગુ કર્યું. આ અગલના કામમાં ઘણી મુશીબત પડી. સુકાન આગળ લટકતી સાંકળો બનાવવાને જોઇએ તેટલું લોઢું ન હોવાથી, તે સાંકળો, તીકમ, પીપ બનાવનારનો વાંસલો અને એક પાવડાના કકડામાંથી બનાવી. આ લોઢાના મિશ્રિત કકડાથી સુકાન ઊભું કીધું અને આ અદ્ભુત વહાણ દરીઆમાં સફર કરવા તૈયાર થયું.

ટહીટીઅન ટાપુમાં રાયેટી આસરે ૮૦૦ માઇલ દૂર હતો, ત્યાં સુધી

સફર કરવી જોખમભરેલી ધારીને ઍટૂટેક માત્ર આસરે ૧૭૦ માઇલ દૂર હતો, ત્યાં જવાનો પહેલાં નિશ્ચય કર્યો. **રૅરેટૅાન્ગાનો** રાજા **મેકીઆ** એ યાત્રામાં સાથે થયો. તે વહાણ દરીઆને લાયક માલમ પડ્યુ. દેશી ખલાસીઓને અનુભવ ન હોવાને લીધે આગલો ડોલ ભાંગી ગયો તે સિવાય બીજો કોઇ ભારે અકસ્માત્ બનાવ **ઍટૂટેક** સફરમાં બન્યો નહિ; તોપણ તે વહાણને બળવાન્ પવન અને તોફાની દરીઓ નડયો. સુભાગ્યે **વિલિયમ્સ** પાસે હોકાયંત્ર અને ગ્રહોની ઉંચાઇ માપવાનું યન્ત્ર હતાં તેથી બહુ મુશ્કેલી વગર સફર કરવામાં તે શક્તિમાન્ થયો. કઈ દિશાએ જમીન પ્રથમ દેખાશે એ કહેવાથી જેટલુ આશ્ચર્ય રાજાને લાગતું તેટલુ બીજા કશાથી લાગતું નહિ. જે આપણે જોઇ શકીએ નહિ તે વિષે આટલી બધી ચોકસાઇથી આપણે શી રીતે બોલી શક્તા તે વિષે તે સતત પૂછપરછ કરતો. તેનું એક વચન એવું હતું કે "જેઓ કિનારા પર યુદ્ધ કરે છે તેમને હવે પછી હું કદી યોદ્ધા નહિ કહું. માત્ર **અંગ્રેજ**, જેઓ સમુદ્રનાં મોજાં અને પવન સાથે યુદ્ધ કરે છે, તેઓ જ એ યોદ્ધાના નામને યોગ્ય છે."

"સુલેહનો દૂત" નામનું વહાણુ આઠ દશ દિવસ સુધી **ઍટૂટેક**માં રહ્યું અને પાછા ફરતી વખતે તેમાં માલ ભરવામાં આવ્યો. એ માલમાં મુખ્ય ડુક્કરનાં બચ્ચાં, નાળીએર અને બિલાડી હતી. **રૅરેટૅાન્ગા**માંનાં ડુક્કરનાં બચ્ચાં ઘણાં નાનાં હતાં અને તે મોટાં થવાં અઘરાં હતાં. વધારે ઉંચી જાતનાં ૭૦ બચ્ચાંને હવે ત્યાં આણ્યાં. માલમાં બિલાડીને શા માટે મૂકી તેનું કારણ સમજાવવું સહેલું છે. **રૅરેટૅાન્ગા**માં ઉંદર પુષ્કળ હતા. તેઓ **ઇજીપ્ત**ની દશ મરકીમાંની એકના જેવા હતા. તેઓ મેજ ઉપર ખાવાનામાં દોડતા. તેઓ માંસ અને રોટલાના કકડા ઝુંટવી લઇ જતા. તેઓ ખુરસી પર બેસતા. તેઓ પથારીમાં સૂતા. **વિલિયમ્સ** કહે છે કે "જ્યારે કુટુંબમાં પ્રાર્થના કરતાં ઘુંટણીએ પડીએ, ત્યારે તેઓ અમારા ઉપર સર્વ દિશાએ દોડે."

"મોટા ઉંદર, નાના ઉંદર, પાતળા ઉંદર, જાડા ઉંદર, તપખીરીઆ ઉંદર, કાળા ઉંદર, ભૂરા ઉંદર, બદામી ઉંદર, ધીમા ઘરડા મહેનતુઓ, આનંદી જુવાન કુદકા મારનારાઓ, બાપ, મા, કાકા, પીતરાઇઓ, ભાઇઓ બેનો ધણી, ધણીઆણીઓ, દસ દસ અને બાર બારનાં કુટુંબો, પૂછડી અને થોભાઓ ઉંચાં ચઢાવતા હતા."

ખરેખર, ઉંદરો **રૅરેટૅાન્ગા**નો અર્ધો ખોરાક ખાઇ ગયા. તેઓએ **વિલિયમ્સની** ધમણ કરડી ખાધી. તેઓએ **મિસિસ પિટ્મૅન**ના જોડા કરડી ખાધા,

વળી બીજો ખોરાક તેમને મળતો નહિ, ત્યારે તેઓ પ્રાણીનો આહાર કરતા; અને પોતાનાં બચ્ચાંને ખાઈ જતા. તેટલા માટે રૅરૅટૉન્ગાના લોકોને બિલાડીનો વધારો ઘણો પ્રિય થઇ પડ્યો. બિલાડીઓએ તરતજ ઉંદરો સાફ કીધા, અને તેમ કરવામાં એ સ્થળમાં નવાં આણેલાં ડુક્કરનાં બચ્ચાં, ઘણાં ખાવડાં થયાં હતાં, તેમણે તેમને મદદ કીધી. આ પ્રમાણે બિલાડીઓએ તે દ્વીપને અસહ્ય પીડામાંથી મુક્ત કરવામાં મદદ કરી.

**વિલિયમ્સ** રાયેટીમાં ધર્મપ્રચારના કામમાં સ્થાયી રહેવામાં સંતુષ્ટ નહોતો. ત્યાં બધું ઠીક ચાલતું હતું, પણ હજી વધારે ટાપુઓ વશ કરવાના હતા, તેથી તેણે તેઓને વશ કરવાનો નિશ્ચય કર્યો. તેનામાં સંપૂર્ણ ચપળતા, સંપૂર્ણ ઉદ્યોગ કરવાની શક્તિ અને સંપૂર્ણ હિંમત હતી. પશ્ચિમ તરફના કેટલાક દ્વીપો કે દ્વીપમંડળો એવાં હતાં કે તેમાં ધર્મપ્રચારકો કદી પણ ગયા નહોતા, જેવા કે હૅપાઇ, સૅમોન કે નૅવિગેટરના સમૂહ. તેણે 'સુલેહના દૂત' માં બેસી તેમની પ્રદક્ષિણા કરી, અને બીજે સ્થળે જેવી મતલબ સાધી હતી તેવી જ સિદ્ધ કરી. તેણે મૂર્તિપૂજાનો નાશ કર્યો અને સાચા પરમેશ્વરની પૂજા સ્થાપી.

**વિલિયમ્સ** કહે છે કે **ખ્રિસ્તિધર્મનો** વિજય થયો તે મનુષ્યની સત્તાથી નહિ, પણ તે ધર્મના નીતિબળથી, જે પ્રકાશ તે સર્વત્ર પ્રસારતો હતો તેથી, અને જે પરોપકારની વૃત્તિ તેણે ફેલાવી હતી તેથી; કેમકે જંગલી કે સુધરેલા, સર્વ મનુષ્યના હૃદયની કુંચી દયાભાવ છે, દયાભાવથી લોક પ્રત્યે વર્તવામાં આવ્યું, ત્યારે તરત જ તેમણે તે સત્ય સ્વીકાર્યું; કારણ કે અગાઉ જે ઘણા ક્રૂર સરદારો હતા તેમનું આવું બળવાન રૂપાન્તર તેમના મન પર **ઇસુખ્રિસ્તની** સુવાર્ત્તાની હિતકારક અસરથી જ થયું છે એમ ધર્મપ્રચારકો સ્વાભાવિક રીતે ધારતા. આપણી ભાષામાં બે નાના શબ્દો છે, તેને હું હમેશ વખાણું છું. તે યત્ન અને વિશ્વાસ છે. તમે જ્યાં સુધી યત્ન કરતા નથી, ત્યાં સુધી તમે શું કરી શકશો અને શું નહિ કરી શકશો તે તમે જાણતા નથી; અને ઇશ્વર પર ભરોસો રાખી તમે તમારા પ્રયત્ન કરશો તો કલ્પિત સંકટોનાં ઢગેઢગ તમે તેની પાસે જશો તેમ તેમ લુપ્ત થશે અને કદી પણ ધારી નહિ હોય એવી સુગમતા પ્રાપ્ત થશે."

આખરે **વિલિયમ્સે** ઇંગ્લંડ ફરી જવાનો નિશ્ચય કર્યો. 'સુલેહના દૂત'ને વેચી નાંખવા **ટાહીટી** મોકલીને તેણે એક લંડન જતા માછલાં પકડવાના વહાણમાં બેસવાની ટીકીટ લીધી અને ૧૮૩૪ ના જૂનમાં તે

લંડન પહોંચ્યો. અંગ્રેજી અને પરદેશની ધર્મપુસ્તકમંડળી આગળ રૅરેટૉન્ગાનના નવા કરારનું પોતાનું હસ્તલિખિત પુસ્તક તેણે રજુ કર્યું. તેને છપાવવાનો હુકમ થયો. વળી તેણે પોતાની વિચિત્ર ધર્મપ્રચારક કારકીર્દિને લગતી ઘણીજ અગત્યની બાબતનું વર્ણન પણ લખ્યું.* એ વાર્તા પ્રગટ થવાથી લોકોનું એ પર ઘણુંજ ધ્યાન ખેંચાયું. દેશના સર્વ ભાગમાં સંખ્યાબંધ સભાઓમાં તેણે ભાષણ કીધું. સ્થાપિત દેવળના ઘણા ધર્માધિકારીઓ, પદાર્થતત્ત્વવિદ્યાના જ્ઞાન માટે પ્રસિદ્ધ પુરૂષો, અને ઘણા ઉમરાવોની તેણે મૈત્રી બાંધી. ધર્મપ્રચારના સામાન્ય ઉદ્દેશની પુષ્ટિને અર્થે તેને નાણાંની મદદ મોકલવામાં આવી. લંડનની નગરમંડળીએ તેની સહાયતામાં ૫૦૦ પાઉંડની રકમ એકમતે મન્જુર કીધી. બધુ મળીને ૪,૦૦૦ પાઉંડનું ઉઘરાણું થયું. એ રકમવડે ધર્મપ્રચારને સારૂ તેને 'કૅમ્ડન' નામનું વહાણ ખરીદ્યુ, અને ૧૮૩૮ ના એપ્રિલની ૧૧ મી તારીખે, વિલિયમ્સ, તેની પત્ની, અને ૧૬ બીજા ધર્મપ્રચારકો અને તેમની સ્ત્રીઓ, જેમને જુદે જુદે સ્થળે મૂકવાનાં હતાં, તે સર્વ સહિત તે વહાણ ગ્રેવેસેન્ડથી નીકળ્યું.

'કૅમ્ડન' સહીસલામત સાઉથ સી દ્વીપો પહોંચ્યું. સોસાઇટિ અને બીજા દ્વીપો, જ્યાં ધર્મપ્રચારકો પોતાનો મુકામ કરી ચૂક્યા હતા, ત્યાં ફરી વળ્યા પછી વિલિયમ્સ દૂર પશ્ચિમ તરફના ટાપુ, જ્યાં જંગલી લોકોને બોધ આપવા હજી સુધી કંઇ ઉપાય યોજવામાં આવ્યા નહોતા, ત્યાં જવા નીકળ્યો. યાત્રા સંતોષ ઉત્પન્ન કરે એવી રીતે ચાલતી હતી એટલામાં 'કૅમ્ડન' આખરે ન્યૂ હેબ્રિડીસ દ્વીપમંડળમાં ઇરોમૅન્ગા પહોંચ્યું. વહાણમાંથી એક ટોળી ડિલન ઉપસાગરને કિનારે ઊતરી. એમ જણાય છે કે એ ટાપુમાં એક વહાણના ખલાસીઓ અગાઉ આવ્યા હતા તેઓ ત્યાંના લોકો પ્રત્યે જંગલી રીતે વર્ત્યા હતા તેથી લોકો ઘણા ગુસ્સે થયા હતા. વેર લેવા માટે જે ધર્મપ્રચારકો હમણાં ત્યાં આવ્યા તેમના પર તેઓએ હલ્લો કર્યો. વિલિયમ્સ અને તેના મિત્ર હૅરિસને મારી નાંખી ખાઈ ગયા.

આ પ્રમાણે, ૪૪ વર્ષની વયે, એક ઘણોજ ઉદારપ્રકૃત્તિનો અને આત્માર્પણવૃત્તિનો મનુષ્ય નાશ પામ્યો. સત્કાર્ય કરવું એ તે કર્તવ્ય સમજતો. ખ્રિસ્તિધર્મનાં બીજ અને સુધારો તેણે સર્વત્ર ફેલાવ્યાં. એ કદી ચલિત

* લંડનની ધર્મપ્રચારક મંડળીના પૂજ્ય જોન વિલિયમ્સકૃત "સાઉથ સી દ્વીપમાં ધર્મપ્રચારસાહસની વાર્તા" તેમજ તે ટાપુના પ્રાકૃતિક વિજ્ઞાન વિષે તથા ત્યાંના રહેવાસીઓનું મૂળ, ભાષા, દંતકથા, અને રિવાજો વિષે વિચાર.

થાય નહિ એવો આગ્રહી પુરુષ હતો. દયાનું કામ કરતાં તેને કશું અટકાવતું નહિ; તોપણ તે પરિણામ માટે ધૈર્યથી રાહ જોઈ શકતો. તે જાણતો હતો કે એવો વખત આવશે કે તેણે રોપેલાં બીજ ઊગી નીકળશે અને વૃદ્ધિ પામશે. તેનાં કૃત્યો તેના મરણ પછી પણ રહ્યાં. ઇરોમૅન્ગાના મનુષ્યાહારીઓએ આખરે મૂર્તિપૂજા રદ કીધી, અને ખુશીથી ખ્રિસ્તિધર્મના સત્ય સિદ્ધાન્તો સ્વીકાર્યા.

બીજા ઉદાર, ઉદ્યોગી પુરુષોએ વિલિયમ્સનો દાખલો લીધો. ૧૮૪૧માં પૂજ્ય **જ્યૉર્જ અ. સેલ્વિનને ન્યૂ ઝીલંડના** પ્રથમ ધર્માધ્યક્ષનો સંસ્કાર થયો. ધર્મપ્રચારનું કર્તવ્ય કરવા તે તરત જ નીકળ્યો.* અધિકારભૂમિના શુદ્ધ ખંડ ઉપર સાત વર્ષ નિરંતર ઉદ્યોગ કર્યા પછી તે ધર્માધ્યક્ષે વિચાર્યું કે ઇંગ્લંડના ધર્માધ્યક્ષે જે કામ તેને સોંપ્યું છે તે પાર પાડવા, **ન્યૂ ઝીલંડ** અને ભૂમધ્યરેખાની વચ્ચેના પાંચ દ્વીપમંડળો, જેને **મિલૅનિશિયાનું** નામ આપવામાં આવ્યું હતું, તેના લોકોને ખ્રિસ્તિધર્મનો ઉપદેશ કરવાનો વખત આવ્યો છે, અને ત્યાર પછી બાર વર્ષ સુધી તેનો ઘણો વખત આ ધર્મપ્રચારના કામમાં રોકાયો. પ્રથમ આ સાહસના ડહાપણ અને ઉપયોગીપણા વિષે મતભેદ હતા; કેમકે કરેલ લોકો એ સાહસને એટલું બધું કલ્પનારૂપ ગણતા હતા કે તે ભાગ્યે જ અનુભવમાં મૂકી શકાય. તેને માટે તેમનો દોષ કઢાય નહિ.

જે મિત્રોએ તેને દલીલથી સમજાવ્યો કે એમાં તમારા જાનને જોખમ રહેલું છે તેમને એણે આ પ્રત્યક્ષપ્રમાણથી જવાબ દીધો કે " જ્યાં વેપારી લાભને અર્થે જાય ત્યાં ધર્મપ્રચારકે આત્મવૃત્તિનો વેપાર કરવા જવું

* સિડની સ્મિથે મશ્કરી કરવાની પોતાની રીત પ્રમાણે એક પત્રમાં કહ્યું, " ન્યૂ ઝીલંડના ધર્માધ્યક્ષે ત્યાં મનુષ્યાહારી સરદારોને માન આપવાની તૈયારી કરી, ત્યારે મેં તેને શીખામણ મોકલી તે એ હતી કે તેમને આ પ્રમાણે કહેવું, " સાહેબો, મારા મેજ પર આપના સ્વાદને રુચે એવું કંઈ નથી તેથી હું ઘણો દિલગીર છું, પણ આપને માલમ પડશે કે કબાટ પર પુષ્કળ શીતલ ધર્માધ્યક્ષના સહાયકારીઓ અને ઉષ્ણ પાદરીઓ છે. " અને આ ટાઢી ગોઠવણ છતાં પણ તેના પરોણાઓ ભોજનને અન્તે તેને (ધર્માધ્યક્ષને) પણ ખાઇ જાય તો, મારે તો એટલું જ કહેવાનું છે કે " ખરા દીલથી મેં આશા રાખી હતી કે તે તેઓથી ભિન્ન મતનો થશે. " આ ઉલ્લટા વિચારમાં તે મારી સાથે ખરા દીલથી મળતો આવ્યો હશે જ, અને સર્વ બાબતનો વિચાર કરતાં તેણે આ એક ઉપયોગી સૂત્રનો વિચારી હશે અને તે સારા ભાવથી મનમાં રાખશે." પૂજ્ય સિડની સ્મિથનું જીવનવૃત્તાન્ત, પુ. ૧ પૃ૦ ૩૮૬.

જોઇએ." પોતાના પિતાને તેણે લખ્યું કે ' ધર્મપ્રચારકની ફરજ છે કે તેણે જાણીતા અને નિશ્ચિત ભયમાં પડવાથી જ માત્ર ઓછું, છેવટમાં છેવટનું સાહસ કરવું. આ ટાપુમાં કંઇ પણ ફત્તેહ મેળવવી હોય તો થોડુંક જોખમ માથે લેવું જ જોઇએ."

બેશક જોખમ તો ઘણું જ હતું, તેનું મુખ્ય કારણ એ કે નાના વહાણ પર કોઈ પણ જાતનું હથીઆર રાખવાની તે રજા આપતો નહોતો; અને એક પ્રસંગે ન્યૂ હેબ્રિડીસમાં મૅલિકોલોમાં એમ જણાયું કે "થોડાં વર્ષ રહીને જે દુર્દશા ઇ રોમૅંગામાં વિલિયમ્સની થઇ હતી, અને થોડાં વર્ષ રહીને જે દુર્દશા પૂકાપૂમાં પૅટેસનની થઇ તે દુર્દશામાંથી એ અને એના મદદગાર પુરુષો (ટેંપલ અર્સ્કિનના શબ્દો વાપરીએ તો) સંપૂર્ણ શાંતચિત્ત અને માનનીય વૃત્તિ સિવાય બીજા કશાથી બચ્યા નહિ."

તમે તમારી પોતાની અધિકારભૂમિ વિષે બેદરકાર રહો છો અને ઘણી બાબતમાં માથું મારો છો, એવી બીજી જાતની હરકતની સામા દલીલ તરીકે તેણે એવી ધારણા દર્શાવી કે આખા મિલૅનીશિયા ઉપર હું જાતે દેખરેખ અને તપાસ રાખવાનું કામ કરી શકું એટલું જ નહિ, પણ તેમ કરવાથી ન્યૂ ઝીલંડના મારા પોતાના કામમાં મને ઘણો જ લાભ થાય. મારૂં હૃદય એ દૂર દ્વીપમાં ત્યાંના કાળા રહેવાસી વિષે ભ્રાતૃભાવથી ઉત્કંઠિત છે અને જાણે ઈશ્વરે પોતાની દીર્ઘદૃષ્ટિમાં મને આવો સંપૂર્ણ નાવિક બનાવીને મારો માર્ગ પર્વત જેવાં ઉંચાં મોજાં પર અને મારૂં ઘર સમુદ્ર પર નક્કી કર્યું ન હોય એમ મને લાગે છે.

પૂજ્ય જૉન કોલરિજ પૅટેસન, ધર્માધ્યક્ષ સેલ્વિનની મદદે ગયો. આ બીજો ઉદારવૃત્તિનો અને આત્માર્પણવૃત્તિવાળો પુરુષ હતો. સ્વદેશમાં તે માનવંત ઉંચી પદવીએ વધ્યો હોત, પણ તેણે ધર્મપ્રચારનું કામ કરવું વધારે પસંદ કીધું. તે ૧૮૫૫ માં ન્યૂ ઝીલંડ જવા નીકળ્યો. ટૅપ્ટન કુકે શોધી કાઢવા પછી ક્વચિત જ કોઈ ત્યાં ગયું હોય એવાં દ્વીપમંડળોના રહેવાસીઓને ધર્મોપદેશ કરવા તેને નીમ્યો. એ લોકો મનુષ્યાહારી છે એવી એમની ખ્યાતિ હતી. ઑસ્ટ્રેલિયાના ઈશાન ખાંડની આસપાસ એ શ્રીજું મંડળ હતું અને તેમાં ન્યૂ હેબ્રિડીઝ, બેક્સ ટાપુઓ, સોલોમન, અને સૅન્ટા ક્રૂઝના દ્વીપો આવ્યા હતા. રહેવાસીઓ મિલૅનીશીઅન અથવા તો તેમની ઉત્પત્તિ અને નસોમાં હબસીઓનો ઘણો અંશ હોવાથી શ્યામ દ્વીપવાસીઓ, કહેવાના.

કેટલોક વખત **ન્યૂ ઝીલંડ** રહ્યા પછી, ત્યાંની ભાષાઓ શીખ્યા પછી, અને ધર્મપ્રચારકમંડળીનું ખરાબનું સાંકડું 'દક્ષિણ ક્રૂસ' નામનું વહાણ ચલાવવાના હેતુથી વહાણવટીનો ધંધો શીખ્યા પછી ધર્માધ્યક્ષસહિત **પૅટેસન મૅલેનિ** દ્વીપ જવા નીકળ્યો. પછી તે **સ્કૉચ પ્રેસ્બિટેરીઅન** ધર્મપ્રચારક મંડળીના કામમાં રોકાઈ **આએટયૂમ** ગયો. પછી જ્યાં **વિલિયમ્સને** મારી નાંખ્યો હતો, એવા એક અવર્ણનીય સૌંદર્યયુક્ત વનસ્પતિવાળા ટાપુ **એરોમૅંગામાં** તેઓ ગયા. ત્યાર પછી **સેમોઅન** શિક્ષકોને મારી નાંખ્યા હતા તે **ફૅટે** ગયા. તે વહાણ ૪,૦૦૦ ફૂટ ઊંચી, પર્વત જેવી સાંકળ સાથે **એસ્પિરિટુ સૅન્ટો** નામના રમણીય ટાપુ આગળ ગયું. પછી તે વહાણ **રૅમાયલ** ટાપુ આગળ થોભ્યું, એટલે તે ધર્માધ્યક્ષ અને તેનો ભાઇબંધ ઉપદેશક કિનારા પર તરતા ગયા અને દેશીઓ, **મૅરોરીસ** હતા, તેમની સાથે તેમણે મૈત્રી બાંધી. એ ટાપુમાંથી કેટલાક છોકરાને **ન્યૂ ઝીલંડમાં સેંટ જોનના** વિદ્યાલયમાં શિક્ષક તરીકે કેળવણી આપવા લઇ ગયા.

પછી વહાણે **સોલોમન** ટાપુમાં **મેરા** આગળ બંદર કીધું. ત્યાં માલમ પડ્યું કે લોકો **મેઓરિ** ભાષા બોલતા હતા, તોપણ ખલાસીઓએ તેમને **અંગ્રેજી** ભાષાના ખરાબમાં ખરાબ અને તિરસ્કારપાત્ર ગ્રન્થો વિષે જ્ઞાન આપ્યું હતું. ત્યાર પછી જે દ્વીપસમૂહ તેમણે જોયો તે મોટા દ્વીપ **સૅન્ટા ક્રૂઝ** હતો. દેશીઓ રનાળુ અને કમળનાં જેવાં પાંદડાંવાળો 'ટેરો' નામનો છોડ લઈને નાના હોડકામાં આવ્યા; પણ તેમની સંખ્યા એટલી બધી હતી કે કંઇ પણ શાંત કામ થઇ શક્યું નહિ. તેઓ તે દ્વીપની બરોબર આસપાસ વહાણ લઇ ગયાં અને તે મોટા જ્વાલામુખી પર્વતનો બળનો દેખાવ તેમણે જોયો. ધર્માધ્યક્ષ **પૅટેસન** મરણ પામ્યો તેથી તેનું શોકયુક્ત સ્મરણ કરતા. તેઓ **નૂકાપૂમાં** ગયા. દેશીઓ હોડીમાં બેસીને આવ્યા અને રોટલીના જેવા સ્વાદવાળાં ફળ અને નાળીએર લાવ્યા. **ટેબુઆ, વૅનિકોરો,** અને બન્ક દ્વીપસમૂહ તરફ ઘણું લાંબુ પર્યટન કર્યા પછી 'દક્ષિણ ક્રૂસ' વહાણ **ન્યૂ ઝીલંડ** પાછું ફર્યું.

આ સ્થાને **પૅટેસનનો** ધર્મપ્રચારનું કામ કરવાનું હતું. તેણે ઘેર પત્ર લખ્યો તેમાં કહ્યું કે "દ્વીપવાસીઓ ક્રૂર છે એમ માનશો મા, તેમની મનોવૃત્તિઓ પ્રેરાય છે ત્યારે તેઓ બેશક ભયંકર કૃત્ય કરે છે, અને લગભગ સર્વ પ્રસંગે મનુષ્યાહારી થાય છે, અર્થાત્, યુદ્ધ થયા પછી હમેશ તેઓ મનુષ્યાહારનો ઉત્સવ કરશે, બીજે પ્રસંગે નહિ. પણ તમે તેઓ સાથે સારી પેઠે

અને વ્હાપણથી વર્ત્તશો તો હું ધારૂં છું કે તેમની મુલાકાત લેવામાં એટલે, પ્રથમ પ્રસંગે, માત્ર કિનારા પર ઊતરવામાં, બીજે પ્રસંગે, કદાચ દેશીઓના ગામડામાં જવામાં, ત્રીજે પ્રસંગે કિનારા પર સૂવામાં, ચોથે પ્રસંગે દશ દિવસ ગાળવામાં, અને એ પ્રમાણે વર્તવામાં ભાગ્યેજ કંઈ પણ ભય છે."

દેશીઓને શિખવવાની પોતાની મળની રીતિ તેણે વર્ણવી. મનુષ્ય ઇશ્વરાકૃતિમાં સર્જાયો છે એ ખરી વાતને તે દઢ રીતે વળગી રહ્યો. સિડનિમાં ઉપદેશ કરતો હતો ત્યારે તેણે કહ્યું, " આ પ્રેમભાવ એકવાર મનુષ્યના હૃદયમાં ઉત્પન્ન થાય, તો અવશ્ય તેના જાતિભાઇઓમાં ફેલાવવો જ જોઇએ.........

પ્રેમ સર્વનું જીવનતત્ત્વ છે. આકાશના દરેક તારામાં, સમુદ્રના ચક્રચક્તિ, પ્રકાશમાન મોર્જામાં, ક્ષેત્રના દરેક પુષ્પમાં, ઇશ્વરે સર્જેલા દરેક પ્રાણીમાં, અને સર્વથી વિશેષ, મનુષ્યના દરેક આત્મામાં રહેલી, પ્રેમવૃત્તિ સર્વના મોટા સર્જનાર અને રક્ષણ કરનારની ખુબી અને પ્રીતિને પૂજે છે અને તેનું સ્તવન કરેછે."

તે કહે છે કે " મારા પ્રિય પિતા ડેનિસન વૃત્તાન્ત વિશે ઘણી ચિન્તાથી લખે છે. અરે પ્રભુ ! વાદવિવાદની કાન ફોડી નાંખે એવી બૂમની બહાર રહેવું, અને એ ક્રોધયુક્ત તકરારમાં જે દ્રવ્યની વગરવિચારે ખુવારી થાય છે તે દ્રવ્યની અતિતૃષ્ણા રાખતા હજારો મનુષ્યોને જોવા એ ઇશ્વરનો આભાર માનવાનું કેવું મોટું કારણ છે ! આ મૂર્ત્તિપૂજક લોકોને જોવાથી હાઈ ચર્ચ કે લો ચર્ચ કે બ્રૉડ ચર્ચ કે એવા કોઈ બીજા વિશિષ્ટ નામના ભેદભાવ ઉત્પન્ન થતા નથી, પણ સર્વ ભેદ ભૂલી જવાની તીવ્ર ઇચ્છા અને વધારે સાદી પદ્ધતિમાં પાછા ફરવામાં વિચાર સ્વાભાવિક રીતે ઉદ્ભવ પામે છે."

દરેક શુભની આશા રાખતો, અને કોઈ પણ પ્રકારના ભયરહિત, પૅટેસન મુલાકાત કરતો કરતો મિલેનીશિયન ટાપુઓમાં ગયો. તેને પુરુષોએ અને સ્ત્રીઓએ ઘણું માન આપ્યું. સ્ત્રીઓ હાજર હોય, ત્યારે પોતે સહીસલામત છે એમ તે જાણતો. લોકો પર વિશ્વાસ રાખી તેણે દરેક કાર્ય કીધું. તે ઘુંટણપૂર કાદવ ફેદીને ફ્રુટ્રમામાં કિનારે ગયો. પછી તે કરોમેંગા ગયો. ત્યાર બાદ તે ફેટીના ટાપુમાં ગયો. અહિં લોકો એ દરિયાના ભાગમાં જંગલીમાં જંગલી કહેવાતા હતા. તેઓ મનુષ્યાહારી હતા, અને 'રૉયલ સોવરીન ' નામનું વહાણ એ ટાપુ પર ભાંગ્યું હતું, ત્યારે તેના બધા ખલાસીઓનો તેમણે આહાર કીધો હતો. તેઓ નવ જણને એકદમ ખાઈ ગયા હતા અને બાકીના નવને પોતાના મિત્રોને બક્ષીસ તરીકે મોકલ્યા હતા.

૧૮૬૧ માં જોન કોલરિજ પૅટેસન મિલેનીશિયન દ્વીપના

ધર્મપ્રચારક અધ્યક્ષની પત્નીનો સંસ્કાર થયો. પૂર્વની પેઠે તેણે પોતાનું કામ કર્યા કીધું. તે ઘણીવાર મોતના જોખમમાં હતો. તે દેશીઓમાં એકલો અને શસ્ત્રરહિત ફરતો. તેઓએ ઝેરી તીરથી તરત જ તેનો અન્ત આણ્યો હોત. પણ તે હમેશ આનંદી અને ઉત્સાહી હતો. તે કહે છે કે "હું ઇશ્વરનો પાડ માનું છું કે હું સુખની ઘણી દૃઢ બાબતનો ઉપર આધાર રાખી શકું છું: અને તે સર્વમાં મુખ્ય એ છે કે ઇશ્વર સર્વ જુએ છે અને સંપૂર્ણ રીતે જાણે છે. તે દ્વીપવાસીઓને જુએ છે, અને મારાથી કેટલે બધે અપાર વધારે દરજ્જે તેમને ચાહે છે ! મને વિશ્વાસ છે કે તે મને તેમની પાસે મોકલે છે. તેમના પ્રત્યે એની ઇચ્છા અમલમાં આણવાના મારા પ્રામાણિક પ્રયત્નોને તે આશીર્વાદ દઇ સફળ કરશે. મેલેનેશિયામાં જ્ઞાનપ્રકાશ નીકળવા માંડ્યો છે અને એ વિચારથી હું ઉત્તેજન પામું છું: અને એ પૂર્ણપ્રકાશ મારા વખતમાં નહિ થાય તેની ફીકર નહિ એમ સ્મરણ કરું છું. મારે માત્ર ઉદ્યોગ જારી રાખવો જોઇએ."

વળી તેને મદદ કરવા જે માણસો મોકલવાનાં હતાં તેને વિષે બોલતી વખતે તે કહે છે કે "જે મનુષ્ય પરવાળાવાળા દ્વીપો અને નાળીએર વિષે કાલ્પનિક વિચાર બાંધે છે તે બીલકુલ નિરુપયોગી છે; જે પુરુષ આત્માર્પણ કરું છું એવો વિચાર કરે છે તે પણ કદી ચાલશે નહિ; જે માણસ કોઈ પણ પ્રકારના કામ વિષે તે 'ગૃહસ્થને લાજ લગાડનાર' છે એમ ધારે છે તે માત્ર વિઘ્નરૂપ થશે અને પોતે જે કામ અધમ ગણે છે તે કામ ધર્માધ્યક્ષને કરતો જોઇ તેને એંચેની ઉત્પન્ન થશે. ઇશ્વિરકૃપાથી ખરો માણસ બહાર નીકળી આવશે તો આપણે તેનું કેવું સન્માન કરીશું અને જે કામનાં પુષ્કળ કલ્યાણ વિષે આપણે જાણીએ છિયે તેવું બીજું કોઈ જાણી શકે નહિ તે કામમાં તે તરત જ કેવો સુખી થશે !"

આ દીક્ષિત ઉપદેશકો ઇંગ્લંડ છોડતા તે કંઇ દ્રવ્યોપાર્જનને અર્થે નહિ. દ્રવ્યમાં તો તેમને વરસે માત્ર ૧૦૦ પાઉંડ આરંભમાં મળતા અને પાછળથી વધારીને ૧૫૦ પાઉંડ કરતા હતા. પણ તેઓ દેશીઓને દરેક બાબત—મિતવ્યય રાખવાની, ધ્યાન દઇ વર્તવાની, વખતસર કામ કરવાની, સ્વચ્છ રહેવાની—અને એવી એવી ટેવો, પાડતાં શીખવતા. આ સાધારણ સદ્‌ગુણમાંથી કેવું ચારિત્ર્ય નીકળી આવે છે ! જ્યાં જ્યાં ધર્માધ્યક્ષ ગયો, ત્યાં ત્યાં તેણે શાળાઓ અને વિદ્યાલયો સ્થાપ્યાં. દ્વીપના છોકરાઓને તે પોતાની સફરોમાં સાથે રહેવા સમજાવતો કે તે તેઓની ભાષા સમજે અને

તેઓ તેની ભાષા સમજે. ૧૮૬૪ માં **સૅન્ટા ક્રૂઝ**માં ધર્માધ્યક્ષ અને તેના પક્ષનાં માણસોને ગોળીઓ મારી. એક **પીઅર્સ** નામના માણસને છાતીમાં તીરનું લાંબુ શકું વાગ્યું; અને **એડવિન નૉબ્સને** ડાબી આંખમાં તીર વાગ્યું. એક હલેસાં મારનાર **યંગને** ડાબી કોણીની આરપાર તીર વાગ્યું. ધર્માધ્યક્ષે તીર કાઢી નાંખ્યાં અને છાતીમાંનું તીર તે લાંબો વખત શસ્ત્રક્રિયા કર્યા પછી કાઢી શકયો. **ફિશર યંગને** ધનુર્વા થયાથી મરણ પામ્યો. મરતી વેળાએ તેણે ધર્માધ્યક્ષને કહ્યું, "મને ચુંબન કરો: હું મારૂં કર્તવ્ય કરતો હતો તેથી ઘણો ખુશ થયો છું." **નૉબ્સ** પણ એજ વ્યાધિથી મરણ પામ્યો. **પીઅર્સ**નો ઘા ઘણો તીવ્ર હતો, તોપણ તે સારો થયો.

તેણે પછી **નૉર્ફોક, પિટકેર્ન, ન્યૂ હેબ્રિડીસ, ફીજી, સોલોમન,** અને **ટાહીટિઅન** દ્વીપોની મુલાકાત લીધી; અને દરેક સ્થળે સત્કાર્ય કીધાં અને નવાં નવાં માણસોને **ખ્રિસ્તિધર્મ**માં દાખલ કીધાં. તેણે તેમને સારૂ નવા કરાર અને જૂના કરારના સારાંશ તેમની પોતાની ભાષામાં છપાવ્યા. તે **નૉર્ફોક**માં હતો, ત્યારે એક નાતાલને દિવસે **બાકસ**ના અધ્યક્ષપણા નીચે વીસ **મિલેનીશિયને**ાની ટોળીએ તેના શયનગૃહનાં બારણાં આગળ નાતાલના દિવસોમાં સ્તોત્ર ગાઇને તેને જગાડ્યો. તે કહે છે કે "આ કેવું આનંદકારક! મારી પાસે સ્તોત્રનું પુસ્તક લઇને અને મારા મનમાં **કેબ્લ**નું ભક્તિસ્તોત્ર રાખીને હું સૂઈ ગયો હતો; અને હવે દેવદૂતોનાં ગીતો, અને '**જેન્ટાઇલ** લોકોને જ્ઞાનપ્રકાશ આપવા માટે પ્રકાશ' ના આપણને જે પરિચિત છે જ તે **મોટા**નાં ભાષાંતરો, અને તે વળી આપણા એક મૂર્તિપૂજક વિદ્વાને ગાયાં તેથી જાણે દીર્ઘસ્વર જારી રહ્યો. તેમના સ્વર, શાંત મધ્યરાત્રીએ, બીલકુલ અભ્રરહિત આકાશમાં પ્રસન્ન ચંદ્રપ્રકાશમાં, અને ઉપ્પણ, આનંદવર્ધક હવામાં કેવા નવીન અને સ્પષ્ટ લાગે છે! પછી તેમના મન પર જે સુખકારક ફેરફાર થયો હતો તે વિષે વિચાર કરતો, મારા અતિસુભાગ્ય વિષે મનન કરતો કે તેને માટે હું કેવા અયોગ્ય હતો અને છું, અને ઇશ્વરનાં અદ્ભુત સદ્ભાવ, દયાભાવ, અને પ્રીતિ વિષે વિચારમાં તલ્લીન થતો હું ઘણો વખત સુધી જાગતો રહ્યો."

નૂકાપામાંથી પાંચ માણસો લીધાં હતાં. જેવું અધ્યક્ષનું વહાણ તે દ્વીપ પાસે આવ્યું કે તેમણે પરવાળાના ખરાબા આગળ ચાર હોડીઓ ફરતી જોઈ. તે ધર્માધ્યક્ષને આ ગરીબ લોકો માટે દયા આવવાથી, તેને તે મછવાને નીચે ઉતારવાનો હુકમ કીધો. ચાર બીજા માણસો સાથે તે તેમાં પેઠો. હોડી પાસે ગયા પછી તે ધર્માધ્યક્ષ તેમાંની એક, જેમાં બે સરદારો અગાઉ તેની સાથે મિત્રભાવ રાખતા હતા તે હતા, તેમાં પેઠો. તે હોડી કિનારા તરફ ગઈ અને તે વહાણના મછવાળાં માણસોએ તે અધ્યક્ષને જમીન પર ઉતરેલો જોયો અને પછી તેને જોતા બંધ થયા.

તે મછવો બીજી હોડીઓ સાથે રહ્યો. એક હોડીમાંથી એકદમ એક દેશી ઉભો થયો અને તેણે તે મછવાનાં માણસો તરફ એક વાર લાંબું બાણ ફેંક્યું. બીજાઓએ પણ તે જ પ્રમાણે કીધું. તે મછવો તેમનાં બાણની મર્યાદાથી દૂર જાય ત્યાં સુધી તેને પાછો હડસેલ્યો, પણ તેમ કરતાં પહેલાં ચારમાંથી ત્રણ માણસોને બાણ વાગ્યાં. પણ તે ધર્માધ્યક્ષનું શું થયું હતું? તેને કિનારા પર મારી નાંખ્યો હતો. બે હોડીઓ આવતી નજરે પડી હતી, તેમાંની એક દેશીઓથી ભરેલી હતી, અને બીજી દેખીતી ખાલી હતી. દેશીઓ પોતાની હોડીમાં પાછા ગયા; અને બીજીના વચલા ભાગમાં ભાર હતો, તે આગળ ચાલી. વહાણમાંનો મછવો તેને મળ્યો, અને ખલાસીએ તે હોડી તરફ જોઈને કહ્યું, "આ ધર્માધ્યક્ષનાં પગરખાં છે." તે હોડીને પાસે લાવ્યો અને તે શબને એક દેશી સાદડીમાં વીંટાળી લઈ લીધું. તે સાદડી લઈ લીધી, ત્યારે સૌમ્ય હાસ્યયુક્ત મુખવાળો ધર્માધ્યક્ષ નજરે પડ્યો. તેની છાતી પર એક તાડનું પાતરૂં બાંધ્યું હતું, અને સાદડી ઉઘાડી, ત્યારે માત્ર પાંચ ઘા માલમ પડ્યા અને તેથી વધારે નહિ.

મિસ યંગ કહે છે કે "આ વૃત્તાન્તોની અદ્ભુત, ગૂઢ ખુબીથી જાણે આ મૃતદેહના ધર્માર્થપ્રાણત્યાગની રસયુક્ત વાર્તા ન હોય એવો વિચાર કોઈ પણ પુરૂષના મનમાં ઉત્પન્ન થાય છે. એના પર પ્રીતિ અને પૂજ્યભાવ રાખનારાઓના સર્વના મનમાં આવો જ વિચાર આવ્યો હશે કે આ જ પ્રકારનું મોત તે હમેશ ઇચ્છતો અને કર્ત્તવ્ય કરવા ખાતર જીંદગી અર્પણ કરવા તે હમેશ તત્પર હતો. એ તો નક્કી છે કે એને વૈરને લીધે મારી નાંખ્યો. **કવીન્સલાંડના** દુષ્ટ લુટારાઓએ નૂકાપામાંથી પાંચ માણસો ચોર્યાં હતાં અને તેનું આ પરિણામ થયું!

ધર્માધ્યક્ષના મુખનું મધુર, શાંત હાસ્ય, શોક કરનારાઓને એના દાટનાર

આત્માની ખોટ પડવાથી શાંતિ રાખવાનો ઉપદેશ તેમને કરતું ભાસ્યું, પણ તેઓ તેની તરફ ઘણો વખત જોઇ શક્યા નહિ. બીજે દહાડે સવારે જેન કોલરિજ પેટેસનના શબને પાસિફિક મહાસાગરના પાણીને સ્વાધીન કીધું. જેમ જીવતાં તેણે પોતાના ગુરની સેવા બજાવી હતી તેવી જ રીતે સેવા કરતો તે શનન વિશ્રાન્તિ પામ્યો. મોત તેને શાંતિરૂપ હતું.

ત્યાર પછી ઘણાં વર્ષ થયાં પહેલાં, ૧૮૭૫ માં રાણીનાં વહાણ 'પર્લ'ના અધિપતિ ગુડનો એ સૅન્ટા ક્રૂઝના ટાપુની મુલાકાત લીધી. તે ધર્માધ્યક્ષના મરણનું સ્થાન જોવા તે આતુર હતો, પણ તેને દેશીઓના હગારા સ્વભાવને લીધે તેમ ન કરવાની ચેતવણી મળી. તેમ છતાં પણ તે તે દ્વીપ પર ઊતર્યો. લોકો પ્રથમ મિત્રભાવ દર્શાવતા દેખાયા. ને ફરીથી ત્યાં ગયો, પણ તેમની વર્ત્તણૂક એવી તો વહેમભરેલી માલમ પડી કે તેણે પોતાનાં માણસોને મછવા તરફ જવા તરત હુકમ કર્યો.

એક પત્ર તેણે છેલ્લો જ લખ્યો છે, તેમાં તે એ બનાવ વર્ણવે છે. "મે ડાબી બાજુ તરફ મૌર્વી પર બાણ ચઢાવતો જોયો, અને એક ક્ષણમાં જ, જેવો હું વિચારતો હતો કે એ તો દેખાડવાની ધમકી હશે, તેવામાંજ તે બાણ મારા ડાબા પાસામાં ભોકાયું. 'ચલો મછવા તરફ' એમ બૂમ પાડી મેં તે બાણ ખેંચી કાઢ્યું, અને મારી પાછળ સુસવાટ કરતા પુષ્કળ તીર આવતાં સાંભળી કિનારા પર દોડી પડ્યો. મછવામાં પહોંચ્યા કે તરત જ શસ્ત્રવૈદ્ય આવ્યો, અને તે ઘાને દાહક ઔષધિ (કાસ્ટિક) થી બાળી નાંખી તેના પર મલમપટ્ટા કર્યા. ત્યાર પછી પાંચ દિવસ રહીને તેણે કહ્યું છે કે " હું સારી પેઠે છું, મને માત્ર પીઠમાં દુઃખ થાય છે ને તેથી હું નિદ્રા લઇ શકતો નથી. મને લાગતું નથી"–અહિં તેનું વચન બંધ થાય છે. તે કાગળ પુરો કરી શક્યો નહિ.

તેને ધનુર્વાનો રોગ થયો અને તેના મિત્રોએ તેના જીવવાની સઘળી આશા છોડી દીધી. તેને પોતાની ભયંકર સ્થિતિની ખબર થઇ, ત્યારે જે માણસનું આખું જીવન મોતની લાંબી તૈયારી જેવું હોય તે માણસના જેવી સંપૂર્ણ શાંતિ તેણે રાખી. તેણે તુતક પર પોતાને લઇ જવાનો હુકમ કીધો, અને તેનાં માણસો તેની આસપાસ બોલી શકે નહિ એવા ખેદમાં ઊભાં રહ્યાં હતાં, ત્યારે તેણે તેમની સાથે પ્રીતિથી અને નરમાશથી વાત કીધી અને પોતાનું અનુકરણ કરવા તેમને વિનંતિ કરી. સલાહશાંતિથી અને આરામથી તે સતતવિશ્રામ પામ્યો અને તેનું શબ સમુદ્રને આધીન કીધું. આ પ્રમાણે

જે માણસની ઇંગ્લંડને ઘણી જ ખોટ હતી તે મરણ પામ્યો. ખરા નાવિક અને ખ્રિસ્તિ સદ્‌ગૃહસ્થનો તે ઉદાર નમુનો હતો.

બીજા ખ્રિસ્તિ ધર્મપ્રચારકો, જેવા કે, જાપાન, ચીન, ઉત્તર અને દક્ષિણ અમેરિકામાં જેસુઇટ્સો, ગ્રીનલાંડ, યુનાઇટેડ સ્ટેટ્સ, અને આફ્રિકામાં મોરેવિઅનો, અમેરિકાના ઇંડિયનોમાં પ્રથમ ધર્મપ્રચારક જોન ઇલિયટ, ડેવિડ બ્રેનર્ડ, અને તેની પછી થનાર જોનાથન એડ-વર્ડ્સ+ હિંદુસ્તાનમાં માર્ટિન, હીબર, કેરે, અને માર્શમેન, બ્રહ્મદેશમાં જડ્સનનું કુટુંબ, ઝમ્બીઝીનો પ્રાણત્યાગી ધર્મપ્રચારક ચાર્લ્સ ફ્રેડરિક મેકેન્ઝી, ઑસ્ટ્રેલિયામાં ખ્રિસ્તિધર્મનો મુખ્ય ઉપદેશક સૅમ્યુઅલ માર્સડન. એ સર્વનાં પરાક્રમો વર્ણવાની અમારી પાસે જગ્યા નથી.*

અરે તમે જાણીતા તેમજ અજાણ્યા ખ્રિસ્તિ ધર્મવીરો! તમે સર્વ માનને પાત્ર છો. જે સર્વ પુરુષો મનુષ્યને ઉન્નતિમાં આણે છે, દિલાસો આપે છે, અને તેનો ઉદ્ધાર કરે એવા વિષયનું જ્ઞાન સર્વત્ર ફેલાવવામાં જેઓ પોતાનો વખત ગાળે છે અને ઉદ્યમ કરે છે, જેઓ ધર્મ માટે પ્રાણ અર્પણ કરે છે, અને આ ક્ષણભંગુર સંસારનાં સુખ કરતાં વધારે ઊંચા પ્રકારનાં સુખ મેળવવા જેઓ અનાથને, ફાંફાં મારનાઓને, વગર સુધરેલાને મદદ કરે છે, તે સર્વ માનપાત્ર છે.

---

* આ ધર્મપ્રચારકોનું સુંદર વર્ણન મિસ યંગકૃત 'અયેસરો, અને સ્થાપકોમા માલમ પડશે.

+ જ્યારે અધ્યક્ષ એડ્‌વર્ડ્સને પોતાની ધર્મસમાજની નીતિ સુધારવાના પ્રયાસ માટે કોનેક્ટિકટમાં નૉર્થમ્પટનમાંના દેવળમાંથી કાઢી મૂક્યો, ત્યારે તે સ્ટોક-બ્રિજમાં ઇંડિયનોને ખ્રિસ્તિધર્મનો ઉપદેશ કરવા નીકળ્યો. ત્યા તે છ વર્ષ રહ્યો અને તેની સ્ત્રીએ તેને તેના કામમાં ઘણી મદદ કરી. એ દરમિયાનમાં તેણે ઘણા જ વિચારયુક્ત અને કિંમતી ગ્રન્થો રચ્યા. તેને કાઢી મૂકવાનું કારણ નીચે પ્રમાણે છેઃ– તેની સમાજના કેટલાક તરુણ પુરુષોએ કેટલાક અનીતિના અશ્લીલ ગ્રન્થો મેળવ્યા હતા અને બીજાને તેનો ચેપ લગાડવા ફેલાવ્યા. એડ્‌વર્ડ્સે પોતાની આજ્ઞા તળેનાં મુખ્ય માણસોને બોલાવ્યાં અને તેમને આ કૃત્યો વિષે કહ્યું. તેણે જે માણસો સામેલ હતાં તેમનાં નામ દીધાં. એમ જણાયું કે શહેરમાં લગભગ સઘળાં કુટુંબોને એ બાબતમાં કોઇ પણ પ્રકારનો સંબંધ હતો. સમાજના ઉપરીઓએ તે ધર્મો-પદેશકની અતિશય ગર્વ અને તિરસ્કારથી અવગણના કરી; અને આખરે તેને ૨૦૦ વિરુદ્ધ મતે (એના પક્ષમાં માત્ર ૨૦ જ મત હતા) કાઢી મૂક્યો. ઇંડિયનોમાં તેના ધર્મપ્રચારકજીવનનું આવું કારણ હતું.

## પ્રકરણ ૧૨.
### પ્રાણીઓ પ્રત્યે દયાભાવ.

કોઇ પણ પ્રાણી માટે જેને તિરસ્કાર આવે તેનામાં એવી શક્તિ છે, કે તે તેણે કદી વાપરી નથી.

વર્ડ્સ્વર્થ.

રમતીઆળ ઘોડેસ્વારોએ પાસેથી ઘોડો દોડાવતાં મારા હરણનાં બચ્ચાંને ગોળી મારી છે તેથી તે મરી જશે. દયારહિત પુરુષોએ તને મારી નાંખ્યું છે, તે વૃદ્ધિ પામી શકશે નહિ. જીવતાં તેં કદી એમને કશી હાન કીધી નથી. અરે! તારું મોત એમને કશો ફાયદોકર્તા પણ નથી.

માર્વેલ.

દરેક પ્રાણીની દૃષ્ટિમાં દયાભાવનું ઝાંખું સ્વરૂપ અને એક અદ્ભુત પ્રકાશનો ચળકાટ છે તેમાંથી તેમને આપણી આજ્ઞામાં રાખવાના વિચિત્ર રહસ્યપર્યન્ત તેમની જીંદગી જણાઇ આવે છે, તેથી તેઓ મનોવૃત્તિની બાબતમાં નહિ, તોપણ પ્રાણી તરીકે આપણા જાતિભાઈઓ છે એમ દાવો કરે છે.

રસ્કિન.

---

મુંગાં પ્રાણી, પક્ષી, પશુ, ઘોડા, અને જે સર્વમાં જીવ છે તે સર્વે પ્રત્યે કેટલી બધી ક્રૂરતા થાય છે! **રોમન** અસિક્રીડકો જતા રહ્યા છે, પણ **સ્પેન**ની વૃષભસંક્ષોભક કેલિ* રહી છે. જેવી રીતે **રોમન** સ્ત્રીઓ અસિક્રીડકોને જાહેર રંગભૂમિમાં લોહીલુહાણ અને મરણ પામતા જોઇને આનંદ પામતી; તેવીજ રીતે જે તમાસાથી અંગ્રેજી યોદ્ધાઓને ચીતરી ચઢે છે અને કંટાળી જાય છે તે જોઇને અતિહર્ષ પામી **સ્પેનિશ** સ્ત્રીઓ તાળી પાડે છે. **ડુબેલેરો**એ કહ્યું છે કે "એ આપણે કબૂલ કરવુંજ પડે છે અને તે ખેદ સાથે કબૂલ કરીયે છિયે કે **સ્પેન**માં પુરુષ તેમજ સ્ત્રીઓ જનાવરો પ્રત્યે ભાગ્યે જ કંઇ પણ દયા દર્શાવે છે, અને નીચલા વર્ગના લોકોમાં દયાભાવ છે જ નહિ."

પણ આપણે પવિત્ર થયા નથી. થોડા જ વખત ઉપર વૃષભસંક્ષોભક કેલિ આપણી એક જાહેર ગમત હતી, કુક્કુટયુદ્ધ અને 'બેન્જર+ ને ઉશ્કે-

---

* (કુતરા વડે) આખલાને ખિજવવાની જંગલી રમત.

+ બેરોળ, ઠુંકા, જાડા પગવાળું એક જાતનું જનાવર. એ કાલા જેવડું હોય છે અને એનો શિકાર કુતરા આતુરતાથી કરે છે. એને ઉશ્કેરી કુતરા વડે શિકાર કરાવવાની જંગલી રમત.

રવાની રમત આપણા વખત સુધી સાધારણ હતી. એ રમતોને તવંગર તેમજ ગરીબ ઉત્તેજન આપતા. ૧૮૨૨ માં પ્રાણીઓના મિત્ર, ઝર્દવેના **રિચર્ડ માર્ટિને** એક કાયદા સ્થાપવામાં ફત્તેહ મેળવી, તેથી એક સામાજિક બંધનથી પ્રાણીઓને હક્ક પ્રાપ્ત થયા, તેમ્પણ બે ન્યાયાધીશોએ પોતાની આગળ એક કામ ચલાવ્યું તેમાં એમ જાહેર કીધું કે એ પ્રાણિરક્ષક કાયદાના લાભનો વૃષભને હક્ક નથી.

૧૮૨૯ માં વૃષભસંક્ષોભક કેલિ બંધ કરવાના કાયદાનો ખરડો આમની સભાએ ૨૮ વિરુદ્ધ ૭૩ વધુમતે રદ કીધો. પણ લોકમતનું બળ વધતું ગયું તે એટલે સુધી કે વૃષભસંક્ષોભક કેલિ માત્ર ગરીબ લોકોની જ ગમત રહી, છેક ૧૮૩૫ ના વર્ષમાં એક કાયદો પસાર થયો તેથી એ કેલિનો અન્ત આવ્યો. **માર્ટિન**ના કાયદાને પરિણામે વધારે પ્રાણી પ્રત્યે ક્રૂરતા બંધ કરવાની મંડળી સ્થપાઇ. પ્રાણીઓને કાયદાના રક્ષણ તળે મૂક્યાં, પણ કેટલાક દુર્ભાગ્યે તેમાંથી બાતલ કરવામાં આવ્યાં. હજી ક્રૂરતા ઘણી અવશિષ્ટ છે.

દાખલા તરીકે પક્ષીઓને બાતલ કીધાં હતાં. કુદરત તરફ કેવી ક્રૂરતાથી વર્તે છે તે જોવા એક કુમારિકા દિવસે* કોઈ પણ પુરુષે માત્ર **હર્લિંગ્હામ** જવાની જ જરૂર છે. તે બાપડા પક્ષીઓને બંધનમાંથી છૂટાં કરે છે, તેને ગોળીથી મારી નાંખવાની સરત થાય છે, ને તેથી સ્ત્રીઓનાં કપડાં રુધીરથી રંગાય છે. સ્પેનમાં વૃષભસંક્ષોભક કેલિમાં જેવી તાળી પડે છે તેવી જ આ રમતમાં પણ ખુશીની તાળી પડે છે. તે વીંધેલું પક્ષી, તે ભાંગેલા પગવાળું પક્ષી, યુદ્ધભૂમિની બહાર ઊડી જવા તદબીર કરે છે, કોઇક છુપી જગ્યાએ ઊતરી પડે છે, અને ત્યાં લાંબો વખત કષ્ટ પામી મરણ પામે છે. અંગ્રેજ સ્ત્રીઓ પુત્ર પુત્રીઓને દયાભાવનો આવો જ બોધ આપવા ખુશી છે !

સ્ત્રીઓના પોશાકમાં પક્ષીની પાંખો ઘાલવાના ચાલથી પક્ષીઓના ભોગ ફરી વળે છે. " ઊંચા કુળની સ્ત્રી " નો શોખ પૂરો પાડવા પક્ષીની પાંખ માટે સઘળા દેશોમાં પક્ષીઓને ગોળીથી મારવામાં આવ્યાં છે. 'સ્પેક્ટેટર' નામનું પત્ર એક સમે વર્ણવે છે, તેમાં કન્યા તરફની અગીઆર સ્ત્રીઓએ હંસનાં રૂવાં અને શાનીજાતીવાળી ચકલીનાં પીંછાંની કોરવાળા પોશાક પહેર્યા હતા.' આ એક સમે માટે કેવી પક્ષીની કતલ ! ચકલીઓ લોહીલુહાણ થઇ

* ૨૫ મી માર્ચ, જે દિવસે કુમારિકા મેરિને દેવદૂતોએ અભિનંદન આપ્યું તેનો વાર્ષિક ઉત્સવ.

હશે. પણ સ્ત્રીઓ ધારા પ્રમાણે કપડાં ન પહેરવા કરતાં કતલ કરવા દેવી વધારે પસંદ કરશે.

પણ વેપારને અર્થે પક્ષીનો નાશ કરવાનું કામ હાલ એટલું બધું વધી ગયું છે કે તેથી ઈશ્વરે સર્જેલાં કેટલાંક સર્વથી વધારે સુંદર પ્રાણીઓનો બીલકુલ નાશ થઇ જવાની ધાસ્તી રહે છે. ગણગણ કરતાં પક્ષી, જલગ્રામી પક્ષી, લાવરી, બુલ્બુલ, સર્વેને ગોળી વડે મારી નાંખે છે. લંડનના એક પક્ષીના વેપારીને ૩૨,૦૦૦ મુએલાં ગણગણ કરતાં પક્ષી, ૮૦,૦૦૦ જલચર પક્ષી, અને ૮,૦૦,૦૦૦ પાંખની જોડ, એટલો માલ, આડતીઆએ એકી વખતે મોકલેલો મળ્યો.

કેટલાંક વર્ષ ઉપર " પ્રસવના સમયમાં વન્ય પક્ષીના રક્ષણને માટે" રાષ્ટ્રીય પરિષદે એક કાયદો પસાર કર્યો, અને ત્યાર પછી "વન્ય મરઘાંના રક્ષણને અર્થે" એક કાયદો પસાર થયો. પણ એ કાયદાથી ભાગ્યેજ કંઈ પણ અસર થઈ. હજી પણ વન્ય મરઘાંને સ્ત્રીઓના શોખ માટે મારી નાંખે છે. છેલ્લા ચાલો જે પ્રસર્યા છે તેમાંનો એક "પ્રકાશિત વન્ય બતકોની પાંખની કોરણવાળી" સ્ત્રીઓની દરરોજની ટોપી છે. સ્ત્રીઓને ભૂષણનાં સાધન સ્વદેશમાં ન મળે તો તેમને માટે પૃથ્વીને છેડેથી તે શોધી લવાય છે. હિંદુસ્તાનમાં જલગ્રામી પક્ષીની પાંખનો રંગ અતિ સુંદર હોય છે. તે પક્ષી પુષ્કળ માલમ પડે છે, તેમને ઇંગ્લંડમાં વેચવા સારૂ મારી નાંખે છે.*

* એક "સૃષ્ટિસૌંદર્યને ચાહનાર" ખેરપુરથી લાહોરના એક વર્તમાનપત્રમાં લખે છે કે "બે દિવસ પહેલાં સાંજે હું એક મોટા સરોવરને કિનારે ફરતો હતો એટલામાં વિચિત્ર આકૃતિની ટોપલી પાસે હતી એવાં બે માણસો મને એકાએક મળ્યાં. મેં તેમને પૂછ્યું કે તમે કોણ છો અને શો ધંધો કરો છો ? તેના જવાબમાં તેમણે કહ્યું કે 'અમે મદ્રાસથી આવ્યા છિયે અને પક્ષી પકડનારા છિયે.' 'કઇ જાતના પક્ષી ?' 'જલગ્રામી.' ટોપલીમાં તેમણે ૨૦૦ જલગ્રામી પક્ષીનાં પીછાં બતાવ્યાં અને કહ્યું કે અમે મદ્રાસ જઈશું ત્યારે આના બદલામાં અમને ૬૦ પાઉંડ મળશે. તેમણે કહ્યું કે આ અમારો વરસોવરસનો ધંધો છે. આખું વરસ આખા દેશમાં અમારી ટોળીઓ ફેલાયલી હોય છે, અને પીછાં ઇંગ્લંડ મોકલાય છે. તેઓ દક્ષિણ તરફને રસ્તે જતા હતા તેથી મેં પૂછ્યું કે તમે ગુજરાત જવાના છો ? તેઓએ કહ્યું, 'ના, અમને ત્યાં ધંધો કરતાં અટકાવે છે.' ભલા ગુજરાતીઓ ! હું આશા રાખું છું કે તેમનો દાખલો બ્રિટિશ હિંદુસ્તાનના બીજા ભાગોના લોકો લે, અથવા ન લેતા હોય તો તરત લેશે; કેમકે જો આ સુંદર પક્ષીનો જાણીબુજીને કાઢેલો નાશ લાંબો વખત સુધી ચાલ્યા કરશે, તો વન્ય પક્ષીઓમાં એક સુંદર પક્ષી તદ્દન સૃષ્ટિમાંથી જતું રહેશે તેને માટે આપણે અવશ્ય શોક કરવાને કારણ મળશે."

નીચલા વર્ગના **અંગ્રેજી** મુસાફરો પક્ષી અને શિકારનો તદ્દન નાશ કરે છે તેને માટે અંગ્રેજ લોકો **નૉર્વે**ના લોકોના તિરસ્કારને પાત્ર થાય છે. **ક્રિશ્ચિયાનીઆ**નું '**પંચ**' આપણા દેશીઓ વિષે કહે છે કે "ઇંગ્લંડ રાજનીતિમાં ભાગ લેવા હિંમત ધરતું તે સમય ગયાને ઘણો વખત થયો છે. ત્યાર પછી તે બરોબર ઉંઘે છે. ( કદાચ **ડેન્માર્ક**ના સંબંધમાં **લૉર્ડ જોન રસલ**ની રાજનીતિને આ કટાક્ષ લાગુ પડે છે. ) આખો દેવ ઉનાળો દરેક **અંગ્રેજ** જડજો અમને કનડવાને અત્રે આવે છે, અને માછલાં પકડે છે, ગોળીબાર કરે છે, નાશ કરે છે, તેથી અમારો બધો શિકાર તરત જ બીલકુલ જતો રહેશે."

અંગ્રેજ મુસાફરોનાં ટોળેટોળાં જાય છે તેથી **સ્ટૉર્શિંગે** ( **નૉર્વે**ની રાષ્ટ્રીય પરિષદે ) એક કાયદો પસાર કીધો છે, તેની રૂએ કોઇ પણ પરદેશીને બંદુક કે માછલાં પકડવાની લાકડી, પરવાના સિવાય, લઈ જવાની મના થઈ છે. વન્ય મરઘાં અને શિકારનો નાશ કર્યા વિના **નૉર્વે**ના રમણીય સૃષ્ટિસૌન્દર્યનો ઉપભોગ કરવો જ બસ છે. કાયદો અતિશય નાશ થતો તો બેશક અટકાવશે જ.

આ દેશમાં લાવરી ઘણી પકડવામાં આવે છે. **સફક**માં, **લૅકનહીથ**માં ત્રણ દિવસમાં ૨૪,૦૦૦ લાવરી પકડી અને તેનાં ભડથાં, જે અકરાંતીઆનું સ્વાદિષ્ટ ભોજન છે, તે બનાવવા લંડન મોકલી. ખરેખર લાવરીનાં ભડથાં ઘણાં લોકપ્રિય થયાં છે, અને દેશમાં તેમજ પરદેશમાં એ પક્ષીઓને જથાબંધ પકડવાને દરેક સાધન યોજવામાં આવે છે.

એક સત્પુરુષે લાવરીને બચાવવાનું અને અકરાંતીઆને નાઉમેદ કરવાનું કામ શી રીતે માથે લીધું તે અમે વર્ણવીએ. માત્ર થોડાં જ વર્ષ ઉપર **એબર્ડીન**ની પાસે એ બનાવ બન્યો. માર્ચના મધ્યભાગને સુમારે એક ભારે બરફનું તોફાન થયું. દેશના મધ્યભાગમાં વસનારાં પક્ષીઓને અસહ્ય હવા, શરદી, અને ક્ષુધાને લીધે દરીઆ કિનારે નાસી જવું પડ્યું. જેવી રીતે લાવરીને જમીન પર ઊતરતાં પહેલાં વિશેષ તરેહથી પાંખો હલાવવાની ટેવ છે તેમ તેઓ પાંખો ફફડાવની નજરે પડી. સમુદ્રકિનારાનાં ક્ષેત્રો લાવરીથી સ્યામ જેવાં દેખાયાં.

ઘણા લોકો તેને જુદી જુદી રીતે પકડવા અને ગોળી મારવા ગયા. પકડાયલી લાવરીની સંખ્યા ઘણી મોટી હતી. શિયાળાની ઋતુ ઘણી ગઇ હતી તેથી પક્ષીઓનાં જોડાં બંધાયાં હતાં. તે સર્વે નર અને માદા હતાં. ગરીબ

બાપડાં પક્ષી ! દુઃખના દિવસથી તેઓએ પોતાનું નસીબ સાથે અજમાવવું પડ્યું હતું. જે સત્પુરુષ વિષે અમે વર્ણન કરીએ છિયે તેને એક જંગલી મનુષ્ય એક લાવરી વેચતો માલમ પડ્યો અને તેના પગ આગળ તેણે આખું પાંજરૂં ભરેલું લાવરી જોઈ. એ તો બરોબર કલકત્તાના બ્લૅક હૉલ* જેવું હતું. નાસી જવાના ગાંડા પ્રયાસમાં તેઓ અતિશય મથન કરતી હતી અને એક બીજાને હડસેલો મારતી હતી. આ જોઈને તે સત્પુરુષની મનોવૃત્તિ અતિશય પ્રેરાઈ. તેણે તમામ લાવરી ખરીદી લીધી અને તેમને વધારે મોકળાશથી રાખવા વખારે મોકલી. પછી તે આ અપમાનકારક વેપાર અટકાવવાને કંઈ પણ થઈ શકે કે નહિ તે જોવાને પ્રાણીઓ પ્રત્યે ક્રૂરતા અટકાવનાર મંડળીના મંત્રીને મળ્યો પણ તેને માલમ પડ્યું—અને તેથી તે ઘણો ખિન્ન થયો—કે ૧૮૭૬ ના વન્ય મરઘાના સંરક્ષક કાયદાથી આપણાં ઘણાં પ્રિય પક્ષીઓનું રક્ષણ થયું છે. તોપણ નવાઈ જેવું છે કે લાવરી એ રક્ષણમાં રહી ગઈ છે.

આ ઉપરથી તેણે જાતે લાવરીનું સંરક્ષણ કરવાનું કામ માથે લીધું. જે પુરુષોને તેનો નાશ કરવા નોકરીએ રાખ્યા હતા તેને તેણે કહ્યું કે એને જીવતી આણશો તો જે કિંમત તમને શહેરમાં શિકારી પક્ષીનો વેપાર કરનારા આપે છે તે જ કિંમતથી હું એ પક્ષી ખરીદ કરીશ. એ વાત તેમણે કબૂલ કરી; કેમકે તેઓ જાણતા હતા કે શહેરમાં વેપારીને વેચીશું તો પક્ષીને મારી નાંખીને ખાઈ જશે અને આને આપીશું તો સંભાળ લેશે અને છૂટાં મૂકશે. તેની પાસે જે લાવરીઓ આણી તેની સંખ્યા એટલી બધી મોટી ૧૦૦૦ ઉપરાંત—હતી કે વખારમાં પાંજરામાં લાવરીઓ હતી તે ઉપરાંત તેમને રાખવાને ગામમાં તેણે એક મોટો ઓરડો વાપરવા રાખ્યો. પ્રાતઃકાળે તેમનો સ્વર કાન ફોડે એવો મોટો થતો અને આ ગાયન કરનાર પક્ષીસમૂહને સાંભળવા પક્ષીનાં ટોળેટોળાં છાપરાં પર બેસતાં.

તે મોટું તોફાન જતું રહ્યું, બરફ જતો રહ્યો, અને ફરી પાછી લીલોતરી અને શ્યામ પૃથ્વી નજરે પડી. હવે આ કેદીઓને છોડવાનો સમય આવ્યો. તે ઓરડાની બારીઓ ઉઘાડી મૂકી એટલે તરત જ તેઓ લવારો કરતી, ગીત ગાતી, અને દોડની સર્વ દિશાએ દોડી ગઈ. પછી વખારમાંથી લાવરીનાં પાંજરાં શહેરની બહાર એક રમણીય સ્થળે આણ્યાં. બારણાં ઉઘાડ્યાં અને આ કલ્યાણકર્તા પોતાના મિત્રપક્ષીને નાસી જતાં જોવા એક બાજુએ ઊભો રહ્યો.

* સુરાજઉદ્દૌલાએ અંગ્રેજ લોકોને જે સાંકડી ઓરડીમાં કેદ કર્યાં હતા તે.

તેમને જોવાથી વિસ્મય પેદા થતો. કેટલીક એકદમ બહાર નીકળી, ઉંચે ઊડી અને ગીત ગાવા લાગી, અને તેમણે "અચિન્તિત ગાયનકળાના પુષ્કળ ઉંચા સ્વરમાં પોતાનું હૃદય ખોલ્યું." કેટલીક જમીનની સપાટી ઉપર પાંખ ફફડાવી, અને પાસેના જંગલોમાં ગૂમ થઇ. આ નાના કલ્યાણકૃત્યમાં આપણા ઉત્તર તરફના મિત્રના હૃદયમાં કેટલો બધો આનંદ થયો તેની કોઇ પણ કલ્પના કરી શકે, પણ તે ભાગ્યે જ વર્ણવી શકે. લાવરીઓ પાસેના જંગલોમાં વસી અને ત્યાં તેમણે માળા બાંધ્યા. તેમણે ત્યાં પોતાનાં બચ્ચાં પાળ્યાં, અને તે સમયથી શહેરની આસપાસ અમુક તરેહની લાવરીનું મધુર ગાયન થયાં કરે છે.

"તું પૃથ્વી પરથી ઊંચે ઊંચે અગ્નિના વાદળાની માફક ઊડે છે. તું ભુરા આકાશમાં ઊડે છે, અને હમેશ ગાતી ગાતી ઊડે છે અને ઊડતી ઊડતી ગાય છે."

મહાન **લિઓનાર્ડો ડિ વિન્સ**,—પક્ષી અને પ્રાણીઓ પ્રત્યે દયાભાવ માટે પ્રખ્યાત હતો, અને સ્થપતિ તરીકે, લશ્કરી ઇજનેર તરીકે, તત્ત્વજ્ઞાની તરીકે, અને કળા જાણનાર તરીકે પ્રસિદ્ધ હતો, તેને પક્ષીઓ છૂટાં મૂકવા માટે ખરીદ કરવાની ટેવ પડી હતી. એક ચિત્ર પાડયું છે તેમાં આ ઉદાર કળા જાણનારને દયાનું કામ કરતો, છોડી મૂકેલાં પક્ષીઓને તેમનાં સંરક્ષકની આસપાસ પાંખ ફફડાવતાં, અને તેના પગ આગળ ખાલી પાંજરૂં, એ પ્રમાણે ચિત્ર્યું છે. એ ચિત્ર **પેરિસમાં લુવરનાં** ચિત્રાલયમાં માલમ પડે છે.

પ્રાચીન સાધુઓને પ્રાણીઓ પ્રત્યે ઘણો પ્રેમભાવ હતો. તેઓ તેમના એકાકી મિત્ર હતા. પક્ષીઓ તેમની આસપાસ પાંખ ફફડાવતા, અને વન્ય પશુઓ પણ તેમના આશ્રય નીચે રહેતા. તેઓને કંઇ પણ ઇજા નહિ થાય એમ ધારતા તેઓ દેખાતા હતા. બંધુક લઇ કોઇ માણસ પક્ષીઓના વાસમાં આવે છે, ત્યારે તેઓ પણ ભય જાણે છે અને અનુભવે છે. કાગડાઓ હળ ખેડનારની ચાસ આગળથી ખાડામાંથી દાણા વીણી લઇ ઊડે છે, અને તરતજ ગૂમ થાય છે, પણ તેઓ દાણા ખાઇને આવતા વર્ષની પેદાશમાં વૃદ્ધિ કરે છે.

**સર ફ્રાન્સિસના** મનમાં એવો વિચાર હતો કે સર્વે પ્રાણીઓ મારા ભાઈ બેન છે અને તે પોતાનો વિચાર માત્ર કલ્પનારૂપમાં જ રહેવા દેતો નહિ. પણ તેને ખરેખરી સત્ય વસ્તુના રૂપમાં મૂકતો. તે પક્ષીને પણ ઉપદેશ કરતો. સર્વે પ્રાણીઓની સાથે જાણે તેમનામાં બુદ્ધિ હોય તેમ તે બોલતો, અને તેમનાં ભિન્ન ભિન્ન લક્ષણોમાં ઇશ્વરી સંપૂર્ણતાનું કંઇક ચિહ્ન કબૂલ કરવામાં

તે પ્રીતિ માનતો. એક બીજા પ્રાચીન જ્ઞાનીએ કહ્યું છે કે "તમારૂં હૃદય સાચું હશે તો દરેક પ્રાણી, જીવનનું દર્પણ અને પવિત્ર સિદ્ધાન્તનો ગ્રન્થ છે."

**ફોર્થના** અખાતમાં **બાસ** ખડક આગળ જુદી જ તરેહની લાગણી જોવામાં આવે છે. જળકૂકડીએ તેને પારધીનું પ્રિય વાસસ્થાન બનાવ્યું છે. એ ખડકની આસપાસ હોડી અને આગબોટો ફરે છે, અને ઘણા કલાક સુધી નિરતર અને નાશકારક ગોળીના બાર થયાં કરે છે. જુવાન અને ઘરડાં પક્ષી સંખ્યાબંધ પડી જાય છે અને ઘાયલ થાય છે કે મરી જાય છે, તોપણ તેમને એમનાએમ દુર્ભાગ્ય ભોગવવા નાંખી મૂકે છે. ઘાયલ થયલાં, ભાંગેલા પગ કે લોહી ચૂતી પાંખવાળાં, અપંગ, નિરાધાર પક્ષીઓ સમુદ્રની આસપાસ આમતેમ ફર્યાં કરે છે, અને અતિશય, અવર્ણનીય વેદનાથી પીડાતાં મરણ પામે છે. તોપણ મનુષ્યત્વરહિત પુરુષો આને રમત કહે છે.

પક્ષીઓ કેટલાંક મનુષ્ય કરતાં વધારે દયાળુ હોય છે. સંકટમાં આવે છે, ત્યારે તેઓ એક બીજાને મદદ કરે છે. **મૅન્ડ્ એડ્વર્ડે** દીર્ઘપક્ષ જળકુકડાને ગોળી મારી, ત્યારે બે નહિ ઘાયલ થયલા જળકુકડાને પોતાના ભાઇબંધને લેતા, પોતાની પાંખઉપર ઊંચે લઇ જતા, અને દરીએ લઇ જતા જોઇને તેને આશ્ચર્ય લાગ્યું. **એડ્વર્ડે** ઘણા જળકુકડાને ગોળાથી ઠાર કર્યા હોત, પણ "તેણે તેમને ખુશીથી દયાનું કામ કરવા દીધું અને જે પ્રીતિનું અનુકરણ કરવા માણસને પણ શરમાવાની જરૂર નથી તે પ્રીતિ દર્શાવવા દીધી."

જંગલમાં ફરી વળી શિકારીઓની સગવડ માટે શિકારને એક ઠેકાણે એકઠો કરવાની રીત ઘણે ભાગે **જર્મનિમાંથી** આ દેશમાં દાખલ થઈ છે. તીતર, તુર્કી, મરઘાં, સસલાં, અને એવાં બીજાં પ્રાણીનાં ટોળાંને રક્ષકો આસપાસના ઘણા માઇલોથી હાંકી કાઢે છે. કોઇ ઢાંકેલી જગ્યાએ લાવે છે અને ત્યાં સેંકડોને એકી વખતે ગોળાથી મારી નાંખે છે. આને પણ 'રમત' કહે છે. **યૉર્કના** મુખ્ય **ધર્માધ્યક્ષે** કહ્યું છે કે "નિશ્ચત મોતને માટે એક જંગલમાં હાંકી એકઠાં કીધેલાં ૨,૦૦૦ શિકારી પ્રાણીને બે દિવસમાં **અંગ્રેજ** લોકો અને તેમના મિત્રોએ મારી નાંખ્યા, એમ તેઓ પોતે. એક વખત સંતોષપૂર્વક સર્વત્ર પ્રસિદ્ધ કરતા, એવો ઇતિહાસ જે સમયમાં નવાઇ જેવો થઇ પડશે તે સમય દૂર નથી એમ આશા રાખવાની હું હિંમત ધરૂં છું. વળી આ બંધનમાં રાખેલાં પક્ષીને, બચવાનો સંભવ ન હોય એવી સ્થિતિમાં છૂટાં મૂકવાં, વારંવાર ઘાયલ કરવાં, અને પાંખો ફફડાવતાં અને કષ્ટ પામતાં ઊંચકી લેવાં એ બળવાન્ પુરુષોને એક રમત થાય છે; અને સ્ત્રીઓ

આવી રમતમાં ઉત્સવ માને છે ત્યારે એમ જણાય છે કે તેમનામાં પ્રેમ કે દયા નથી. આ તેમના મનોભાવનો આભાસ આપે છે, અને ખરેખર એ વિષે મનન કરવાથી મનને દુઃખ ઉત્પન્ન થાય છે."

શું ઈંગ્લંડનું આજ શૌર્ય રહ્યું છે? નિર્દયતા અને ક્રૂરતા માટે આવી રીતે ઉત્કંઠા રાખવી એ શું મનુષ્યત્વ વિષે ઊંચામાં ઊંચો વિચાર છે! સર **ચાર્લ્સ નેપીઅર** મુંગાં પ્રાણીઓને ઇજા થતી ખમી શકતો ન હતો તેથી તેણે શિકાર કરવો છોડી દીધો, તોપણ તે **મીઆની**નું યુદ્ધ જીત્યો. તે બહાદુર હતો, પણ ક્રૂર નહોતો. નિરપકારી પ્રાણીઓના નિશ્વાસ અને મરતી વખતની ચીસોથી જે રમતને પુષ્ટિ મળે છે તે રમત તે જોઈ શકતો નહોતો. સેનાપતિ **આઉટ્રામ**–જે **હિંદુસ્તાનમાં બેયર્ડ** જેવો હતો. પોતાની સ્ત્રી સાથે ઇજીપ્તમાં તનદુરસ્તી સુધારવા ગયો હતો, ત્યારે તેના એક મિત્રને ખબર હતી કે ભોજન માટે તેમની પાસે કંઇ માંસ નથી તેથી તેણે એક પક્ષીને ગોળીથી માર્યું. **આઉટ્રામ** શિકારી હતો તોપણ તેણે ખેદથી કહ્યું, "કદી પણ પક્ષીને ગોળીથી મારવું નહિ એમ મેં પ્રતિજ્ઞા કરી છે." તે પક્ષીને રાંધ્યું ત્યારે તેણે તે ખાધું નહિ અને તેના મિત્રે એક ગામડીઅણને તે આપ્યું, અને તે વર્ણવે છે કે "અમે જેમ ભોજન થઈ શકે તેમ ખાધું."

જૂની નાના આકારની છબીઓમાં **સીનાના એલ્મર્ડસને** એક સસલાને લાડ લડાવતો ચીતરેલો છે; કેમકે સસલાની પાછળ શિકારીઓ લાગતા ત્યારે તે હમેશ તેમનું રક્ષણ કરતો. નીસાસો નાંખતાં હરણને જોઇ વિલાપ કરતા અને ટીકા કરતા શોકયુક્ત **જૅકવીસ**ની માફક આ દેખાવ પર નીતિ-યુક્ત ભાષણ કરતો તેને દર્શાવેલો છે. **સેંટ ક્રિસ્ટોમ** કહે છે કે "કોઇ માણસ પશુ પકડવાને કુતરા પાળે છે, અને પોતેજ પશુની અધમ સ્થિતિમાં આવે છે. કોઇક માલ દૂર દેશ મોકલવા બળદ અને ગધેડાં પાળે છે, પણ ક્ષુધાથી ક્ષીણ થતા મનુષ્યોનો અનાદર કરે છે. વળી આરસપહાણના મનુષ્યનાં પૂતળાં બનાવવામાં પુષ્કળ સુવર્ણ વાપરે છે, પણ જે ખરાં મનુષ્યો ખરાબ સ્થિતિને લીધે પથ્થર જેવા થાય છે તેની દરકાર કરતા નથી."

એક ફ્રેન્ચ કલ્પિત વાર્તા લખનાર કોઈક સ્થળે અંગ્રેજ લોકો વિષે લખે છે કે "ચાલો આપણે બહાર જઇએ અને કોઈ પણ પ્રાણીનો નાશ કરીએ." અંગ્રેજ લોકોનાં આચરણ વિષે તેનો આવો વિચાર છે, પણ તે પોતાના દેશીઓની વાત ભૂલી જાય છે. ઘણાં પક્ષીઓ આ પાછલા શિયાળામાં

ટાઢ અને ભૂખથી નાશ પામ્યા છે અને તેથી વધારે ગોળીથી મારી નાંખવાથી અને જર્મન લોકોની અગાઉ વર્ણવેલી શિકારને અમુક સ્થળે એકઠો કરી મારવાની રીત પ્રમાણે નાશ પામ્યાં છે, તોપણ હજી આપણે આપણાં પક્ષીઓનું રક્ષણ કીધું છે. હજી આપણા પક્ષી દેશની શોભા છે, ઇશ્વરની અતિશય સ્તુતિનું કારણ છે. પણ ફ્રાન્સમાં તો ખેતરોમાં પક્ષીઓના અવાજ સંભળાતા નથી. આકાશમાંથી કંઈ પક્ષીનું ગીત કાને પડતું નથી. લાવરીને જાળમાં પકડે છે ને ખાય છે. સુંદર પીછાંવાળા પક્ષીઓને મારી નાંખે છે; અને તેમની પાંખ સ્ત્રીઓની ટોપીમાં દાખલ કરે છે. આખા દેશમાં ચકલીઓ, 'ફિંચ' નામના મધુર કંઠવાળાં પક્ષીઓ, રાતી છાતીવાળી ચકલીઓ, અને બુલબુલો દેખાતાં બંધ થયાં છે. તે સઘળાંને મારી નાંખી ખાઇ જાય છે.*

પણ હવે ફ્રેંચ લોકોને દુષ્ટ કર્મ માટે જે શિક્ષા થઈ છે તે વર્ણવીએ છીએ. વૃક્ષોનાં પાંદડાં ખવાઈ ગયાં છે અને તે પર્ણરહિત થયાં છે. દ્રાક્ષના વેલા એક જાતના છવડાં ખાઈ ગયાં છે. છોડવાનાં પાંદડાં કીડાઓ ખાઇ ગયાં છે. ઝાડ પરથી તેમનાં ઝુમખે ઝુમખાં લટકતાં દેખાય છે. ભિન્ન ભિન્ન પ્રકારનાં છવડાંનો પક્ષીઓ નાશ કરતાં તે પક્ષીઓને મારી નાંખ્યાં છે, તેથી ફ્રાન્સમાં સર્વત્ર ઝાડનો નાશ થાય છે. પાક મૂળ આગળથી ખવાઈ ગયો છે અને કેટલાક છલ્લામાં દ્રાક્ષના વેલાને ફળ આવ્યા નથી. આ પ્રમાણે

*પક્ષીની બાબતમાં ફ્રાન્સ એક અપ્રસિદ્ધ અને શાંત દેશ છે. ત્યાં દૃષ્ટિ ફેરવીએ છીએ, પણ કંઈ નજરે પડતું નથી, અને કાન ધરીએ છીએ પણ કંઇ સંભળાતું નથી; કેમકે ત્યાં પેદાશ થતી નથી, તેને માટે કુદરત શોક કરતી બેસે છે. પ્રજાસત્તાક રાજ્યતંત્ર અને સ્વામિત્વનો હક્ક ધરાવનારા ખેડુતોની પદ્ધતિની ગમે તેટલી સ્તુતિ થાય, તોપણ તેઓ કંઈ સૃષ્ટિસૌન્દર્ય સાથે ભાગીદારનો દાવો કરતાં નથી; એ દાવો તો તેના જૂના મિત્ર, જમીનના ધારાની અમુક પ્રકારની પદ્ધતિ (ફ્યૂડલ સિસ્ટમ) અને શિષ્ટજનસત્તાક રાજ્યપદ્ધતિની સાથે સંબંધ ધરાવે છે. આપણી રાજધાનીથી થોડા માઇલને છેટે ગમે ત્યાં સુંદર પીંછાવાળાં અને આનંદ ઉપજાવે એવાં ગીત ગાનારાં જેટલાં પક્ષી માલમ પડે છે તેટલાં બધાં પક્ષી ફ્રાન્સમાં કોઇ પણ સ્થળે છે એમ ખબર પડે તો બંદુક અને મોટી કાથળી લઈને વિચિત્ર તરેહના પહેરવેશ પહેરીને પાછળ મુશ્કેલાઈથી વર્ણવાય એવા કુતરાઓ સાથે લોકો બહાર નીકળે; અને ભોગ થનાર પક્ષી સહેલાઈથી પકડાઈ જાય એટલું પાસે આવવાના સંભવ માટે ઘણા દિવસ સુધી વાટ જોતા તૈયાર રહે.

શાપની પેઠે નિર્દયતા પણ આશ્રય લેવા પોતાને ઘેર પાછી આવે છે.*
**ઑર્મડને** એવી ગણત્રી કરી છે કે જેટલાં જીવડાં એક અઠવાડીઆમાં અર્ધા એકરનો તાજો દાણો ખાઈ જાય તેટલાં બધાં જીવડાંનો એક દિવસમાં માત્ર એક ચકલાંની જોડ નાશ કરે છે.

**ફ્રાન્સમાં** જાહેર કેળવણીના પ્રવર્તકની પુષ્ટિકારક સહાયતાથી પક્ષી અને પ્રાણીઓના રક્ષણને માટે કંઇક ઉપાયો યોજવામાં આવ્યા છે તે જોઇને અમે ખુશ થયા છિયે, છોકરાઓને મુંગાં પ્રાણીઓ પ્રત્યે તેમજ જે દરેક વસ્તુ મનુષ્યજાતિની સંભાળને આધારે છે તે પ્રત્યે દયા અને સ્નેહ રાખતાં શિખવે છે; કારણ કે હમેશ બાળક જ ક્રૂરતાનું અનુકરણ કરે છે. આ **ફ્રાન્સમાં** નવા પ્રકારનું ઔદાર્ય દાખલ થયું છે અને તે બેશક ઘણું ઉપયોગી થઇ પડશે. પ્રાણીઓની સંભાળ અને રક્ષણ માટે ૫૦૦ તરુણ મંડળીઓ ઊભી થઇ ચૂકી છે. **અમેરિકામાં** પણ એવી જ હીલચાલ થઇ છે, અને **ફિલાડેલ્ફિયામાં** પ્રાણીઓના રક્ષણ માટે ઊભી કરેલી મંડળીની તરુણ પુરુષોની શાખામાં ૨,૦૦૦ છોકરાં દાખલ થઈ ચૂક્યાં છે. મુંગાં પ્રાણીઓ પ્રત્યે દયા રાખવાનો ઉપદેશ સર્વત્ર થાય છે, અને પૂજ્યભાવ અને દયાભાવ રાખવાનો બે પ્રકારનો ધર્મ બજાવવો એવો દૃઢ આદેશ કરવામાં આવે છે.

છોકરાંના મનમાં નકામું જ્ઞાન દાબી દાબીને ભરવામાં કેટલો બધો વખત જાય છે અને ઉપયોગી દયાભાવ શિખવવા પાછળ કેટલો થોડો વખત ગાળવામાં આવે છે? ગ્રન્થોમાંથી તેમને ભાષાજ્ઞાન શિખવવામાં આવે છે, તે તેઓને વધારે સારા કે વધારે દયાળુ કરવામાં કંઇ મદદ કરતું નથી. તેમને નરમાશ, દયાભાવ, કે સભ્યતા શિખવાતાં નથી. તેમના મગજને કેળવણી આપે છે, પણ તેમના હૃદયને કેળવણી અપાતી નથી. પણ આંતરપ્રકૃતિની વધારે ઉચ્ચ વૃત્તિઓ બહાર આણી શકે એવા શિક્ષકો મેળવવા કદાચ મુશ્કેલ માલમ પડે. અંગબળ પાસે જ હોય છે અને વધારે સામાન્ય રીતે તેનોજ આશ્રય લેવાય છે, એ સીધી અને જણાઇ આવે એવી વાત છે. એનો અનુભવ મળી શકે છે. એનાં તાત્કાલિક પરિણામ કોઇક વખતે દેખીતાં જ હોય છે, પણ એનાં છેવટનાં પરિણામ હૃદયમાં છૂપાં હોય છે.

*એટલે જેમ આપણે બીજાને શાપ દઈએ તેનું ફળ આપણને મળે છે, તેમ આપણે બીજા તરફ નિર્દયતા દર્શાવીએ તો તેનું ફળ આપણે જ ભોગવીએ છિયે.

એ અપ્રસિદ્ધ અને દૂરનાં હોય છે તેથી સાધારણ રીતે એની યોગ્યતા કરતાં ઓછી કિંમત થાય છે.

**કોલોનના યૂક્રેડિયસ** એક નિશાળ પાસેથી જતો હતો ત્યાંથી મોટી બૂમ નીકળતી સાંભળી, ત્યારે તેણે નિશાળનું દ્વાર ઉઘાડ્યું, તેમાં પેઠો, સિંહની પેઠે ધસ્યો, શિક્ષક અને તેના મદદગારની સામા પોતાનો દંડ ઉભો કર્યો અને તેમના હાથમાંથી તે છોકરાને છોડાવ્યો. તેણે કહ્યું, "જુલમગાર! શું કરે છે? તને શિખવવાને અહિં બેસાડ્યો છે, શિષ્યોને મારી નાંખવાને નહિ."

છોકરાં પ્રત્યે કેટલાંક માબાપ તેમજ શિક્ષક જે ક્રૂરતા આચરે છે તે અવર્ણનીય છે. છોકરાંમાં માબાપ અને શિક્ષકોના જેવી જ માનસિક પ્રકૃતિ છે, તેમના જેવો જ સ્વભાવ છે, અને તેમના જેટલી જ શિખવાની શક્તિ છે, એમ ધારવામાં આવે છે. તોપણ જે છોકરો બીજાના જેટલી ઉતાવળથી પોતાના પાઠ શિખી શકતો નથી તેને સખત શિક્ષા કરવામાં આવે છે; અથવા તો બીજી કોઇ રીતે અધમ પદવી પર આણે છે. આ પ્રમાણે જે અતિશય વેદના છોકરાંને ખમવી પડે છે તે પુખ્ત ઉમરનાં માણસો ભૂલી જાય છે. છોકરાંની જ્ઞાનમર્યાદા એવી ટુંકી હોય છે કે તેને પોતાના દુઃખ માટે કંઇ ઉપાય જડતો નથી અને તેનો શોક તેની આખી નાની જીંદગીમાં લીન થાય છે.

"પિતાઓ! તમારાં છોકરાંને ગુસ્સે થતાં શિખવો મા, નહિ તો તેઓ નાઉમેદ થશે." જો બાળક દુઃખી થાય તો તેનું પરિણામ એ થાય છે કે તે પણ શરમાળ બને છે અને તેને અંદરથી જીંદગી માટે કંટાળો આવે છે. બાળકને ધ્રુજ થયાની લાગણી થાય છે, અને હૃદયમાં શત્રુવટનું જ્ઞાન દૃઢ રોપાય છે. પિતાએ કીર્તિ મેળવે એવો પુત્ર મોતથી ખોયો અને આખી જીંદગીમાં પિતા તરીકે પોતે તેના પર સખ્તાઇ કરી હતી તેના વિચાર હમેશ આવ્યા કરતા, તે પિતા વિષે આપણે મનન કરીએ છિયે ત્યારે દયા આવ્યા વિના રહેતી નથી. તેણે એક મિત્રને કહ્યું, "મારો પુત્ર હું ઘાતકી છું એમ હમેશ ધારતો, અને એમ વિચારવાને તેને ઘણું કારણ હતું, પણ હું તેને મારા અંતઃકરણથી કેટલો બધો ચહાતો તે તેને ખબર નહોતી, અને હવે તો કાળ વીતી ગયો છે!"

માબાપોને છોકરાંને મારતાં સાંભળીએ છિયે, ત્યારે આપણે વારંવાર ધારીએ છિયે કે ખરૂં જોઇએ તો એ શિક્ષા તેઓ પોતાના પર જ કરતાં હોવાં જોઇએ. પોતાના જ મનોગુણના વારસને સૃષ્ટિમાં ઉત્પન્ન કરવાનું તેઓ

પોતે જ સાધનરૂપ હતાં. બાળક કંઇ પોતાનો સ્વભાવ બનાવી શકતું નથી: તેમજ સ્વભાવ દોરવાને, તે બાળક હોય છે ત્યારે, તેની પાસે કંઇ સત્તા નથી. માબાપે છોકરાંને ચીડીયો સ્વભાવ વારસામાં આપ્યો હોય તો તેમની ફરજ છે કે તેમણે આત્મદમન, ક્ષમા, અને ધૈર્ય વાપરવાં, કે તેથી દરરોજના જીવનની અસરથી, કાળક્રમે જન્મકાળની અપૂર્ણતા સુધરે અને રૂપાન્તર પામે.

પણ "છોકરાંની સંકલ્પવૃત્તિને તોડી જ નાંખવી જોઇએ," આ વિચાર કરતાં કોઈ વધારે ભૂલભરેલો તર્ક નથી. સંકલ્પવૃત્તિ ચારિત્ર્યનો આધાર છે. સંકલ્પવૃત્તિ દૃઢ ન હોય તો વિચારમાં દૃઢતા આવી શકે નહિ. જરૂરની વાત તો એ છે કે છોકરાંની સંકલ્પવૃત્તિ તોડવી નહિ, પણ તેને યોગ્ય માર્ગે વળતાં શિખવવું, અને આ બલાત્કાર કે ભયદાબ કરવાનું નથી. આ વચનના પ્રમાણમાં હજારો દૃષ્ટાન્ત આપી શકાય.

**મિલ્ટને** લખ્યું છે કે "જે કેળવણી સર્વ જાહેર તેમજ ખાનગી પદવીનાં, લડાઈનાં તેમજ સલાહનાં, સર્વ કર્તવ્ય, ન્યાયથી, ચતુરાઇથી, અને ઉદારવૃત્તિથી કરવાને મનુષ્યને લાયક કરે તેને જ હું સંપૂર્ણ અને ઉદાર કેળવણી કહું છું." પણ ગમે તેટલી સોટી, ચાબખા, કે નેતર મારવાથી પણ એ મતલબ હાંસલ થઈ શકે નહિ. કેળવણી આપવી એ વજન અને માનમરતબાનું કામ છે. જોરજુલમથી વિશિષ્ટત્વ કાઢી નાંખવાથી કે સ્વાભિમાન નાશ કરવાથી તેની વૃદ્ધિ થઈ શકતી નથી. રૂગ્બિના મર્હૂમ **ડૉકટર આર્નોલ્ડના** કરતાં કોઈ પણ માણસને શિષ્યો માટે વધારે કાળજી હોઇ શકે નહિ. શિક્ષક તરીકે પોતાનો જુમ્મો તે ઉત્તમ રીતે સમજતો હતો. તરણ પુરુષોની ઉત્તમમાં ઉત્તમ કેળવણી બે રીતે થઇ શકે; નીતિધોરણથી અને બલાત્કારથી. વધારે ઊંચું જે નીતિધોરણ તેની મદદ તેણે માગી. તેણે શિષ્યોમાં કેળવણી અને જીંદગીના ઉદાર વિચારો પ્રેર્યા. તેણે તેમના આત્મમાન જ્ઞાનની સહાયતા માગી. તેણે તેમનું કહ્યું માન્યું, અને તેમના પર વિશ્વાસ રાખ્યો. તેથી શિષ્યોમાં એવી સાધારણ લાગણી ઉત્પન્ન થઇ કે "આર્નોલ્ડની આગળ અસત્ય ભાષણ કરવું એ શરમભરેલું છે: કેમકે તે હમેશાં કોઇ પણ માણસના કહ્યા પર ભરોસો રાખે છે." દુષ્ટ મનોભાવ કે અવ્યવસ્થાનાં કોઇ પણ કૃત્યો તેને કાને પડતાં, ત્યારે તે શિષ્યોને એકઠા કરી તેમની આગળ ઊભો રહી તેમને પૂછતો, "શું આ ખ્રિસ્તિશાળા કહેવાય? બધું દાબ અને બલાત્કારથી કરવાનું હોય તો હું અહિં રહી શકીશ નહિ: મારે અહિં દારોગા જેવા થવાનું હોય તો હું તરત જ મારી પદવીનું રાજીનામું આપીશ." વળી બીજે

પ્રસંગે કેટલાક છોકરાને કાઢી મૂક્યા, ત્યારે તેણે કહ્યું, " આ શાળામાં ૩૦૦ છોકરા, કે ૧૦૦ છોકરા કે ૫૦ છોકરા હોવા જોઇએ એ જરૂરનું નથી, પણ જરૂરનું એટલું જ છે કે એ શાળામાં **ખ્રિસ્તિ** ગૃહસ્થો હોવા જોઇએ." બેશક ડૉકટર **આર્નોલ્ડ** એક ઉદારમાં ઉદાર શિક્ષક હતો.

માબાપ કે શિક્ષક છોકરાંની સંકલ્પવૃત્તિ દાબમાં રાખવા માટે તેને દુઃખ દેવા ઉપર મુખ્ય આધાર રાખે છે, ત્યારે છોકરાં કર્તવ્ય અને આજ્ઞાધીનતાના વિચારને બીક અને ભય સાથે, માલમ પડ્યા વગર, સંબદ્ધ કરે છે. તમે આ પ્રમાણે બીજાઓની સંકલ્પવૃત્તિ પર નિયમ રાખવાના વિચારને દુઃખ સાથે સંબદ્ધ કરો છો, ત્યારે તમે દુષ્ટ ચારિત્ર્યનો પાયો રચવામાં, દુષ્ટ પુત્ર, દુષ્ટ પતિ, દુષ્ટ પિતા, દુષ્ટ પડોશી, અને દુષ્ટ નાગરિક બનવાનો પાયો રચવામાં, તમારાથી જેટલું બની શકે તેટલું કરો છો. જ્યારે માબાપ પોતાનાં છોકરાંના મનમાં પોતાના દોષ ઠસાવે છે, ત્યારે આ બાબતનો તેઓ કદાચ વિચાર કરતા નહિ હોય; પણ એમ છતાં પણ એ વાત ખરી છે. બલાત્કારથી બીજાઓની સંકલ્પવૃત્તિ પર દાબ રાખવાથી ધીમે ધીમે ક્રોધ, અન્યાય, નિર્દયતા, સખ્તાઈ અને જોરજુલમની સર્વ ભિન્ન ભિન્ન સ્થિતિઓ ઉત્પન્ન થાય છે.

વળી એક વધારે દૂરના પરિણામની વાત વર્ણવવાની છે. શિષ્ય પ્રત્યે શિક્ષકોના જુલમથી શિષ્યોના મનમાં બીજા પ્રત્યે જુલમ કરવાનો વિચાર ઠસે છે. શિક્ષાથી જે પુરુષો તેમની સત્તામાં આવે તે પ્રત્યે ક્રૂરતા બતાવતાં તેઓ શિખે છે. જેમ તેમની દુઃખતી લાગણીની શિક્ષકો દરકાર રાખતા નથી, તેમ બીજાનાં દુઃખને માટે તેઓ બેદરકાર રહે છે. પરિણામે તેઓ પોતાની વય કરતાં નાની વયના નિશાળના સોબતીને અને મુંગાં સચેતન પ્રાણીઓને દુઃખ દેવામાં ખુશી માનતા થાય છે.

અમારા ધારવા પ્રમાણે પ્રાણીઓ પ્રત્યે જે અતિશય ક્રૂરતા આચરવામાં આવે છે તેનું મૂળ કુટુંબમાં કે શાળામાં જે શારીરિક શિક્ષા છોકરાને મળી હોય છે તે છે. સંખ્યાબંધ છોકરાઓ મેદાનમાં સાધારણ ગધેડાને મારે છે તેમાં, અથવા તો બિલાડીને ડુબાવે છે તેમાં, અથવા તો કુતરાની પૂછડીને તાંસલું બાંધે છે તેમાં, અથવા તો એક જાતનાં કાળાં જીવડાંને ચકર ચકર ફેરવવામાં, અથવા તો બીજી કેટલીક છોકરાઓની રમતોમાં, એ વાત તમને પ્રત્યક્ષ માલમ પડશે. દરેક સચેતન પદાર્થ માટે દયાયુક્ત આદરભાવ ધરાવતાં અને સર્વ પ્રકારનું વગર કારણનું દુઃખ દેવાથી દૂર રહેતાં માબાપ અને શિક્ષકોએ છોકરાને સંભાળથી શિખવવું જોઇએ. તેમના પર બધું નકામું

હોત તો તેણે આ પ્રમાણે કર્યું હોતઃ—મારી ઉત્તમ સ્નેહી જે મને ખવડાવતી અને દરેક તરેહનો પ્રેમ દર્શાવતી તેને હું કરડયો, હું કેવો નિર્દય! કુતરો પોતાની કૃતઘ્નતાથી સંપૂર્ણ શરમાઇ ગયો. તે પોતાના ખડામાંથી ત્રણ દિવસ સુધી ખોરાકને માટે પણ બહાર નીકળ્યો નહિ. આખરે તે ડોશીએ કુતરા જોડે સલાહ કરી, અને તેને પ્રીતિ અને ઉપકારનાં બેશુમાર ચિન્હ દર્શાવ્યાં.

વળી કુતરા કેવા પ્રેમાળ હોય છે! દરેક જણને નિમકહલાલ કુતરા **બૉબિની** વાતની ખબર છે. **એડિનબરોમાં ગ્રેફ્રાયરના** કબરસ્તાનમાં તેના શેઠના શબની સાથે જેઓ ગયા તેમની સાથે તે કુતરો ગયો. તેને દાટવાની જગ્યાનું નિશાન રાખવાને એક પથર નહોતો, પણ ચાર વર્ષ સુધી **બૉબિએ** તે નાની ટેકરી પર ચોકી કીધી. જે જગ્યાએ તેના શેઠને દાટયો હતો તે જગ્યા તે કદી ભૂલી ગયો નહિ. ઉનાળામાં કે શિયાળામાં, વરસાદમાં કે બરફમાં, **બૉબિ** ત્યાંજ હતો. ચાબખા મારી તેને કબરમાંથી હાંકી કાઢતા, તોપણ તે ત્યાંજ પાછો જતો. તે પોતાના પેટ કરતાં પોતાના શેઠને વધારે ચાહતો. તેણે હાડકાં ને ચામડાં કાઢયાં, અને એક ઘણાજ કંગાલ દેખાવનો અને ભૂખથી પીડાતો કુતરો થયો.

આખરે મહેસુલ વસુલ કરનાર અમલદારો એ કુતરા પર કર મૂકવા ઇચ્છતા હતા, તેઓએ એ બધી વાત પ્રસિદ્ધિમાં આણી. પણ તેના સ્વામિત્વનો હક્ક ધરાવનાર એક પણ માલમ પડયો નહિ. તેનો શેઠ તો જમીનની તળે હતો. કેટલાક તેને ખોરાક આપ્યો, કેટલાક તે પોતાનો છે એમ હક્ક કરવાનું ઇચ્છયું, પણ તે તો કબર છોડેજ નહિ. તેનો પ્યાર તો બીલકુલ સ્વાર્થરહિત હતો. ચાર વર્ષ સુધી ચોકી કર્યા પછી અને રાહ જોયા પછી તે પ્રેમાળ કુતરો મરણ પામ્યો; અને પછી **ગ્રે ફ્રાયર્સના** કબરસ્તાનના દરવાજા બહાર શેરીમાં આ નિમકહલાલ અને આત્માર્પણ કરનાર **બૉબિની** યાદગીરી હમેશ કાયમ રાખવા એક સ્મારક પૂતળું ઊભું કીધું. મનુષ્યજાતિને ઉપકાર અને પ્રેમનો આથી કેવો બોધ મળે છે!

**સર વૉલ્ટર સ્કૉટના** બાળપણનો એક બનાવ ટેરલ હૉલ વર્ણવે છે. તેથી એની પછીની જીંદગી પર બળવાન્ અસર થઈ. એક દિવસ એક કુતરો તેની તરફ આવતો હતો તેથી તેણે એક પથરો લઈ ફેંક્યો. આથી તેણે તે કુતરાનો પગ ભાંગ્યો. કુતરામાં જે કંઈ શક્તિ રહી હતી તે વડે તે તેની પાસે ધીમો ધીમો ચાલતો ગયો અને તેના પગ ચાટયા, તે વર્ણવે છે

કે આ બનાવથી મને ઘણોજ ભારે પસ્તાવો થયો. તે એ વાત કદી ભૂલી શક્યો નહિ, કેમ કે તેનું હૃદય સંપૂર્ણ દયાળુ હતું. તે હમેશ પોતાની પાસે પોતાનાં માનીતાં પ્રાણીઓને રાખતો. દરેક સર્જેલા પ્રાણી પ્રત્યે તે અતિશય દયા દર્શાવતો. તેણે પોતાની કલ્પિત વાર્તાઓ પોતાની આસપાસ **મેડા**, **નિમ્રોડ** અને **બ્રેન** નામના કુતરાઓ રાખી લખી હતી. **મેડા** તેનો માનીતો હતો. તે તેના જીવતાં મરી ગયો. તેણે બારણા આગળ તેનું કોતરેલું સ્મારક પૂતળું મૂકાવ્યું. પોતાની 'વુડસ્ટૉક' નામની કલ્પિતવાર્તામાં વૃદ્ધ **મેડાનું** સંભારણું કાયમ રાખવા તેણે **બેવિસના** નામથી તેનું શ્રમસિદ્ધ અને પ્રેમાળ ચિત્ર આપ્યું છે.

કુતરાની નિમકહલાલી અને ભક્તિભાવનો દાખલો વિસ્મયકારક છે. **વેલ્સના પ્રસિદ્ધ ગેડગેલર્ટ, સેંટ બર્નાર્ડસ**, જેણે **આલ્પ્સના** બરફમાંથી આટલા બધાના જાન બચાવ્યા છે, **ડૉક્ટર જોન બ્રાઉને** ઘણી અદ્દભુત રીતે વર્ણવેલા પ્રસિદ્ધ કુતરા **રૅબ** અને **નિપ્પર**. **મોન્ટાર્ગિસનો** કુતરો, જેણે પોતાના શેઠ **ઑબ્રિ ડિ મોન્ટડિડીર** પર તેના કટ્ટા દુશ્મન **મેકેરે** હુમલો કીધો ત્યારે તેને બચાવવાનો ફોગટ પ્રયાસ કર્યો અને પાછળથી તેના ખૂનીની શોધ કાઢી તે, અને **ડ્યૂક ઑફ રિચ્મન્ડનો** કુતરો, જેની યાદગીરી વૅન્ડાઈકે કાયમ રાખી છે, અને જેણે ડહાપણ અને હિંમતથી શેઠનું ખૂન થતું અટકાવ્યું તે, આ બધા કુતરા શું આપણા દેશમાં થયા નથી ?

**સર વૉલ્ટર સ્કૉટ** પોતાના ચોપાનિયામાં એક કુતરાએ પોતાના શેઠને જીવતો બળી મરતો અટકાવ્યો, તેની વાત વર્ણવે છે. તે કહે છે કે "**લૉર્ડ ર. ફ.** એ અમને કહ્યું કે મને **લૉર્ડ ફૉર્બ્સ (આયર્લેંડના અર્લ ગ્રેનાર્ડનો** છોકરો) તરફથી એક કાગળ મળ્યો, તેમાં લખ્યું હતું કે હું **ફૉર્બ્સના** કિલ્લા આગળ મારા ઘરમાં સુતો હતો. એટલામાં મુંઝવણની લાગણીથી હું જાગી ઉઠ્યો. એથી એક પણ અવયવ હલાવવાની મારી શક્તિ જતી રહી, તોપણ તે ઘર સળગ્યું છે એવી ચેતના મગજમાંથી જતી રહી નહિ. આ ક્ષણે અને જ્યારે મારો ઓરડો બળતો હતો ત્યારે મારો મોટો કુતરો મારી પથારી પર કૂદ્યો, પહેરણ પકડી મને દાદર આગળ ખેંચી લઇ ગયો અને ત્યાં તાજી હવાથી અટકાવ કરવાની અને બચવાની મારી શક્તિ મારામાં પછી આવી." પાણીમાં, જ્યાં કુતરાનું જોર અને ચતુરાઈ ચાલે છે ત્યાં ઘણીખરી વખતે કૂદી પડી કુતરાએ માણસનું રક્ષણ કીધું છે તેના ઘણાખરા દાખલા કરતાં આ ઘણો જુદો છે. મનુષ્યજાતિનું જેટલું અગ્નિમાં જોર ચાલતું નથી તેટલુંજ એનું પણ જોર ચાલતું નથી.

વળી છેલ્લા **પૉમ્પીઆઈ** અને **હર્ક્યુલેનીઅમ** કુતરાઓ વર્ણવવાના રહ્યા છે. પહેલાની આકૃતિ એક લાકડાની બખોલમાં તે માલમ પડ્યો ત્યાંથી લીધેલી છે. ગુંગળાટ અને વેદનાથી તે મરણ પામ્યો. પણ ચોકીદારની પેઠે તેણે પોતાનું કર્ત્તવ્યસ્થળ કદી છોડયું નહિ. ડેલ્ટા નામના **હર્ક્યુલેનીઅમ** જાતના કુતરાએ પોતાની પાછળ પરાક્રમનો અદ્ભુત હેવાલ મૂક્યો છે. તે દટાઈ ગયલા શહેરની દટાયલી ચીજો કાઢતી વખતે ઘણું કરીને એક બાર વર્ષના ગુંગળાતા કે બળતા છોકરાને બચાવવા માટે તેણે પકડ્યો હતો એવી રીતે તેનું હાડપિંજર તે છોકરાના હાડપિંજર ઉપર પથરાયલું માલમ પડ્યું. તે છોકરો તેમજ તે નિમકહલાલ ડેલ્ટા મરી ગયા, પણ તે કુતરાની ઊંચી હિંમત દર્શાવવાને એક ગળપટો રહ્યો છે. તે એમ બતાવે છે કે તેણે ત્રણ વખત પોતાના શેઠની જીંદગી બચાવી હતી; સમુદ્રમાંથી, ચોરોથી, અને વરૂથી.

આ પ્રમાણે માલમ પડશે કે મનુષ્યની નીતિ અને વિચારની વૃત્તિઓનો આભાસ વિચિત્ર રીતે જનાવરોના મનની વૃત્તિઓ પરથી જણાઈ આવે છે; અને પ્રેમ, વિશ્વાસુપણું, ઉપકાર, કર્ત્તવ્યની સમજ, એકનિષ્ઠાથી કામ કરવાની ટેવ, મૈત્રી, અને ઊંચામાં ઊંચી આત્માર્પણની વૃત્તિ, એ સર્વ લક્ષણો તેમનામાં હોઈ શકે એમ છે. હાર્ટલિ 'મનુષ્યનું અવલોકન' એ નામના પોતાના ગ્રન્થમાં કહે છે કે આપણે જનાવરો પ્રત્યે ઇશ્વરની સ્થિતિમાં હોઇએ, ઇશ્વરના પ્રતિનિધિ હોઇએ, અને તેને નામે તેઓ તરફથી અધિરાજ તરીકે અભિવન્દન મેળવવાનો આપણને હક્ક આપ્યો હોય એમ ભાસે છે; અને વળી તે કહે છે કે એજ સ્થિતિથી આપણે તેના રક્ષક અને ભલું કરનાર થવા બંધાયલા છિયે.

ડાર્વિન કહે છે કે "શેઠ માટે કુતરાના બળવાન્ પ્રેમભાવમાં અને તેની સાથે રહેલી આજ્ઞાધીનતા, કેટલોક ભય, અને કદાચ બીજી લાગણીઓમાં મનની આ સ્થિતિનું કંઇક દૂરનું મળતાપણું આપણે જોઇએ છિયે. ગેરહાજરી પછી શેઠની પાસે કુતરો પાછો આવે ત્યારે તેની વર્તણુક અને વળી હું કહું છું કે વાંદરાની પોતાના પ્રિય રક્ષક પ્રત્યે વર્તણુક પોતાના જાતભાઈઓ તરફની વર્તણુક કરતાં અતિશય જુદી છે. જાતભાઇઓ પ્રત્યે વર્તવામાં આનંદનો ઉભરો કંઇક ઓછો ભાસે છે અને દરેક કૃત્યમાં સમાનતાનું ભાન જણાઈ આવે છે."* એ જ પ્રમાણે નિકલ્સન કહે છે કે "ઘણાં પ્રાણીઓ, ઘણાં માણસો અને કેટલાક સંપૂર્ણ મનુષ્યવર્ગ કરતાં ડાહ્યા અને ઊંચા ગુણવાળાં હોય છે.

* 'મનુષ્યનો અવતાર' પુ. ૧; પૃ૦ ૬૮.

દાખલા તરીકે નીચેની વાર્તામાં માણસના કરતાં જનાવરની વૃત્તિ ઘણી ઊંચી છે. **કમ્બરલાંડ**માં એક ખેડુતને એક કુતરો હતો. તે માણસે એવી શરત બકી કે મારો કુતરો **કમ્બરલાંડ**થી **લિવરપૂલ** સુધી, એટલે ૧૦૦ કરતાં વધારે માઇલના અંતર સુધી, મદદ કે દેખરેખ રાખ્યા સિવાય, એક ઘેટાંના ટોળાને દોરવશે. રસ્તો વાંકોચુંકો હતો, તે રસ્તામાં ગાડીની સંખ્યા અને જનાવરોનાં ટોળેટોળાં મળે. તે બાબતનો વિચાર કરતાં કુતરાને ફતેહ પામવાની આશા ન હોય એવો ભાસતો હતો, તોપણ થોડા દિવસમાં તે કુતરો સઘળા ઘેટાના ટોળા સાથે **લિવરપૂલ** પહોંચ્યો. કુતરાએ પોતાનો ધર્મ બજાવ્યો, પણ તે ભુખે મુઓ. પોતાનું કર્તવ્ય કરી રહ્યા પછી તે **લિવરપૂલ**ની શેરીમાં મરણ પામ્યો, અને એ પ્રમાણે શેઠની રતાનો ભોગ થઇ પડયો.

**ઍન્ડ્રોકલીસ** અને સિંહ વિષેની વાર્તા દરેક જણને યાદ હશે. **ઍન્ડ્રોકલીસ** એક ગુફામાં સંતાઇ ગયો હતો, એટલામાં તેને એમ માલમ પડયું કે ગુફા તરફ એક સિંહ આવે છે. ખાઇ જશે એવી તેને બીક લાગી; પણ તે સિંહ લંગડાતો હતો અને તેને ઘણું દુઃખ થતું હોય એમ ભાસ્યું. **ઍન્ડ્રોકલીસ** હિંમતથી તેની પાસે ગયો, તે સિંહનો પંજો લીધો, અને લાકડાની એક મોટી ફાંસથી માંસ સુજીને પરૂ નીકળતું હતું તે એણે કાઢી. તે સિંહે ઘણોજ આભાર માન્યો અને તેની સાથે ગેલ કીધું. પછી જ્યારે **ઍન્ડ્રોકલીસ**ને કેદ પકડયો અને વન્ય પશુને સ્વાધીન કરવા તેને **રોમ** મોકલ્યો, ત્યારે તેને ખાઇ જવા એક સિંહ છુટો મુક્યો. જે સિંહને **ઍન્ડ્રોકલીસે** વેદનાથી મુક્ત કીધો હતો તે જ એ સિંહ હતો. તે પ્રાણીએ પોતાના રક્ષકને ઉપકારસહિત યાદ કીધો, અને તેને ફાડી ખાવાને બદલે તેની પાસે ગયો અને તેની સાથે ગેલ કીધું. **એપીઅન** કહે છે કે **રોમન** ક્રીડાચક્રમાં **ઍન્ડ્રોકલીસ** અને સિંહ વચ્ચેનો બનાવ મેં મારી નજરે જોયો.

જનાવરને કંઇ હક્ક છે? ખરેખર કાયદાએ જે આપ્યા હોય તે સિવાય કાયદાના તો બીજા હક્ક નથી. પણ તેને પણ જીવવાનો અને સુખ ભોગવવાનો હક્ક છે. **જોન લૉરન્સ** કહે છે કે "ન્યાય, જેમાં દયા અને દાઝનો સમાવેશ થાય છે, તેને દેખીનો, ' લાગણી અને બુદ્ધિ સાથે સંબંધ છે અને કોઇપણ રૂપમાં ન્યાય લાગુ પાડી શકાય. " **જેરેમિ બેન્થામ** કહે છે કે " વિચાર કરવાની બાબત એ નથી કે ' તેઓનામાં વિચાર કરવાની શક્તિ છે?"કે તેઓ બોલી શકે ?' પણ ' તેઓ દુઃખ પામી શકે છે ?' એ છે. સમસ્ત વિષયનો સાર એ છે. ઘણી સુધરેલી પ્રજાની ચિદ્વૃત્તિ તેમને બોધ

કરે છે કે તમારે પ્રાણી પ્રત્યે દયાથી વર્ત્તવું, અને તેમના સુખ ઉપર તેમજ તેમની સંબંધના લોકોના સુખ ઉપર નજર રાખવી. "

**સર આર્થર હેલ્પ્સ વોલ્ટેરમાંથી** એક ફકરો ઉતારે છે, તેમાં પ્રાણીઓના હક્કના બચાવમાં બોલતો આપણને તે માલમ પડે છે.

" પશુઓ યંત્ર છે, જ્ઞાન અને બુદ્ધિરહિત છે, તેઓ સર્વ કામમાં સમાનતા દર્શાવે છે, અને કંઈ પણ શીખી શકતા નથી કે સંપૂર્ણ કરી શકતા નથી એમ કોઇ કહી શકશે કે લખાણમાં મૂકી શકશે ? એમ કેમ બને ? આ પક્ષી માળાને દિવાલ પર બાંધે છે ત્યારે એક અર્ધગોળાકાર બાંધે છે. વળી ખુણાકારમાં હોય ત્યારે તેને વર્તુલના ચતુર્થ ભાગ જેવો આકાર આપે છે. અને તે ઝાડમાં માળો બાંધે છે ત્યારે તે ગોળ કરે છે. શું આ પક્ષી પોતાના કામમાં એકજ પ્રકાર દર્શાવે છે ? આ શિકારી કુતરાને તમે જ્યારે તમારા હાથમાં લીધો તે વખતના કરતાં ત્રણ માસ કેળવ્યા પછી તે કંઈ વધારે જાણતો નથી ? શું આ ગાયક પક્ષી પ્રથમ સાંભળે છે કે તરતજ સુસ્વર કાડે છે ? શું એવો સ્વર કાડતાં શિખવતાં તમને થોડો વખત લાગતો નથી ? શું તેની ભૂલ ઘણી વાર માલમ પડતી નથી ? અને શું તે માવરાથી સુધરતું નથી ?

શું મારા બોલવા ઉપરથી મારામાં બુદ્ધિ, સ્મરણશક્તિ, કે વિચાર છે એમ તમે કહો છો ? વારૂ, ત્યારે હું ચુપ રહું છું. પણ તમે મને ઘણો ઉદાસ ઘેર આવતો, ઘણી તીવ્ર આતુરતાથી એક કાગળ શોધતો, કપડાં વગેરેની પેટીમાં તે મૂકયો છે એમ મને યાદ છે તે ઉઘાડતો, તે લેતો, અને દેખાતી ખુશીથી વાંચતો જુઓ છો, તે પરથી તમે અનુમાન કરો છો કે મે દુઃખ અને સુખ અનુભવ્યું છે, અને તમે વિચાર બાંધો છો કે મારામાં સ્મરણશક્તિ અને જ્ઞાન છે.

આ કુતરો પોતાનો શેઠ ખોવાવાથી, શેઠની બૂમ પાડતો, સર્વ શેરીમાં તેને શોધતો ફરે છે, અને મંઝુબ્ધ અને બેચેન ઘેર આવે છે, માળે ચડે છે ને નીચે ઉતરે છે, એક ઓરડામાં જાય છે, આખરે પોતાના પ્રિય શેઠને ખાનગી ઓરડામાં જુએ છે, અને કોમળ ધીમા શબ્દથી, ચાળાથી, અને ગેલથી પોતાની ખુશી દર્શાવે છે, તેને વિષે પણ એવોજ વિચાર બાંધો.

આ કુતરો માણસો કરતાં પ્રેમભાવમાં આટલો બધો ચઢીઆતો છે, તેને કેટલાક જંગલી રસિક કાપતોઓ પકડે છે, મેજ પર ખીલે વતી ઠોકે છે, અને તમને પાંસળીઓ બતાવવા જીવતો કાપે છે. હવે શારીરવૈદ્ય, તમે શું કહો છો ? મને જવાબ દો. શું કુદરતે આ પ્રાણીમાં મનોવૃત્તિનાં બીજ, એને લાગણી ન થાય માટે ઉત્પન્ન કર્યાં છે ? તેને સુખ કે દુઃખ ન લાગવા

માટે જ્ઞાનતંતુઓ આપી છે ? ધિક્ તમને ! કુદરતના પર આવી નબળાઇ કે પરસ્પર વિરુદ્ધ કાર્ય કરવાનું તહોમત મૂકશો મા.

અતિશય પાંડિત્યનો ડોળ કરનારા દાક્તરો પૂછે છે કે પશુનો આત્મા શું છે ! પ્રશ્નનો અર્થ હું સમજતો નથી.........આ સર્વે ગુણો કોણે બનાવ્યા ? આ સર્વ વૃત્તિઓ એના મનમાં કોણે સ્થાપી ? જે ઈશ્વર પૃથ્વી પર ઘાસ ઉગાવે છે અને પૃથ્વીને સૂર્ય તરફ આકર્ષે છે તે ઈશ્વર."

મુંગું પ્રાણી મનુષ્યના હૃદયમાં કેવી રીતે પ્રવેશ કરે છે તે નવાઈ જેવું છે. અનાજના કાયદા વિષે નબળી કવિતા રચનાર, **ઇબેનેઝર ઇલિયટે** કહ્યું છે કે "મારો કુતરો અને બિલાડી ન હોત તો હું ભાગ્યેજ જીવી શક્યો હોત." બિલાડી પણ માણસને ઘરઉપર પ્રીતિ કરાવે છે. એક વાર એક નાના છોકરાએ નિશાળ છોડી અને શું કરવું તે તેને સુઝ્યું નહિ. તે બેચેન થયો. તેને નાસી જવાની ઇચ્છા થઇ. તેને દુનીઆ અને તેમાં જે કંઇ હોય તે જોવાનું મન થયું. પણ તેને ઘરડી ટૅબિ પર ઘણો પ્રેમ હતો. તેણે ધાર્યું કે તેને દુખાવી દેશે કે આપી દેશે તેથી તે ઘેર રહ્યો. તેણે એમ કીધું એ સારૂં કીધું, કેમકે આખરે બધું ઠીક થયું.

**મૅસાચ્યુસેટ્સમાં કૉન્કૉર્ડનો થોરો** પ્રાણીઓ પ્રત્યે પ્રીતિ રાખવામાં પ્રાચીન સાધુ જેવો હતો. ૧૮૪૫ માં વૉલ્ડન સરોવર આગળ તે જંગલમાં ગયો. તેણે એક ઘર બાંધવા માંડ્યું, તેથી રૅકૂન[1] અને ખીસકોલીને આશ્ચર્ય લાગ્યું. પણ પ્રાણીઓને તરતજ માલમ પડ્યું કે તેનો ઇરાદો તેમને કશી ઇજા કરવાનો નથી. તે પડી ગયલાં ઝાડ પર કે બારણાની કોર પર બેસતો અને બીલકુલ હાલ્યાચાલ્યા વિના સ્થિર રહેતો. ખીસકોલી, 'રૅકૂન' કે 'વૂડચક'[2] એની પાસે વધારે નજીક આવતાં, અને એને અડકતાં પણ ખરાં. જંગલમાં એવી ખબર ફેલાઈ કે આપણામાં એક મનુષ્ય આવ્યો છે તે આપણને મારનાર નથી. તે માણસ, જનાવરો, અને પક્ષીઓ વચ્ચે એક સુંદર સમાન ભાવ ઉત્પન્ન થયો. તે તેમને બોલાવતો, ત્યારે તેઓ તેની પાસે આવતાં; સર્પ પણ તેના પગની આસપાસ વીંટળાતા. ઝાડ પરથી તે ખીસકોલી લે એટલે તે નાનું પ્રાણી તેને છોડવાની નાખુશી બતાવે, અને થોરોના બદનમાં સંતાઈ જાય. નદીમાંનાં માછલાં પણ તેને ઓળખતાં. આપણને એ કાંઇ પણ ઇજા કરનાર નથી એવા સંપૂર્ણ વિશ્વાસથી તેઓ તેને પાણીમાંથી ઉચકવા

૧. ઉત્તર અમેરિકાનું માંસાહારી પ્રાણી, તેનાં રૂંવાટાં કિંમતી થાય છે.
૨. એક જાતનું ભુંડ જેવું જનાવર.

હેતાં. તેણે પોતાનું ઘર એક જંગલી ઉંદરના માળા પર બાંધ્યું હતું. આખરે તે ઉંદર પ્રથમ બીતો હતો, તે આવતો અને તેના પગ આગળથી રોટલીના ટકડા ઉપાડી લેતો. પછી તે તેના પગરખાં અને લુગડાં પર દોડતો. અન્તે તે ઉંદર એટલો બધો હળી ગયો કે તે પાટલી પર બેસતો ત્યારે તે તેનાં લુગડાં પર, તેની બાંહમાં, અને જે કાગળમાં તેનું ભોજન પીરસ્યું હોય તે કાગળની આસપાસ કૂદતો. તે પનીરનો કકડો લેતો, ત્યારે તે ઉંદર આવતો અને તેના હાથમાં તે કરડતો, અને ખાઈ રહેતો ત્યારે માખી પેઠે પોતાનું મોં અને પંજા સાફ કરતો અને ચાલ્યો જતો. કેનેમ ડિગ્બિએ 'મોરીસ કૅથોલિસિ' માં પુષ્કળ સાધુઓના દાખલા વર્ણવ્યા છે. તે લોકોમાં જોવામાં આવે છે તે સિવાય માણસ અને જનાવર વચ્ચે આવો વ્યવહાર બીજે કોઇ ઠેકાણે કદી સાંભળ્યો નથી.

**થીઓડર પાર્કરે** એક તળાવમાં એક કાચબા ઉપર નાંખવા એક પથ્થર લીધો, ત્યારે તેના મનમાં કંઈક તેને અટકાવ કરતું લાગ્યું. તે ઘેર ગયો અને માને પૂછ્યું કે એ શું છે? તેણે કહ્યું કે એ કાંઇક જે તારા મનમાં આવ્યું તેને સામાન્ય રીતે ચિદ્દવૃત્તિ કહે છે. પણ હું તેને દેવતા કહેવાનું વધારે પસંદ કરૂં છું. **પાર્કરે** કહ્યું, "આ મારી જીંદગીનું સ્વરૂપ ફેરવી નાંખનાર બનાવ હતો." પરમાત્મા આપણા આત્મા સાથે બોલે છે, તે પરમાત્માના ઐશ્વર્યનું સત્ય કબૂલ કરવાની આ તેની રીત હતી.

પૂજ્ય **જ. સ. વૂડ** કહે છે કે "મનુષ્યની સંકલ્પશક્તિમાં એવું કંઇ નથી કે તે જનાવરોને કેળવવામાં વિચારવન્ત-દયાભાવથી અર્ધું પણ બળવાન હોય. દૃઢ નિશ્ચય અને તેની સાથે નરમાશ અને સમાનભાવ એ મનુષ્યના સ્વાધીનમાં અનિવાર્ય શસ્ત્રો છે; અને યોગ્ય પુરુષ પ્રાણીઓને વશ કરવાનું કામ માથે લે તો કોઇપણ પ્રાણી વશ થયા વિના રહે એમ હું ધારતો નથી.

"દૃઢતા અને દયાના સંયોગથી. 'ક્રુઝર' નામનો ગાંડો, અમર્યાદ ઘોડો ત્રણ કલાકમાં નરમ અને આજ્ઞાધીન થયો, વશ કરનારની સહેજ ઇસારતને પણ તાબે થયો, અને કંઈ પણ ક્રોધ દર્શાવ્યા વિના છૂટથી પોતાની સાથે વર્ત્તવા દીધું.

"એક વખત મેં ફરીને એક સુંદર નાના કાળા **આરબ** ઘોડા પર શસ્ત્રક્રિયા કરતો જોયો; તે ઘોડો તેના પર વાઘની પેઠે છલંગ મારતો હતો, એડી વખતે, લાત મારતો, કરડતો અને ચીસ પાડતો, અને કોઇ વખતે દાંતવતો અને કોઇ વખતે પગની એડી વતી તેનાં પર હુમલો કરતો...અર્ધા

કલાકની અંદર ફરી અને તે ઘોડો બંને જમીન પર પડેલા, ફરીનું માથું તેની એક પાછલી ખરી પર આરામ લેતું, અને બીજી ખરી તેના લમણા પર મૂકેલી, એવી સ્થિતિમાં બંને પડ્યા......તેણે તે પ્રાણીની સ્મરણશક્તિ પર એવું ઠસાવ્યું હતું કે કોઈ પણ પ્રકારની ઈજા કરવાનો તેનો ઇરાદો નથી, તેથી તે ઘોડાને બીક અને ક્રોધ લાગવાને બદલે, જે મનુષ્યે તેને કંઈ દરદ દીધું નહિ તોપણ જેણે એમ દર્શાવ્યું કે તેનો હુકમ માનવો જોઇએ, તેને માટે પ્રીતિ ઉત્પન્ન થઇ.*

દરેક સ્થળે કેટલેક અંશે વિચારશૂન્યતાને લીધે પક્ષી અને જાનવરો પ્રત્યે ઘણી ક્રૂરતા દર્શાવાય છે. ઇટલિમાં તો એ ક્રૂરતા જોઇને હરકોઇને પણ કમકમાટ ઊપજે છે. પક્ષીઓને છોકરાંની ગમત માટે વાપરે છે. પક્ષીને પગે એક દોરી બાંધે છે, પક્ષી ઊડવાનો પ્રયાસ કરે છે, ત્યારે તેને દોરી વતે ખેંચે છે. તેની ઊડવાની શક્તિ ક્ષીણ થાય છે, ત્યારે તેને ઘણીખરી વખત જીવતાં તેનાં પીછાં વગેરે ટૂંપી કાઢે છે અને તેના અવયવો જુદા પાડે છે. પણ કે પક્ષી જાતિભાઈ થઈ શકે એમ છોકરાં સમજતાં નથી. તેમને દલીલથી પોતાનું દુષ્કર્મ સમજાવે છે, ત્યારે તેઓ જવાબ દે છે કે " એ કંઈ ખ્રિસ્તિ નથી. "

નેપલ્સમાં તમે નાના ઉદ્યોગી ઘોડાને માણસોનો તમામ બોજો પાછળ લઇ કૂદતા જુઓ છો. જ્યાં સુધી તેમની પીઠ લાલ થાય છે ત્યાં સુધી સાજથી તેમની પીઠ કપાયા કરે છે. તમે રસ્તે જતાં નકામા પડી રહેલા ઘોડા જુઓ છો. તેઓ પોતાના ઘા રૂઝાય તેની વાટ જુએ છે, અને પછી તેમને પાછા કામે જોડવાના છે. એક દિવસ સવારે ખૂબ ભાર ભરેલી એક ઉઘાડી ગાડી એક રોમન શેરી આગળ આવતી જોઇ. તેમાં શાક લઈ મરદ અને બૈરાં બજાર આવતાં હતાં તે બેઠેલાં હતાં. તેમની વચ્ચે એક ધર્મગુરુ હતો. ઘોડો હમેશની માફક કૂદતો હતો. શેરી ભીની હતી તેથી ઘોડો પગ ચૂક્યો અને પડી ગયો. એક મોટી ચીસ પડી, એટલે ઘોડાની પીઠ પર બૈરાં, કોબી, મરદ, નારંગી, અને ધર્મગુરુ, સર્વે ગાડીમાં હતાં તે. પથરાઈ ગયાં. એક ક્ષણુજ આ આશ્ચર્ય રહ્યું, ઘોડાને ખેંચી ઉભો કીધો, ગાડી ટોપલીથી ભરી, સ્ત્રીઓ, મરદો, અને ધર્મગુરુ માંહે ચઢી બેઠા, ઘોડાને ચાબખો માર્યો, અને તે શેરીમાં કૂદતો કૂદતો ચાલતો થયો.

ઇંગ્લાંડમાં ગુલામગીરી નથી! પણ ઓમ્નિબસ, બગી, અને ગાડાના ઘોડા જુઓ, અને તે ઉપરથી તમને તરતજ માલમ પડશે કે ઘોડાને માટે

* વૂડકૃત 'માણસ અને પશુ' ગ્રન્થ ૧ પૃ. ૨૬૬—૭.

ગુલામગીરી હયાત છે. છેક ૧૬૪૨ માં મન્ત્રિસભાના કારકુન **જેમ્સ હોવેલે** કહ્યું કે ઈંગ્લંડને "ઘોડાનું નરકસ્થાન કહે છે, અને તેને માટે કારણ નથી એમ નહિ." બગીઓ ક્ષીણ થયલાં પ્રાણીઓ ખેંચે છે અને તેમના એક કે વધારે પગ દરદથી ભરેલા હોય છે. તેમાંનો એક કેવી રીતે ધીમેથી પોતાનો આગલો પગ ઉંચકે છે અને કેવી રીતે ધીમેથી પાછો મૂકે છે તે તમે જુઓ છો. કદાચ જે માર્ગે તેને હાંકે છે તે મોટા પથ્થરથી ભરપૂર છે અને તેને પથ્થર ઉપર ધીમે ધીમે ચાલવું પડે છે. ગાડાના ઘોડા પ્રત્યે કેવી રીતે વર્તવામાં આવે છે તે તેને પૂછો. લાંબી મહેનતની જીંદગીમાં લાત ખાવા, ચાબખા ખાવા, બોજાને લીધે કરાંજવા અને લથડીઆં ખાવા, અને ગરમી, શરદી, અને ભૂખ, સામા થયા વિના; સહન કરવાજ તેને સરજ્યો છે. આખરે તેને જૂના ઘોડા વેચનારના વાડામાં મૂકવામાં આવે છે.

લંડનપૂલની પાસે **થેમ્સને** કિનારેથી જતી ઉભી શેરી ઉપર ચઢતા અને ઘણીખરી વાર લપસી પડતા અતિશય ભાર લાદેલા ઘોડાની અંગવેદના ઓછી કરવા, એક દયાળુ સ્ત્રી હમેશ નોકર સાથે આવતી, અને રેતી અને કાંકરા તે રસ્તા પર પાથરતી. અમે ઘણી વાર રસ્તા પરના વેપારની વચ્ચે, ઘોડાઓના છેક મોં આગળ, રસ્તા પર કાંકરા નાંખતી તેને જોઈ છે. આ કામ તેણે ઘણાં વર્ષ સુધી જારી રાખ્યું. તે મરી ગઈ, ત્યારે તે બાપડા ઘોડાઓને ભૂલી ગઇ નહિં. ઢોળાવવાળા અને લપસી જવાય એવા લંડનના રસ્તાઓ ઉપર 'હમેશ' કાંકરા નાંખવાના કામમાં વાપરવા તેણે પોતાની મિલ્કતના વહીવટ કરનારના હાથમાં પુષ્કળ રકમ મૂકી. તેનું નામ ભૂલી જવું ન જોઈએ. એ સ્ત્રી **મિસ લિસેટ્ટા રેસ્ટ** હતી. ૪૩ વર્ષ સુધી **ટાવર** મોહોલ્લામાં **બાર્કિંગમાં અલ્લાહલોઝના** દેવલમાં તેણે વાજું વગાડનારનું કામ કીધુ હતું.

ધિક્કારવા લાયક વજનદાર લગામથી, છોલાયલા રો ઉપર મગરૂબ ખુબસુરત સ્ત્રીને ખેંચતા, ફીણથી અને કોઇ વખત લોહીથી છવાયલા મુખવાળા, ગાડીના ઘોડાને પૂછશો તો તે શું કહેશે ? એમ કહેશે કે મરદ અને સ્ત્રી બંને મારા સરખા નિર્દય જુલમગાર છે. તોપણ એવી સ્ત્રીઓ પ્રાણીઓ પ્રત્યે નિર્દયતાની સામા થવા જે જીવતાં પ્રાણીને કાપવાની વિરૂદ્ધ સભાઓ ભળે છે તેમાં જાય છે.*

*નીચલો પત્ર ૧૮૮૦ ના એપ્રિલની ૨૮. મીના 'ટાઇમ્સ'માંથી છે—"સાહેબ, દરરોજ ગાડીના ઘોડાઓ પ્રત્યે, તેમાં ઘણું કરીને ઘણાજ કીમતી ઘોડા પ્રત્યે, જે નિર્દયતા આચરવામાં આવે છે તેની વિરૂદ્ધ ફરિયાદ કરવા તમે મને નિઃશ્રય

માણસે ઘોડાને, ગધેડાંને, ઊંટને, હરણને અને બીજાં પ્રાણીને ગુલામ બનાવ્યાં છે. તેઓ એની આજ્ઞા પાળે છે. તેઓ એનો ભાર ઉંચકે છે, તેઓ સ્વતંત્રતાનું જીવન ખોઈ દુઃખ અને મહેનતનું જીવન ગાળે છે. ચાબખા, લગામ, અને સાંકળની પીડાથી તેઓ બૂમ પાડે છે અને તરફડીઆં મારે છે. લિવરપૂલમાં એક અતિ કષ્ટવાળી શરતમાં, શરત પૂરી થયા પછી ઓછામાં ઓછા પાંચ ઘોડાને મારી નાંખવા પડ્યા. ત્રણની પીઠ ભાંગી ગઈ હતી અને બેના પગ ભાંગ્યા હતા.

**સર આર્થર હેલ્પ્સે** કહ્યું કે " હું કોઇક વખત એવું ધારૂં છું કે ઘોડાને વશ કીધો એ દુનીઆનું દુર્દૈવ સમજવું. ઘોડા પ્રત્યે મનુષ્ય સર્વથી વધારે ખરાબ રીતે વર્તે છે, અને તેને વશ કરવાથી મનુષ્યજાતિને કેવળ લાભજ થયો નથી. જે જુલમ કરવામાં તેણે મદદ કરી છે તે છેક પ્રાચીન કાળથી ઘણા ભારે જુલમ છે. 'અજ્ઞાન યુગ'ની ઘણી લૂટનો કારણરૂપ આપણે એનેજ ગણવાનો છે, અને મારા મનમાં તો એવો વિચાર છે કે ભારેમાં ભારે ખુનરેજીવાળી લડાઇનું એ મુખ્ય સાધન છે. મુર્શીબતથી તોપો ખેંચવા

દુઃખી પ્રાણીની ખાતર તમારા પત્રની થોડી જગ્યા રોકવા રજા આપશો એવી હું તમને વિનંતિ કરૂં છું. સખત ભારવાળી લગામ ઉપરાંત એવાં લગામનાં ચોકડાં હાલ વપરાય છે કે જેથી ખરેખરૂં પરાકાષ્ઠાનું દુઃખ થાય છે. એક સારા સાજવાળી 'લૅન્ડો' ( એક પ્રકારની ગાડી ), જેને સુંદર ભુરા ઘોડાની જોડ ખેંચતી હતી, તે ઑંડ શેરીમાં કાલે મારી પાસે થઇને ગઇ. તે વજનદાર લગામને અતિશય સખત રાખી હતી, અને 'દૂર' ના ઘોડાના મોંમાંથી 'લોહીનાં શીણ નીકળતાં' હતાં. મેં ધાર્યું કે શું આ જુવાન જોડું જે આ ગાડીમાં બેઠું છે તે આ સઘળું દુઃખ જાણી શકે છે ? જેઓ મારી પેઠે ઘોડા પર અતિશય પ્રીતિ રાખે છે અને તેમના સુખનો હમેશ અભ્યાસ કરે છે તેમને આવા દેખાવ ચિત્તવેધક છે. અમે ઘોડાના બારીક જેનારા છિયે, અને એકજ દૃષ્ટિક્ષેપથી તેઓ ચેનમાં છે કે નહિ તે જોઈ શકીએ છિયે. અરેરે ! અમારી નજર કશા પર પડ્યા વિના રહેતી નથી, અને જેવા દેખાવ મેં વર્ણવ્યા તેવા દેખાવથી, એટલે કાં તો મોં લોહીથી ભરેલું, કે લગામનાં ચોકડાંના જોરથી જીભ સૂજી ગયલી કે લગભગ કાળી પડેલી, માથું સ્વાભાવિકથી વિરૂદ્ધ સ્થિતિમાં સખત બાંધી લીધેલું, અને બીજાં દુઃખનાં ચિન્હથી, પાછલે પહોરે ગાડીમાં બેસી ફરવા જઇએ છિયે ત્યારે, દરરોજ મનને અતિશય વેદના થાય છે. હું પુછું છું કે આ બધું અતિશય દુઃખ અજ્ઞાનથી, કે બેદરકારીથી, કે નિર્દય ક્રૂરતાથી દેવામાં આવે છે ? જેઓ ઘોડાના માલીક છે તેમણે તેના પર દયા રાખવી એમ મને વિનંતિ કરવા દો. ઘોડા પણ ઈશ્વરની એક સૃષ્ટિ છે, અને માણસના ઘણા સ્થિર ભક્તિવાળા અને પ્રામાણિક નોકરો છે."

માણસોજ હોત તો કેવું સારૂં ! આવી સ્થિતિમાં તેઓ સામા થાય કે નહિ તેનો મને શક છે. વળી સરદારને આખી રાવારીમાં પગે ચાલવું પડે તો તે તરતજ લડાઇથી કંટાળી જાય.*

**જોબનો** ગ્રન્થ, જે આસરે ૩,૪૦૦ વર્ષ પર લખાયો છે, તેમાં યુદ્ધના અશ્વનું વર્ણન કરેલું છે. " તેં અશ્વને બળ આપ્યું છે ? તેં એની ગરદન પર તોપ મૂકી છે?........એના નસકોરાંની ફુંખી ભયાનક છે. તે ખીણમાં ભોંય ખણે છે અને પોતાના બળમાં આનંદ માને છે. તે શસ્ત્રધારી મનુષ્યોને મળવા જાય છે, તે ભયની મશ્કરી કરે છે, ને કદી બીતો નથી, તેમજ તરવારથી પણ કદી પાછો હઠતો નથી; તે દૂરથી......સેનાપતિની ગર્જના અને મોટા પોકારથી યુદ્ધ જાણી જાય છે."

ઘણા સૈકા પહેલાં લખેલી ત્રીજી **જીઓર્જીકમાં વર્જીલ** યુદ્ધાશ્વ વિષે નીચે પ્રમાણે વર્ણન કરે છે:—

જ્યારે પાણીદાર જલદ ઘોડો દૂરથી આનંદી રણસિંગડાં અને યુદ્ધના હર્ષનાદ સાંભળે છે, ત્યારે તે કાન ઉભા કરે છે, અને હર્ષથી કંપતો જગ્યા બદલે છે, ભોંય ખણે છે, અને પ્રતિજ્ઞા કરેલા યુદ્ધની આશા રાખે છે.".

**ઍથન્સમાં પાર્થીનૅાનના** થાંભલા વચ્ચે મૂકેલા યુદ્ધાશ્વો, જેને **બ્રિટિશ** સંગ્રહસ્થાનમાં **એલ્જિનના** આરસપહાણ તરીકે મૂકેલા છે,તે **યુનાની** લોકો આ ઉત્તમ પ્રાણી માટે કેટલો ગર્વ ધરાવતા તે દર્શાવે છે. તેઓ વિજય મળ્યો હોય તે પ્રમાણે, જાણે લડવાની તૈયારી કરતા હોય તેમ, ભોંય ખણે છે અને કૂદકા મારે છે. ત્યાર પછીના સમયમાં આપણે જાણીએ છિયે કે **મેક્સિકો** અને **પીરૂ** મુખ્યત્વે અશ્વની સહાયતાથી જીતાયા. દેશીઓ ઘોડા પર બેઠેલા યોદ્ધાને ઇશ્વર જેવો ગણતા. એના હુમલાથી તેઓ નાસી ગયા અને તેમનામાંના હજારોનો નાશ થયો. તોપણ એ દેશો ઘોડાના ઉપયોગ વિના ઊંચા દરજ્જાને સુધારો કરી શક્યા હતા. **સ્પેનિયર્ડ** લોકોએ દેશ લૂટી લીધો, ત્યારે તેમને હજારો ઘરો સારી પેઠે બાંધેલાં માલમ પડયાં અને તેમને લગતી વાડીઓ રાખેલી જોઇ. **સર આર્થર હેલ્પ્સ** કહે છે કે " આપણા લાખો ગરીબ દેશીઓ જેવાં ખરાબ ઘરમાં રહે છે તેવાં ખરાબ ઘરમાં એક પણ **મેક્સિકન** રહેતો હતો એ વાતનો મને શક છે." આ પ્રમાણે આ સવાલ ઘણીવાર પાછો મનમાં આવે છે કે ' શું આપણે સુધારામાં કંઈ પણ વધારો કરીએ છિયે ? ગ્રીક લોકો, **રોમને**ા, અથવા **મેક્સિકન** લોકો, પોતાની ઘણામાં ઘણી વિદ્યાવૃદ્ધિના સમયમાં હતા તેના કરતાં આપણે વધારે સારા છિયે?'

---

* ' પ્રાણી અને તેના રોડ ' પૃ૦ ૨૦૦.

# પ્રકરણ ૧૪.

## અશ્વ પ્રત્યે દયાભાવ—એડ્વર્ડ ફર્ડીમ ફ્લાવર.

તે સૌજન્યનો સારરૂપ હતો, અને એક મૂળમાંથી કાઢેલા પ્રવાહ હમેશ વૃદ્ધિ પામી પૂર્ણ થાય છે, તોપણ મૂળનો અંશ રહ્યો હોય તે પણ મોટામાં મોટો રહે છે એવા પ્રવાહ જેવી આપણે એની સ્તુતિ કરીએ તે છે.

સેકસપીઅર.

જે પુરુષ માણસ, પક્ષી, અને પશુને સારી પેઠે ચાહે છે તે સારી પેઠે પ્રાર્થના કરે છે, જે પુરુષ મોટા તેમજ નાના, સર્વ પદાર્થો, ઉત્તમ રીતે ચાહે છે, તે ઉત્તમ રીતે પ્રાર્થના કરે છે; કેમકે પ્રિય ઈશ્વર આપણને ચાહે છે તેણે સર્વ બનાવ્યું છે અને તે સર્વ પદાર્થને ચાહે છે.

કોલરિજ.

શૌર્યની ખરી, યોગ્ય કોમળતા તો આપણાથી હલકા વર્ગનાં અને વધારે પ્રૌઢ પ્રાણીનાં જીવનમાં વ્યવસ્થા અને આદરયુક્ત ભય છે એમ કબૂલ કરવા પર આધાર રાખે છે.................ઇલિયડમાં દિવ્ય પેટ્રોકલસના મરણને માટે દિવ્ય અશ્વે કરેલો શોક અને તેને મોટામાં મોટા દેવોએ જે દિલાસો આપ્યો તે વાત જે કવિતા વર્ણવે છે તેના કરતાં આખા ગ્રન્થમાં કદાચ અર્થમાં કંઈ વધારે ગંભીર નથી, કે હલકા વર્ગના જીવનની ગૂઢતા માટે મનુષ્યના દયાભાવ અને માનમાં બધા ભાષાગ્રન્થોમાં કંઇ વધારે સંપૂર્ણ નથી.

રસ્કિન.

---

આપણે ઘોડાના કેટલાબધા આભારી છિયે ! તે ઘણાના આનંદ અને વિલાસનું મૂળ છે. જુવાની અને ખુબસુરતી હોય ત્યારે તે શોકનો માનીતો છે. પુરુષ, સ્ત્રી, અને છોકરાં ઘોડા પર પ્રેમ રાખે છે. તેની ચાલાકી, ઠેકડા અને ખુદકુદ ખુદકુદ ચાલ ઉત્તમ સ્વરૂપમાં તેને દર્શાવે છે. ઘોડો આપણને લાંબો વખત સુધી અને પ્રામાણિકપણે લઇ જાય છે, તે આપણા બોજા ખેંચે છે, તે મનુષ્યને મહેનતના મોટા બોજાથી મુક્ત કરે છે. પણ એવો સમય આવે છે કે જ્યારે તેને અધમ સ્થિતિમાં આણવામાં ને ગુલામ કરવામાં આવે છે.

ગાડાંના ઘોડાને લાત મારે છે, અને તેનાથી ઉંચકી શકાય તે કરતાં વધારે ભારે ભાર ખેંચવાની જરૂર પાડે છે; ગાડીના ઘોડાને સખત લગામના ચોકડાથી મોં બાંધી લે છે તે એટલે સુધી કે તેને ભાર ખેંચતાં અતિશય પીડા થાય છે. બગીના ઘોડાને ઘણીખરી વાર ખરાબમાં ખરાબ

હવામાં હમેશ ઉઘાડામાં કામ કરવું પડે છે. જ્યાં સુધી તેનાથી ભાગ્યેજ ઊભા રહી શકાય છે, ત્યાં સુધી તે કામ કર્યે જાય છે. ખરબચડા પથ્થર પર ભાર ખેંચવાથી અથવા તો કાદવવાળા ખાબોચિયામાં ઊભા રહેવાથી તેના પગ રોગિષ્ટ થાય છે. તે પડી જતો નથી અને મરણ પામતો નથી. તો તેને જૂના ઘોડા વેચનારના વાડામાં રહેવાની શિક્ષા કરવામાં આવે છે, અને ત્યાં મહેનત અને પરાકાષ્ઠાથી પોતાનું જીવન પૂરું કરે છે.

ફ્રાન્સની દક્ષિણે ઘોડાનો જુદીજ રીતે નાશ કરે છે. ફૂરીઅર ડિસેન્ઝર કહે છે કે બોર્ડોના સટ્ટો કરનારા કંટાળો ઉપજાવે એવી વસ્તુ, જે જળો તેમાંથી દ્રવ્ય ઉપાર્જન કરવાનો પ્રયાસ કરે છે, તેમણે ગેરોનના કિનારા પર કાદવવાળી કૃત્રિમ નીચી જગ્યા બનાવી છે, અને તેમાં જળો ભરી છે. આ ખાડામાં તે પ્રાન્તના તમામ ઘરડા અને ક્ષીણ થયલા ઘોડાઓને મોકલે છે. તરતજ હજારો જળો તેમને વળગી પડે છે. આ કાદવમાં નીચે ખેંચેલા ઘોડાના દરેક છિદ્રમાંથી લોહી નીકળે છે, જે જળો તેમની આંખ, ઓઠ, નસકોરાં અને સર્વ સચેતન અવયવ પર લટકે છે, તેને બેબાકળા ભયથી ખંખેરી નાંખવાનો તેઓ પ્રયાસ કરે છે, અને આખરે લોહીના નાશથી પરિશ્રાન્ત થવાથી અને ઇજાકારક કાંપમાં નીચે ચૂસી લે છે તેથી તેઓ મરણ પામે છે. તે પ્રાણીના નિષ્ફળ તરફડીઆનું એક નજરે નજર જોનાર ભયંકર શબ્દમાં આબેહુબ વર્ણન કરે છે. બોર્ડોમાં ૧૮ હજારથી ૨૦ હજાર સુધી ઘોડાઓનો આ પ્રમાણે દર વર્ષે નાશ કરે છે.

ઈંગ્લંડના જેટલુંજ ફ્રાન્સ પણ "અશ્વનું નરકસ્થાન" હશે. પણ સ્વદેશ તરફ નજર કરો. ડ્યૂક ઑવ્ વેલિંગ્ટનની પેઠે જે ઘોડા છેઆ વિજયમાં ઉપડી લઇ જાય છે તેને શાન્તિ અને પુષ્કળતામાં દરેક માણસ કંઇ બાકીનું જીવન પૂરું કરવા દેતો નથી. ઘણે ભાગે ઘોડાને જીવતાં પીડા કરે છે, અને નકામા થાય છે ત્યારે ફેંકી દે છે. ઊંચા પાણીદાર ઘોડા લગામ કરડી કરડીને કેવી સુંદર રીતે પરમાર્થ પ્રાણત્યાગ કરે છે, કે તેથી ૩૦૦ ગિનીના ગાડીના ઘોડાની જોડની જીંદગી એક મેલો વેચનારના ગધેડા કરતાં પણ લોકપ્રિય રીત પ્રમાણે ઘણી વધારે ખરાબ બનાવવાની યુક્તિ થાય છે, તે વાત મીસ સ્ટ્રૅડન વર્ણવે છે. એક સ્ત્રીએ થોડા વખત પર 'ગ્રસ' નામના પત્રમાં લખ્યું છે તેમાં રીજન્ટ શેરીમાં ઊભેલી ઘોડાની જોડને અતિશય વેદના કરેલી તેણે જોઇ હતી તે તેણે વર્ણવી છે.

તેણે કહ્યું, "મેં એક ચારક અને બે ઘોડા ને શેરીની બાજુએ ઊભાં

રહેલાં દીઠાં. ખેંચવાની લગામ એવી તો સખત બાંધી હતી કે તે બાપડા જનાવરોને મોં બંધ કરવું અશક્ય હતું અને તેમનાં દુઃખ જોઇને મને એટલો બધો ખેદ થયો કે હું ગઇ અને તે ગાડીવાનને લગામ લગાર ઢીલી કરવા સમજાવ્યો, પણ તે નિષ્ફળ ગયું. તે માણસે મને માત્ર આટલોજ જવાબ દીધો, કે 'તેમને એવી લગામ સહન કરવાની ટેવ છે. શેઠાણીની મરજી એમ લગામ ઘાલવાની છે.' આગળ પડતો ઘોડો સર્વથી વધારે દુઃખ પામતો દેખાયો. તે બાપડા જનાવરે આરામ મેળવવાનું ઇચ્છયું, પણ તે વ્યર્થ ગયું; તેની આંખમાં મેં જે દુઃખનો દેખાવ જોયો તે મારા મનમાં ઘણા દિવસ રહેશે."

**એડ્વર્ડ ફોર્ધેમ ફ્લાવરે** બીજા હરકોઇ પણ માણસ કરતાં ગાડીના ઘોડાનું દુઃખ ઓછું કરવા વધારે ઉદ્યોગ કર્યો છે. તેને લગભગ "ઘોડા તરફ મનુષ્યધર્મપ્રચારક" કહી શકાય. મોં બંધ કરતી લગામની ક્રૂરતા કાઢી નાંખવામાં તેણે પોતાનો વખત, દ્રવ્ય, અને ઉદ્યોગ અર્પણ કર્યા છે. તેણે એ કામ હમેશની નિશ્ચયબુદ્ધિ પ્રમાણે આરંભ્યું છે. તેણે ચોપાનીઆં લખ્યાં છે અને દેશના સર્વ ભાગમાં મંડળીઓમાં એ વિષય પર ભાષણ કર્યાં છે. તેની ભાષામાં કંઇ પણ અનિશ્ચિત ધ્વનિ નહોતી. **બેરનેસ બર્ડેટ કાઉટ્સે** એક જાહેર સભા બોલાવી તેમાં તેણે તે નિર્દય સાધન, મોં બંધ કરવાની લગામને, પ્રાચીન કાળના ગુન્હેગાર સિપાઇઓને પગ કબજામાં લઇ રીબાવી મારી નાંખવાના હથિયાર સાથે સરખાવ્યું, અને પ્રતિપાદન કીધું કે જેઓ એવી લગામ વાપરતાં હોય–સાધારણ રીતે એ વાપરનારા ગાડીવાન નથી, પણ ખાનગી ગૃહસ્થો અને સ્ત્રીઓ છે–તેમને બંદિખાનામાં મોકલવાં જોઇએ. **ફ્લાવરે** પોતાના ઘરમાં એક ઓરડો રાખ્યો છે, તેને "તીવ્ર વેદનાનો ઓરડો" કહે છે; અને તેમાં જનાવર તરફ મનુષ્યની નિર્દયતા કેટલી બધી ગેરવાજબી છે એ દર્શાવવા તરીકે તે ભયંકર લગામના ચોકડાને તેણે હારબંધ ગોઠવ્યા છે. નીચેની વાત ઉપરથી જણાશે તે પ્રમાણે **ફ્લાવર** વળી માણસ તેમજ ઘોડાની ગુલામગીરી રદ કરવાનો સ્થિર અને દૃઢ હિમાયતી છે; પણ અમને લાગે છે કે જેવી આબેહુબ રીતે તે પોતાની પાછલા જીવનવૃત્તાન્તની વાત વર્ણવે છે, તેવી આબેહુબ રીતે અમે તે વર્ણવી શકીશું નહિ.

**ફ્લાવર હર્ટફર્ડમાં** ૧૮૦૫ માં જન્મ્યો હતો. પાંચ માણસના કુટુંબમાં તે સર્વથી નાનો હતો. તેનો બાપ સંપત્તિવાળો હતો. તેણે **હર્ટફર્ડથી** આસરે સાધારણ માઇલ દૂર **માર્ડનહિલની** મિલકત ખરીદી. તે કુટુંબ ૧૮૦૮ માં

ત્યાં રહેવા ગયું. નાના એડવર્ડને જનાવર માટે ઘણો શોખ હતો. પાંચ વર્ષનો થયો ત્યારે તેણે ઘોડા પર બેસવા માંડયું. તેની પાસે "નાના મોઝીઝ" નામનું નાનું શેટલાંડનું ટટ્ટુ હતું. તે તેના પર બેસી કાગળો માટે દરરોજ ટપાલ આફીસ જતો. તે ટટ્ટુ એનો ખરો મિત્ર થયું. તેઓ બંને રમતના ગોઠીઆ જેવા હતા.

૭ વર્ષે તેને ટટ્ટુ મળ્યું. તેના કાકા, એડવર્ડ કિંગ શેર્વર્મે તેને માટે જીન, લગામ, અને ચાબખો, એ સુંદર બક્ષીસ ખરીદ કીધી. એક દિવસ તે પિતા સાથે બહાર ફરવા ગયો હતો, અને ટટ્ટુ રસ્તામાં કશાથી ચમક્યું એટલે તેણે તેને ચાબખો માર્યો. તેના બાપે તે જોયું અને તેને પાછો બોલાવ્યો. "વારૂ નેડ, તેં ટટ્ટુને શા માટે ચાબખા માર્યા?" "કારણ કે તે ચમક્યું." "તું જોતો નથી કે આ ઊંડા ખાડામાં તું એને હાંકતો હતો?" તેના બાપે તેના હાથમાંથી ચાબખો લીધો અને તેના ખભા પર મૂક્યો. "તને આ ગમે છે?" તે છોકરે કહ્યું, "ના, હું તે ધિક્કારૂં છું." "વારૂ ત્યારે, નેડ, છેક અવશ્યનું ન હોય ત્યાં સુધી કદી ટટ્ટુને ચાબખો મારતો ના."

ત્યાર પછી થોડો વખત રહી તેને એક અકસ્માત્ બનાવ બન્યો. તે એક દિવસે નવું કણસલામાંથી દાણા છૂટા પાડવાનું યન્ત્ર કેવી રીતે ચાલે તે જોવા ગયો. તેણે ચક્રનાં દાંતામાં આંગળીઓ મૂકી. તે યન્ત્રમાં પકડાયો અને એક મજુરે યન્ત્ર અટકાવી તેનો હાથ બહાર ન કાઢ્યો હોત તો તેનો હાથ અંદર આવી ગયો હોત. બન્યું તે પ્રમાણે તેની આસરે અર્ધી આંગળી કપાઇ ગઇ. પછી તે થોડો વખત માંદો પથારીવશ રહ્યો. તેનાથી વાંચી શકાતું નહિ, તે લખી શકયો નહિ. હર્ટફૂર્ડ માત્ર આસરે ત્રણ માઇલ છેટે હતું તોપણ તે તે નિશાળે ગયો નહિ. તેને ભણવા તેના પર અપ્રીતિ થઇ અને જોરજુલમથી નિશાળે મોકલવો બાપને ગમ્યું નહિ.

માર્ડનમાં હતો ત્યારે તેના બાપને પોતાના આશ્યાલયમાંથી વારંવાર લંડન જવું પડતું, અને પોતાના પુત્રની સાથે મુસાફરીમાં હોય ત્યારે તે તેને હુકમ કરતો કે "ગાડી બહાર કૂદી પડ અને લગામની કડી છોડી નાંખ." તેણે પાછળથી કહ્યું કે ઘોડાની આનંદી ચાલ પર લગામનાં ચોકડાં ને લગામ કેવી અસર કરે છે તેનો પહેલો વિચાર આથી મારા મનમાં આવ્યો.

માર્ડન હિલ અને વેસ્ટ એન્ડમાંનાં ખેતરોમાં આસરે હજાર એકર જમીન હતી, તેની ઉપજ સારી થતી નહોતી. ફેલાવર 'મરીનો' નામનાં ઘેટાં દાખલ કરવામાં કમનસીબે ફત્તેહ પામ્યો નહિ, સાં તેઓને બચ્યાં

આવ્યાં નહિ કે તેઓ પુષ્ટ થઈ શક્યાં નહિ. વળી ફ્રેંચ સાથે યુદ્ધ થયા પછી ઇંગ્લંડમાં ખેતીની સ્થિતિ ઘણી નબળી થઈ હતી. મોટા છોકરા જ્યૉર્જને યુનાઇટેડ સ્ટેટ્સમાં દેશનું સૌન્દર્ય જોવા મોકલ્યો હતો. તેણે ઘેર બાપને પત્ર લખ્યો કે તે દુનીઆમાં સર્વથી સમૃદ્ધિમાન્ અને આબાદ દેશ છે. તેણે કહ્યું, “ અહિં આવશો તો તમને પસ્તાવો કરવાનું કંઇ કારણ મળશે નહિ.”

ફ્લાવરે ૧૮૧૭ માં ઇંગ્લંડમાંની પોતાની મિલ્કત વેચી નાંખી, અને આખા કુટુંબસહિત સ્વદેશ છોડી યુનાઇટેડ સ્ટેટ્સમાં જઇ વસવા તૈયારી કીધી. નાનો ફ્લાવર ત્યારે બાર વર્ષનો હતો. તેના બાપે સામાન ભરવા બે વહાણ ભાડે લીધાં. કુટુંબ ઉપરાંત તેણે મજુર, લુહાર, હળ બનાવનારા, એક ભરવાડ, અને એક ગાડીવાન મળી આસરે સો પુરુષ અને સ્ત્રીઓ, તેમજ કેટલાક ઘરકામ કરનારા નોકરો સાથે રાખ્યા. વહાણમાં ભરેલા માલમાં બે ગાય, બાર ઘેટાં, કેટલાંક ઇંગ્લંડના ડુક્કરનાં બચ્ચાં, શિકારી કુતરાની છ જોડ, અને બે સ્કૉટ્લંડના સાબરનો શિકાર કરનારા કુતરા હતા. ૧૮૧૮ ના માર્ચમાં વહાણો લિવરપૂલથી અમેરિકા ચાલ્યાં.

તેમાંનું એક વહાણ ( ‘અના મેરિયા ’ ) ન્યૂ યૉર્ક ગયું, અને બીજું ફિલાડેલ્ફિયા ગયું. ન્યૂ યૉર્કમાં તે મોટા પાશ્ચાત્ય શહેરની અદ્‌ભુત વસ્તુઓ જોવા તેઓ કિનારે ઊતર્યા. જેવા નાનો ફ્લાવર અને તેનો બાપ બ્રૉડ્વે તરફથી જતા હતા તેવો તેમને પહેરણ પહેરી તે જ શેરીમાંથી આવતો વિલિયમ કૉબેટ મળ્યો. ફ્લાવર પોતાના દેશમાં સુપ્રસિદ્ધ, રાજનીતિમાં ભાગ લેનાર પુરુષ હોવાથી તેઓએ એક બીજાને ઓળખ્યા, અને ઇંગ્લંડ અને અમેરિકાનાં રાજ્યતંત્ર વિષે તેમની વચ્ચે થોડીક વાત થઈ.

‘ અના મેરિયા ’ને પોતાના ભાઇબંધ વહાણને મળવાને ન્યૂ યૉર્કથી ફિલાડેલ્ફિયા હંકાર્યું. સઘળા મજુરો, ચાકરો, અને ઢોરોને વહાણમાંથી બહાર ઉતાર્યાં. તે સમયે ફિલાડેલ્ફિયા ક્વેકર લોકોનું એક સુંદર સ્વચ્છ શહેર હતું, વસ્તીમાં મોટું નહોતું, તેમજ પશ્ચિમ તરફ કોઇએ પણ હક્ક ધરાવેલો નહિ એવી જમીનથી ઘણું છેટું પડેલું નહોતું. ફિલાડેલ્ફિયાથી આસરે પચાસ માઇલ લગણ હદ સુધી કંઇ રસ્તા બાંધ્યા નહોતા, અને ખાઇઓ બનાવવા સારૂ કીધેલું હતું પાછળથી ફિલાડેલ્ફિયાના લોકોએ નાકબૂલ કર્યું, તે હદ તેઓએ કર્યું નહોતું. કિનારા પર ઊતર્યા પછી પશ્ચિમ તરફ થોડો વખત રહીને, આસરે ૨૦,૦૦૦ એકર જમીનનો મોટો પ્રદેશ દક્ષિણ ઇલિનૉઇસમાં વૉબાશમાં તેના મોટા છોકરાએ ખરીદ્યો હતો તે દેશ

તરફ મુસાફરી કરવા સારૂ **ફ્લાવરે** રખવાળ નક્કી કરવા તૈયારી કરી. તેણે દરેક ૭ ઘોડાથી ખેંચેલું એવાં ૭ ગાડાં અને ચાકરો માટે બે ઘોડાવાળાં ત્રણ ગાડાં ભાડે લીધાં.

રખવાળ સાથે ગાડાંનું તમામ લશ્કર ૧૮૧૮ ના મે માસમાં **ફિલાડેલ્ફિયા**માંથી નીકળ્યું. આકાશ વાદળાંથી મુક્ત હતું. તેથી મુસાફરી આનંદકારક થઇ હશે. દેશ માત્ર અર્ધો વસેલો હતો. સાફ કીધા વગરના મૂળના જંગલને રસ્તેથી ગાડાંની સ્વારી દૂર રહી અને ધરડવાળે રસ્તે ચાલતી ન્હારી રહી. રસ્તામાં વીસી કે વિશ્રામસ્થાન નહોતાં તેથી આ પરદેશમાં વસવા આવેલા લોકો રાતે ગાડાંમાં સૂતા અને બળવાન્ કુતરાઓ તેમની ચોકી કરતા. કોઇ કોઇ વખતે માર્ગમાં કોઇક ગામડું આવતું તે ભવિષ્યમાં કસ્બો કે શહેર થવાની આરંભસ્થિતિમાં હતું. ત્યાં વસેલા લોકો પાસેથી ખરીદ કરી તેઓએ ખોરાક અને રોટલાનો જથ્થો પૂરતો રાખ્યો. **ગેટિસ્બર્ગ** આમાંનું એક હતું. તે સમયે એ શાંત અને સુલેહવાળું શહેર હતું, તોપણ પાછળથી તે અર્વાચીન કાળમાં એક ઘણીજ ખુનરેજીવાળી લડાઇનું સ્થાન થયું. રખવાળ સાથે તે મુસાફરમંડળ **ચેમ્બર્સબર્ગ** ગયું, અને ત્યાં તેણે **એલીઘેની** પર્વત ઓળંગ્યો. ટેકરીઓનો ચડાવ ઘણો ઊભો હતો, અને ઘોડાને આરામ આપવા ગાડાં ઘણીવાર ઊભાં રાખી ચલાવ્યાં. તે માત્ર દિવસે ૧૦ કે ૧૨ માઇલ લેખેજ ચાલી શક્યાં.

આ અડચણ દૂર થયા પછી તેઓ **પિટ્સબર્ગ** ગયા, અને ત્યાં તેમણે **ઓહિયો** નદી જોઇ. તે વખતે નદી ઉપર આગબોટો નહોતી, તેથી **ફ્લાવરે ઓહિયો** નદીમાંથી સામાન પોતાને મુકામ તરતો (તરાપા ઉપર) મોકલી દેવાનો નિશ્ચય કર્યો. તેણે ત્રણ મોટાં તરતાં વહાણ કે તરાપા બંધાવ્યા અને તે પર માણસો, ગાડાં ઘોડા, ઘેટાં, ગાયો, શિકારી કુતરા, અને બીજું બધું ચડાવ્યું. તરાપા નદી પર ધીમે ધીમે કિનારે આવેલાં ગામો અને શહેરો આગળ થઇને ચાલ્યા, અને આખરે **સિન્સિનૅટિ** પહોંચ્યા, તે સમયે તે નાનો કસ્બો હતો, પણ હાલ મોટું શહેર થયું છે. ત્યાં થોડો વખત રોકાયા પછી તરાપા પાછા **ઇંડિયાના** દક્ષિણ કિનારા તરફ **લૂકવિલ્લી** સુધી ચાલ્યા. **ફ્લાવર** અને તેના કુટુંબીઓ થોડો વખત **લેક્સિંગ્ટન**માં રહ્યા. **હેન્રિ કલે** તે વખતે ત્યાં રહેતો હતો, **ફ્લાવરે** તેની સાથે ઓળખાણ કીધું. **ફ્લાવર** પાછો આવીને લે ત્યાંસુધી કિનારા પર વધારે સારો ચારો મળે માટે ગાય અને તેનાં વાછરડાં કલેએ પોતાની દયાળુ રીત પ્રમાણે સ્વાધીન રાખવાનું કહ્યું.

હવે આજ પ્રસંગે ફ્લાવરના કુટુંબીઓને ગુલામગીરી શું તે સમજણ પડવા માંડી. સ્વતંત્ર રાજ્યો અને ગુલામી રાજ્યોની વચ્ચે ઓહિયો નદી આવી હતી. એક બાજુ તરફ કેન્ટુકિ આવ્યું હતું અને બીજી બાજુ તરફ ઇંડિયાના અને ઇલિનોઇસ આવ્યાં હતાં. ગુલામો ઘણીવાર સ્વતંત્ર થવા નદી ઓળંગતા અને તેમની પાછળ મનુષ્યહરણ કરનારા જતા અને તેમને પાછા ગુલામગીરીમાં લઈ જતા.

એક દિવસે સવારે ફ્લાવરે નીચે ભોંયરામાં એક ભયંકર ચીસ સાંભળી. તે એકદમ ખુરશી ઉપરથી ઉઠ્યો, ભોંયરા તરફ ધસ્યો, બારણામાંથી ડોકીઆં કરીને જોયું, અને એક શેઠને એક બાળક હબસણને ચાબખા મારતો જોયો. તેણે એકદમ જુસ્સાથી બારણું ઉઘાડ્યું, તે છોકરી અને તેના શેઠની વચ્ચે પડ્યો, અને તેને કહ્યું કે જોઇએ હવે બીજો એક પણ ઝપાટો માર. તે વખતે તો તે છોકરીનું રક્ષણ થયું. શેઠે ફ્લાવર પર ફોજદારી કરવાની ધમકી આપી; પણ તે તેમ કરવાથી અટક્યો, અને તેનો પગીઓ કદિ પણ દંડ થયા વિના તે જગ્યાથી ચાલતો થયો.

સંરક્ષક મુસાફરમંડળ જે મિલ્કત પર આ પરદેશવાસીઓ વસવાના હતા તે શોધી કાઢવા જમીનને રસ્તે ચાલ્યું. ઇલિનોઇસમાં એડ્વર્ડ પરગણામાં વૅબાશની પશ્ચિમે એ મિલ્કત આવી હતી. રસ્તામાં જ્યોર્જ રૅપ અને તેના જર્મન અનુયાયીઓએ સ્થાપેલા હાર્મોન સંસ્થાન આગળ થઈને તેઓ ગયા. એ સંસ્થાનમાં કેટલાંક ફરેલાળવાળાં ઘર, એક દેવળ, એક નિશાળ, એકવારનું દળણું દળવાની ઘંટી, અને કેટલાંક કારખાનાં હતાં. એ જગ્યા પાછળથી રૉબર્ટ ઓવેને ખરીદ કીધી. અને રૅપ્પાઇટના કુટુંબીઓ પિટ્સબર્ગની પાસે ઇકોનોમિમાં ગયાં. *

---

* રૅપ્પાઇટના કુટુંબીઓ વિષે એવું કહેવાય છે કે ધર્મવિષયક વિવિકત સ્થિતિમાં એ કુટુંબનાં માણસોની ગૂઢ વૃત્તિઓ અને ઇસુખ્રિસ્ત જલદી આવી એક હજાર વર્ષ સુધી પૃથ્વી પર રાજ્ય કરશે એવી તેમની આશા, તેમની વ્યાવહારિક તીક્ષ્ણ બુદ્ધિ અને જીંદગીની કરકસરની ટેવથી વિચિત્ર રીતે વિરુદ્ધ હતી. શેકર લોકોની પેઠે તેઓ આત્મવાદી નથી. કુટુંબના વડીલ રૅપે તેમને વ્યાવહારિક ખ્રિસ્તિ થવાનો બોધ દીધો, અને "નમ્રતા, જીંદગી નિર્ગમન કરવાની સાદી રીત, આત્માર્પણ, પડોશી તરફ પ્રીતિ, નિયમિત અને આગ્રહયુક્ત ઉદ્યોગ, પ્રાર્થના, અને સ્વપરીક્ષાનાં કર્તવ્ય તેના મન પર ઠસાવ્યાં. પ્રાચીન ખ્રિસ્તિઓનું અનુકરણ કરીને પદાર્થના સામાન્ય સ્વામિત્વને મ્હાની એક કલમ તેઓ સમજતા તેથી દરેક જણ પોતાનેજ હાથે કામ કરવાને બંધાયેલો હતો. તેઓમાંના એકે એક જર્મન મુસાફર નૉર્ડોફને કહ્યું કે

તે સંરક્ષક મુસાફરમંડળ ટૅામાશાની પૂર્વ બાજુએ થઇને હોડી મૂકવામાં આવે છે, તે જગ્યાએ પહોંચ્યું. તે વખતે તે દેશ બીલકુલ વસ્તી વગરનો હતો, તેમણે માત્ર મચ્છવાવાળાનેજ જોયો. તેમને કેટલોક વખત તેની વાટ જોવી પડી, પણ આખરે તે આવ્યો. આ પ્રદેશોમાં વેપાર બહોળો ચાલતો નહોતો. તેઓ ઓવારો ઊતરી જવામાં ફત્તેહ પામ્યા. માણસો, જનાવરો, અને ગાડાં, એ સમસ્ત મંડળને ઊતરતાં ઘણો વખત લાગ્યો. થોડો વખત આરામ લઈ તેઓ ઉત્તર તરફ મેદાનોમાં થઇને ચાલ્યા. એ મેદાનો ઘણાંજ સુંદર હતાં. ઘાસ અને રમણીય વન્ય પુષ્પથી છવાયલા દૂર લગણ આવેલા અને લાંબા ઊંચા વધતા ટેકરાઓનાં એ મેદાન બનેલાં હતાં. તેમના પર રૂપેરી ધૂંમર આવેલી હતી, અને તે મપાય નહિ એટલે બધે દૂર સુધી ફેલાયલી હતી. રાત્રે અસંખ્ય આગીઆ નીકળી આવતા અને અંધારામાં ઊડી જતા. મેદાન પરનું ઘાસ એટલું બધું ઊંચું હતું કે માણસને અને તેના ઘોડાને ઢાંકી દે. હવે તો મુસાફરમંડળ હોકાયંત્રની મદદ વડેજ ચાલ્યું, કેમ કે આકાશનાં નક્ષત્ર સિવાય તેમને દોરવાને બીજું કંઇ સાધન નહોતું. ઉત્તર તરફ દોરવાને સપ્તર્ષિમંડળ હતું.

સડક, પગથીનો રસ્તો, અને તરાપાથી આસરે હજાર માઇલ મુસાફરી કર્યા પછી તેઓ આખરે દૂર પશ્ચિમમાં પોતાને ઘેર પહોંચતા હતા. પશ્ચિમે કોઈ કોઇ વખતે આવતાં મેદાન અને જંગલ, **ઇંડિયનો,** શિકારી જનાવરોને જાળમાં પકડનારા, કે જમીન બથાવી પડનારા સિવાય બીજું કંઈ નહોતું. તેઓ **પ્યાન્કિશૅા**માં રહ્યા. એ અગાઉ **ઇંડિયન** સંસ્થાન હતું, અને એમાંથી **શૅાનીઓ** હમણાંજ જતા રહ્યા હતા. આ ઘણા દૂર દેશમાં ઘર સ્થાપવું ઘણું અઘરૂં હતું. પણ તેઓ આગ્રહપૂર્વક ઉદ્યોગ કરવા મચ્યા, મજુરો અને લુહારોએ પાસેના જંગલમાં ઊંચાં ઝાડો વેહેરી નાંખ્યાં, અને દરરોજના

---

"દરેક જણ સર્વને માટે ઉદ્યોગ કરે છે, અને પ્રત્યેકનું હિત તે સર્વનું હિત છે, તેથી સ્વાર્થીપણા માટે પ્રસંગ રહેતો નથી, અને બગાડ થવાને માટે પણ અવકાશ નથી. અમને મિતવ્યયી થવાની કેળવણી આપી છે. ઉડાઉ થવું એ પાપ કરવા બરોબર છે. અમે સાદી રીતે રહીએ છિયે અને દરેકની પાસે પુષ્કળ છે, ખાવાને ને પોશાકને માટે જેટલું જોઇએ તેટલું છે, અને કોઈપણ માણસ એથી વધારે રાખી શકે નહિ." તેઓને ફૂલો, ગાયન, ચિત્રકળા, અને કોતરકળા ગમે છે. વડીલ રૅપના ઘરમાં ઘણી કિંમતી છબીઓ હતી અને તેમની પાસે એક પુસ્તકાલય હતું, તોપણ તે મુસાફરને એમ કહેવામાં આવ્યું કે "અમારામાં મુખ્ય ગ્રન્થ ધર્મપુસ્તક (બાઇબલ) વંચાય છે."

ઉદ્યોગબળથી તેઓએ કુટુંબ અને નોકરો માટે એક લાકડાનું ઝુંપડું ઊભું કીધું; અને એ દરમિયાનમાં કુટુંબનાં માણસો ગાડાંમાં સુતાં હતાં. પછી માણસોએ પોતાને માટે લાકડાનાં ઝુંપડાં બાંધ્યાં. આખરે એક સંસ્થાન થયું. પણ મોત સર્વત્ર પાછળ આવે છે. નાના ફ્લાવરને એ દેશમાં પહેલીજ ઘોર ખોદવી પડી. તેમાં પહેલા મરનારને, એટલે તેના મોટા ભાઈના છોકરાને, દાટવાનો હતો.

પણ જીવતાં માણસો માટે ખોરાક મેળવવા તેમણે શા ઉપાય યોજવા? મોસમ એટલી બધી ચઢી ગઇ હતી કે જમીન ખેડી શકાય નહિ. હવે જુલાઇ મહિનો થયો હતો. પોતાની પાસે જે ખોરાક હતો તે ખાઇ રહ્યા પછી તેમને અતિશય ભૂખ લાગવા માંડી. કોઇ કોઇ પ્રસંગે કોઇ હરણને મારી નાંખતા, અને તે થોડા દિવસ ચાલતું; પણ માણસોને ખવડાવવાનું સૌથી વધારે હતું, અને એટલું બસ નહોતું. ક્વચિતજ હરણને આનંદસહિત ઘેર લાવતા અને કહેતા કે "જેણે આ હરણને માર્યું તેને શું આપીશું?"

આખરે તે સંસ્થાનના લોકો એટલા બધા ભૂખે મરવા લાગ્યા કે તેમને બીજે સ્થળે ખોરાક શોધવો પડયો. નાનો ફ્લાવર કેટલાંક માણસો સાથે ખોરાકને માટે **શૉની** કસ્બામાં ગયો. તે સ્થાન ઘણે દૂર હતું. માત્ર ૬૦ માઈલનું છેટું હતું, તોપણ ત્યાં પહોંચતાં માણસોને બે દિવસ લાગ્યા. તેમણે રાત્રે ઘોડાને વિશ્રામ આપ્યો, પણ તેમની આસપાસ વરુનું ઘુરકવું સાંભળ્યું. બહાદુર કુતરાઓએ તેમનું રક્ષણ કીધું. **શૉની** કસ્બામાં તેઓએ મુબાગ્યે કેટલોક આટો, લોટ, અને મીઠું લઈને સુકવેલી ડુક્કરની જાંઘ મેળવ્યાં અને તે લઇને તેઓ તરતજ ઘેર જવા નીકળ્યા. આવતાં અને પાછા જતાં ઘોડાઓને નાના **વૉબાશ**માં તરવું પડ્યું. ખોરાકને ભીનો કર્યા વગર લઈ જવાની ઘણી મુશ્કેલી પડી. તેઓ જમીન પર સહીસલામત ઊતર્યા, ત્યારે તેમણે દેવતા સળગાવ્યો, લુગડાં સુકવ્યાં, પોતાને તેમજ ઘોડાને માટે તાપણી કરી, અને ઊંઘવા માટે સુતા. સવારના પહોરમાં વહેલા ઘોડા પર ચઢી બેઠા અને ખોરાક લઈ ઘોડા કુદાવતા ઘેર ગયા. કેવી ખુશીથી તેમનો સત્કાર થયો તેનો કોઈ પણ ખ્યાલ કરી શકશે?

આ પ્રમાણે સંસ્થાને કષ્ટ વેઠવાં પડયાં. તે કુટુંબ થોડા વખત લાકડાના ઝુંપડામાં રહ્યું, ત્યાર પછી ઘર બાંધવાની જગ્યા નક્કી કરી અને ત્યાં "પાર્ક હાઉસ" નામનું ઘર બાંધ્યું. નાનો એડ્વર્ડ આ નવે ઘેર માને લાવવા લેકિસ્ંગ્ટન ગયો. સંસ્થાન ઘણી વિપત્તિમાં હતું ત્યારે તે ત્યાં રહેતી હતી,

અને હવે પોતાની આસપાસ એકઠું થનાર એક સુખી કુટુંબ તેને માલુમ પડ્યું. એ દરમિયાનમાં એ ઇલાકામાં નવાં સંસ્થાનો થયાં હતાં. લાકડાંનું બાંધેલું વૉરિંગ્ટન સ્થપાયું હતું. ઑલિબઅન હવે એડ્‌વર્ડના પરગણાનું મુખ્ય શહેર હતું તે શરૂ થયું હતું.

એડ્‌વર્ડ સાડા ચૌદ વર્ષનો થયો. ત્યારે તેના બાપે તેની કેળવણી વિષે વિચાર કરવા માંડ્યો. વૉરિંગ્ટનમાં લાકડાનાં ઝુંપડામાં એક શિક્ષક વસ્યો હતો. તેના બાપે કહ્યું. "વાહ, નેડ, હવે તું ઘણો તીવ્રબુદ્ધિનો અને હોંશિયાર થયો છે: અને અમારે તારે માટે કંઇ પણ કરવુંજ જોઇએ. તારે શિક્ષક પાસે જવું પડશે અને ત્યાં કંઇક જ્ઞાન અને કેળવણી મેળવવાં પડશે." નિશાળ ઘણી દૂર હતી. રસ્તો ટુંકો કરવા, આકાશ વાદળાંથી મુક્ત હોય, ત્યારે તે શિષ્ય પગ કળી જાય એવા ઘાસવાળા પોચા સ્થાનમાં થઇને જતો. તે વન્ય 'ટર્કિનું આશ્રયસ્થાન હતું. અલબત તે શિષ્યે બંદુક અને કુતરાને પાસે રાખ્યાં. નિશાળે જતાં રસ્તામાં તેણે એક સુંદર 'ટર્કિ'ને મારી પાડ્યું અને તેણે શિક્ષક કને લીધું. 'ટર્કિ'નું ભોજન કરવું એ વિચારથીજ શિક્ષક ફુલાઇ ગયો અને નેડ તેનો ઘણો માનીતો છોકરો થયો.

બીજે દિવસે તેણે કહ્યું કે મારી મરજી શિક્ષક સાહેબને તે સસલાની બક્ષીસ કરવાની છે. તે શિક્ષક તેની સાથે શિકાર કરવા બહાર નીકળ્યો અને શિકાર ફાવ્યો. હરણ અને 'ટર્કિ' પછી, અને શિકારનો તે શિક્ષકના ઘરમાં પ્રવાહ ચાલતો હતો. ને ધારતો હતો કે એમાં કંઇ નથી. એડ્‌વર્ડની કેળવણી ઘણી ખરાબ ચાલી. ખરૂં જોઇએ તો તે વિદ્યાને ધિક્કારતો અને શિકાર કરવાના કામને બીજાં બધાં કામથી ઘણું વધારે ચાહતો. એક દિવસ ઘેર તેને આંક પૂછ્યા. તેણે જવાબ દેવા માંડ્યો કે બે દૂ ત્રણ, ચાર દૂ પાંચ, અને પાંચ દૂ આઠ. તેની માએ કહ્યું. એ ઉભો રહે, "બધું અર્થશૂન્ય છે, પાછો શિક્ષક પાસે જા."

પણ તે શિક્ષક તેની સાથે અગાઉની પેઠે શિકાર કરવા ગયો. નેડનું કેળવણીના કામમાં ચિત્ત ચોંટ્યું નહિ, તેના બાપે અગાઉની પેઠે અંકગણિતમાં તેની પરીક્ષા લીધી. તેનામાં કંઇ સુધારો થયલો જણાયો નહિ. "બે દૂ છ, બે તરી આઠ" એવા એવા જવાબો દેવા માંડ્યા. તેને નિશાળે જતાં છ મહિના થયા અને તેનું આ પરિણામ થયું. આખરે તેના બાપે

* એક જાતનું મરઘા, ફુકડા જેવું અમેરિકાનું જાનવર.

ઘેર ઢોરની સંભાળ રાખવા નિશાળેથી ઊઠાડી મૂક્યો. અમેરિકામાં તે આટલું જ શીખ્યો.

એડ્વર્ડે હજી હરણનો શિકાર કરવો જારી રાખ્યો, કેમકે ખોરાક માટે ખરેખર તે એક આવસ્યક પદાર્થ હતો. એક દિવસ તે ચાલતો કેટલાક મિત્રસહિત શિકાર કરવા ગયો. ઘણું ચાલ્યા પછી તેનો કુતરો એક હરણીનાં પગલાં પર ચઢી ગયો. તેણે વાસ પારખી અને આગળ દોડયો, પણ તેનો શેઠ આવ્યો ત્યાંસુધી તે અટક્યો. તેના મિત્રો ઘણા દૂર રહી ગયા હતા. જંગલમાંથી પગલે પગલે ઘણીવાર ચાલ્યા પછી કુતરાએ હરણ બતાવ્યું અને તેણે હરણને ગોળીએ માર્યું. હવે વખત ઘણો થઇ ગયો હતો અને તે ઘેરથી પચીસ માઇલ દૂર આવ્યો હતો. તેણે મિત્રોને બૂમ પાડી, પણ તેમાંનો કોઈ પણ એનો અવાજ સંભળાય એટલે પાસે નહોતો. તેઓ ઘેર જવાને રસ્તે પડ્યા હતા. હરણ લેવાને આતુર હોવાથી તે એક ઝાડના મૂળ આગળ, પાસે કુતરો રાખી બેઠો અને ભર નિદ્રામાં પડ્યો. તે તરતજ વરૂના ઘુરકવાથી જાગ્યો. તેઓએ શિકારની વાસ પારખી હતી અને તેને ફાડી ખાવાની તૈયારીમાં હતા. તેમને હાંકી કાઢવા તેણે તેઓ તરફ વારંવાર બંદુક ફોડી, પણ પોતાની આસપાસ વખતે વખતે તેણે તેમને ભરરર કરતા અને ઘુરકતા સાંભળ્યા. રાત્રી અતિશય અંધારી હતી. આખરે જેવો પ્રભાતનો પ્રકાશ જંગલની ડાળીઓમાંથી નીકળ્યો કે તરતજ તે ઊઠ્યો અને ઘેર જવાને રસ્તે પડ્યો. તે પહોંચ્યો ત્યારે તેને કકડીને ભૂખ લાગી હતી, કેમકે ત્રીસ કલાક થયાં તેને ખોરાક મળ્યો નહોતો.

ફ્લાવરના કુટુંબીઓ ઇલિનૉઇસ ગયા, ત્યારે ઘણાં રીંછો, જેવાં કે કાળાં રીંછો ભયાનક, અને એવાં બીજાં આસપાસ ભટકતાં હતાં. ફ્લાવર કહે છે કે એક દિવસ સવારે હું પાસેના જંગલમાં ઝાડ કાપવા મકાઇના ક્ષેત્રમાંથી ઘોડે બેસી જતો હતો, ત્યારે મેં એક મોટું જાડું રીંછ ઊભું થતું જોયું. અમારાથી બચી જવા તે કાદવની જગ્યામાંથી ગયું. મારી સાથે ચાર માણસો અને કુતરા હતા. તેમાંના ત્રણ માણસો રીંછના પર હુમલો કરવા મારી સાથે ગયા. કુતરા પહેલા ગયા. રીંછે કુતરાને પકડયા, તેમને બચકી નાંખ્યા, અને મારી નાંખ્યા. પછી અમે અમારા કુહાડા લઈ તેની સામા ગયા, અને સખત લડાઈ થયા પછી અમે તેને મારી નાખ્યું, ઘેર લઇ આવ્યા, અને ખાઇ ગયા. શિયાળાના અમારા ઢોરના ચારામાં તે અમને ઘણું મદદરૂપ થઈ પડયું."

એક દિવસ સમી સાંજે, **એડ્વર્ડ** પોતાની પાછળ બંદુક લટકાવીને ઘોડા પર સ્વાર થયો હતો, ત્યારે તેનો કુતરો કંઈક પાસે આવતા પ્રાણીથી ભસવા લાગ્યો. તે સમયે તે ખીડની પાસે હતો, અને તેની નજીક એક નાનું વન હતું. તેણે ઊંચે જોયું એટલે એક મોટા પશુને પાસે આવતું તેણે દીઠું એમ તેણે ધાર્યું. છેક વધારે પાસે ગયો, ત્યારે તેને માલમ પડ્યું કે એ તો એક ઘોડેસ્વાર છે. તે માણસે મોટેથી કહ્યું, " તમે **અંગ્રેજ** છો ?" "હા, હું છું." " તમે ક્યાં જાઓ છો ?" " કેમ, હું તો ઘેરજ જાઉં છું, મારી સાથે આવો અને અમારી પરોણાગત સ્વીકારો." ખરેખર કોઈપણ પરદેશીની આ વનના એકાંત મેદાનમાં કે ખીડમાં આગતાસ્વાગતા થાય છે. તેઓ સઘળા પ્રત્યે હમેશના આદરભાવ અને સ્નેહભાવ પ્રમાણે વર્તવામાં આવ્યા.

ઘણી મુદ્દત ખરચ્યા પછી દેશનું સ્વરૂપ ઘણું બદલાઈ ગયું. અનાજ ઊગવા માંડ્યું અને ઢોરો વીઆવવા માંડ્યાં. પણ એમ થતાં જુદી જુદી તરેહની ભારે મહેનત પડ્યા વિના રહી નહિ, અને તેમાં વન્ય પશુના હુમલાથી પાકનું અને પશુધનનું રક્ષણ કરવાની મહેનત કંઈ ઓછી નહોતી. **એડ્વર્ડ ફ્લાવરે** આ સઘળા કામમાં ઉદ્યોગથી ભાગ લીધો અને બેશક આજ બાળપણની કેળવણીથી—અને **વૅારિંગ્ટન** શિક્ષકની કેળવણીથી નહિ—તેનો અદ્ભુત ઉદ્યોગી સ્વભાવ બંધાવવામાં મદદ મળી, અને ગમે તે કોઈ પણ કામ, અઘરૂં હોય માટે તેમાંથી હઠી ન જવાનું અથવા તો ઉદ્યોગ અને ખંતથી વશ કરાય એવા વિઘ્નથી ડગી ન જવાનું તે શીખ્યો.

ખરી વાત એ છે કે મોટા **ફ્લાવરે** આવી મોટી મિલ્કતની આસપાસ તેની ઊપજ વાવનાર લોકોની વસ્તી થતાં પહેલાં ખરીદ કરવામાં ભૂલ કરી હતી. હજી પણ એ દેશ વસ્તી વિનાનો હતો. પરદેશથી આવી વસનારાઓ **વૅાબાશ** લગણ પશ્ચિમ તરફ વધ્યા તેને આસરે વીસ વર્ષ થયાં. **એલ્બિયન** વસનારાઓથી ૫૦૦ માઈલ દૂર હતું. આનું પરિણામ એ થયું કે **ફ્લાવરને** માલ વેચતાં ઘણીજ મુશીબત પડી. તોપણ નવા વાસીઓ પાસે પાસે આવતા હતા અને તેમાંના ઘણા **એલ્બિયન** પાસે આવી વસ્યા. ઘણા હબસીઓએ દ્રવ્ય આપી સ્વતંત્રતા મેળવી હતી, તેઓ શહેરમાં વસ્યા અને તે આબાદ સ્થાન થયું. થોડાક **અંગ્રેજ** નવા વાસી ફાવ્યા નહિ, અને તેમને પાછા સ્વદેશ જવું પડ્યું. એ લોકોમાં એક **હૂકહામ** (હાલ લંડનમાં બૉન્ડ શેરીમાં પુસ્તકાલયનો અધિપતિ) હતો, તે સ્ત્રીસહિત સ્વદેશ છોડી

અત્રે વસવા આવ્યો હતો, અને તેણે અત્રે સ્થાયી રહેવા પ્રયાસ કર્યો. એક દિવસ નાનો ફ્લાવર તેને મળવા ગયો, અને તેમને એક મરઘું મારતા જોયા, તે સ્ત્રીએ લોહી નીકળેલું જોયું ત્યારે તે મૂર્છાગત થઈ. તેઓએ વાસ છોડ્યો અને ઇંગ્લંડ પાછા ગયા.

બીજી મુશીબત ફ્લાવરના કુટુંબીઓને વેઠવી પડી તે સ્વતંત્ર અને પરતંત્ર ગુલામો સાથે હતી. યાદ હશે કે ઓહિયો નદી ઇલિનૉઇસના સ્વતંત્ર રાજ્ય અને કેન્ટૂકિના ગુલામી રાજ્યની વચ્ચે આવી હતી. એવા ઘણા ગુલામો હતા કે તેમને દયાળુ શેઠ દ્રવ્ય આપી સ્વતંત્ર થવાની છૂટ આપતા. જેઓ કેન્ટૂકિના પશ્ચિમ પ્રદેશમાં રહ્યા હતા, તેઓએ નદી ઓળંગી અને ઘણે ભાગે વૃદ્ધિ પામતા એલ્બિયન શહેરમાં વસ્યા. પણ નદી પાર શેઠોના તાબામાં ગુલામોનાં ટોળેટોળાં હતાં, તેઓ પ્રત્યે જંગલી ક્રૂરતાથી વર્તતા. પતિ, પત્ની, અને છોકરાંને એક બીજાથી જુદાં પાડતા અને ગુલામી રાજ્યોના સઘળા ભાગમાં ગમે તેમ વેચતા. ઘણા ગુલામો, મરદ અને બૈરાં શેઠ પાસેથી નાસી જતાં, નદી ઓળંગતાં, અને સ્વતંત્રતાનો ઉપભોગ કરવા બીના પ્રદેશમાં અને જંગલોમાં સંતાઇ રહેતાં. ઘણાએ ઓહિયો ઓળંગી અને એલ્બિયનમાં આશ્રય લીધો. બીજાઓ જ્યાંસુધી કૅનેડાના સ્વદેશમાં પહોંચ્યા ત્યાંસુધી ઉત્તર તરફ ગયા.

ગુલામના માલીકો શિકારી કુતરા વડે ગુલામોનાં પગલાં શોધી કઢાવી તેમને પકડતા, ઘણી ખરી વાર પાછા પોતાના કામમાં જોડતા, અને ચાબખાની સંખ્યા વધારતા. હવે મનુષ્યહરણ કરનારી એક નિયમિત ટોળીએ ઓહિયો ઓળંગી, હબસીઓને મિસિસિપિમાં થઇને લઈ જવા અને ન્યૂ ઑર્લિયન્સમાં વેચવા, સ્વતંત્ર, અને પરતંત્ર બંનેને પકડવા પ્રયાસ કર્યો. એક ગુલામ હબસી ફ્લાવરે વેચાતો રાખ્યો. તે એક સુંદર મોટો હબસી હતો. તે ઉત્તમ પુરુષ અને પ્રામાણિક નોકર હતો. ફ્લાવરે તેને એક દિવસ કહ્યું, "તમે બેશક ગુલામ હશો, તમે સ્વતંત્રતા ખરીદ કીધી છે ?" ગુલામે કહ્યું, " ના સાહેબ, પણ મારો માલીક મને એવા ચાબખા મારે છે, અને મારી સાથે એવી ખરાબ રીતે વર્તે છે કે મારે તેનાથી નાસી જવાની જરૂર પડી." ત્યાર પછી થોડા વખતમાં તે શેઠ ટોળી સાથે તેની પાછળ ગયો, અને તેને ફ્લાવરના ખેતરમાં કામ કરતો જોયો. તેણે તરતજ તે માણસને પકડ્યો, હાથકડી કીધી, અને ખેંચી ગયો.

પણ તે ગુલામ પાછો તેના શેઠ પાસેથી નાસી ગયો, અને તેણે

ફ્લોવરને ઘેર આશ્રય લીધો. તે થાકી ગયો હતો અને અધો ભૂખે મુઓ હતો. તેણે કહ્યું "શેઠ મારી પાછળજ છે." નાના ફ્લાવરે તે માણસને કુવામાં સંતાડયો અને તેની ઉપર પાટીઉં ઢાંકી દીધું. તેણે વખતે વખતે માંહે ખાવાનું નાંખ્યું. તે શેઠ પોતાની મિલ્કતની પાછળ પડયો હતો. તેણે સઘળે ઠેકાણે શોધ કરી, પણ તેને તે ગુલામ હાથ લાગ્યો નહિ. નાના ફ્લાવરે તે માણસને ખાડામાંથી બહાર કાઢયો, તેને પુષ્કળ ખાવાનું આપ્યું, અને કહ્યું કે જીવ બચાવવો હોય તો અહિંથી નાસી જા. તે તરતજ ઉત્તર ભણી કૅનેડા તરફ જવા નીકળ્યો. પણ તે માણસ નદી ઓળંગી શકયો તે પહેલાં તેની પાછળ પડનારાઓ તેને પગલે ચાલવા મંડયા હતા, તેમણે તેને પકડયો, હાથકડી કીધી, અને 'ન્યાયાધીશો' ને સોંપી દીધો. તેણે તેના શેઠને કહ્યું કે હું કદી ગુલામ થનાર નથી; મારી જીંદગી જોખમમાં આવશે તોપણ હું તમારી સાથે પાછો આવીશ નહિ. તેથી પોલીસનો સિપાઇ આવી પહોંચ્યો અને તેને નાસી ગયલા ગુલામ તરીકે પકડયો, ત્યારે તેણે પોતાની પાસે સંતાડેલી પિસ્તોલ બહાર કાઢી અને તેને ગોળીથી ઠાર કીધો. તે નાસી ગયલા ગુલામને તરતજ ફાંસી દીધી.

આવા ઘણા દાખલા જોવામાં આવતા. આવા નામના સ્વતંત્ર દેશમાં બનતા આવા બનાવોથી ફ્લાવરને એટલી બધી શરમ આવી કે તે વર્ણવી શકાતી નથી. તેણે તે દેશ છોડવાનો વિચાર કરવા માંડયો; પણ તે પ્રદેશ સ્થાપવામાં અને ત્યાં લોકોની વસ્તી કરવામાં તેણે એટલી બધી મુડી વાપરી હતી કે થોડો વખત તે એવું કરતાં અટકયો. મનુષ્યાહારીની સંખ્યા વધતી રહી. તેઓ તે દેશમાં હબસીઓ શોધતા ટોળીબંધ આવતા. ગુલામનો વેપાર કરનારાઓએ બની શકે તો ફ્લાવરને એ રાજ્યમાંથી બહાર કાઢવા નિશ્ચય કર્યો. પણ સખત યુદ્ધ મચાવ્યા વિના તેની જવાની ખુશી નહોતી. તે સમયે ફોજદારી અમલદારો ઘણા વિચિત્ર હતા. એક દિવસ ફ્લાવર નજીકમાં નજીક ફોજદારી અમલદાર ડીપ્યૂ પાસે કેટલાક ક્રમાલા પર સહી કરાવવા ગયો, ત્યારે તેણે ડીપ્યૂને પથારીમાં તદ્દન નાગો બેઠેલો જોયો. તેણે કહ્યું, "હવે મારે મારાં કેટલાક નાનાં બદન પહેરવાં જોઇએ." તેથી તે ઊઠયો ને તેણે દસ્તાવેજો પર સહી કીધી. ફ્લાવરે એક બીજા ફોજદારી અમલદાર મોઝીઝ મિકાયલનું ઓળખાણ કીધું. તે નીચેના વર્ણન ઉપરથી જણાશે તે પ્રમાણે તેને કંઇક ઉપયોગી થઈ પડયો.

એડ્વર્ડ ફ્લાવર કહે છે કે "આ વખતે હું ૧૮ કે ૧૯ વરસનો

હતો. આખો દિવસ બહાર ચાલતો રહેવાથી ઘણો થાકી ગયલો અને પરિશ્રાન્ત થયલો એક બીજા પુરૂષ સાથે હું ઘેર આવતો હતો. જેવા અમે ઘરની પાસે આવ્યા તેવા વનમાં એક સ્થળે આવ્યા, ત્યાં અમે ઝાડીમાં ઘણો વાદવિવાદ થતો સાંભળ્યો. "જ્યાંસુધી હું જીવીશ ત્યાંસુધી આ લગામ પકડેલી હુ મૂકનાર નથી" એવા શબ્દો મેં સાંભળ્યા. એ મારા બાપનો ઘાંટો હતો. હું તરતજ મારા સોબતી સાથે અંદર ધસ્યો અને જે ઘોડાની પીઠ પર અમારા સ્વતંત્ર ગુલામોના એકને સાટકાના માર પડતા હતા તે ઘોડાની લગામ ઝાલીને ઉભેલા મારા બાપને મેં જોયા. એક મનુષ્યાહારીએ કહ્યું કે "તમે છોડશો નહિ તો હું તમને એક ક્ષણમાં ગોળીથી ઉડાવી દઇશ." હું તરતજ તેની સામો ગયો અને કુહાડા વતે તેના કકડા કીધા. મારો સોબતી બીજાની સામો ગયો, અને તેનો હાથ કાપી નાંખ્યા જેવો કીધો. મારા બાપ બચ્યા, અને મનુષ્યાહારી તરતજ જંગલમાં થઇને નાસી ગયા.

"ફોજદારી અમલદાર મોઝીઝ મિકાયલ પાસેથી અમે તરતજ તેમને પકડવાનો હુકમ મેળવ્યો. અમે ધાર્યું કે મનુષ્યાહારી વૉબાશ ઓળંગીને અમુક સ્થળે આવ્યા હશે. તેમને પકડવાનો નિશ્ચય કર્યો. મેં મારી ટોળીના ઉપરી થવાનું માથે લીધું, અને તે અધિકારી અમારી સાથે આવ્યો. અમે મોડી રાત્રે નીકળ્યા, અને પરોઢીઉ થતા પહેલાં તરતજ વૉબાશ આગળ આવ્યા. અમે ઓવારે ગયા એટલે અમને માલમ પડ્યું કે મનુષ્યાહારીઓ ગયા નથી.

શસ્ત્ર મૂકી દીધાં. લુગડાં ઉતાર્યાં, એક પછી એક આગળ આવ્યા, અને તેમને બાંધ્યા.

"બધા મળીને તેઓ આઠ હતા. તેમને આસરે ૨૦ માઇલ દૂર **એલ્બિયન**માં કામ ચલાવવા સારૂ લઇ જવાની તૈયારી હતી. પણ અમે અમારે રસ્તે પડયા તેવામાં તે અમલદારે મને કહ્યું, 'મને લાગે છે કે આપણે ઘણાને પકડ્યા છે. એમાંના બે સારા માણસ છે અને તેમને થોડી શિખામણ દઇને તમારી મરજી હોય તો જવા દો.' તેમને છૂટા કીધા અને જવા દીધા. બીજા બે માણસોને કસી જોયા, અને તેમણે વચન આપ્યું કે હવે પછી આવા કામમાં અમે કદી પડીશું નહિ. તેમને પણ જવા દીધા. હવે કેદી માત્ર ચારજ રહ્યા. તેઓ સ્વતંત્ર હબસીને પકડવાના પ્રયાસમાં ઘણા લાંબા વખતથી ટેવાઇ દૃઢ થયા હતા. એ ચાર પર કામ ચલાવ્યું, તેમને શિક્ષા થઈ, અને **વૅન્ડેલિયા**ના શાસનગૃહમાં સખત મજુરી સાથે બે વર્ષ કેદ રહેવાનો હુકમ થયો. આ પ્રમાણે **ઓહિયો** નદીને કિનારે આખી મનુષ્યહરણી પદ્ધતિને તોડી નાંખી, **ફ્લાવર** અને **અંગ્રેજી** સંસ્થાનના લોકોના બળવાન્ પ્રયત્નથી **ઇલિનૉઇસ**ને ગુલામી રાજ્ય થતું અટકાવ્યું.

છે. તેણે કહ્યું, 'મારી સલાહ એવી છે કે નેડે તરતજ દેશ છોડી જતા રહેવું, અર્થાત્, તેને ખૂનમાંથી બચવું હોય તો જતા રહેવું.' જૅકની શિખામણ માની. વડીલ ફ્લાવરે બીજે દિવસે સવારના પહોરમાં એડ્વર્ડને પથારીમાંથી જગાડ્યો, અને તેઓ તરતજ ઇંગ્લૅંડ જવા નીકળ્યા. પણ હવે કરુણ વાર્તા આવે છે. બે રાત પછી, તેઓ નીકળી ચૂક્યાની ખબર નહોતી ત્યારે, આસરે છ મનુષ્યાહારી તેને ઘેર ગયા અને નાનો ફ્લાવર ક્યાં છે એમ પૂછ્યું. રાત અંધારી ઘોર હતી, અને તે માણસો ઓળખાઈ શક્યાં નહિ. એક નાનો છોકરો રિચર્ડ એડ્વર્ડ ફ્લાવરનો પિતરાઈ ભાઈ હતો, અને તેનું સ્વરૂપ તેને ઘણું મળતું હતું, તે બારણે ગયો. તે માણસોએ તરતજ તેને પકડયો, પોતાના કુહાડા વડે કકડા કર્યા અને તે જ સ્થાને તેને મારી નાંખી ચાલતા થયા. બાપડા રિચર્ડ માટે સર્વને ઘણો શોક થયો પણ તેનું ખૂન કરનાર કદી જડ્યા નહિ.

એડ્વર્ડ ઘેરથી ગયો, ત્યારે તેણે પોતાના માનીતા કુતરા 'નાના પેન'ને તાળામાં રાખવાનો હુકમ કીધો હતો. તે કુતરો હમેશ તેની સાથે રહેતો. તેની સાથે ઊંઘતો, અને તેની સાથે શિકાર કરતો; તે કુતરો પોતાના શેઠથી છૂટો પડયોજ નહિ. ગમે તેમ કરીને તે બહાર નીકળ્યો, પોતાના શેઠને પગલે પગલે મછવા સુધી ગયો, અને વહાણમાં બેઠો. તેને મોકલ્યો અને ફ્લાવરના ભાઇના હાથમાં મૂક્યો. તે મછવો ડક્કામાંથી નીકળ્યો, ત્યારે તે કુતરો તેના ભાઇના હાથમાંથી કૂદ્યો અને ઓહિયોમાં કૂદી પડયો. અલબત્ત કુતરાને માટે વાટ જોઈ શકાય નહિ. તે મછવો ચાલતો થયો અને ફ્લાવરે તે નાના કુતરાને જ્યાંસુધી દૂર માત્ર એક બિંદુસમાન તે દેખાયો ત્યાંસુધી ઓહિયોમાં તરતો જોયો, તે જ છેલ્લો જોયો.

એડ્વર્ડ અને તેનો બાપ એક નાના બેઠોલવાળા ૧૫૦ ટન ભાર ઉચકી શકે એવા વહાણમાં બેસી ઇંગ્લૅંડ જવા નીકળ્યા. વહાણ પર તેઓજ માત્ર ઉતારૂ હતા. ૧૮૨૪ માં તેઓ લિવરપૂલ ઉતર્યા. એજ બંદર છોડ્યાને તેમને લગભગ સાત વર્ષ વહી ગયાં હતાં, અને દરેક વસ્તુમાં ઘણોજ ફેરફાર થયો હતો. એડ્વર્ડ તે સમયે ૧૩ વર્ષનો છોકરો હતો તે હાલ લગભગ ૨૦ વર્ષનો પુષ્ટ મરદ થયો હતો. હજી પણ તેણે અરણ્યવાસીનાં લુગડાં પહેર્યાં હતાં. તેની પીઠ પર લટકતા કુમતાવાળી એક પ્રકારની ટોપી, ઝુલવાળું શિકાર વખતે પહેરવાનું પહેરણ, જાડા સુતરના દોરડેવતી બાંધેલા ચોરણા, કાળાં પગનાં મોજાં, હરણના ચામડાનાં બૂટ, અને એ બધાં ઉપર મોટો

શસ્ત્ર મૂકી દીધાં. લુગડાં ઉતાર્યાં, એક પછી એક આગળ આવ્યા, અને તેમને બાંધ્યા.

"બધા મળીને તેઓ આઠ હતા. તેમને આસરે ૨૦ માઇલ દૂર **એલિબયન**માં કામ ચલાવવા સારૂ લઇ જવાની તૈયારી હતી. પણ અમે અમારે રસ્તે પડયા તેવામાં તે અમલદારે મને કહ્યું, 'મને લાગે છે કે આપણે ઘણાને પકડયા છે. એમાંના બે સારા માણસ છે અને તેમને થોડી શિખામણ દઇને તમારી મરજી હોય તો જવા દો.' તેમને છૂટા કીધા અને જવા દીધા. બીજા બે માણસોને કસી જોયા, અને તેમણે વચન આપ્યું કે હવે પછી આવા કામમાં અમે કદી પડીશું નહિ. તેમને પણ જવા દીધા. હવે કેદી માત્ર ચારજ રહ્યા. તેઓ સ્વતંત્ર હબસીને પકડવાના પ્રયાસમાં ઘણા લાંબા વખતથી ટેવાઇ દૃઢ થયા હતા. એ ચાર પર કામ ચલાવ્યું, તેમને શિક્ષા થઈ, અને વૅન્ડેલિયાના શાસનગૃહમાં સખત મજુરી સાથે બે વર્ષ કેદ રહેવાનો હુકમ થયો. આ પ્રમાણે **ઓહિયો** નદીને કિનારે આખી મનુષ્યહરણી પદ્ધતિને તોડી નાંખી, **ફ્લાવર** અને **અંગ્રેજી** સંસ્થાનના લોકોના બળવાન્ પ્રયત્નથી **ઇલિનૉઇસ**ને ગુલામી રાજ્ય થતું અટકાવ્યું.

એ દરમિયાનમાં મનુષ્યાહારીઓ નાના **ફ્લાવર**નો નાશ કરવા તલપી રહ્યા હતા, અને તેનું ખૂન કરવા તેમણે એક ટોળી ઊભી કીધી. તે સંસ્થાનમાં મનુષ્યહરણનો નાશ કરવામાં તે સર્વેથી વધારે ઉદ્યોગી અને મહેનતુ હતો, અને હવે તેને કે તેનાં સગાંઓને એને માટે ભોગ આપવોજ જોઇએ. એમ બન્યું કે જૅક **એલિસ** નામના એક અરણ્યવાસીને તેમનાં કૃત્યની ખબર પડી. જૅક નાના **ફ્લાવર**ને કેળવનાર હતો અને જંગલ અને મેદાનોમાં તે હરણની પાછળ જતો ત્યારે તેની સાથે જતો. આ પ્રમાણે તેને પોતાના જુવાન શિક્ષક માટે પ્રીતિ બંધાઇ હતી. કોઈ પણ કારણથી તે મનુષ્યાહારીમાં લપટાઈ પડયો. હવે તેને **એડ્વર્ડ**નું ખૂન કરવાનો ઇરાદો ખબર પડયો. અગાઉ તે દેવતા પાસે બેઠો હતો ત્યારે તેને ગોળી મારી હતી. એક દિવસ રાત્રે એક ગોળી બારી ભાંગીને આવી તેથી તેના માથા પાછળની આરસી ભાંગી ગઇ. આખું કુટુંબ ઊઠયું, અને બારણા તરફ ધસ્યું, પણ મનુષ્યાહારીઓ નાસી ગયા હતા.

યુદ્ધ વધારે તીવ્ર થયું. એક દિવસ રાત્રે જૅક **એલિસ** **એડ્વર્ડ**ની બેન પાસે આવ્યો અને તેને કહ્યું કે મનુષ્યાહારીઓએ ગમે તે થાય તો પણ તમારા ભાઇની જીંદગી લેવાનો ઠરાવ કીધો છે અને એ વાત છાની

છે. તેણે કહ્યું, 'મારી સલાહ એવી છે કે નેડે તરતજ દેશ છોડી જતા રહેવું, અર્થાત્, તેને ખૂનમાંથી બચવું હોય તો જતા રહેવું.' જૅકની શિખામણ માની. વડીલ ફ્લાવરે બીજે દિવસે સવારના પહોરમાં એડ્વર્ડને પથારીમાંથી જગાડ્યો, અને તેઓ તરતજ ઇંગ્લંડ જવા નીકળ્યા. પણ હવે કરુણ વાર્તા આવે છે. એ રાત પછી, તેઓ નીકળી ચૂક્યાની ખબર નહોતી ત્યારે, આસરે ૭ મનુષ્યાહારી તેને ઘેર ગયા અને નાનો ફ્લાવર ક્યાં છે એમ પૂછ્યું. રાત અંધારી ઘોર હતી, અને તે માણસો ઓળખાઈ શક્યાં નહિ. એક નાનો છોકરો રિચર્ડ એડ્વર્ડ ફ્લાવરનો પિતરાઈ ભાઈ હતો, અને તેનું સ્વરૂપ તેને ઘણું મળતું હતું, તે બારણે ગયો. તે માણસોએ તરતજ તેને પકડ્યો, પોતાના કુહાડા વડે કકડા કર્યા અને તે જ સ્થાને તેને મારી નાંખી ચાલતા થયા. બાપડા રિચર્ડ માટે સર્વને ઘણો શોક થયો પણ તેનું ખૂન કરનાર કદી જડ્યા નહિ.

એડ્વર્ડ ઘેરથી ગયો, ત્યારે તેણે પોતાના માનીતા કુતરા 'નાના પેન'ને તાળામાં રાખવાનો હુકમ કીધો હતો. તે કુતરો હમેશ તેની સાથે રહેતો. તેની સાથે ઊંઘતો, અને તેની સાથે શિકાર કરતો; તે કુતરો પોતાના શેઠથી છૂટો પડયોજ નહિ. ગમે તેમ કરીને તે બહાર નીકળ્યો, પોતાના શેઠને પગલે પગલે મછવા સુધી ગયો, અને વહાણમાં બેઠો. તેને મોકલ્યો અને ફ્લાવરના ભાઇના હાથમાં મૂક્યો. તે મછવો ઠક્કામાંથી નીકળ્યો, ત્યારે તે કુતરો તેના ભાઈના હાથમાંથી કૂદ્યો અને ઓહિયોમાં કૂદી પડ્યો. અલબત્ત કુતરાને માટે વાટ જોઈ શકાય નહિ. તે મછવો ચાલતો થયો અને ફ્લાવરે તે નાના કુતરાને જ્યાંસુધી દૂર માત્ર એક બિંદુસમાન તે દેખાયો ત્યાંસુધી ઓહિયોમાં તરતો જોયો, તેજ છેલ્લો જોયો.

એડ્વર્ડ અને તેનો બાપ એક નાના બેડોલવાળા ૧૫૦ ટન ભાર ઊચકી શકે એવા વહાણમાં બેસી ઇંગ્લંડ જવા નીકળ્યા. વહાણ પર તેઓજ માત્ર ઉતારૂ હતા. ૧૮૨૪ માં તેઓ લિવરપૂલ ઉતર્યા. એજ બંદર છોડ્યાને તેમને લગભગ સાત વર્ષ વહી ગયાં હતાં, અને દરેક વસ્તુમાં ઘણોજ ફેરફાર થયો હતો. એડ્વર્ડ તે સમયે ૧૩ વર્ષનો છોકરો હતો તે હાલ લગભગ ૨૦ વર્ષનો પુષ્ટ મરદ થયો હતો. હજી પણ તેણે અરણ્યવાસીનાં લુગડાં પહેર્યાં હતાં. તેની પીઠ પર લટકતા ફુમતાવાળી એક પ્રકારની ટોપી, ઝુલવાળું શિકાર વખતે પહેરવાનું પહેરણ, જાડા સુતરના દોરડેવતી બાંધેલા ચોરણા, કાળાં પગનાં મોજાં, હરણના ચામડાનાં બૂટ, અને એ બધાં ઉપર મોટો

ઝભો, આ તેનો પહેરવેશ હતો. તરતજ તેણે એ કપડાં કાઢી નાંખી સુધરેલા દેશનો પોશાક પહેર્યો.

પછી થોડા વખતમાં બંને જણ યૉર્ક પરગણામાં બ્રાફૉર્ડ ગયા. ત્યાં થોડો વખત રહ્યા પછી, એક કેંબ્રિજના વર્ત્તમાનપત્રના તંત્રી **બેન્જામિન ફ્લાવરને** તેઓ મળવા ગયા. તેની છોકરીઓનાં નામ **એલિઝા** અને **સરાહ ફ્લાવર** હતાં. **સરાહ ફ્લાવર** 'અરે મારા દેવ ! તને કદિ નહિ' વગેરે સર્વે દેવલમાં ગવાતા એક સુંદર સ્તોત્રની રચનાર હતી. ત્યાર પછી થોડે મહિને **રૉબર્ટ ઓવન**, તે સમયે એક વિશ્વહિતકર્તા ગણાતો હતો, તેને મળવા **એડ્વર્ડ સ્કૉટલંડમાં ન્યૂ લેનાર્ક** ગયો. બાપની સાથે ભેગો થવા તે **લંડન** પાછો ફર્યો પછી તેણે તેને કહ્યું કે મારો ઈરાદો કંઈક કેળવણી લેવા માટે **ઈંગ્લંડ** રહેવાનો છે. તેના બાપને આશ્ચર્ય લાગ્યું, પણ તે છોકરો પોતાના કાર્યમાં દઢ રહ્યો. તેણે પોતાનો મર્મ કહ્યો નહિ પણ પ્રેમપાશથી તેને ઇંગ્લંડમાં રહેવાની જરૂર પડી હતી. તેના બાપે પોતાની આવકમાંથી ૨,૦૦૦ પાઉંડની **અમેરિકન** લોન તેને આપવા કબૂલ કર્યું, ને કહ્યું કે એમાંથી તારે યુક્તિથી ખરચ ચલાવવો, અને તેમ ન થાય તો **અમેરિકા**માં મારૂં ઘર છે, ત્યાં જ્યારે ખુશી થાય ત્યારે પાછા આવવું.

**લિવરપૂલ**થી તેનો બાપ ગયો તેને મળીને તે **રૉબર્ટ ડેલ ઓવેન** જોડે **ન્યૂ લેનાર્ક** પાછો ફર્યો. ત્યાં તેણે પ્રથમ વિદ્યાની કેળવણી મેળવી: પણ **અમેરિકા**નાં જંગલોમાં તેને જે વ્યાવહારિક કેળવણી મળી હતી તે તે જીંદગી સુધી ઘણી ઉપયોગી નીવડી. તે એક પખવાડીઉં **રૉબર્ટ ઓવેન**ને ઘેર રહ્યો, અને પછી મકાન ભાડે રાખી ત્યાં રહ્યો. એક દિવસ તે બહાર ફરતો હતો, ત્યારે તેને એક ગૃહસ્થ મળ્યો, તેણે **ન્યૂ યૉર્ક** જવાનો માર્ગ પૂછ્યો. તેણે કહ્યું, "હું તમને ત્યાં લઈ જઈશ, હું જાતે ત્યાં રહું છું." બંને જણ વાત પર ચઢ્યા અને તેઓ વચ્ચે સારી મૈત્રી બંધાઈ. એમ જણાયું કે એ ગૃહસ્થ **એડિન્બરો**નો રહીશ **ડૉક્ટર ઍન્ડ્રૂ કૉંબ** હતો, અને તે **ન્યૂ લૅનાર્ક**માં કારખાનાના છોકરા અને છોકરીઓની કેળવણીમાં જે અદ્દભુત કામ થતાં હતાં તે જાતે જોવા જતો હતો. **ડૉક્ટર કૉંબ** જુવાન **અમેરિકા**ના અરણ્યવાસી સાથે જમ્યો અને તે પ્રસંગે તે અરણ્યવાસીએ તેને પોતાનો વૃતાન્ત અને 'કેળવણી મેળવવાના' પોતાના વિચાર છૂટથી કહી બતાવ્યા. તે ડૉક્ટરે કહ્યું, "ઠીક ત્યારે, **મરેકૃત** વ્યાકરણ લાવો, અને તરતજ વાંચવા મચો.

ઉત્તમ ગ્રન્થો વાંચો અને તે વિષે મનન કરો. તમને એક મુશ્કેલી પડશે નહિ."

ફ્લાવર ૭ માસ ન્યૂ લૅનાર્કમાં અધ્યયનમાં પ્રવૃત્ત રહ્યો. તેણે ગ્રન્થ વાંચવા પાછળ એટલો બધો ઉદ્યોગ કર્યો કે તેણે તન્દુરસ્તી ખોઈ. ખરેખર, એક નાના ઓરડામાં એક ખુરશી પર બેસી શબ્દો શીખવા અને વાંચવામાં મગજ રોકવામાં, અને છેક પશ્ચિમનાં બીડ ઉપર ભટકી સ્વચ્છ આકાશની આનંદી લહેરોના ઉપભોગ કરવામાં ઘણો ફેરફાર હતો. આખરે તેણે ન્યૂ લૅનાર્ક છોડ્યું, અને એડિન્બરોથી લંડન ચાલતો ગયો, ને માર્ગમાં જે કસ્બા અને શહેરો આવ્યાં તે જોઈ તેને હમેશ આશ્ચર્ય ઉત્પન્ન થયું. ૭ માસ સુધી તે લંડનમાં ટ્રિનિટિના ચોકડામાં ડૉક્ટર કોલિ સાથે શિષ્ય તરીકે રહ્યો અને તેની સાથે રહી, તેણે અંકગણિત, બીજગણિત, અને ચઢતી કેળવણીના બીજા વિષયોમાં સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું.

હવે તેની ઉમર ૨૧ વર્ષની થઈ હતી અને તે ધંધામાં ગુંથાવા તૈયાર હતો. તે બર્મિંગહામ ગયો અને એક કણીઆને ત્યાં આડત કરવા વાર્ષિક ૧૦૦ પાઉંડને પગારે રહ્યો. તે એટલો બધો કામનો માલમ પડ્યો કે એ વર્ષમાં તેનો પગાર વધારીને ૪૦૦ પાઉંડ કીધો. પછી તે એક ઉદાર અને પ્રેમાળ સ્ત્રી સાથે પરણ્યો, અને ત્યાર પછી તેનો સંસાર આનંદકારક થયો. તે એવનને કિનારે આવેલાં સ્ટ્રેટફર્ડમાં વસ્યો, અને ત્યાં તે દેશમાં મોટામાં મોટો દારૂ બનાવનાર થયો. તે ચાર વર્ષ સુધી તે શહેરનો કોટવાલ અને વાર્વિક પરગણા માટે સુલેહનો અમલદાર રહ્યો. તેને દરેક સ્થળે આબરૂ અને પ્રતિષ્ઠા મળી. તેનું ઘર પરોણાગત કરવાનું સ્થળ થઈ પડ્યું. વિશેષે કરીને તે પોતાના અમેરિકાના મિત્રોને ચાહતો હતો, અને ઉનાળામાં તેનું ઘર તેઓથી ભરપૂર રહેતું. તેણે પોતાની બહાદુર રીત પ્રમાણે ૧૮૬૪ માં શેક્સપીઅરની ત્રણસેં વર્ષને લગતી જયન્તિનો ઉત્સવ ઊજવ્યો.

તે વર્ષમાં તે પક્ષાઘાતથી સપડાયો અને તેને ધંધો છોડવો પડ્યો. પણ તેનામાં અદ્ભૂત બળ અને હિંમત હતાં. ૧૮૬૫માં તે બીજી વાર એ જ રોગથી સપડાયો અને તેનું અરધું શરીર નકામું થઈ પડ્યું. તોપણ ૧૮૬૮માં તે નૉર્થ વૉરિક પરગણાના પ્રતિનિધિ તરીકે આમની સભાનો ઉમેદવાર થયો. તે નિષ્ફળ થયો, પણ તેથી નાઉમેદ થયો નહિ. તેણે કોવેન્ટ્રિના પ્રતિનિધિ તરીકે ફરી ૧૮૭૨માં આમની સભામાં દાખલ થવા પ્રયત્ન કીધો, પણ તે ફરીથી નિષ્ફળ થયો. ૧૮૬૯ માં વળી તે પક્ષાઘાતથી સપડાયો અને

અંગ્રેજી ભાષા ભૂલી ગયો. તેને ફરીથી, નામ, વિશેષણ, ક્રિયાવિશેષણ અવ્યય વગેરે શીખવાં પડ્યાં.

તે **રોમ** ગયો એટલે તેની તન્દુરસ્તી સુધરી, પછી તે **ફ્રાન્સ**ની દક્ષિણે **પો**માં ગયો. સઘળે ઠેકાણે તેણે ઘોડા, ખચ્ચર, અને ગધેડાં પર ક્રૂરતા થતી જોઈ. તેને માટે તેને રોવું આવવા જેવું થયું. તે ૧૮૭૩ માં લંડનમાં રહેવા આવ્યો ત્યારે ઘોડાને જે દુઃખ દેવાતું હતું, તેમાં મુખ્યત્વે કરીને ખેંચવાની લગામ અને લગામનાં ચોકડાંથી અતિશય પીડા ઘોડાને થતી હતી તે દૂર કરવાના કામમાં મચ્યો. તેણે કાળો ઘોડો ખરીદ્યો. તેને તે પહેલાં નરમ પાડ્યો હતો, લગામનાં ચોકડાં ઘાલ્યાં હતાં, અને અતિશય દુઃખ દીધું હતું. તેણે આ પરાકાષ્ટાનાં સાધનો લઇ લઇ તરતજ ઘોડાને સાજો કીધો. તેણે 'ટાઇમ્સ'ના અધિપતિને એક પત્ર લખ્યો અને મર્હૂમ **સર આર્થર હેલ્પ્સ**ની સહાયતાથી તે પત્ર તે વર્તમાનપત્રમાં દાખલ થયો. તેના કહેવાથી **સર આર્થરે** 'પ્રાણી અને તેના માલીકો' વિષે ગ્રંથ રચ્યો. પ્રાણી પ્રત્યે ક્રૂરતા નિષેધક મંડળીમાં તે ગયો અને લગામનાં ચોકડાંથી મોં બંધ કરેલા ઘોડાની બાર ગાડી સભાના બારણા આગળ ઊભી રહેલી તેણે દીઠી. તે સભામાં ગયો, પણ તેઓએ તેનું કહ્યું સાંભળ્યું નહિ. પ્રમુખે તેને ઓરડા બહાર જવાનો હુકમ કીધો.

તેમ છતાં પણ તે પોતાના ઉદ્યમમાં પ્રવૃત્ત રહ્યો. તેનું મોં બંધ થઇ શકે એમ નહોતું. તેણે સઘળાં રોજીંદાં વર્તમાનપત્રમાં કાગળો લખ્યા અને તે દાખલ થયા. એ રીતે એ વિષય પર તેણે લોકમત ઉશ્કેર્યો. પછી તેણે 'લગામનાં ચોકડાં અને લગામ' વિશે ચોપાનીઉં પ્રસિદ્ધ કીધું, અને આખા દેશમાં તેનો ફેલાવો કીધો. પછી 'ઘોડા અને ઘોડાનો સાજ' એવું બીજું ચોપાનીઉં છાપ્યું, તેને પહેલા ચોપાનીઆ સાથે અનુસંધાન હતું; અને તેનો પણ બહોળો ફેલાવો કીધો. **ફ્લાવર** લોકરીતિ પ્રમાણે ચાલનારાઓના ઘોડાના સાજનું નીચે પ્રમાણે વર્ણન કરે છે:—

ઘોડાના માથાં ઊંચાં ખેંચી રાખવા સારૂ સખત લગામ વપરાય છે, તેને નીચાં ખેંચવા સારૂ એક જડેલો જોરબંધ વપરાય છે, માર્ગ જોતાં અટકાવવા તેમની આંખ બંધ કરવામાં આવે છે, લગામને તેની જગ્યાએ રાખવા ચામડાના પટા વપરાય છે. તેથી તે પ્રાણીનું માથું અને પૂછડી સાથે અક્કડ રહે છે. સ્થિર ઊભો હોય ત્યારે પીઠ હુંકી કરીને લગારેક આરામ મેળવવા ઘોડા સ્વાભાવિક સ્થિતિની બહાર આગલા પગ લંબાવે છે, અને પાછલા

પગ તેના પ્રમાણે પાછળ નાંખે છે, તેથી પગે સોજો આવે છે અને લંગડાતો થાય છે, અને હોડકાના જેવો દેખાય છે. સખત લગામ, માથાનો અસ્વાભાવિક અને સ્થિર સ્થિતિમાં રાખીને શ્વાસ લેવાની નળી અને ઇન્દ્રિયોને ખૂબ મહેનત આપે છે, અને બરાડા કાઢવાના અને બીજા રોગો ઉત્પન્ન કરે છે. લગામનો આગલો ભાગ ઘણીખરી વખત ઘણો ટુંકો હોય છે, તેથી કાનના નીચલા ભાગને ઇજા થાય છે, વળી અંધારીનો પટો પણ ટુંકો હોય છે અને તેથી તે સખત રાખે છે ત્યારે, અંધારીને ઘણી સખત ખેંચવા ઉપરાંત, લગામના ઉપલા ભાગને આગળ ખેંચે છે અને તેથી કાનનો પાછલો ભાગ સપડાય છે અને ઇજા પામે છે; ઘોડો પોતાનું માથું ઊંચું કરી બેચેનીનાં ચિહ્ન દર્શાવે છે, ત્યારે તેને વધારે અને વળી તેનાથી પણ સખત પટાથી બંધન રાખવાની શિક્ષા કરે છે, અને ગાડીવાન તેનાં દુઃખનું કારણ શોધવા કે તેનો ઉપાય કરવા ભાગ્યેજ મહેનત લે છે.

"લોકરિવાજ બળવાન્ છે, હું ધારૂં છું કે તે દયાભાવ કરતાં પણ બળવાન્ છે, તોપણ મને આશા છે. ઘોડાના નિમાળા કાપવાનો, અને પૂછડી ઊંચી કરે માટે તેનું મૂળ કાપવાનો રિવાજ હવે દૂર થયો છે, તેટલા માટે આકૃતિમાં વિકાર કરવાની અને ક્રૂરતા દર્શાવવાની નવી રીતિ પણ જતી રહી શકે. થોડા નવી લોકરીતિના અગ્રેસરો સાધારણ બુદ્ધિવાળા સ્ત્રી પુરુષો અને દયાભાવના પ્રેમીઓ જોડે મળી જઇ ઉદ્યોગ કરે તો આપણા સુધારાનું આ કલંક આપણે તરતજ ભૂસી નાંખીએ. આ સત્કાર્યના પક્ષમાં મને મારો નિર્બળ પોકાર ઉઠાવવા દીધો છે તેથી હું ખુશી છું, અને જે સઘળા ( અને એવા ઘણા છે ) મને મદદ કરવા અને ઉત્તેજન આપવા આગળ પડયા છે તે સર્વેનો હું ખરા અંતઃકરણથી ઉપકાર માનું છું. હું મચ્યો રહીશ, અને વૃદ્ધ થયો છું તોપણ "જેઓએ ખેંચવાની લગામ કાઢી નંખાવી તેમાંનો એ એક હતો" એવો લેખ મારી કબરના પથ્થર પર કોતરાઈ શકે એવું પરાક્રમ મારા અવશિષ્ટ આયુષ્યમાં કરવા માટે નિરાશ થતો નથી.

જાણે મુંગા પ્રાણી પ્રત્યે વર્તવામાં સ્ત્રીઓ સૌથી વધારે નિર્દય હોય તેમ ફ્લાવર સ્ત્રીઓની મદદ માગે છે. તે કહે છે કે "ઘોડાનાં માથાં હવામાં ઊંચાં અને તેમના પગ ઉછળતા જોવા સ્ત્રીઓને ગમે છે એવું તેમના પર તહોમત મુકાય છે. બેશક આનું કારણ એજ છે કે કોઈ સુંદર પુષ્ટ ઘોડાને સ્વતંત્ર અને સ્વાભાવિક સ્થિતિમાં જોવો એ કેટલું બધું વધારે રમણીય છે તે તેઓ જાણતી નથી. સ્ત્રીઓ ! તમે તમારા ઘોડાના મુખ તરફ અવસ્ય

જુઓ. તમારા ગાડીવાનો મોં બંધ કરવાની લગામો, અને તીક્ષ્ણ લગામનાં ચોકડાંની જંગલી ક્રૂરતા તથા ચાબખાનો ક્રોધ ઉત્પન્ન કરે એવો ઉપયોગ જરૂરનાં છે એમ જે કહે છે તે પર ધ્યાન આપશો મા. તમારા સુખ અને વિલાસને માટે જે પ્રાણીના તમે દેવાદાર છો તેની નાજુક ઇન્દ્રિયોનું તમે જાતે જ્ઞાન મેળવશો તો તેઓ પ્રત્યે જે કંઈ પ્રીતિ કે દયાભાવ દર્શાવશો તેનો તેઓ તમને સારો બદલો આપશે. ”

ફેલાવરની મહેનતનું ફળ અત્યાર સુધીમાં એવું થયું છે કે દયાળુ પુરુષોએ લગામની વેદના સેંકડે વીસ ટકા કાઢી નાંખી છે. બાકીની નિર્દયતા કાઢી નાંખવા દયાળુ સ્ત્રીઓને એ પક્ષમાં લાવવાનું રહ્યું છે. અજ્ઞાન, ભૂલભરેલા વિચાર, લોકરીતિ, અને ઘણે સ્થળે તો હૃદયથી ઉત્પન્ન થતી ક્રૂરતાનીજ સામા થવાનું છે. ઘણા પુરુષોના વિચારોમાં મેં ફેરફાર કીધો છે તેથી હું ખુશ થયો છું, અને જ્યાંસુધી મોંમાંથી ફીણ નીકળતા, ચીઢવાતા, અને પગ ઉછાળતા, બંધન, મોંમાંની લગામ, અને ચાબખાથી ગાંડા થયલા ઘોડાનો હાલ દરરોજ જોવામાં આવતો દેખાવ, આ કહેવાતા સુધરેલા દેશમાંથી જતો રહે ત્યાંસુધી એજ વિષય પર વાત કરતો, મારી સ્ત્રીની મદદથી લખતો અને ઘણું કરીને મારા મિત્રોને અને લોકોને થકવતો જારી રહેવા શક્તિમાન્ થવાની હું આશા રાખું છું. પાર્કમાં કે લોકરીતિને અનુસરનારાઓના મહોલ્લામાં જશો, ઊભા રહેલા કે ચાલતા મોં બંધ કરેલા ઘોડા તરફ જોશો એટલે તમને માલમ પડશે કે ઘોડાઓની પરાકાષ્ઠાનું મારૂં વર્ણન અતિશયોક્તિવાળું નથી; ગાડીમાં બેઠેલા સુંદર સ્ત્રીપુરુષો જે દુઃખ પોતે ઉત્પન્ન કરે છે તેથી અજાણ્યા હસતા બેસે છે, ગાડીવાન તેની દરકાર રાખતો નથી, કદાચ પોતાના અજ્ઞાન ક્રોધી સ્વભાવ અથવા તો અભિમાનના ભોગ થઈ પડેલાં પ્રાણીઓ ઉપર જુલમ કરવાની તેને સત્તા છે તેથી ખુશ થાય છે.

લૉર્ડ લીએ ફેલાવરને થોડા વખત પહેલાં લખ્યું કે “ હું તમારી ફત્તેહ જોઇને તમને મુબારકબાદી આપું છું, અને મને ભરોસો છે કે જેવી રીતે બખતર પહેરેલો યોદ્ધો ક્વચિતજ જોવામાં આવે છે તેમ સખત ખેંચવાની લગામવાળો ઘોડો પણ ક્વચિત જોવામાં આવશે એવો સમય બહુ દૂર નથી; અને એવો સુખકારક દિવસ આવે તો જેવી સેવા વિલ્બર્ફોર્સે તેના સમયમાં બાપડા ગુલામોની બજાવી તેવીજ ભારે સેવા તમે બાપડા ઘોડાની બજાવી એમ લાગણી થવાનો તમને સંતોષ મળશે. ”

ફેલાવર માત્ર ગાડીના ઘોડાઓની સેવા બજાવવાથી સંતુષ્ટ થયો નહિ.

પછી તે ગાડાંના ઘોડાંની મદદે આગળ પડ્યો. ૭૫ વર્ષની ઉમ્મરે, પરણ્યાને પચાશ વર્ષ થયાંનો ઉત્સવ થઇ ગયા પછી, તેણે પોતાની સ્ત્રીની મદદથી 'લંડનના પથ્થરો,' જે રસ્કિનકૃત 'વેનિસના પથ્થરો' કરતાં ઘણો જુદો હતો તે ગ્રંથ લખ્યો. તેણે ગ્રંથની પ્રસ્તાવનામાં રસ્તાઓના મોટા સુધારા કરનાર મૅકેડેમની છબી આપી. પણ મૅકેડેમના વિચારો ઘણો વખત થયાં લોકો ભૂલી ગયા હતા. લંડનમાં રસ્તા મોટા પથ્થરોથી છવાયલા માલમ પડ્યા, અને નીતિભ્રષ્ટ ઇજારદારો સાથે એક થઇ અજ્ઞાની ધર્મમંડળીઓ તેની પદ્ધતિ અમલમાં આણત તેનાં પરિણામ જોઈ તેના હૃદયમાંથી રૂધિરપ્રવાહ ચાલ્યો હોત. મૅકેડેમના વખતમાં પથ્થરોનો પરિઘ બે ઇંચથી વધારે નહોતો અને તેનું વજન ૭ આઉંસથી વધારે નહોતું. પથ્થરને એવી રીતે ભાંગવાના હતા કે ખુણાથી તેઓ એકઠા થઇ એક દૃઢ, સંગીન અને કંઈ પણ પ્રવેશ કરી ન શકે એવો પદાર્થ બને, પણ હવે તો પથ્થર એવા વિશાળ થયા છે કે તેમાંના ઘણાખરા કદમાં માણસની મુઠી જેટલા મોટા થયા છે. ચાલતાં હરકત પડે એવા આ પથ્થરો ઉપર બાપડા ગાડાંના ઘોડા ભારે બોજો શી રીતે ખેંચે ? આથી ફ્લાવરના મનમાં ઉદ્યોગ પ્રદીપ્ત થયો અને તેથી તેણે ચોપાનિયું લખ્યું. તે ધર્માધિકારીઓની સભામાં ગયો અને પોતાની ફરિયાદ તેમને કહી બતાવી. કદાપિ જાતે શેરીમાં બૂમ પાડતું જણાય છે. પણ કોઈ *'પૅરિશ'-માંની ધર્મસભાનો પુરુષ તેને લેખવતો નથી. ફ્લાવરનો અવાજ હવે વધારે વાર ફોગટ બૂમ પાડશે નહિ એવી આપણે આશા રાખો.

એકત્ર વિચાર કરતાં અમે ફ્લાવરને પ્રાણીઓનો, એટલે માત્ર મનુષ્યનો નહિ, પણ જનાવરોનો પણ ખરો પ્રેમી ગણીએ છિયે. અમેરિકામાં ઉત્તર અને દક્ષિણ પ્રદેશો વચ્ચેના યુદ્ધમાં તે આ દેશના સર્વ પ્રદેશમાં ગયો અને આફ્રિકાના ગુલામોને સ્વતંત્ર કરવા વિષે તેણે ભાષણો આપ્યાં. ઇલિનોઇસમાં જે પ્રેરણાઓ તેના મનમાં ઉત્પન્ન થઈ હતી તેને તે દૃઢ રીતે વળગી રહ્યો. જ્યારે તેનો બાપ દેશીયપક્ષયુદ્ધ ચાલતી વખતે અમેરિકામાં મરી ગયો ત્યારે એક અમેરિકાના ચોપાનિયા રચનારે તેને વિષે કહ્યું કે "ઇલિનોઇસમાં ગુલામગીરીને કાયદાની મંજુરી આપવાનો જે બહાદુર પ્રયત્ન ૧૮૨૩માં થયો તેની સાથે જે બહુપરિણામી વાદવિવાદ ઉત્પન્ન થયો તેમાં એના કરતાં કોઈ પણ વધારે ખરા શૌર્યથી એ કાયદાની પક્ષે ઊતર્યું નહિ. આધુનિક સમયમાં રહેવાથી, અને દેશીયપક્ષયુદ્ધના ભયંકર સંક્ષોભમાં આપણે

* ધર્માધિકારીનો લત્તો.

તે યુદ્ધની ક્રૂરતા અને ભયંકર દુર્નિમિત્તને ભાગ્યેજ કળી શકીએ. તે રાજ્યના વિરુદ્ધ પક્ષો લગભગ એવા સમાનબળવાળા હતા કે અંગ્રેજી સંસ્થાન, જે સંપ્રદાયથી પ્રાપ્ત કરેલા સ્વતંત્રતાના વિચારોને દૃઢ રીતે હમેશ વળગી રહેતું હતું, તેના મતથી વિજયનું તુલાયંત્ર ફર્યું. આ પ્રમાણે જે નુકસાન અને જુલમના વિજયથી **અમેરિકામાં** પ્રજાસત્તાકરાજ્ય સંબંધી અને કાયદા બંધારણ સંબંધી સ્વતંત્રતાનો નાશ હમેશને માટે નક્કી થયો હતો તે વિજય અટકાવવામાં મુદ્દીભર હઠીલા **બ્રિટનો** જોખમનાં કામ કરવાને નીમેલી લશ્કરી ટુકડી જેવા થયા.

જ્યારે **એડવર્ડ ફ્રેર્ગ્યુમ ફ્લાવરના** કબરના પથ્થર પર લેખ કોતરાય ત્યારે આ વાત ભૂલવી ન જોઇએ. ઘોડા પર ગુજારેલી તીવ્ર વેદનાની વિરુદ્ધ તે આવી બહાદુરીથી થયો છે તેનો અન્ત આવેલો હજી પોતાની જીંદગીમાં તે ઈશ્વર કરેને જુએ !



## પ્રકરણ ૧૫.

### જવાબદારી.

એ રીતે કોઇ સત્પુરૂષ મરણ પામે ત્યારે જે પ્રકાશ તે પોતાની પાછળ મુકે છે તે, એની નજર પણ પહોંચે નહિ એટલાં વર્ષ સુધી મનુષ્યોના માર્ગ પર રહે છે.

લોંગફેલો.

કેમકે તેની પવિત્ર વાગ્દેવીએ માત્ર ઉત્તમમાં ઉત્તમજ વૃત્તિ પ્રેરવા પોતાની ઇશ્વરશિક્ષિત વીણા વગાડી. અને એક પણ અનીતિવાળો, એક પણ દુષ્ટ વિચાર, કે એક પણ મરતી વખતે ભૂસી નાંખવા ઈચ્છે એવી કવિતાની પંક્તિ પ્રેરવા નહિ.

થૅામ્સન વિષે લૅાર્ડ લિટલટન.

જાણે હમેશ જીવવાના ન હો તે પ્રમાણે અભ્યાસ કરો, જાણે કાલેજ મરી જવાના ન હો તેવી રીતે જીવન ગાળો.

ઍન્સેલસ ડિ ઈન્સુલિસ.

---

કર્તવ્ય જન્મદિવસથી શરૂ થાય છે અને મરણ સમયે તેનો અન્ત આવે છે. તે આખા જીવનકાળનું પરિવેષ્ટન કરે છે. તે આપણને સત્કાર્ય કરવા ફરમાવે છે, અને દુષ્કાર્ય કરવાની મના કરે છે. તે છોકરાં ઉછેરવાના કામથી શરૂ થાય છે. તેમને પોષવા, બોધ આપવા, કેળવવા, અને આપણા દૃષ્ટાન્તથી સદાચારના માર્ગમાં લાવવા તે આપણને ફરમાવે છે.

કર્તવ્ય જીવનાવધિ આપણી સાથે સંબદ્ધ છે. આપણા કુટુંબમાંથી બહાર નીકળી તે બીજાને મદદે જાય છે. સ્વામી સેવક પ્રત્યે કર્તવ્ય કરવા અને સેવક સ્વામી પ્રત્યે પોતાનો ધર્મ બજાવવા બંધાયલો છે. આપણે આપણા પડોશી પ્રત્યે, આપણા દેશ તરફ અને રાજ્યસંબંધી કર્તવ્ય કરવા બંધાયલા છિયે. સર્વ પ્રત્યે આપણો ધર્મ અદા કરવામાં ભારે જવાબદારી સમાયલી છે. કોઇ પણ પુરૂષમાં આ કર્તવ્ય કરવાની સમજની લાગણી થતી નથી અને ઉદ્યોગથી તે લાગણી પ્રમાણે વર્તતો નથી, તો તે સારા પ્રકારનું જીવન નિર્ગમન કરી શકતો નથી.

મનુષ્યમંડળમાં સામાજિક હક્ક અમલમાં આણવાની આપણને એની મેળે જરૂર પડે છે. જવાબદારીની સમજ છુટી થાય છે, ત્યારે જનમંડળની

ખરાબી થાય છે. **સર વૉલ્ટર સ્કૉટ** કહે છે કે "મનુષ્યજાતિના લોકો પરસ્પર સહાયતા કરવા બંધ થાય તો તેમનો નાશ થાય. જ્યારથી માતા છોકરાંનું માથું બાંધે છે, ત્યારથી તે જ્યાંસુધી (અર્થાત્, જન્મદિવસથી મરણ--સમય સુધી) આપણે પરસ્પરસહાયતા વિના જીવી શકીએ નહિ. તેટલા માટે જે સર્વને મદદની જરૂર છે તેમને જાતિભાઇઓ પાસે તે માગવાનો હક્ક છે. જે કોઇનામાં મદદ કરવાની સત્તા છે તે મદદ આપવાની ના કહે તો અપરાધ કર્યા વિના રહેતો નથી."

સારા દાખલાના લાભ દર્શાવવા અમે પૂર્વ ગ્રન્થોમાં પ્રયાસ કર્યો છે. સારો દાખલો સર્વ પદાર્થમાં એક અનર્ઘ્ય પદાર્થ છે. બની શકે એવો સારો દાખલો આપવો એ આપણી એક મોટામાં મોટી જુમ્મેદારી છે. બોધ કરતાં દાખલાથી વધારે સારી રીતે શિક્ષણ મળે છે. પુરુષ અને સ્ત્રીનાં લક્ષણ બનાવનાર સર્વથી ઉત્તમ દૃષ્ટાન્ત છે. સારી રેહેણી રાખવી એ શ્રેષ્ઠ ઉપદેશક છે. ઉંચા પ્રકારનો દાખલો આપવો એ, મનુષ્યે પોતાની પાછળ કિમતીમાં કિમતી વારસો મૂક્યા બરોબર છે, અને ઉદાર લક્ષણ દૃષ્ટાન્ત આપી સિદ્ધ કરવાં એ આગામિની પ્રજાના હિતને અર્થે સર્વથી વધારે કિમતી મદદ કર્યા સમાન છે.

આ સઘળું કરવામાં વિશ્વાસ, હિંમત, નમ્રતા, અને સ્વાર્થનિરપેક્ષ વૃત્તિની જરૂર છે. લાલચ સઘળાં માણસને સપડાવે છે, પણ વિશ્વાસ અને હિંમતથી આપણે તેને તિરસ્કારી કાઢવા સમર્થ થઇએ છિયે. કર્ત્તવ્ય આપણને પવિત્ર અને સ્નેહી થવા જરૂર પાડે છે. ન્યાય સર્વ પ્રકારની સ્વાર્થવૃત્તિ, જુલમ, અને ક્રૂરતા નાબૂદ કરે છે. ઇશ્વર પર વિશ્વાસ રાખવામાં સદ્વસ્તુનો અસદ્વસ્તુ પર સર્વત્ર વિજય થવોજ જોઇએ એવી આપણી ખાતરી સમાયલી છે. **એલ્લનના અર્સ્કિને** કહ્યું છે કે "સદ્વસ્તુનો અસદ્વસ્તુના ઉપર વિજયનો અર્થ એટલોજ કે સર્વ અસદ્વસ્તુને બદલી સદ્વસ્તુ બનાવવી, અંધકારનો પ્રકાશ બનાવવો અને વક્ર પદાર્થને ઋજુ બનાવવો."

શ્રેષ્ઠ અને ઘણાજ હિંમતવાન્ પુરુષોમાં પણ કોઇ કોઈ સમયે અનિશ્ચય અને દોષ આવી શકે, તેમને પણ પોતાના વિશ્વાસરતંભ કંપતા લાગે, પણ તેઓ શ્રેષ્ઠ અને ઘણાજ હિંમતવાન્ હોય તો મૂળ વર્તનધોરણનો વિચાર કરી નાઉમેદીરૂપી મનની નિમ્ન સ્થિતિમાંથી પાછા ઉન્નત સ્થિતિએ પહોંચે: સૃષ્ટિની વ્યવસ્થા બ્રહ્મપણથી થઇ છે, દરેક મનુષ્યે, નિર્માણને બદલવાની તેનામાં શક્તિ નથી, તેને અનુસરીને ચાલવું જોઇએ. જે જે ઇશ્વરે કીધું છે તે

સારૂં છે. સર્વ મનુષ્ય આપણા જાતિભાઈઓ છે; આપણે તેઓ પર સ્નેહ અને પ્રીતિ રાખવાં જોઇએ, અને તેમને, જેઓ આપણને ઇજા કરતા હોય તેમને પણ, સુધારવા પ્રયત્ન કરવો જોઈએ, એમ આપણે માનવું જોઈએ.

કોઈ પણ માણસ વાસ્તવિક રીતે નિષેધની પદ્ધતિ પર વિશ્વાસ રાખી શકે નહિ. નિષેધ મનુષ્ય માટે કંઈ પણ કરી શકનાર નથી. તે પદાર્થનો નાશ કરી શકે, પણ તેનાથી કશું ભલું થઈ શકવાનું નથી. તે આપણી સદ્વૃત્તિનો નાશ કરે છે. તે વિશ્વાસ અને આશાનો અંત આણે છે. માત્ર ધિક્કારના સાધારણ શબ્દ ઉચરવાથી અનર્થનો નાશ થઇ શકવાનો નથી,પણ એ તો વાસ્તવિક, અને ઉદ્યોગી, સત્કર્મ કરવાથીજ નાબુદ થશે.

પદાર્થતત્ત્વવિદ્યામાં વિશ્વાસથીજ વિજય સંપાદન થયો છે. કુદરતમાંથી ગતિનિયમરૂપી તેનું રહસ્ય ખેંચી કાઢવામાં ન્યૂટનને નિષેધે કદી મદદ કરી નથી. વિશ્વાસને આધારેજ કેપ્લરે મહેનત કીધી હતી અને ડૅલ્ટન અને ફૅરેડેએ ઉદ્યોગ કર્યો હતો. વિદ્યાગુરુ પ્રિચર્ડ કહે છે કે “ મોટા હર્શલ બેનના હાથથી પોષણ પામી હમેશ પોતાનાં પરિશ્રાન્ત પણ અનુભવપૂર્ણ ચક્ર ફર્યો તે અશ્રદ્ધાને આધારે નહિ, પણ શ્રદ્ધાનેજ આધારે. જ્યાંસુધી તેણે પોતાનાં દર્શન પૂર્ણ કર્યાં નહોતાં ત્યાંસુધી તે અટક્યો નહિ, કેમકે તેણે સંપૂર્ણ ખાતરી કરી હતી કે યોગ્ય અવસરે એ દર્શનથી સ્થૂલ સ્વર્ગની રચનાનો તેને પ્રકાશ થશે. વળી એવીજ પ્રેમયુક્ત વિશ્વાસવૃત્તિમાં જ્યાંસુધી તેના ગુણશાલી પુત્રે પિતાએ આરંભેલું કાર્ય સમાપ્ત કર્યું અને સર્વ યુગને માટે તેમની કીર્તિના કુલચિહ્ન પર 'સ્વર્ગ શોધન' એવું લખ્યું ત્યાંસુધી તે સ્વદેશ છોડી દૂર દક્ષિણ દિશામાં ગયો. ”

નિષેધ માત્ર આપણને નાઉમેદી અને નિરાશામાં મૂકે છે. દરેક વસ્તુને માટે સંશય રાખવામાં આવે છે, ઇશ્વર પરના વિશ્વાસ મનુષ્ય પર વિશ્વાસ રાખવામાં, કર્તવ્ય પર વિશ્વાસ રાખવામાં, આપણી જાત અને આપણા ઉપભોગ સિવાય દરેક અન્ય પદાર્થ પર વિશ્વાસ રાખવામાં, સંશય બતાવવામાં આવે છે. "આની બહાર (શ્રદ્ધાની બહાર) સર્વ, મનોવિકાર, અવ્યવસ્થા, સ્વાર્થીપણું, અને અંધારૂં છે, જ્યાં સ્વત્વનો ત્યાગ કરાય છે અને આત્માને કંઇ દોરવણી મળતી નથી. ઇશ્વરનિયમ અને ઇશ્વરકાર્યના માર્ગમાં ઉદ્યોગ કરવાને જે પ્રસંગો મળે તેથીજ આપણી જીંદગીની કિંમત મપાય છે; અને એજ માર્ગમાં સ્વતંત્રતા, જે વગર મનુષ્યનું ખરૂં જીવન હતુંજ નથી, તે માલમ પડશે. ”

એક વખતે એક માણસે, માંદો હતો ત્યારે, પથારીમાં આત્માને આ પ્રમાણે પ્રશ્ન પૂછ્યાઃ—"મારી જીંદગીમાંથી કંઇ પણ સત્પરિણામ નિવડયું છે ? મેં કોના હૃદયમાંથી દુઃખરૂપી બોજો લઇ તેને હલકું કર્યું છે ? કોનો શોક મેં દૂર કર્યો છે ? કોનું ઘર મેં સુખી કર્યું છે ? મેં શું સત્કાર્ય કર્યું છે ? મારા જીવવાથી આ દુનીઆમાં કંઇ પણ સુધારો થયો છે ?" આ આત્મ-પ્રશ્નના ઉત્તર જીવ વિનાના હતા. પણ તે પુરુષ મંદવાડની પથારીમાંથી ઊઠયો ત્યારે વધારે ડાહ્યો અને સદાચારી થયો. તે વખતથી તેણે જાત અને સાધન સત્કાર્ય કરવામાં વાપર્યાં. તેને સત્કાર્ય કરવાના પુષ્કળ પ્રસંગ મળ્યા. તેનામાં માત્ર સંકલ્પ અને નિશ્ચયની ખામી હતી, તે તેને ઇશ્વરનિયમમાં માલમ પડ્યાં. ધર્મ માત્ર નિત્યપ્રેમની ગ્રન્થિ છે, પ્રેમભાવ આશા કરતાં વધારે મોટો છે, શ્રદ્ધાથી પણ વધારે બળવાન્ છે, તે જ આપણામાં અવશ્ય હોવો જોઇએ એવી ઇશ્વરેચ્છા છે, અને એ હોય એટલે આપણાં સર્વ કર્ત્તવ્ય પૂરાં બજાવાય છે.

કર્ત્તવ્યજ્ઞાન આપણો જીવનમાર્ગ સરળ કરે છે, તે આપણને જ્ઞાન સંપાદન કરવામાં, શિખવામાં, અને આજ્ઞાધીન રહેવામાં મદદ કરે છે. તે આપણને સંકટ વશ કરવાની, લાલચની સામા થવાની, જેને માટે મથન કરીએ છિયે તે કરવાની, પ્રામાણિક, માયાળુ, અને સત્યશીલ થવાની શક્તિ આપે છે. સર્વ અનુભવ આપણને શિખવે છે કે જેવા થવા આપણે મથન કરીએ છિયે તેવા આપણે થઇએ છિયે. દુષ્ટ કાર્ય કરવાની વૃત્તિને માટે પ્રયત્ન કરીએ છિયે, અને ધીમે ધીમે જેવા થવા યત્ન કરીએ છિયે તેવા થઇએ છિયે. દરરોજના પ્રયાસથી સન્માર્ગે પ્રવૃત્ત થવાનું બુદ્ધ વધારે સહેલું થાય છે. જેવું વાવીએ તેવું લણીએ છિયે.

કોઇ પણ પ્રયાસમાં ઉત્કૃષ્ટ થવાનો ખરો માર્ગ એ છે કે અનુકરણ કરવા માટે અતિ સુંદર અને સંપૂર્ણ દાખલો આપવાનો વિચાર કરવો. આપણે સંપૂર્ણ-તાએ પહોંચતા નથી, તોપણ પ્રયત્ન કરવાથી સુધરીએ છિયે. સદ્વર્તન હમેશ અસર કરશેજ. કેળવણી થોડી હોય, બુદ્ધિ નબળી હોય, મિલ્કત ન હોય, અને 'જનમંડળમાં' કંઇ પદવી પણ ન હોય, તોપણ ચોખું ઉત્કૃષ્ટ સદ્વર્ત્તન હોય તો તેની સત્તા સર્વ કબૂલ કરશે અને તેને સન્માન આપશે. આપણી માનસિક શક્તિની ધાર ઉપયોગથી કવચિત ઘસાઇ જાય છે, પણ તે આળસથી ઘણી વાર કટાઇ જાય છે. આસ્થા અને ઉદ્યોગથીજ મનુષ્ય-જીવનમાં પ્રકાશ અને સૌંદર્ય આવે છે.

પથ્થેસે કહ્યું છે કે "હું જાણું છું કે તીવ્ર કલ્પનાશક્તિ સાંસારિક જીવનનો રસહેતુ છે; અને તે વિના કુદરત માત્ર અસ્થિપિંજરવત્ શુષ્ક છે. પણ જેમ જેમ ઊંચા પ્રકારની ગુણશાલિતા તેમ તેમ વધારે ભારે જવાબદારી હોય છે." એક તરુણ પુરુષને તેણે કહ્યું, "આશા અને વિશ્વાસ રાખી દુનીઆમાં પ્રવૃત્ત થા; એક વૃદ્ધ પુરુષ, જેને જીંદગીના બોજા અને સંતાપનો પૂર્ણ ભાગ મળ્યો છે તે તને આ સલાહ આપે છે. ગમે તેટલી વિપત્તિ પડે તોપણ આપણે હમેશ ટટાર ઊભા રહેવું જોઇએ, અને એ મતલબ સિદ્ધ કરવા આ બહુરૂપી જીવનની ભિન્ન ભિન્ન અસરને આનંદથી તાબે થવું જોઇએ... આ મર્ત્યજીવન માત્ર ઉચ્ચ પ્રકારના ગમ્યસ્થાનનો માર્ગ છે એવા જ્ઞાનથી કંઇ તે જીવન આનંદથી નિર્ગમન કરવામાં બાધ આવતો નથી; અને ખરેખર આપણે એમ વર્તવુંજ જોઇએ, નહિ તો આપણામાંથી કાર્ય કરવામાં ઉદ્યોગશક્તિ બીલકુલ જતી રહેશે."

તરુણાવસ્થામાં ઉત્પત્તિ અને ગતિનો સમય છે. તે મનુષ્યની વસંત ઋતુ છે. તરુણ પુરુષ સંસારમાં પડે છે એટલે પોતાનું જીવન ભિન્ન ભિન્ન સ્વરૂપમાં મૂકે છે. જ્યાં તેની માબાપે સારી સંભાળ રાખી હોય છે, અને તેણે આત્મગૌરવ અને મનુષ્યજાતિની યોગ્યતા વિષે ઉચ્ચ વિચાર ગ્રહણ કીધો હોય છે ત્યાં તેમની કીર્તિ જાળવશેજ અને તેમને જોઇને શરમ લાગે એવું કંઇ કરશે નહિ. જે પ્રામાણિક પુરુષો તેને માટે અકલંકિત ચારિત્ર્ય મૂકી ગયા છે અને સેંકડો વર્ષપર્યન્ત ઉદ્યોગ અને સદાચારથી વર્ત્યા છે તેમનો તેણે ઘણોજ ઉપકાર માનવો જોઈએ. ગ્રીસના સાત જ્ઞાનીમાંના એક જ્ઞાની **પેરિઍન્ડર** કહેતો કે "તમારાં માબાપને તમે યોગ્ય છો એવું આચરણથી સિદ્ધ કરો. તેમના ઉદાર ઉદ્યોગરૂપી સદ્ગુણ મૃતપુરુષની પ્રતિમાસમાન છે. જેમ પ્રત્યેક મનુષ્યમાં તેમ કુટુંબમાં પણ દૃઢ આગ્રહથીજ તેમની કીર્ત્તિ પ્રકાશમાન રહે છે." પણ તરુણ પુરુષનું મન અને હૃદય કેળવાયાં ન હોય, અને આશારૂપી કુસુમ પ્રાદુર્ભૂત ન હોય તો આપણે તેની પુખ્ત ઉમ્મર વિષે વિચાર કરીએ છિયે, ત્યારે નિરાશી નહિ તોપણ ભયનો વિચાર આવે છે.

શબ્દ અને દાખલા હમેશ તરુણ પુરુષો પ્રત્યે પાછા ફરે છે અને તેમના પર સારી તેમજ નઠારી અસર કરે છે; કેમકે કોઇ પણ પદાર્થ—એક શબ્દ કે એક દાખલો પણ—કદી પણ વિસ્મૃત થતો નથી કે તેનો નાશ થતો નથી. આપણે કંઇ પણ અપકાર કરીએ કે તેની પાછળ તેની શિક્ષા આવ્યા વિના રહેતીજ નથી. આપણે નિત્ય ન્યાયનો ધારો તોડીએ છિયે, ત્યારે તેનો આખી

દુનીઆમાં પ્રતિધ્વનિ થાય છે. શબ્દ અને કૃત્ય નજીવી ચીજ ગણી શકાય, પણ તેઓ અલ્પકાલસ્થાયી નથી, પણ નિત્યસ્થાયી છે. કોઈપણ નકામો કે નઠારો શબ્દ કદી નાશ પામતો નથી. ભવિષ્યમાં આપણા મુઆ પછી ઘણે વર્ષે—આજથી વીસે વર્ષે કે સોએ વર્ષે—તે આપણી વિરુદ્ધ આવી શકે. **ઈસુખ્રિસ્ત** કહે છે કે "જે નકામું વચન મનુષ્ય ઉચરશે તેનો તેને કિયામતને દિવસે જવાબ આપવો પડશે; કેમકે તારા વચનથી તું ન્યાયી છે એમ સિદ્ધ થશે તેમજ તારા વચનથીજ તું શિક્ષાપાત્ર છે એમ સિદ્ધ થશે."

દુષ્ટ કાર્ય અને દુષ્ટ દષ્ટાંતનું પણ એવુંજ પુનરુજ્જીવન છે. તેઓ કદી નાશ પામતાં નથી, પણ સર્વ કાળના પર અસર કરે છે. તેઓ વારસાની પેઠે વંશપરંપરા ઊતરે છે. જીવનનું સ્મરણ જીવનની સાથે નાશ પામતું નથી. જે કંઇ પણ કરવામાં આવે છે તે હમેશ રહે છે, અને કદી પણ નાશ પામતું નથી. **થોમસ ઑવ્ માલ્મસબરિએ** કહ્યું છે કે "આ જીંદગીમાં મનુષ્યનું દરેક કૃત્ય એટલી બધી પરિણામશ્રેણીનું મૂળ છે કે અંતપર્યંત આગામી દેખાવ આપણી નજર આગળ મૂકી શકે એવી કોઈપણ મનુષ્યની દીર્ઘદષ્ટિ તીવ્ર નથી. **બૅબેજ** કહે છે કે "સત્કાર્ય અને અસત્કાર્યની અસરવાળો દરેક પરમાણુ જે કંઈ નિર્માલ્ય અને નિકૃષ્ટ હોય તેની સાથે દરાહન્નર રીતે મિશ્રિત અને સંબદ્ધ થયલી તત્ત્વજ્ઞાની અને પંડિતોએ મૂકેલી ગતિ એજ વખતે રાખે છે. હવા જાતે પણ એક મોટું પુસ્તકાલય છે, અને તેના પૃષ્ઠ પર મનુષ્યે કદી પણ જે કર્યું હોય, ધીમેથી ઉચ્ચાર કીધો હોય, કે કર્યું હોય, તે સર્વ હમેશને માટે લખેલું હોય છે.

આ પ્રમાણે દરેક શબ્દ, વિચાર, અને કૃત્ય મનુષ્યના ભાગ્ય પર અસર કરે છે. દરેક સારી કે નઠારી રીતે નિર્ગમન કરેલા જીવનની લાંબી પરિણામમાળા થાય છે તે હજી ઉત્પન્ન પણ થયા નથી એવા જમાના સુધી ફેલાય છે. આ બધું મનુષ્યના દરેક વિચાર, શબ્દ, અને કૃત્યમાં કેટલી જુમેદારી રહેલી છે તેની ઊંડી સમજ તેનામાં લાવવા સમર્થ છે. ડૉક્ટર **ચામર્સે** કહ્યું છે કે "**અર્લ ઑવ્ રાચેસ્ટરનો** અંતકાળ એ નામનો પ્રબંધ મેં વાંચ્યો છે અને એ વાંચીને કોઇ પણ હાનિકારક ચોપાનીઉં કેટલી બધી દુષ્ટ અસર પ્રસારવાનું સાધન થઈ પડે તે વિષે મને સંપૂર્ણ ખાતરી થઈ છે."

દુષ્ટ ગ્રન્થો દુષ્ટ વચનથી પણ ખરાબ છે. દુષ્ટ કાર્યની પેઠે તેઓ આગામીની પ્રજાના વિચાર અને સંકલ્પવૃત્તિનું બંધારણ કરે છે. ગ્રન્થકાર મૃત્તિકાભૂત કે રક્ષાભૂત થાય છે તોપણ તેનો છાપેલો ગ્રન્થ જીવે છે. દુષ્ટ

ગ્રન્થકાર હમેશ મનુષ્યજાતિમાં હયાત રહે છે. તેનો ગ્રન્થ દુર્ગુણ, અનીતિ, અને નાસ્તિકપણું ફેલાવતો રહે છે. ફ્રેડરિક સ્કલેગેલ કહે છે કે "છાપવાની કળા જાતે સર્વથી કીર્ત્તિમંત અને ઉપયોગી તોપણ વિષરૂપ છે. પ્રબંધ અને પરિવાદ લેખ ઉતાવળા અને સર્વત્ર ફેલાવવામાં તેનો દુષ્ટ ઉપયોગ કરવામાં આવે છે. નિર્જીવ અને ઉપલકિયાં લખાણો, ફરેલ વિચાર અને શુદ્ધ રસજ્ઞતા બંનેથી વિરૂદ્ધ છે, અને મિથ્યાકલ્પનારૂપી રીણ અને નીરસતારૂપી ગર્જનાથી પૂર્ણ સમુદ્રરૂપ છે. તે સમુદ્રમાં કાલધર્મરૂપી નૌકા આમ તેમ ગોલકોલા કરે છે, અને ધ્યાનરૂપી હોકાયંત્ર અને સત્યતારૂપી ધ્રુવમંડળ ખીલકુલ દેખાતું રહી જવાના મોટા અને વારંવારના ભયમાં આવ્યા વિના રહેતી નથી, એવા સમુદ્રરૂપ લખાણની ભયંકર ભરતી છાપવાની કળાએ ઉત્પન્ન કરી છે."*

વળી તે કહે છે કે "મતભેદથી તો આ પુરૂષો એક બીજાથી જુદા પડે છે જ, પણ તેઓ સ્વહિતથી એક બીજાથી વધારે જુદા પડે છે. લોભબુદ્ધિ તેમનો આત્મા છે. તેમનામાં કોને કુટુંબ કે કોને દેશનો વિચાર છે ? દરેકને આત્મવિચારજ છે અને બીજું કંઇ નથી. ઉદાર વિચાર, માન, નિમકહલાલી, કાર્યપરતા, જે સર્વ વૃત્તિઓથી આપણા બાપદાદાનાં હૃદય અતિશય ધબકતાં, તે સર્વ તેમને શૂન્ય શબ્દ જેવાં ભાસે છે..............આ પુરૂષનો ધંધો માત્ર સ્વાર્થની ગણના કરવાનો જ છે. ચિદ્વૃત્તિ તો તેમને આશ્ચર્યજનક અને તિરસ્કારપાત્ર છે."

આ પ્રમાણે સ્કલેગેલ ગ્રન્થકારની જવાબદારી વિષે સયુક્તિક લખાણ કરે છે. તેઓ શુભ પરિણામ લાવે છે તેને માટે તેમજ અશુભ વિચાર લોકોના મનમાં ઠસાવે છે તેને માટે જવાબદાર છે. દુષ્ટ ગ્રન્થો આપણા ઘરમાં દાખલ થાય છે. તે ગ્રન્થો ઘણા ચાતુર્યયુક્ત હોય. તેમની ભાષા વાંચનારને આકર્ષે છે, તોપણ તેઓ દુષ્ટ વિચારથી પૂર્ણ હોય. બર્ક કહેતો કે "દુર્ગુણ અમર્યાદાનો ત્યાગ કરે ત્યારે તેના અર્ધા અનર્થ ઓછા થાય." પણ આ હાનિકારક વિચાર છે. અમર્યાદાથી આપણને કમકમાટ છૂટે; પણ મનોહર શબ્દમાં દર્શાવેલા ગુપ્ત તિરસ્કારપાત્ર વિચાર મનમાં વધારે ઊંડો પ્રવેશ કરી શકે. દાખલા તરીકે તરૂણ સ્ત્રીઓ જે દુષ્ટ વિચારયુક્ત આખ્યાયિકા વાંચે છે તે તરફ નજર કરો. તે અશુદ્ધ, અપવિત્ર, અને દુર્નીતિવાળા વિચારથી પૂર્ણ છે; તોપણ તે સુંદર ભાષામાં લખેલી છે. જાણે આ ગ્રન્થકારોનો ઉદ્દેશ અતિ દુષ્ટ વિકારી જીવનનું સ્વરૂપ દર્શાવવાનોજ ન હોય તેવી રીતે ગ્રન્થના આરંભમાં ઘણી વાર ખૂન

* સાહિત્યનો ઇતિહાસ પ્રં. ૨,પૃ૦ ૩૫,

વર્ણવેલું હોય છે અને અંતે અસાધુવૃત્ત અને વ્યભિચારનું વર્ણન કરેલું હોય છે: આ નાસ્તિક ગ્રન્થકારોમાં સર્વથી દુષ્ટ અગ્રેજ સ્ત્રીઓ છે.

વળી એવા પણ ગ્રન્થ હોય છે કે જે વાંચનારને હમેશ ખડખડ હસતોજ રાખે છે. એ છાછરા મનનું નિશ્ચિત ચિહ્ન છે. વિકારપ્રયુક્ત, માલ વગરના વિચાર, સત્પુરુષની નિંદા, અને દુર્જનની સ્તુતિ, એ ભયંકર દેખાવ છે. સારા ગ્રન્થ કે સારી આખ્યાયિકાથી આ કેવું જુદી તરેહનું છે! "સુંદર હાસ્ય ઉત્પન્ન કરે એવો ગ્રન્થ નહિ, પણ જે ગ્રન્થ સુવિચાર, પવિત્રતા, અને હિંમતને પ્રેરે છે તે લૉકહાર્ટે પોતાના સસરા સ્કૉટ વિષે કહ્યું છે કે, "ત્રીસ વર્ષમાં એક પછી એક નિરંતર જે ગ્રન્થમાલા પ્રસિદ્ધ થઇ છે, જેની ખુબીને કોઈ પહોંચી શક્યું નથી, અને જે સર્વ ઊંચા અને હિતકારક નિયમો ઠસાવે છે, તેના આપણે કેટલાબધા દેવાદાર છિયે તેની કેટલેક અંશે આપણે કલ્પના કરી શકીએ. શક્તિ અને ઉદ્યમ પ્રવૃત્ત કરનારી વૃત્તિ, વેરીલા કે વિષયવાસનાવાળા અધમ મનોભાવ માટે તિરસ્કાર, નીતિ-શૈથિલ્ય કે સમાનભાવરહિત ઉગ્રવૃત્તિથી વિલક્ષણ તરેહનો દયાળુ પ્રેમભાવ, એટલુંબધું ઊંડું ડહાપણ કે તે મનુષ્યદ્વેષવૃત્તિથી નિરાળુંજ રહે છે, અને કોમલતા, જે કદી પણ વિકાર પામી કાલ્પનિક થતી નથી, વિચારમાં, અભિપ્રાયમાં, લાગણીમાં, અને ભાષામાં જે એકજ શુદ્ધ ઉદ્યોગી વિચાર–મનુષ્યત્વનો માર્ગ અને ગુણ–તેથી પ્રેરાયલા રહેવું તે, જે કંઇ આપણી પ્રકૃતિમાં સારી અને ભક્તિયુક્ત વૃત્તિ હોય તેની મદદ માગવી, અને જે જે અધમ અને સ્વાર્થવૃત્તિ સંતોષનારૂં હોય તેની નિંદા કરવી–આ સઘળા ગુણને માટે એ ગ્રન્થમાલાના આપણે કેટલાબધા દેવાદાર છિયે!"

સ્તુતિ ઘણી ભારે છે, પણ તે યોગ્ય છે. સર વૉલ્ટર સ્કૉટને તેની પશ્ચિમ અવસ્થામાં તેના કલ્પિતવાર્તાગ્રન્થોના પવિત્ર વિચાર માટે મુબારકબાદી આપી, ત્યારે તેણે જવાબ દીધો કે "હું મારી કારકીર્દિના અન્તની પાસે પાસે આવું છું. હું આ રંગભૂમિ ઉપરથી જલદી ઊતરી જાઉં છું. કદાચ હું મારા જમાનામાં બહુ પુસ્તક રચનાર ગ્રન્થકાર થયો છું; પણ કોઈ પણ પુરુષની શ્રદ્ધા અનિશ્ચિત કરવા કે કોઇના પણ વર્તનધોરણ બગાડવા મેં કદી પણ પ્રયાસ કર્યો નથી અને મેં એવું કંઈ લખ્યું નથી કે જે મરણ સમયે ભૂસી નાંખવા હું ઇચ્છું એવો વિચાર આવવાથી મને સુખ ઉત્પન્ન થાય છે."

ચાર્લ્સ ડિકન્સને વિષે પણ એવુંજ કહી શકાય. તે લોકોનો ઉપદેશક હતો. મૅન્ચેસ્ટરના ધર્માધ્યક્ષે કહ્યું છે કે "મેં ડિકન્સના ઘણાખરા ગ્રન્થો

વાંચ્યા છે, અને મને સ્મરણ છે તે પ્રમાણે કંઇ પણ અપવિત્રતાથી કે અધમ કે દુર્ગુણી વિચારની સૂચના કરી શકે એવા કંઇથી પણ કલંકિત થયલું એક પણ પૃષ્ઠ કે એક પણ વાક્ય એના ગ્રન્થમાં નથી. હું ધારૂં છું કે જે સાહિત્યનો એ કર્ત્તા છે તે આપણી પ્રજાને અગણ્ય હિતના પરિણામોથી ભરપૂર છે. એથી આપણે અસૌમ્ય બાહ્યસ્વરૂપમાં ખરેખરા શુદ્ધ સદ્ગુણો જોયા છે. એથી આપણને ખ્રિસ્તિ સમાનભાવનો મોટો બોધ મળ્યો છે, અને ચાર્લ્સ ડિકન્સ સર્વ વિષયમાં જેવો આપણે ઇચ્છિએ એવો કે જેવો એ થઇ શકયો હોત તેવો નથી, તોપણ આપણે કંઇ એના ન્યાયાધીશ નથી. એનું જીવન કઇ કઇ વિપત્તિની સ્થિતિમાં નિર્ગમન થયું હતું તે આપણે જાણતા નથી; પણ મને લાગે છે કે આ મહાન્ આખ્યાયિકાકારે, જ્યાં જ્યાં મનુષ્યજીવનને ઉન્નતિ અને વિશુદ્ધિની ઘણી જરૂર છે ત્યાં ત્યાં તેને ઉન્નત અને વિશુદ્ધ કરવા જે પ્રયાસ કર્યો છે તેને માટે ઇંગ્લંડે તેનો ઘણો ઉપકાર માનવો જોઇએ."

ખરાબ ગ્રંથની પેઠે સારો ગ્રંથકાર મરી ગયા પછી ઘણો વખત ટકી રહેશે. બેદરકાર વર્ગ ઉપર લખેલો ગ્રંથ જીવનનો ઉદ્દેશ દૃઢ કરી શકે. વાચાશૂન્ય મૃતપુરુષના વિચારનું સ્મરણ થવાથી ધ્યાન આકર્ષાય અને વર્તનસ્વરૂપ બદલાય. એથી ઉલટું દુષ્ટ ગ્રંથો હમેશ તરુણ પુરુષોને નિર્લજ્જ અને અપરાધી કૃત્યો કરવા મોટેથી પોકાર કરે છે અને પ્રેરે છે. ગ્રંથકારો પોતાની કબરમાંથી બોલે છે, અને આખી દુનીઆમાં અપવિત્રતા અને અપકીર્તિ ફેલાવે છે.

ગ્રંથ એક જીવતો અવાજ છે. એ પૃથ્વીની સપાટી પર ચાલતો એક આત્મા છે. આપણાથી દેશ અને કાળ પરત્વે જુદા પડેલા પુરુષનો તે જીવતો વિચાર રહે છે. મનુષ્યો જતા રહે છે; સ્મરણચિહ્નરૂપી ગૃહસ્તંભ વગેરે પડી જઈ રજકણ થઇ જાય છે; જે કંઇ પણ રહે છે અને આપણા જીવન પછી પણ ટકી રહે છે તે મનુષ્યવિચાર છે. પ્લેટો એટલે શું? તેને તો મૃત્તિકારૂપ થયાને ઘણો સમય થયો, પણ તેના વિચાર અને કૃત્યો હજી હયાત છે. દુષ્ટ ગ્રંથો નીતિને વિપરૂપ છે અને તેઓ દુષ્ટ પરિણામ ફેલાવ્યાજ કરે છે. લખેલા ગ્રંથો હમેશ રહે છે. હાનિકારક ગ્રંથકારો કબરમાં સુએ છે ત્યારે પણ પેઢીઘર પેઢી આગામીની પ્રજાના આત્માનો ઘાત કરે છે.

સારો ગ્રંથ જીવનને ખજાના જેવો છે અને નઠારો ગ્રંથ એક અતિપીડાકારક રાક્ષસસમાન છે. સારા ગ્રંથ પ્રામાણિકપણું, સત્યતા અને સદાચાર શિખવે છે, પણ દુષ્ટ ગ્રંથ દુર્ગુણ, સ્વાર્થીપણું, અને અશ્રદ્ધા શિખવે છે. ગ્રંથકારો મરણ પામે છે, પણ તેમના ગ્રંથો જીવ્યા કરે છે. આવા વિચારથી ગ્રંથકારોના મનમાં સાહિત્યની અક્ષય્ય જવાબદારી વિષે ઊંડી અસર થવી જોઇએ.

વર્ડ્સવર્થના એક દઢ મિત્રે એ કવિ વિષે પોતાની સ્મરણનોંધ નીચે પ્રમાણે લખી છેઃ—" જે છેલ્લે પ્રસંગે હું એને મળ્યો તે પ્રસંગે તે ઊંડા કૌટુંબિક શોકમાં મગ્ન હતો, અને વૃદ્ધાવસ્થાની નિર્બળતાથી નમી જવા માંડ્યો હતો. તેણે કહ્યું કે 'મારે વિષે અને મારી કવિતા વિષે દુનીઆ ગમે તેવો વિચાર બાંધે તેની કંઇ હવે હું અગત્ય સમજતો નથી; પણ મારી વૃદ્ધાવસ્થામાં એક બાબત મને સુખદાયક છે તે એ કે મારી તરુણાવસ્થાના આરંભના દિવસથી લખેલા મારા ગ્રંથોમાંના કોઇમાં પણ એવી એક પણ પંક્તિ નથી કે તેને, આપણી પ્રકૃતિની અધમવૃત્તિની કામના પરિતૃપ્ત કરે છે માટે, હું ભૂસી નાંખવા ઇચ્છું. આ મને એક સુખહેતુ છે કે હું મરી જઇશ ત્યારે મારા ગ્રંથથી હું કંઈ અનર્થ કરી શકનાર નથી."

આ પ્રકરણ પૂરૂં કરીએ તે પહેલાં,અમે **રશિયન ક્રિલોફ**ની કલ્પિત વાર્તા આપીએ છિએ. તે એકથી વધારે પ્રસંગે ગ્રંથકારોને ઉપયોગી થઇ પડી છે. તેને 'ગ્રંથકાર અને લૂટારો' એવી સંજ્ઞા આપી છે.

"છાયા અને અંધકારમય પ્રદેશમાં ( યમરાજધાનીમાં ) બે પાપીઓ એકજ વખતે શિક્ષા માટે ન્યાયાધીશો આગળ હાજર થયા. એક લૂટારો હતો, તે ધોરી રસ્તે જોરજુલમથી ખંડણી લેતો અને તેને આખરે મોતની શિક્ષા થઈ હતી. બીજો એક ગ્રંથકાર હતો, તેણે પૃથ્વી પર કીર્ત્તિ સંપાદન કરી હતી, નાસ્તિકપણાને પુષ્ટિ આપી હતી, અનીતિનો બોધ કર્યો હતો, અને તેના ગ્રંથો **સાઇરન***ના જેવા મધુર શબ્દવાળા અને તેનાજ જેવા ભયંકર પણ હતા. **હેડીઝ**માં ( યમધાનીમાં ) ન્યાય કરવાની રીત ટૂંકી છે. નકામો વિલંબ થતો નથી. બે મોટી જબરી લોઢાની સાંકળથી બે મોટી લોઢાની કઢાઇ હવામાં લટકાવી, અને તે દરેકમાં પાપીમાંના એકેકને બેસાડ્યો. લૂટારાની નીચે લાકડાનો મોટો ઢગલો સીંચ્યો અને પછી એક પિશાચણે જાતે તેમાં આગ મૂકી અને એવો તો ભયંકર વહ્નિ સળગાવ્યો કે યમરાજના મંડપનાં છાપરાંના પથ્થર પણ કડાક દઇને પડી જવા લાગ્યા. ગ્રંથકારની શિક્ષા સખત બાસી નહિ. તેની નીચે પ્રથમ થોડોક અગ્નિ ભાગ્યેજ ધગધગતો હતો, પણ જેમ જેમ તે વધારે વાર બળ્યો તેમ તેમ તે વધારે પ્રદીપ્ત થયો.

"આજ સેંકડો વર્ષ થઇ ગયાં, પણ વહ્નિ ઓલવાયો નથી. લૂટારાની નીચેનો વહ્નિ ક્યારનોએ ઓલવાઇ ગયો છે, પણ તે ગ્રંથકારની નીચેનો અગ્નિ કલાકે કલાકે વધારે વધારે પ્રદીપ્ત થાય છે. દુઃખનો કંઇ ઘટાડો ન જોવાથી

* દક્ષિણ ઇટાલિમાં કલ્પિત અપ્સરાઓમાંની એક એ મધુર ગાયનથી ખલાસીઓને કિનારે આવવા લલચાવતી અને પછી તેનો નાશ કરતી.

આખરે તે ગ્રંથકારે દુઃખની અંદર મોટેથી બૂમ પાડી કે દેવતાઓમાં કંઈ ન્યાય નથી, મેં પૃથ્વી પર મારી કીર્તિ સર્વત્ર ફેલાવી હતી, મેં અતિશય છૂટથી લખાણુ કર્યું છે, તો મને શિક્ષા પણ અતિશય થઇ ચૂકી છે, અને હું નથી ધારતો કે મેં લૂટારા કરતાં વધારે પાપ કર્યું છે. તે આ પ્રમાણે બોલ્યો ત્યારે તેના મોં આગળ ત્રણ નરકની બેનોમાંની (પિશાચણીમાંની) એક સર્વ શૃંગાર સજીને, વાળમાં સુસવાટો કરતા સર્પસહિત અને હાથમાં લોહીચૂતા ચાબખા લઇને પ્રાદુર્ભૂત થઈ.

તેણે કહ્યું, "દુષ્ટ! તું ઇશ્વરનો દોષ કાઢે છે? તું લૂટારા સાથે તારો મુકાબલો કરે છે? તારા અપરાધ સાથે સરખાવતાં એનો અપરાધ કંઇ નથી. માત્ર એ જ્યાંસુધી જીવ્યો ત્યાંસુધીજ એની ક્રૂરતા અને અધર્મીપણાથી એ અનર્થકારક નીવડ્યો; પણ તારાં હાડકાં રજોભૂત થયાંને ઘણાં વર્ષ થઇ ગયાં તોપણ દરરોજ સૂર્ય ઉદય થાય છે એટલે નવા અનર્થ, જેનો તું કારણભૂત છે, તે પ્રકાશમાં આવે છે. તારાં લખાણનું વિષ કમી થતું નથી એટલુંજ નહિ, પણ બહાર પ્રસરી જેમ જેમ વર્ષ જાય છે તેમ તેમ વધારે વધારે તીવ્ર થાય છે." થોડો વખત તેણે દુનીઆ તરફ જોવાને તેને શક્તિમાન્ કર્યો ને કહ્યું, "ત્યાં જો. જે અપરાધ અને જે દુઃખનો તું હેતુ છે તે તરફ નજર કર. છોકરાંએ કુટુંબ પર કલંક આણ્યું છે અને જેમણે પોતાનાં માબાપને નિરાશ કીધાં છે તેમની તરફ જો. એમની બુદ્ધિ અને હૃદય કોણે દૂષિત કર્યાં ? તેં જ. જનમંડળનાં બંધન તોડી નાંખવાનો, લગ્નની પવિત્રતાના અને કાયદાના હક્કના સર્વ વિચારને છોકરવાદી મૂર્ખાઇ તરીકે હસી કાઢવાનો અને એ મશ્કરીથી સર્વ પ્રકારનાં મનુષ્યસંકટ ઉત્પન્ન કરવાનો કોણે પ્રયાસ કર્યો? એ પ્રયાસ કરનાર તુંજ છે. તેં અશ્રદ્ધાને સુધારાની સંજ્ઞાથી મહત્ત્વ આપ્યું નથી? દુર્ગુણ અને મનોવિકારને સર્વથી વધારે રમણીય અને પ્રલોભક સ્વરૂપ તેં આપ્યું નથી? અને હવે નજર કર! તારા બોધથી કુમાર્ગે ગયેલો આખો દેશ ખૂન અને લૂટફાટ, કજીયા અને હુમલાથી ભરપૂર છે અને તું તેને નાશ તરફ પ્રેરે છે. તારા દેશના દરેક અશ્રુપાત અને રૂધિરસ્રાવ માટે તું નિંદાને પાત્ર છે, હવે ઈશ્વરવિરુદ્ધ તારાં નિંદાવાક્ય જુસ્સાથી પ્રયોજવાની હિંમત ધરે છે? તારા ગ્રંથો હજી દુનીઆમાં કેટલો બધો અનર્થ કરશે! ત્યારે તું દુઃખ પામતોજ રહે, કેમકે અહિં તો તારી યોગ્યતાના પ્રમાણમાંજ તને શિક્ષા મળશે." આ પ્રમાણે તે ક્રોધાયમાન પિશાચણી બોલી અને કઢાય ઉપર ઢાંકણુ જુસ્સાથી બંધ કીધું."*

---

* પ. ર. રા. દૈસ્કરન એમ. એ કૃત 'ફિલૉફ અને તેની કલ્પિત વાર્તા.'

## પ્રકરણ ૧૬.

### પશ્ચિમાવસ્થા.

જ્યારે અંધકાર સર્વ ઉપર પથરાઇ વળે છે, અને છેલ્લા ડગમગી ગયલા સ્તંભ પડી જાય છે ત્યારે જે દીન રજકણને તારી કૃપા ઉષ્ણ કરે છે તેને લઇ લે અને એની દિવ્ય સ્વરૂપની આકૃતિ બનાવ.

**ઓ. વેન્ડેલ હોલ્મસ.**

જે નાદ તું સાંભળી શકતો નથી તે હુ સાંભળું છું. તે કહે છે કે મારે રાહ ન જોવી જોઈએ. જે હસ્ત તું જોઈ શકતો નથી તે હું જોઉં છું અને એ મને સંકેતથી બોલાવે છે.

**ટિકેલ.**

અરે જીવન ! અરે મરણ ! અરે સંસાર ! અરે કાળ ! અરે સ્મશાન ! જ્યાં સર્વ પદાર્થ પ્રસરણ કરે છે ! દુઃખના તમારા મોટા ભારથી અમારૂં નિર્માણ ઊંચા પ્રકારનું કરવાનું તમારા હાથમાં છે.

આપણે જીવનનો ઉપભોગ કરીએ છિયે, ત્યારે તે આવા પ્રકારનું છે. બાણ કરતાં પણ વધારે જલદી ગમન કરે છે, તે સૂર્યની પેઠે આપણી પાસેથી જતું રહે છે, તેમ છતાં પણ તે ગતિ કરે છે એમ કોઈને પણ લાગતું નથી.........શું પૃથ્વીની માટી થતી નથી અને રાત્રિ આવશે ત્યારે તેમના સૂર્યની પેઠે આપણો સૂર્ય પણ અસ્ત નહિ પામે ?

**હેન્રિ સ્મિથ.**

---

તરુણ પુરુષ આનંદ અને ઉત્સાહથી જીંદગીમાં પ્રવેશ કરે છે. દૂરના સૂર્યપ્રકાશથી ઉજ્જવલ ભાસતા દેખાવની પેઠે દુનીઆ તેની નજર આગળ મીનો ચઢાવ્યો હોય તેવી સુંદર ભાસે છે. પણ કાળ તરતજ તેનો ઉત્સાહ નરમ પાડી દે છે. યુવાવસ્થાના નવીન ઉત્સાહને તે મધ્યમાવસ્થામાં થઇને પશ્ચિમાવસ્થામાં લઈ જઈ શકતો નથી. જુવાની વહી જાય છે, જીવનકાળ પરિપક્વ થાય છે અને આખરે તેને વૃદ્ધાવસ્થાને [illegible] થવું પડે છે.

જ્યારે જીવન પરિપક્વ થાય છે, અને પાપી પોતાનાં આચરણ બંધ કરતો નથી, ત્યારે તેને વૃદ્ધાવસ્થાનો વિચાર કરતાં ભય અને નિરાશા જ ઉત્પન્ન થશે.

પણ એથી ઉલટું સારૂં વર્તનધોરણ એક પ્રકારનું કવચયુગલ છે અને તેને કોઇ પણ શસ્ત્ર ભેદી શકતું નથી. **સેસિલ** કહે છે કે " ખરા ધર્મ આધ્યાત્મિક જીવન, આધ્યાત્મિક સ્વચ્છતા, અને આધ્યાત્મિક કેળવણી છે, અને જે કોઇ પુરુષમાં એ વાસ્તવિક હોય છે તેને દરેક સચ્છબ્દ અને સત્કાર્ય માટે ખાસ ઉત્તેજનની પુષ્ટિ મળે છે."

તોપણ આપણે સર્વેને આ દુનીઆનો ત્યાગ કરવાનો છે, અને જે સ્થાનમાં આપણે હતા તે સ્થાનમાં આપણે ફરી આવનાર નથી. અદશ્ય દૂત હમેશ પાસે હોય છે. **કાર્લાઇલ** કહે છે કે 'એ દૂત ઉદ્યોગીને અને આળસુ બંનેને સરખી રીતે પકડી પાડે છે, મનુષ્યને ભોગવિલાસમાં કે ધંધામાં અટકાવી પાડે છે. તેની મુખમુદ્રામાં ફેરફાર કરે છે અને તેને આ દુનીઆમાંથી મોકલી દે છે'. **બ્લેકૉકે** કહ્યું, "બાપડા એડ્વર્ડને જીવનપ્રણાલીની વચમાં અટકાવી પાડ્યો છે. તેણે પોતાના રસાલા અને શરતના ઘોડા પર બેસનારાઓને પાતાળના અધિપતિ,યમરાજની એલચીગિરી કરવા મોકલવા માંડ્યા છે."

મૃત્યુ સર્વને આવે છે. આપણે દરરોજ આપણા દાંત વડે આપણી કબર ખોદીએ છિયે. ક્લાકની સીસી જીવનમર્યાદાનું લિંગ છે. તેમાંની રેતી ઓછી થતી અટકાવાની નથી ને છેવટે છેલ્લો દાણો રહે છે, ને તે પડી જાય છે એટલે શાંતિ, મૃત્યુ થાય છે. રાજા પણ પોતાના ઘરડાવરડાની કબર પર રાજ્યાભિષેકને અર્થે ચાલે છે અને પછી તેને તેના ઉપર થઇને પોતાની કબરમાં લઇ જાય છે.

જ્યારે **એસ્કૂરિયલ**માં અંતિમ ભોજનનું **ટિટિયન**નું પ્રસિદ્ધ ચિત્ર **વિલ્કી** જોતો હતો, ત્યારે એક વૃદ્ધ **જેરોનિમાઇટે** તેને કહ્યું કે " હું આજ ૬૦ વર્ષ થયાં એ ચિત્રની પાસે દરરોજ બેઠો છું. એ દર્મિયાનમાં મારા સોબતીઓ એક પછી એક મરણ પામ્યા છે. જે સર્વે મારાથી વૃદ્ધ હતા, જેઓ મારી સમાનવયના હતા, અને જે ઘણાખરા મારાથી નાના હતા, તે સર્વે મૃત્યુવશ થયા છે. એકથીવધારે વીસી જતી રહી છે તોપણ ચિત્રમાંની આકૃતિઓ બદલાયા વિના રહી છે. હું તેમની સામા જોયાંજ કરૂં છુ તે એટલે સુધી કે હું ધારૂં છું કે એ સત્યસ્વરૂપ છે અને આપણે આભાસરૂપ છિયે." તોપણ એવો સમય આવ્યો કે જ્યારે એ વૃદ્ધ મહાધિપતિનું પણ મૃત્યુએ હરણ કર્યું.

## પ્રકરણ ૧૬.

### પશ્ચિમાવસ્થા.

જ્યારે અંધકાર સર્વ ઉપર પથરાઇ વળે છે, અને છેલ્લા ડગમગી ગયલા સ્તંભ પડી જાય છે ત્યારે જે દીન રજકણને તારી કૃપા ઉપ્ણ કરે છે તેને લઇ લે અને એની દિવ્ય સ્વરૂપની આકૃતિ બનાવ.

ઓ. વેન્ડલ હોલ્મસ.

જે નાદ તું સાંભળી શકતો નથી તે હું સાંભળું છું. તે કહે છે કે મારે રાહ ન જોવી જોઈએ. જે હસ્ત તું જોઈ શકતો નથી તે હું જોઉં છું અને એ મને સંકેતથી બોલાવે છે.

ડિકેંસ.

અરે જીવન ! અરે મરણ ! અરે સંસાર ! અરે કાળ ! અરે સ્મશાન ! જ્યાં સર્વ પદાર્થ પ્રસરણ કરે છે ! દુઃખના તમારા મોટા ભારથી અમારૂં નિર્માણ ઊંચા પ્રકારનું કરવાનું તમારા હાથમાં છે.

આપણે જીવનનો ઉપભોગ કરીએ છિયે, ત્યારે તે આવા પ્રકારનું છે. બાણ કરતાં પણ વધારે જલદી ગમન કરે છે, તે સૂર્યની પેઠે આપણી પાસેથી જતું રહે છે, તેમ છતાં પણ તે ગતિ કરે છે એમ કોઈને પણ લાગતું નથી.........શું પૃથ્વીની માટી થતી નથી અને રાત્રિ આવશે ત્યારે તેમના સૂર્યની પેઠે આપણો સૂર્ય પણ અસ્ત નહિ પામે ?

હેન્રિ સ્મિથ.

---

તરૂણ પુરૂષ આનંદ અને ઉત્સાહથી જીંદગીમાં પ્રવેશ કરે છે. દૂરના સૂર્યપ્રકાશથી ઉજ્જ્વલ ભાસતા દેખાવની પેઠે દુનીઆ તેની નજર આગળ મીનો ચઢાવ્યો હોય તેવી સુંદર ભાસે છે. પણ કાળ તરતજ તેનો ઉત્સાહ નરમ પાડી દે છે. યુવાવસ્થાના નવીન ઉત્સાહને તે મધ્યમાવસ્થામાં થઈને પશ્ચિમાવસ્થામાં લઈ જઈ શકતો નથી. જુવાની વહી જાય છે, જીવનકાળ પરિપક્વ થાય છે અને આખરે તેને વૃદ્ધાવસ્થાને આધીન થવું પડે છે.

પણ પશ્ચિમાવસ્થા તેના પૂર્ણજીવનનું પરિણામ છે. વચન અને કૃત્ય પાછાં ખેંચી લઇ શકાતાં નથી. તેઓ તેના ચારિત્ર જોડે મિશ્રિત થાય છે અને ભવિષ્યકાળમાં ઊતરી અસર કરે છે. ભૂત વસ્તુ હમેશ આપણી નજર આગળ રહે છે. જેરેમિ ટેલર કહે છે કે "દરેક પાપ પ્રથમ બાળપણમાં મૃદુ હાસ્ય કરે છે, અને મુખમાં પ્રકાશ અને ઓઠ પર મધુ ધારણ કરે છે."

જ્યારે જીવન પરિપક્વ થાય છે, અને પાછી પોતાનાં આચરણ બંધ કરતો નથી, ત્યારે તેને વૃદ્ધાવસ્થાનો વિચાર કરતાં ભય અને નિરાશા જ ઉત્પન્ન થશે.

પણ એથી ઉલટું સારૂં વર્તનધોરણ એક પ્રકારનું કવચયુગલ છે અને તેને કોઇ પણ શસ્ત્ર ભેદી શકતું નથી. સેરિલ કહે છે કે " ખરા ધર્મ આધ્યાત્મિક જીવન, આધ્યાત્મિક સ્વચ્છતા, અને આધ્યાત્મિક કેળવણી છે, અને જે કોઇ પુરુષમાં એ વાસ્તવિક હોય છે તેને દરેક સચ્છંદ અને સત્કાર્ય માટે ખાસ ઉત્તેજનની પુષ્ટિ મળે છે."

તોપણ આપણે સર્વેને આ દુનીઆનો ત્યાગ કરવાનો છે, અને જે સ્થાનમાં આપણે હતા તે સ્થાનમાં આપણે ફરી આવનાર નથી. અદશ્ય દૂત હમેશ પાસે હોય છે. કાર્લાઇલ કહે છે કે 'એ દૂત ઉદ્યોગીને અને આળસુ બંનેને સરખી રીતે પકડી પાડે છે, મનુષ્યને ભોગવિલાસમાં કે ધંધામાં અટકાવી પાડે છે. તેની મુખમુદ્રામાં ફેરફાર કરે છે અને તેને આ દુનીઆમાંથી મોકલી દે છે'. બ્લેર્કે કહ્યું, "બાપડા એડ્વર્ડને જીવનપ્રણાલીની વચમાં અટકાવી પાડ્યો છે. તેણે પોતાના રસાલા અને શરતના ઘોડા પર બેસનારાઓને પાતાળના અધિપતિ,યમરાજની એલચીગિરી કરવા મોકલવા માંડયા છે."

મૃત્યુ સર્વેને આવે છે. આપણે દરરોજ આપણા દાંત વડે આપણી કબર ખોદીએ છિયે. કલાકની સીસી જીવનમર્યાદાનું લિંગ છે. તેમાંની રેતી ઓછી થતી અટકાવાતી નથી ને છેવટે છેલ્લો દાણો રહે છે, ને તે પડી જાય છે એટલે શાંતિ, મૃત્યુ થાય છે. રાજા પણ પોતાના ઘરડાવરડાની કબર પર રાજ્યાભિષેકને અર્થે ચાલે છે અને પછી તેને તેના ઉપર થઇને પોતાની કબરમાં લઇ જાય છે.

જ્યારે એસ્કૂરિયલમાં અંતિમ ભોજનનું ટિટિયનનું પ્રસિદ્ધ ચિત્ર વિલ્કી જોતા હતા, ત્યારે એક વૃદ્ધ જેરોનિમાઇટે તેને કહ્યું કે " હું આજ ૬૦ વર્ષ થયાં એ ચિત્રની પાસે દરરોજ બેઠો છું. એ દર્મિયાનમાં મારા સોબતીઓ એક પછી એક મરણ પામ્યા છે. જે સર્વે મારાથી વૃદ્ધ હતા, જેઓ મારી સમાનવયના હતા, અને જે ઘણાખરા મારાથી નાના હતા, તે સર્વે મૃત્યુવશ થયા છે. એકથી વધારે વીસી જતી રહી છે તોપણ ચિત્રમાંની આકૃતિઓ બદલાયા વિના રહી છે. હું તેમની સામા જોયાંજ કરૂં છુ તે એટલે સુધી કે હું ધારૂં છું કે એ સત્યસ્વરૂપ છે અને આપણે આભાસરૂપ છિયે." તોપણ એવો સમય આવ્યો કે જ્યારે એ વૃદ્ધ મઠાધિપતિનું પણ મૃત્યુએ હરણ કર્યું.

વૃદ્ધ પુરુષોએ જુવાનોને માટે માર્ગ કરવોજ જોઈએ અને તેઓએ પણ પોતાના કરતાં વધારે નાનાઓને માટે માર્ગ કરવો જોઇએ. જ્યારે કાળ આપણને ચિરકાળ ખેંચ્યા કરે છે, ત્યારે આપણે વૃદ્ધિ પામ્યા સિવાય બીજું કરતા બંધ થઇએ છિયે, આપણે આપણી જાતને અને બીજાઓને બોજારૂપ થઈએ છિયે, અને સૌથી ખરાબ એ છે કે આપણે એથી પણ વધારે દીર્ઘાયુષ્ય માટે આકાંક્ષા થાય છે. **પર્થેસે** કહ્યું છે કે "જ્યારે હું મારી આસપાસ ઘણા વૃદ્ધ પુરુષો તરફ જોઉ છું, ત્યારે લશ્કરના ઊંચા જબરા સિપાઇઓ નિશ્ચિત મૃત્યુમાં પડવાનો આચકો ખાતા હતા, તેમને મહાન્ ફ્રેડરિકે કહ્યું કે 'શું, કુતરાઓ! તમે હમેશ જીવવાનું ઇચ્છો છો, તે મને સ્મરણમાં આવે છે." *

મોટા **સાઇરિસે** પોતાની કબર પર આ શબ્દો મુકાવ્યા હતાઃ "અરે મનુષ્ય! તું ગમે તે હોય અને ગમે તે સ્થળેથી આવતો હોય (કારણ કે હું જાણું છું કે તું આવીશ જ) તોપણ **ઇરાની** રાજ્યનો સ્થાપનાર **સાઇરસ** છું, આ જે થોડી માટી મારા શરીરનું આચ્છાદન કરે છે તેની તું અદેખાઇ કરતો મા."

મહાન્ **એલેક્ઝેન્ડરે** એ કબરની મુલાકાત લીધી અને એ કબરલેખથી આ દુનીઆના પદાર્થેનું અનિશ્ચિતપણું અને વિકાર એની નજર આગળ આવ્યાં, તેથી એના પર ઘણી અસર થઈ. તે કબરને ભાંગી નાંખીને ઉઘાડવામાં આવી, અને **એલેક્ઝેન્ડરે** આ પવિત્ર વસ્તુને ભ્રષ્ટ કરનારાને મારી નંખાવ્યો.

**ઝર્ક્સીસ** વિષે એકજ ડાહી વાત વર્ણવાઇ છે કે તેણે પોતાના દસ લાખથી વધારે મોટા સૈન્યને જોઇને જે વિચાર કીધો કે આ મહાન્ જનસમૂહમાંથી એક પણ સો વર્ષથી વધારે જીવનાર નથી, તે વિચાર છે. એ વિચાર સત્યપ્રકાશ અને મનોભાવના ક્ષણિક તેજ જેવો ભાસ્યો.×

મરણસમયે **પેરિકલસે** કહ્યું કે મારી આસપાસના લોકો, જે કામો મારી પેઠે બીજા પણ કરી શક્યા હોત તેને માટે મારાં વખાણ કરે છે ત્યારે મારાં કૃત્યથી કોઇ પણ **એથિનિયનને** કદી પણ શોક કરવો પડ્યો નથી એવા મારા ચારિત્ર્યના મોટામાં મોટા અને કીર્તિમન્ત અંશથી તેના પર તેઓ કંઇ ધ્યાન આપતા નથી.

જે મનુષ્યોની અભિલાષા નિઃસીમ હોય છે અને જેઓ આખરે

* પર્થેસનું જીવનવૃત્તાંત ગ્ર. ૨, પૃ૦ ૪૭૩.

× મહાન્ એસિરિયન રાજા નાઇનસના મરણ માટે જેરેમિ ટેલરકૃત 'પવિત્ર-મરણ' પ્ર. ૧ ભા. ૨ જુઓ.

પોતાની મહેચ્છા પર મર્યાદા મુકાતી જુએ છે તેમના મનમાં નિરાશા આવે છે. હવે વધારે રાજ્ય જીતવાનાં રહ્યાં નહિ એવા વિચારથી **એલેક્ઝૅન્ડરે** રુદન કર્યું. **મહમદ ગિઝની, હિંદુસ્તાનના પ્રથમ મુસલમાન** વિજયીની પણ એવીજ હકીકત હતી. તેને માલમ પડયું કે હવે હું મરી જવાનો છું ત્યારે તેણે રત્ન અને સુવર્ણના સર્વ ખજાના પોતાની આગળ મૂકવા હુકમ કીધો. તેણે તે જોયા ત્યારે એક બાળકની પેઠે રોયો. તેણે કહ્યું, 'અરે રે! આ, ખજાના મેળવવા મેં કેટલાબધા શારીરિક અને માનસિક ભય સહન કર્યા છે અને તેનું રક્ષણ કરવા કેટલીબધી સંભાળ લીધી છે! અને હવે હું મરવાની અને તેને છોડીને જતા રહેવાની તૈયારીમાં છું." તેને તેના મહેલમાં દાટયો અને ત્યાં તેનો દુઃખી આત્મા ભૂતની પેઠે ભટકે છે એમ પાછળ લોકો ધારતા હતા.

એજ પ્રમાણે **મૅન્ચેસ્ટરના** દીન કારખાનું ચલાવનારે અતિશય દ્રવ્ય-સંગ્રહ કર્યો હતો. તેણે નવા સિક્કાના પાઉંડો પોતાની પાસે મંગાવી તેનો ઢગલો કરાવ્યો અને પથારીની ચાદર પર મુકાવ્યો. તેણે તેની સામા ટકટક જોયા કીધું, તેને રમાડયા, તેને જોઇ પોતાની આંખ તૃપ્ત કરી, હાથ ભર્યા, અને તેને એક પર એક પ્રવાહની પેઠે પડવા દઇ પોતાના કાનમાં મધુરસ્વર ઉત્પન્ન કરવા દીધો. તે મરણ પામ્યો ત્યારે તે પોતાના બારણા પાસેના ભિક્ષુક કરતાં કંઈ પણ વધારે દ્રવ્યવાન્ રહ્યો નહિ.

**ફ્રાન્સના ૯ મા ચાર્લ્સનું** મોત ભયંકર હતું. તેણે **સેંટ બાર્થોલોમ્યુની** ભયંકર રાતે **હ્યુગિનૉટ** લોકોની કતલ કરવાનો હુકમ કર્યો હતો, અને મરણસમયે તેની ક્રૂરતા અને કમકમાટ તેના મનમાં રમ્યા કરતાં હતાં. તેણે પોતાના શસ્ત્રવૈદ્ય **એમ્બ્રોઝપેરીને** કહ્યું, "એ શા કારણથી થાય છે તે મને ખબર પડતી નથી, પણ થોડા દિવસ થયાં મને જાણે જવર ન આવ્યો હોય એમ લાગે છે. મારું મન અને શરીર બંને બેચેનીમાં છે. હું જાગતો હોઉં કે ઉંઘતો હોઉં તોપણ દરેક પળે મને રુધિરથી ઢંકાયલા અને દેખાવમાં ભયંકર, ખૂન કરેલા પુરુષોના શબોનાં સ્વપ્નદર્શન થાય છે. અરે ! મેં આ નિરપરાધી અને નિર્બળ પુરુષોના જીવ બચાવ્યા હોત તો કેવું સારું થાત!" આ કતલ પછી બે વર્ષ રહીને તે મરણ પામ્યો, અને છેલ્લી ક્ષણ સુધી **સેંટ બાર્થોલોમ્યુના** દિવસની ક્રૂરતા નિરન્તર તેના મનમાં રહી.

**સિડ્ની સ્મિથે** એક વખત હાવર્ડના કિલ્લાની મુલાકાત લીધી અને **સર સૅમ્યુઅલ રોમિલિની** સાથે દ્વારપ્રકોષ્ઠ (પોર્ટિકો) નાં પગથીઆં પર

ઊભો રહ્યો. તેણે આસપાસ પોતાની આગળની રમણીય ભૂમિ પર અને પછી નજરે પડતી કુટુંબની મસીદ પર તાકીને જોયું. ઘણો વખત અટક્યા પછી હાથ ઊંચા કરી બોલી ઊઠયો, "અરે ! આજ પદાર્થ મૃત્યુને ભયંકર કરે છે."

કાર્ડિનલ મૅઝરીનને કહ્યું કે હવે તમારે માત્ર બેજ માસ જીવવાનું છે ત્યારે તે કળાકૌશલ્યના ઉત્કૃષ્ટ પદાર્થથી ભરપૂર પોતાનાં રમણીય ચિત્રાલયોમાં ફર્યો અને બોલી ઊઠ્યો કે, મારે આ બધું છોડીનેજ જવું પડશે! આ સઘળું એકઠુ કરવામાં મેં કેટલીબધી મહેનત કરી છે, તોપણ હવે હું એને જોઈ શકનાર નથી." બ્રિએન્નિ પાસે આવ્યો અને તે કાર્ડિનલે તેનો હાથ પકડીને કહ્યું, "હું ઘણો અશક્ત છું, હવે હું વધારે જોઇ શકનાર નથી." તોપણ તેણે પોતાની પીડા પાછી કહી બતાવી. તેણે કહ્યું, "મારા મિત્ર ! કોરેગિયોની તે રમણીય છબી અને ટિટિયનના વીનસનું ચિત્ર અને ઍનિબેલ કૅરેક્કિનું અનુપમ ચિત્ર જુઓ છો ! અરે ! મારા અસમર્થ મિત્ર ! આ બધું મારે છોડવુંજ પડશે. અરે મારી વહાલી છબીઓ ! જેને મેં આટલીબધી ચહાઈ છે અને જેને લીધે મેં આટલુ બધું કષ્ટ વેઠ્યું છે, તમને હું છેલ્લી સલામ કરૂં છું."

પણ મરણ કરતાં પણ વધારે ભયંકર પદાર્થ છે. મરણ કંઈ મનુષ્યના પર પડતી સર્વથી મોટી વિપત્તિ નથી. મરણ આપણને નમાવે છે પણ ઉત્કૃષ્ટ બનાવે છે. પ્રીતિ મૃત્યુ કરતાં પણ મોટી છે. કર્તવ્ય બજાવ્યાથી મૃત્યુ સુખદાયક થાય છે; અપકીર્તિથી તે ભયંકર થાય છે. સર હૅરિ વેને કહ્યું કે "હું ઈશ્વરનો પાડ માનું છું કે જે પવિત્ર ધર્મકાર્યને માટે હું ભોગ થઇ પડું છું તે મેં તજ્યું નથી." જ્યારે સર વૉલ્ટર રૅલીને ફાંસીને લાકડે ચઢાવ્યો, ત્યારે તેને ફાંસી દેનારે કહ્યું કે તમારૂં માથું પૂર્વ ભણી રાખી ઊભા રહો. તેણે જવાબ દીધો કે, "માણસ પવિત્ર છે તો ગમે તેમ તેનું માથું રહે તેની ફીકર નહિ."

એક વખત મહાન્ સેનાધિપતિ મરવાની તૈયારીમાં હતો ત્યારે તેની પથારીની આસપાસનાં માણસો તેના વિજય અને શત્રુ પાસેથી જે વાવટા તેણે લીધા હતા તેની સંખ્યા માટે તેની સ્તુતિ કરવા લાગ્યા. તે વૃદ્ધ યોદ્ધાએ કહ્યું, "અરે ! જે સર્વ કૃત્યને તમે 'કીર્તિમંત' કહો છો તે બધાં શા કામનાં છે? પ્રભુપ્રીતિ માટે આપેલા શીતજળના એક પ્યાલા બરોબર પણ એ સઘળું નથી."

**સર જૉન મૂર** કોરન્નાના રણક્ષેત્રમાં સપડાઈ ગયો અને દાક્તર તેની મદદે આવ્યો. તેણે કહ્યું, "ના, ના, તમે મને કંઇ કામના થઇ શકનાર નથી. જે સિપાઇને તમે ઉપયોગી થઇ શકશો તેમની પાસે જાઓ." **નેલ્સને** જે છેલ્લા શબ્દો કહ્યા તે એ હતા કે "હું ઇશ્વરનો પાડ માનું છું, મેં મારૂં કર્તવ્ય કીધું છે, મેં મારો ધર્મ બજાવ્યો છે." **સર વૉલ્ટર સ્કૉટે** પોતાની મરણશય્યાપર પોતાના જમાઇને કહ્યું, "મારા મિત્ર! સાધુ પુરૂષ થાઓ, સદ્‌ગુણી થજો, ધાર્મિક થજો, અને સદાચારી થજો. તમારે આ શય્યા પર સુવાનો સમય આવશે ત્યારે બીજા કશાથી તમને કંઇ પણ સુખ મળનાર નથી." **સૅમ્યુઅલ જૉન્સને** મરતી વખતે કહ્યું, "સારી રહેણી રાખો."

કૅન્ટ એંસી વર્ષની ઉમ્મરે મરી ગયો. તેનામાં શક્તિ છેક છેવટ સુધી રહી. મંદવાડમાં તે સમીપ આવતા મૃત્યુ વિષે ઘણું બોલ્યો. તેણે કહ્યું, "હું મોતથી બીતો નથી, કેમકે કેવી રીતે મરણ પામવું તે હું જાણું છું. હું તમને ખાતરીપૂર્વક કહું છું કે હું જાણતો હોઉં કે આ રાત મારી છેલ્લી રાત છે, તો હું મારા હાથ ઊંચા કરૂં અને કહું કે ઇશ્વરની સ્તુતિ કરો. મેં કદી પણ કોઈ પણ મારા જાતિભાઇને દુઃખ દીધું હોત તો હું જુદીજ સ્થિતિમાં હોત."

કૅન્ટે એક વખત કહ્યું કે, "મનુષ્ય પાસેથી આશા અને નિદ્રા લઇ લેશો તો તમે મને પૃથ્વી પર ઘણોજ દુષ્ટ પ્રાણી બનાવશો. તે પ્રસંગે આપણને લાગે છે કે જીંદગીનો પરિશ્રમદાયક ભાર આપણી નિર્બળ પ્રકૃતિથી સહન કરી શકાય તેનાથી વધારે છે, અને **પિસ્ગાના** કષ્ટદાયક ઢોળાવ પર ચઢવામાં માત્ર પ્રતિજ્ઞાભૂમિ (પ્રૉમિસ્ડ લૅન્ડ) જોવાની મોટી આશાથીજ આપણને ઉત્તેજન મળે છે."

આપણે જીંદગીમાં પ્રવેશ કરવાનો માત્ર એકજ માર્ગ છે, અને તેમાંથી બહાર નીકળવા હજાર રસ્તા છે. જન્મ અને મરણ માત્ર આ દુનીઆની ઘટમાળ છે. ઇશ્વર આપણને આપણું જીવન આપે છે અને જીંદગીની કુંચી પણ સોંપે છે. આપણે કૃત્ય અને ઉદ્યોગ કરી શકીએ, જાતિભાઇઓને સહાય કરીએ, અને તેઓ પ્રત્યે કર્તવ્ય કરી શકીએ. **જેરેમિ ટેલરે** કહ્યું છે કે, "ધર્મ વિષે વિચાર બાંધવાનો માર્ગ કર્તવ્ય કરવું એજ છે. ધર્મ ઇશ્વરી જ્ઞાનને બદલે, ખરૂં જોઇએ તો, ઇશ્વરી જીવન છે. સ્વર્ગમાં, ખરેખર, આપણે પ્રથમ જોવું જોઇએ અને પછી પ્રીતિ રાખવી જોઇએ; પણ અહિં, પૃથ્વી

પર, આપણે પ્રથમ પ્રીતિ રાખવી જોઇએ અને પ્રીતિ આપણી આંખ અને હૃદય બંને ઉઘાડશે, અને પછી આપણે જોઇશું, બરોબર નજર કરીશું, અને સમજીશું."

આપણે આવતા વખતની સામા બહાદુરીથી ઊભા રહેવા ઇચ્છતા હોઇએ તો દરરોજ હિંમતથી ઉદ્યોગ કરવો જોઇએ. મરણ પછી એવું જીવન છે કે ત્યાં દરેક પુરુષની આંખમાંથી આંસુ લોહી નંખાશે એવી દૃઢ આશાથીજ આપણે આ જીવનના શોક અને કષ્ટ સહન કરવા શક્તિમાન્ થઇએ છિયે. મરણ પછી કોઇ પણ મનુષ્યનું ખરૂં વિત આ લોકમાં જાતિભાઇઓને જે હિત કર્યું હોય તે જ છે. તે મરણ પામે છે, ત્યારે લોકો કહેશે કે " તેણે શી મિલકત મૂકી છે ?" પણ જે દેવદૂતો એનાં સંસારકાર્યની પરીક્ષા કરે છે તેઓ પૂછશે કે " તેં શાં શાં સત્કૃત્યો કર્યાં ?"

આ લોકમાં દરેક વસ્તુનો અન્ત છે. ગ્રન્થનું અન્ત્ય પૃષ્ઠ હોય છે, અન્ત્ય ઉપદેશ હોય છે, અન્ત્ય વાણી, જીવનનું અન્ત્ય કૃત્ય, અને મરણસમયે અન્ત્ય વચન હોય છે. એસ્સિસિના સેંટ ફ્રાન્સિસના અન્ત્ય શબ્દો એ હતા કે " હે ઇશ્વર ! મારા આત્માને બંધનમાંથી બહાર કાઢ કે હું તારા નામનો ઉપકાર માનું." 'અત્રે સુએ છે' એવા શબ્દો સર્વ કબરલેખમાં હોય છે. ત્યારે સર્વ હૃદયની ગુપ્ત વાત અન્ત્ય દિવસે છેવટે પ્રગટ થશે.

" કાળ પણ એવોજ છે. તે આપણી જુવાની, આપણા આનન્દ, અને જે કંઇ આપણી પાસે હોય તે સર્વ, સોંપેલી વસ્તુ તરીકે લે છે અને આપણને વૃદ્ધાવસ્થા અને ધુળિ સિવાય કઇ આપતો નથી; આપણે આ દુનીઆમાં સર્વ માર્ગ ભટકી રહીએ છિયે, અને અંધારી અને શાન્ત કબરમાં સુઇએ છિયે, ત્યારે કાળ આપણો જીવનવૃત્તાન્ત બંધ કરે છે; અને એ કબર, માટી, અને ધૂળમાંથી હું વિશ્વાસ રાખું છું કે ઇશ્વર મને ઉંચકી લેશે."